# શ્રી સિદ્ધર્ષિ

શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથાના સમર્થ લેખક
શ્રી સિદ્ધર્ષિગણિ મહારાજના ચરિત્ર અને
સમય સંબંધી શોધખોળના પરિણામો

અને

સદર ગ્રંથનો ઉપોદ્ઘાત

## ઉપમિતિ ભવપ્રપંચા કથા—





લેખક અને સંગ્રાહક
મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ
સોલિસિટર અને નોટરી પબ્લિક
હાઈકોર્ટ-મુંબઈ



પ્રકાશક
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

• પ્રથમાવૃત્તિ •

વીર સં. ૨૪૫૫ વિક્રમ સં. ૧૯૮૫ સને ૧૯૨૯

મૂલ્ય રૂ. ૩-૦-૦

*Printed by Gulabchand Lallubhai Shah*
*At Mahodaya Printing Press, Bhavnagar.*

श्रीसिद्धर्षिः श्रियो देया-द्धियामध्यानधामभूः ।
निर्ग्रन्थग्रन्थतामापु-र्यद्ग्रन्थाः सांप्रतं भुवि ॥ १ ॥
श्रीसिद्धर्षिप्रभोः पान्तु, वाचः परिपचेलिमाः ।
अनाद्यविद्यासंस्कारा, यदुपास्तेर्भिदेलिमाः ॥ २ ॥

—श्रीप्रभावकचरित्र

" અસાધારણ તેજસ્વી અને બુદ્ધિના સ્થાનરૂપ એવા શ્રી સિદ્ધર્ષિ તમને સંપત્તિ આપો કે જેમના બનાવેલા ગ્રંથો અત્યારે પૃથ્વી પર મુનિઓને મિલ્કત રૂપ થઈ પડ્યા છે. (૧) શ્રી સિદ્ધર્ષિ પ્રભુની પરિપક્વ વાણી તમારું રક્ષણ કરો કે જેની ઉપાસના કરવાથી અનાદિ અજ્ઞાનના સંસ્કાર ભેદાય છે-નાશ પામે છે. (૨) "

# નિવેદન



આ શ્રી સિદ્ધર્ષિ નામની બુક એક ગ્રંથ જ છે એને માટે તેના લેખક ભાઈ મોતીચંદે જે પ્રયાસ કર્યો છે તેને માટે કયા શબ્દોમા તેને અભિનંદન આપવું તે લક્ષમા આવતું નથી ગ્રંથની અંદર કર્ત્તાના ચરિત્રને અંગે કેટલી બાબતો લીધી છે તે પ્રારંભમા આપેલી અનુક્રમણિકા ઉપરથી સમજી શકાય તેમ છે પરંતુ ગ્રંથ પૂર્ણ થયા બાદ પાછળ મેં પાનામા જે અનુક્રમો આપ્યા છે તેના પરિશ્રમની તો ગણના જ થઈ શકે તેમ નથી પૃષ્ઠ ૫૦૪ મા ગ્રંથ પૂર્ણ થયા બાદ ૪ પૃષ્ઠમા **અંતિમ વક્તવ્ય** આપ્યા પછી ઉપમિતિભવપ્રપંચા કથાના ત્રણે ભાગમા—આઠે પ્રસ્તાવોના ભાષાંતરણમા આવેલા સ્થાનોનો અક્ષરાનુક્રમ આઠ પૃષ્ઠમા આપ્યો છે, પછી એક પૃષ્ઠમા ઉદ્યાનોનો અક્ષરાનુક્રમ આપ્યો છે, પછી ૪૨ પૃષ્ઠમા પાત્રો અને રૂપકોનો અક્ષરાનુક્રમ આપ્યો છે અને છેવટે વ્યંજનોના વિષયાનુક્રમ ૪૭ પૃષ્ઠમા ૨૫૯ સાથેના અનુક્રમથી આપવામા ઘણો પ્રયાસ કર્યો છે આ અનુક્રમની વિષયસંખ્યા ૧૫૪૭ ની થયેલી છે તે વાચતા લેખકના પ્રયાસનું કાંઈક ભાન થઈ શકે તેમ છે

આ બુકનો વિષયાનુક્રમ પણ પ્રારંભમા પૃષ્ઠ ૨૨ મા આપ્યો છે **આમુખ** પણ લેખકે લખ્યું છે આર્થિક સહાયક શેઠ વાડીલાલભાઈ પુનમચંદનું જીવન પણ તેમણે જ લખ્યું છે

આ બધી બાબતમા લેખક **ભાઈ મોતીચંદનો** પ્રયાસ જોતા આજસુધી સભા તરફથી છપાયેલા અનેક પુસ્તકોમા આ ગ્રંથનું સ્થાન પ્રથમ પંક્તિમા આવે છે આ બધો પ્રયાસ ચિત્તના ઉત્સાહથી અને આ ગ્રંથની વસ્તુ પરના અસાધારણ પ્રેમથી થયેલ હોવાથી તેને માટે વખતનો કે મગજનો ભોગ આપવામા તેની લેખકે પાછી પાની કરી નથી

આર્થિક સહાયક **ભાઈશ્રી વાડીલાલભાઈ**ના બંને ચિરંજીવીઓ **રતિલાલભાઈ** અને **ધીરજલાલભાઈ** સદ્‌ગુણી હોવા સાથે પિતાના પગલે ચાલનાર હોવાથી તેઓ જૈનવર્ગમા સારી અને ઉચ્ચ પંક્તિમા ગણાવાને ભાગ્યશાળી થયા છે અમે આ પ્રસંગે તે બંધુઓની સરખે સરખી જોડનો પણ આભાર માનીએ છીએ

પ્રારંભમા આ ગ્રંથ વાચવાની વાચકની જિજ્ઞાસાને ન રોકતા આ નિવેદન ટૂંકામાં જ સમાપ્ત કરવામા આવે છે

પ્ર શ્રાવણ શુદિ ૧૫ } **શ્રી જૈનધર્મ પ્રસારક સભા**
વિ સ ૧૯૯૫ } **ભાવનગર.**

# શેઠ વાડીલાલ પુનમચંદ

જન્મ : વિક્રમ સંવત ૧૯૨૧  દેહોત્સર્ગ : વિક્રમાર્ક ૧૯૮૮ ચૈત્ર વદ ૧

ખારાપાટમાં આવેલા શ્રી રાધણપુરના આ વ્યવસાયરસિક વિશિષ્ટ ધર્મ-રુચિવાળા સજ્જનનો જન્મ વિ. સંવત ૧૯૨૧ માં થયો હતો. રાધણપુરમાં જૈનધર્મની જાહોજલાલી છે. એનો સિતારો ઉત્તરોત્તર ચઢીઆતો છે. એ શહેરે અનેક લક્ષ્મીપતિઓને જન્મ આપ્યો છે. રણને કાંઠે આવેલ એ નવાબી રાજ્યના રેલ્વેથી દૂર પડેલા શહેરે પોતાના અનેક સુપુત્રોને વ્યાપારની શોધ માટે મુંબઇ મોકલી આપ્યા છે, તેઓમાંના એક શ્રીયુત **વાડીલાલ પુનમચંદ** હતા. ખૂદ શહેરમાં સામાન્ય ધંધાને કારણે એ રણકંઠાળના ભદ્રશહેરે **જૈનપુરી**નું સુરમ્ય નામ ધારણ કરી અનેક ધર્મસ્થાનો અને મંદિરોથી ભરપૂર બનાવી જનતા પાસે એક આકર્ષક ચિત્ર રજૂ કર્યું છે. ત્યાંની સુંદર હવેલીઓ કે સ્થાનો મુબઇની સારી કમાણીનું જ્વલંત ચિત્ર રજૂ કરી પરદેશ ખેડતા સાહસિકોની ધર્મભાવના અને સુરુચિનું પ્રદર્શન કરી રહેલ છે અને દૂર છતાં અનેક પ્રવાસીઓને પોતાની તરફ આકર્ષે છે.

આવા રેલ્વેથી દૂરના શહેરમાં શેઠ વાડીલાલભાઇનો જન્મ સદ્વિચાર-શાળી ધર્મભાવનાપ્રધાન કુટુંબમાં થયો. તેમના પુરોગામી વડીલબંધુ શ્રીયુત હરગોવનદાસ પુનમચંદના પરિચયમાં જેઓ આવેલા છે તે સર્વે તેમની ધર્મ-શ્રદ્ધાની અને વ્રતનિયમાદિની મુક્તકંઠે પ્રશંસા અદ્યાપિ પર્યંત કરે છે. સુરુચિ અને વિશુદ્ધ શ્રદ્ધાવાળા આપ્તવર્ગની વચ્ચે ધર્મસન્મુખ કુટુંબમાં જન્મ થવો એ પણ સુપુણ્યના યોગે જ બની આવે છે. શ્રી વાડીલાલ શેઠને એ લાભ સારી રીતે મળ્યો અને તેને પરિણામે તેઓ આજીવન વિશુદ્ધ શ્રદ્ધા-પૂર્વક ધર્મમય જીવન તરફ પ્રેરાતા રહ્યા અને બનતી સર્વ રીતે એનો દ્રવ્ય અને ભાવથી સ્વીકાર કરી એની આજ્ઞાનો અમલ કરવામાં જીવનસફળતા માનતા રહ્યા. આ રીતે તેમના આ મનુષ્યભવની સુંદર શરૂઆત રાધણપુર શહેરમાં થઈ. પિતાનું નામ શેઠ પુનમચંદ માણેકચંદ હતું. તેઓની રાધણપુર શહેરમાં સ્થિતિ મધ્યમ પ્રકારની હતી, છતાં સમાજમાં સ્થાન ઉચ્ચ હતું.



**શેઠ વાડીલાલ પુનમચંદ.**

જન્મ વિ. સં. ૧૯૨૧ — સ્વર્ગવાસ વિ. સં. ૧૯૮૮ ચૈત્ર વદિ ૧

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર

શ્રી હરગોવનદાસ અને શ્રી વાડીલાલ ભાઈએ પિતાનુ નામ વધારે દીપાવ્યુ અને સમાજમા તેમજ ધર્મક્ષેત્રમા આગળ પડતો ભાગ લઈ પિતાની આબરૂમા વધારો કર્યો એક મધ્યમસરનુ જીવન વ્યવહારમા કુશળ રહી, ધર્મભાવનાથી જાગ્રત રહી, મૈત્રીભાવમા સવિશેષ રસ લઈ, ઔદાર્ય અને ઉત્સાહથી કેવી રીતે પ્રગતિ કરી શકે છે તે જાણવા લાયક હોઈ શેઠ શ્રી વાડીલાલ ભાઈનો જીવનપ્રવાહ આપણે અવલોકી જઈએ

તેમનુ વિદ્યાર્થીજીવન રાધણપુરમા વ્યતીત થયુ ઇંગ્લિશનો અભ્યાસ પણ તે યુગના પ્રમાણમા તેમણે કર્યો વડીલ બધુ હરગોવનદાસના સ્થાનિક જાહેર જીવનનો અભ્યાસ કર્યો ધર્મનો પ્રાથમિક અભ્યાસ તે વખતના સાધનોને અનુરૂપ ઠીક પ્રમાણમા કર્યો સાથે ધર્મરુચિ જાગ્રત રહે તેવા અનેક પ્રસગો પ્રાપ્ત થયા રાધણપુરમા ધર્મશ્રદ્ધા અસાધારણ પણ સારા પ્રમાણમા જોવામા આવે છે ત્યા કોઈ જૈન રાત્રે ભોજન કરે કે તિથિએ લીલુ શાક બનાવે એ અત્યારે પણ અશક્ય બનાવ ગણાય છે, તો વીસમી શતાબ્દિની શરૂઆતમા તો એને માટે સવાલ જ ન હોય નિત્ય દેવપૂજન, ચાતુર્માસમા દરરોજ પ્રતિક્રમણ અને પર્યુષણમા યથાશક્તિ તપ અને વ્યાખ્યાનશ્રવણ આદિ તો ત્યા પરિપાટીથી જ ચાલ્યા આવે છે એમા વળી વિશેષ શ્રદ્ધાવાન કુટુંબમા એની જ્યોતિ અખંડ અને અવિશેષ રૂપે જાગતી રહે તેમા કાઈ નવાઈ જેવુ નથી આ રીતે ધર્મભાવના અને વર્તમાન કેળવણીનુ એકીકરણ કરી શ્રી વાડીલાલભાઈ મુબઈ આવ્યા

મુબઈની શેરબજાર તે વખતે લગભગ નવીન તૈયારીમા હતી તેમણે શેરબજારનો થોડો વખત અનુભવ લઈ તેના દલાલ તરીકે કાર્ય શરૂ કર્યુ શરૂઆતમા ચપાગલીમા વાસ કર્યો આ વખતમા તેઓની પ્રતિષ્ઠા અને આવક ક્રમે ક્રમે વધતા જ ચાલ્યા તેઓ સાદાઈમા માનનાર હતા અને આબરૂ જળવાય તે રીતે ખૂબ ચીવટથી ધધો કરનાર હતા તેમના પર ગ્રાહકોનો નિર્મળ વિશ્વાસ હોઈ તેઓ ઉત્તરોત્તર વધતા ગયા અને સાથે ધર્મક્રિયામા અને શાસનસેવામા પણ વધતા ગયા કુટુંબના ધાર્મિક સસ્કારો અને શ્રદ્ધાનુ મજબૂત વાતાવરણ તેમને આખા જીવનમા સહાય કરતુ રહ્યુ અને તેઓની નિત્ય નૈમિત્તિક ક્રિયા અંત વધતી ચાલી તેમણે પોતે મધ્યમ કેળવણી લીધેલી હતી, છતા તેમનો કેળવણી તરફ સદ્ભાવ એટલો રસમય હતો કે તેમણે અનેક કેળવણી લેનારને પ્રચ્છન્ન તથા પ્રગટ મદદ આપી હતી અને કેળવણી આપનાર કે તેમા સહાય કરનાર

સંસ્થાઓ તરફ તેમણે સારી સહાયતા કરી હતી. એવી મદદની રકમનો સરવાળો ઓછામાં ઓછી ગણનાએ રૂા. ૫૦૦૦૦ ઉપર થવા જાય છે. પાલીતાણા જૈનશ્રાવિકાશાળા અને જૈનગુરુકુળમાં તેમણે બહુ સુંદર ફાળો આપ્યો હતો તે તો જાહેર હકીકત છે, તદુપરાંત બીજી અનેક સંસ્થાઓને તેમણે યથાશક્તિ ઉત્તેજન હૃદયના પ્રેમપૂર્વક આપ્યું હતું. તેમણે રાધણપુરના વિદ્યાર્થીભુવનને પણ સારી સહાય આપી હતી અને આવી વિવિધ રીતે તેમણે કેળવણી તરફ સુરુચિ દાખવી હતી.

જીવદયા એ તો જૈનોનો વારસો છે. બાળપણથી જીવદયાના સંસ્કાર જૈનોમાં જાગૃત રહે છે. શ્રી વાડીલાલભાઈએ મુંબઈ જીવદયામંડળીના આજીવન સભ્ય થઈ તેને સંતોષી અને રાધણપુરની પાંજરાપોળને તો ધન ઉપરાંત સેવાથી પણ નવાજી. આ પ્રકારે તેમની સેવાભાવનાનો વિકાસ થતો ગયો તે તેમણે આજીવન ટકાવી રાખ્યો.

સાધર્મીભાઈઓ તરફ તેમનો પક્ષપાત જાણીતો હતો કોઈપણ જૈન એમને આંગણે જાય તો ખાલી હાથે પાછો ન આવે એવી એમણે પ્રવૃત્તિ રાખી હતી અને ગુપ્તદાનનો પ્રવાહ નિયમિત રીતે ચાલુ રાખ્યો હતો સ્વધર્મી બંધુનું સેવાભાવે વાત્સલ્ય કરવું એ તો જીવનનો લ્હાવો છે અને એ લ્હાવો એમણે ખૂબ પ્રેમથી, અંતરની શ્રદ્ધાથી અને હૃદયના આનંદથી લીધો હતો એમ તેમના પરિચયમાં આવનાર આજે પણ મુક્તકંઠે પ્રશંસાત્મક શબ્દોમાં ઉચ્ચારણ કરે છે, એ તેમની મનુષ્યત્વ ભાવનાને ખરેખર અનુમોદના કરાવે તેવી ગંભીર પણ સાદી વાત છે.

તેમનો ધર્મપ્રેમ સદૈવ જાગતો અને વધતો હતો. એમણે પૂજ્યપાદ મુનિરાજશ્રી નીતિવિજયજી( હાલના શ્રી વિજયનીતિસૂરીશ્વરજી )ના ઉપદેશથી એક સુંદર ઉદ્યાપન સંવત ૧૯૮૪ માં કરી તે રીતે પોતાનો ધર્મપ્રેમ બતાવ્યો હતો અને જ્ઞાન, દર્શન, ચારિત્રની ત્રિવિધ આરાધના કરી જીવન સફળતા કરી હતી. તેમને યાત્રાનો અજબ શોખ હતો. તેઓ સર્વ તીર્થોએ અનેક વાર જઈ આવ્યા છે. ત્યાં તેમની પૂજનસામગ્રી, પૂજનપ્રેમ અને ઔચિત્યનું અવલંબન એટલું આકર્ષક જોવાઈ શકાતું કે આજે પણ તેમની રસવતી ધર્મભાવનાની પ્રશંસા થયા કરે છે.

આ ઉપરાંત રાધનપુરમાં તેમણે ઉપધાન વહેવરાવ્યા અને નાનાં મોટાં અનેક ધર્મકાર્યોમાં પ્રેરણા, સહાય અને સહકાર આપી ધર્મભાવનાને પ્રાધાન્ય આપ્યું અને અપાવ્યું.

વ્યાપારની અપેક્ષાએ તેઓ ગેરમજાના ડીરેક્ટર પદે લાબા વખત સુધી રહ્યા અને ત્યારપછી પણ તેમના તરફ રોજબજારના કાર્યકરોનુ ચાલુ માન રહ્યા કર્યું જેનામા સેવાભાવ અને ધર્મશ્રદ્ધા હોય છે તેને ઉત્તરોત્તર માગનિરમાળા વિસ્તરે છે એનુ જીવતુ દૃષ્ટાત આ શ્રી વાડીલાલ ભાઇનુ ચરિત્ર છે એમની સેવા અને શ્રદ્ધાનું ફળ તેઓ સમાજમા જે ઉચ્ચ સ્થાન દીપાવતા રહ્યા અને તેમા વધારો કરતા રહ્યા તેમા જ યોગ્ય પરિણામ પામ્યુ

આવા ધર્મકાર્યો વગ્ની અનુકૂળતા હોય ત્યારે ભારે ગોભા આપે છે ગેઠ શ્રી વાડીલાલનો સુભાગ્ય યોગે શ્રી મેનાબહેન સાથે વિવાહયોગ થયો હતો આ પુરાતન કાળના વ્યવહારુ આર્યપત્ની—આદર્શ જેવા હતા, તેમણે ગેઠ વાડીલાલભાઈના દરેક કાર્યમા સહકાર આપ્યો, પ્રેરણા આપી, ઉત્સાહ પૂર્યો, આ રીતે સોના સાથે સુગધનો યોગ થતા વાત વધારે દીપી, જીવન વધારે રસમય થયુ અને માન પ્રતિષ્ઠાનો ફાલ વધતો ચાલ્યો

ભાવનગરની શ્રી જૈનધર્મ પ્રસારક સભા તરફ તેમનો પૂર્ણ પ્રેમ હતો એ સભાના કાર્યવાહકો સાથે પરમ પ્રીતિવાળા હતા એ સભાના લાઇફ મેમ્બર થયા હતા અને શ્રી મુબઈમા એ સભાની શાખા સ્થાપવામા સદ્‌ગુણસપન્ન મર્હુમ ગેઠ ફકીરભાઈ સાથે તેમનો પૂરેપૂરો ફાળો હતો એમનો અભાવ થવાથી એ સભાને એક લાયક સભાસદની ન પૂરાય તેવી ખોટ પડી છે એમના બને ચિરજીવીઓ પણ એમને જ પગલે ચાલી એ સભા તરફ પ્રેમ ધરાવતા રહે એ ઇચ્છનીય છે

શ્રીયુત વાડીલાલભાઇને **રતિલાલભાઈ** અને **ધીરજલાલભાઈ**—બે પુત્રો થયા પિતાને પગલે ચાલવાનો પ્રયત્ન કરનાર આ બન્ને પુત્રો અત્યારે જૈનવર્ગમા આગળ પડતુ સ્થાન ધરાવે છે અને શ્રી વાડીલાલ ગેઠે મેળવેલ પ્રતિષ્ઠામા વધારો કરે છે શ્રી રતિલાલભાઇ તો મુબઇ માગરોળ સભાના અને પાલીતાણા જૈન શ્રાવિકાશાળાના સેક્રેટરી હોવા ઉપરાત લગભગ દરેક જૈન સસ્થાની એક યા બીજે પ્રકારે સેવા કરી રહ્યા છે તેઓનો કેળવણી પરનો પ્રેમ, સેવાની ધગશ અને ઉદારતા એ પૂજ્ય પિતાનો વારસો જ છે અને તેમા તેઓ આગળ વધે તો તેમા પિતૃઋણ જ અદા કરે છે એમ ધારી શકાય આ બન્ને ભાઇઓ પાસેથી સમાજ ઘણી આશાઓ રાખે છે અને તેમાં કોઈ જગાપણુ ઉત્પન્ન નહિ એવી અત્યાર સુધીના તેમના વર્તનથી ખાતરી થઈ ચૂકી છે

આવી રીતે એક ધર્મમય કુટુબના ઉત્તમ નબીરા ગેઠ વાડીલાલની જીવન-રેખા પૂરી થાય છે સ ૧૯૮૮ ના ચૈત્ર વદિ ૧ ને રોજ એમણે

પોતાની આંખો ૬૭ વર્ષ પછી સદાને માટે બંધ કરી. એ વાતને સાત વર્ષો વહી ગયા છતાં તેમનો સુવાસ હજુ ચોમેર પ્રસરતો જણાય છે, એમના સુપુત્રો હજુ પણ એને વધારે વિકસાવશે એવાં અનેક ચિહ્નો જણાય છે અને જનસેવાના તથા ધર્મનાં વિશિષ્ટ પરિણામો હજુ અનેક પ્રકારે અને અનેક રીતે જોવાની તમન્ના પૂરી કરવામાં આવશે એમ દેખાય છે.

વ્યવહારુ જીવનમાં અનેક બનાવો ચાલુ આકારમાં બન્યા કરે છે તેની નોંધ રાખવાની આપણને ટેવ નથી, છતાં જે મળે છે તે પરથી મનુષ્યની અંતરદશા સમજવા પૂરતી તો આપણને સાધનસામગ્રી સાંપડે છે. આ રીતે વિચારતાં શેઠ વાડીલાલ પુનમચંદનું જીવન વ્યવહારુ, ઉચ્ચગ્રાહી, સેવાભાવી અને ધર્મમય હતુ એમ વગરશંકાએ કહી શકાય તેમ છે. એવા સાદા જીવનમાં ભલે બનાવોની સંકીર્ણતા ન હોય, ભલે એમાં ચમત્કારના તરંગો ન હોય, ભલે એમાં નાટકીઆ ફેરફારો ન હોય, પણ એમાં રસ છે, એમાં સંતોષ છે, એમાં સેવા છે, એમાં સુખ છે, એમાં હૃદય છે, એમાં ભાવના છે અને એમાં વ્યવહારની ચાવીઓ છે. સાદા અને સેવામય તથા ધર્મમય જીવનની બલિહારી છે, એ ચાલુ હોય ત્યારે આનંદ આપે છે, એ હાલતું હોય ત્યારે છાયા આપે છે, એ વિશીર્ણ થઇ જાય ત્યારે દાખલો મૂકી જાય છે. ભાવના અને ધર્મમય, સેવા અને ક્રિયામય જીવનની બલિહારી છે અને તે દૃષ્ટિએ શેઠ વાડીલાલ પુનમચંદના જીવનની સફળતા છે. એમના આત્માને શાંતિ હો !

મો. ગિ. કાપડિયા





# આમુખ

સસ્કૃત સાહિત્યમા અભિનવ છાપ પાડનાર શ્રી સિદ્ધર્ષિ ગણિની ઉપમિતિભવપ્રપચા કથાના પીઠબધનુ ગુજરાતી ભાષામા અવતરણ "શ્રી જૈન ધર્મ પ્રકાશ" માસિકમા કટકે કટકે સ ૧૯૫૬ ના જેઠ થી સ ૧૯૫૯ ના ફાગણ સુધીમા પૃ ૧૮૮ મા પ્રકટ થયુ છે

પ્રથમના ત્રણ પ્રસ્તાવોનુ ભાષાવતરણ સવત ૧૯૭૭ મા પ્રકટ કરવામા આવ્યુ (પ્રથમ વિભાગ) એ જ પ્રસ્તાવોને સુધારીવધારી સ ૧૯૮૧ મા એ પ્રથમ વિભાગની બીજી આવૃત્તિ બહાર પાડવામા આવી એના પૃષ્ઠ ૬૯૨+૪૦ મળી કુલ ૭૩૨ થયા

ચોથા અને પાંચમા પ્રસ્તાવનુ ગુજરાતી ભાષામા અવતરણ કરી સવત ૧૯૮૦ મા શ્રી જૈન ધર્મ પ્રસારક સભા મારફત બહાર પાડયુ (દ્વિતીય વિભાગ) એના પૃષ્ઠ ૭૬૮+૩૬ મળીને ૮૦૪ થયા

અને છઠ્ઠા, સાતમા અને આઠમા પ્રસ્તાવનુ ગુજરાતી અવતરણ સદર સસ્થા મારફત સ ૧૯૮૨ મા બહાર પાડવામા આવ્યુ (તૃતીય વિભાગ) તેના પૃષ્ઠ ૬૨૮+૪૪ મળી કુલ ૬૭૨ પૃષ્ઠ થયા આ પ્રમાણે સદર ત્રણે વિભાગ મળી સમુચ્ચય ભાષાવતરણમા એની આનુષંગિક બાબતો સાથે થઈને કુલ પૃષ્ઠ ૨૨૦૮ નો ગ્રથ થયો

અવતરણના પ્રથમ-વિભાગની પ્રસ્તાવનામા જણાવ્યુ હતુ કે " આ ગ્રથના કર્તા ક્યારે થયા, એમનુ જીવનવૃત્ત કેવુ હતુ, એમનો આદર્શ કેટલો શુદ્ધ હતો, એમણે ગ્રથકર્તા તરીકે કેટલુ બુદ્ધિચાતુર્ય બતાવ્યુ હતુ, એમનો અનુભવ કેટલો સર્વગ્રાહી હતો, એમનુ જ્ઞાન કેટલા વિષયોમા વ્યાપી રહેલુ હતુ અને એમનો જનસમાજનો અભ્યાસ, માનસશાસ્ત્રની ઊડાઈએ ઉતરવાની શક્તિ અને ભાષા પરનો કાબૂ કેટલા મજબૂત હતા તે ઉપર એક સવિસ્તર ઉપોદ્ઘાત ત્રીજા ભાગમા આપવામા આવશે "

આ ઇચ્છા ત્રીજો વિભાગ બહાર પાડતી વખતે પૂરી થઈ નહિ મને કે પ્રકાશયિત્રી સસ્થાને ખ્યાલ નહોતો કે ઉપોદ્ઘાત વિભાગ એક ગ્રથ જેવડો થઈ જશે ધારણા કરતા ગ્રથનુ દળ ઘણુ વધી ગયુ છે એટલે જેમણે

અગાઉથી તેની કીમતને અંગે આઠ આના વધારે એટલે રૂા. ૩ા આપેલા છે તેમને તે આ ગ્રંથની કીંમતમાંથી મજરે આપવમાં આવશે, એટલે કે તેમને અઢી રૂપિયે આ ગ્રંથ મળી શકશે.

વિલાયતથી આવ્યા પછી આ ઉપોદ્‌ઘાત માટે સાધનો એકઠાં કરવા માંડ્યાં. ગ્રંથની વિશિષ્ટતા બતાવવી હતી, ગ્રંથકારના ચરિત્ર પર ચર્ચા કરવી હતી, શ્રીમાન હરિભદ્રસૂરિ અને ગ્રંથકાર મહાત્માના સમય પર ઉપલબ્ધ સાધનોનો ઉપયોગ કરવો હતો, લેખકના સમયમાં જનતાની વ્યાવહારિક, સાંસારિક, આર્થિક, નૈતિક, ધાર્મિક, યુદ્ધવિષયક પરિસ્થિતિ કેવી હતી તેની તપાસ કરવી હતી. તે કરતાં ગ્રંથમાંથી જ ઘણાં સાધનો મળી આવ્યા. એ સર્વ વિચારણાને એકત્ર કરવામાં અને તેને આકાર આપવામાં લગભગ પાંચ વર્ષ નીકળી ગયા. ઉપોદ્‌ઘાત લગભગ તૈયાર થયો ત્યાં બે વર્ષ જેલમાં જવાનું થયું. આટલે લાંબે ગાળે આ ઉપોદ્‌ઘાત જનતા સમક્ષ મૂકવાનું બને છે, તેમાં મને તો આનંદ થાય છે, પણ તે સાથે થયેલ ઢીલ માટે મારે ક્ષમા યાચવાની છે અને તે વગરસંકોચે માગું છું.

ઉપમિતિ કથાગ્રંથ ખરેખર અદ્‌ભુત છે. એમાં મહાકથાના સર્વ અંગો છેઃ એમાં કાવ્ય છે, ચમત્કાર છે, રૂપક છે, ભવ્યતા છે, વિશાળતા છે, સાપેક્ષ ભાવ છે અને એમાં **વિમળાલોક અંજન (જ્ઞાન), તત્ત્વપ્રીતિકર જળ (દર્શન) અને મહાકલ્યાણક ભોજન (ચારિત્ર)** ઠાંસી ઠાંસીને ભર્યાં છે, છતાં એને શોધવાં પડે તેમ છે. એ કાંઈ અરેબીઅન નાઇટ્સ કે રોબીન્સન ક્રુઝો જેવી કથા નથી કે એ રઘુ, માઘ કે કિરાત જેવું કાવ્ય નથી, એ માત્ર રૂપક કથા નથી કે ન્યાયનો ગ્રંથ નથી, એ અમુક નથી કે તમુક નથી એમ વધારે કહેવા કરતાં એ સર્વ છે, **એમાં સર્વ** છે એમ કહેવું વધારે સાચું છે.

મનુષ્ય સ્વભાવનો ઊંડો અભ્યાસ; આંતર અને બાહ્ય જીવનના નાના મોટા પ્રસંગોને વણી દેવાની વિશિષ્ટ આવડત અને અસાધારણ પ્રતિભાદ્વારા એ સર્વને વિચારસ્પષ્ટતાપૂર્વક બતાવવાની કળા—આ સર્વ બાબત આ ગ્રંથના પ્રથમ વિભાગમાં બતાવી છે.

ગ્રંથની મહત્તા સૂચક સોળ બાબતો મેં તારવી કાઢી છે તે માત્ર દિગ્દર્શન રૂપે છે. વિશેષ અભ્યાસી એમાં ઘણો વધારો કરી શકે તેમ છે. એમના ગ્રંથને મહાકથા ગણવાનાં કારણો, એમાં રહેલું કાવ્યત્વ અને લેખકની શાસ્ત્રશૈલીને અનુસરવાની વિશિષ્ટ ભાવનાને સફળ બનાવવાની રોચક પદ્ધતિ

પર ખાસ ધ્યાન આપવામા આવ્યુ છે નાની બાબતોનો અત્ર નિર્દેશ કરવા જતા તો ઉપોદ્ઘાતનો ઉપોદ્ઘાત થઈ જાય મૂળ વાત એ છે કે આ અભિનવ ગ્રથ સામાન્ય વાચનને યોગ્ય નથી એમા રહસ્ય છે તે વાચતા વાચતા ખૂલતુ જશે રૂપક કથાકાર તરીકે શ્રી સિદ્ધર્ષિ મહારાજનુ સમસ્ત સસ્કૃત સાહિત્ય-જૈન અને જૈનેતર-મા અનેરુ સ્થાન છે એ બતાવવા પ્રયત્ન કર્યો છે વાર્તા અને તત્ત્વજ્ઞાનને વણવાની તેમની કળા અસાધારણ છે એ વાતની ચોખવટ કરી છે ( પૃ ૧૭ થી ૧૦૧ )

ગ્રથની **ભાષા** અને શૈલી એ પણ એટલા જ મહત્ત્વનો વિષય છે ગ્રથ-વિચારણા કે ચર્ચામા શૈલી અગત્યનુ સ્થાન ભોગવે છે તેમનો સસ્કૃત ભાષા પરનો કાબૂ અસાધારણ હોવા સાથે તેઓ શબ્દની પસદગીમા ભારે પ્રભાવ બતાવી ગયા છે અને તેઓએ ભાષાની સાદાઇ સાથે ઉચ્ચતા સ્વીકારવામા અદ્ભુત નિપુણતા દાખવી છે-એ ગ્રથવિચારણાને અગે બીજો અગત્યનો વિભાગ છે ( પૃ ૧૦૨ થી ૧૪૧ )

ગ્રથમનનમાં અનેક વિષયોનુ જ્ઞાન પ્રાપ્ત થાય છે એ લેખકની જ્ઞાન-વિવિધતા છે અને એ દ્વારા એમણે ગ્રથને અતિ ઉચ્ચ કોટિએ મૂક્યો છે ધર્મશાસ્ત્ર-આગમજ્ઞાન ઉપરાત તેમણે નિમિત્તજ્ઞાન કે જ્યોતિષ ને વૈદક જેવા વિષયોને પણ છોડ્યા નથી, જ્ઞાનમય વિનોદના પ્રસગોને બહલાવ્યા છે અને વ્યાપાર, લગ્ન તેમજ રાજનીતિ કે યુદ્ધનીતિ પણ પ્રસગે વણી દીધેલ છે માનસવિદ્યા ( Psychology ) તો તેમનો ખાસ ઘરનો જ વિષય જણાય છે આ રીતે ગ્રથચર્ચાના ત્રીજા વિભાગમા ગ્રથમા બતાવેલ વિવિધ વિષયના અસાધારણ જ્ઞાનની ચર્ચા કરી છે ( પૃ ૧૪૨ થી ૨૨૫ ) આ રીતે શરૂઆત-ગ્રથ સબધી વિચારણા આ ઉપોદ્ઘાતમા કરી છે

ગ્રથકાર તરીકે શ્રી સિદ્ધર્ષિ કેવા ફતેહમદ થયા છે તેનુ સ્પષ્ટ દર્શન કરાવવા તેઓ લેખક અને કળાકાર કઇ નજરે હતા તે પર ચોથો વિભાગ લખ્યો છે એ ભાગ ગ્રથને પણ લાગે છે અને ગ્રથકારને પણ લાગે છે એક રીતે ગ્રથ અને ગ્રથકાર વચ્ચે કાર્યકારણભાવ હોઈ ગ્રથ અને ગ્રથકાર સબધી સર્વ બાબતો એક બીજાને લાગે છે એમ માનવામા કાંઈ પણ વાધો નથી પાત્રોના નામો યોજવામા કળા, એને ચિતરવામા કળા, એ જાણે આપણી આખ સન્મુખ ખડા થતા હોય એવુ એનુ શબ્દચિત્ર, એનો પ્રાસગિક ક્રમસર વિકાસ અને પાત્રને યથાવસર બહાર લાવવાની કળામા લેખકે કમાલ કરી છે એમના ગ્રથ પ્રસગનાં સ્થળો અને નામોની પસદ-

ગીમાં સર્જનશક્તિ છે અને કથામાં કથા કહેવાની અને સંક્ષેપવાની રીતિમાં આકર્ષક તત્ત્વ છે. કળાકાર તરીકે તેમનું અતિ ઉચ્ચ સ્થાન છે. ગ્રંથ કળામય છે એ બતાવવા ચોથો વિભાગ ગ્રંથને અંગે લખ્યો છે અને તેને છેડે અનુસુંદરના પાત્રની ઐતિહાસિકતા પર ચર્ચા કરી છે ( પૃ. ૨૨૬ થી ૨૭૧ ) આવી રીતે ગ્રંથની વિશિષ્ટતાસૂચક બાબતો તારવી કાઢવાનો પ્રયાસ કર્યો છે. તેમાંની કોઇ કોઈ બાબત ગ્રંથકારના શીર્ષક નીચે મૂકવા જેવી જરૂર છે. એમ કરવામાં મને વાંધો જણાયો નથી. આ રીતે ચોથો ગ્રંથવિભાગ પૃ. ૨૭૧ સુધીમાં ચરચ્યો છે.

**ગ્રંથકાર** શ્રી **સિદ્ધર્ષિ**ગણિના સંબંધની હકીકતના પાંચ વિભાગો પાડ્યા છે. (૧) ગ્રંથ પ્રશસ્તિનો લેખ, ( ૨ ) ગ્રંથમાંથી ગ્રંથકારના ચરિત્રને અંગે મળતાં સાધનો, ( ૩ ) પ્રભાવક ચરિત્રમાંનું ગ્રંથકર્ત્તાનું ચરિત્ર, ( ૪ ) કુવલયમાળાના કર્ત્તા દાક્ષિણ્યચિહ્ન માટે મળતી હકીકત અને ( ૫ ) શ્રીમદ્ હરિભદ્રસૂરિના સમયની ચર્ચા. ગ્રંથકારના ચરિત્રને અંગે આ પાંચ બાબતો પર વિચારણા કરી છે, શોધખોળ કરી છે, પત્રવ્યવહાર કર્યો છે અને તે સર્વનું પરિણામ અત્ર રજૂ કર્યું છે. **ગ્રંથકાર**ના શીર્ષક નીચે ગ્રંથકારના ચરિત્રનો વિષય જ લેવામાં આવ્યો છે એટલે ગ્રંથના શીર્ષક સાથે ઘુંચવાડો ન થાય.

શ્રી સિદ્ધર્ષિ મહારાજે ગ્રંથને છેડે પ્રશસ્તિ લખી છે. તેમાં પોતાની ગુરુપરંપરા સંક્ષેપમાં આપી છે: લેખક તરીકે પોતાનું નામ **સિદ્ધ** એટલા અક્ષરે આપ્યું છે, શ્રી હરિભદ્રસૂરિનો આભાર માન્યો છે, ગ્રંથ પ્રકાશન સ્થાનનો નિર્દેશ કર્યો છે અને ગ્રંથની પ્રથમ નકલ કરનાર **ગણા** સાધ્વીનું નામ ઐતિહાસિક કરી જીવતું રાખ્યું છે. ( પૃ. ૨૭૨ થી ૩૧૧ ). ગ્રંથકર્ત્તા મહાશયના ચરિત્રને અંગે ગ્રંથમાંથી શી શી હકીકત મળે છે તે પર ચર્ચા ત્યારપછી એ જ વિભાગમાં કરી છે ( પૃ: ૩૧૨–૩૧૬ ), અને ત્યારપછી પ્રભાવક ચરિત્રમાં ચૌદમો પ્રબંધ લખ્યો છે તેની શાહદત આપી ( તે ચરિત્ર અને તેનું ભાષાંતર તો ગુજરાતી ભાષાવતરણમાં બીજા વિભાગમાં પૃ. ૧૪૩૦ થી ૧૪૬૦ સુધીમાં આપી દીધેલું હતું તેથી અત્ર તો તેનો નિર્દેશ જ કર્યો છે ) તેના પ્રત્યેક વિભાગ પર વિસ્તારથી સુગ્રાહ્ય ચર્ચા કરી છે. તેમાં ખાસ કરીને કવિવર માઘના સમયની ચર્ચા પર ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. ગ્રંથ લખવાનો પ્રસંગ સદર ચરિત્ર અનુસાર કયો છે તે પર શકયાશકયતાની વિચારણા કરવામાં આવી છે. પૃ. ૩૧૬ થી ૩૫૦ સુધીની આ હકીકત પર ખૂબ વિસ્તારથી ચર્ચા થવાની જરૂર છે.

ગ્રંથકારના ચરિત્રને અંગે દાક્ષિણ્યચંદ્ર અને સિદ્ધર્ષિના સમયની ચર્ચા ત્યાર-પછી છઠ્ઠા વિભાગમાં હાથ ધરવામાં આવી છે, અને ત્યાં ચરિત્રના એ વિભાગને અંગે વિચારણાના પરિણામ રજૂ કરવામાં આવ્યા છે (પૃ ૩૫૧ થી ૩૫૮)

ગ્રંથકાર અને હરિભદ્રસૂરિના સમયનિર્ણયનો મહત્ત્વનો વિષય આ ગ્રંથકારના શીર્ષક નીચે સાતમા વિભાગમાં ચર્ચ્યો છે અનેક સ્થાનો જોયા પછી આ વિભાગને અંતે બન્ને મહાત્માઓના સમયનો નિર્ણય ઉપલબ્ધ સાધનોને આધારે કરી જનતાની વિચારણા માટે મૂક્યો છે (પૃ ૩૫૯ થી ૩૮૮) ત્રીજો અને છેલ્લો વિભાગ ગ્રંથકારના સમયનો છે એને માટે આ ગ્રંથનો આઠમો વિભાગ રોક્યો છે (પૃ ૩૮૯ થી ૫૦૪) આ વિભાગમાં દશમી શતાબ્દિમાં જનતાની રાજકીય, નૈતિક, ધાર્મિક, યુદ્ધવિષયક, કળાવિષયક રમતગમતાદિને અંગે કેવી સ્થિતિ હતી તે સબંધી બાહ્ય સાધનોથી તેમજ ગ્રંથની અંદરના સાધનોથી કેટલીક હકીકત રજૂ કરી છે આમાં તે સમયની યુદ્ધની રીતિ, લોકોનુ સમૂહવર્તન, સમાજમાં સ્ત્રીઓનુ સ્થાન અને ધર્મના મતમતાતરોની બાબત ઘણી વિચારવા જેવી છે

આ રીતે તૈયાર કરતા ઉપોદ્ઘાતને બદલે એક ગ્રંથ થઇ ગયો, છતા એમાં ઘણી બાબતો અધૂરી રહી ગઇ છે હરિભદ્રસૂરિના સમય પર હજુ વધારે પ્રકાશ પાડી શકાય તેમ છે, દાક્ષિણ્યચિહ્નની વાત અધૂરી રહી છે અને ગ્રંથકારના સમયના ઇતિહાસને અંગે પ્રાચીન શિલાલેખો અને બીજા સાધનોનો જોઇએ તેટલો ઉપયોગ થઇ શક્યો નથી

આ **શ્રી સિદ્ધર્ષિ** નામક ઉપોદ્ઘાત સર્વભોગ્ય છે તેમ તો ન જ કહેવાય, કારણ કે એમાં રસમય વાર્તાઓ નથી આવતી, પણ રસથી–પ્રેમથી આત્મદૃષ્ટિએ મૂળ કથાગ્રંથ વાંચે તેને ઘણા પ્રકારની સહાય મળે તેમ છે, એટલુ મને અવશ્ય લાગે છે જેમને ફુરસદ હોય તેમણે પ્રથમ તો ઉપમિતિ કથાના આઠે પ્રસ્તાવ પ્રથમ વાંચી જવા, સાત પ્રસ્તાવ સુધી એને વાર્તા–નવલકથા જેવુ લાગશે, આઠમો પ્રસ્તાવ વાંચતા પ્રકાશ પડવા લાગશે ત્યાર-પછી આ ઉપોદ્ઘાત ગ્રંથ વાંચવો અને પછી બીજી વાર આખી ઉપમિતિ કથા વાંચવી–આ રીતે થાય તો લેખકનો ઉદ્દેશ અને ભાષાવતરણના પ્રયાસની સફળતા થાય ઉપરચોટીઆ નજરે આ ગ્રંથ વાંચી જવાથી સામાન્ય લાભ થાય તેમ છે, બાકી જો એના રહસ્યમાં ઉતરવુ હોય તો પુષ્કળ વિચારણા માગે તેવો એ ગ્રંથ છે લેખક મહાશયે એક પણ શબ્દ નકામો

લખ્યો નથી, એમનું દૃષ્ટિબિન્દુ પોતાની આત્મખ્યાતિ કરવાનું હતું નહિ, એમને પોતાની વિદ્વત્તા બતાવવાની ઇચ્છા પણ નહોતી: એમને તો **જ્ઞેય, શ્રદ્ધેય** અને **અનુષ્ઠેય** બાબતોનો રોચક ભાષામાં સંગ્રહ કરીને જનતા સમક્ષ અનુપમેય શબ્દચિત્ર રજૂ કરવું હતું અને તેમાં તેઓ ખૂબ ફતેહમંદ થયા છે એ બતાવવાનો આ ઉપોદ્‌ઘાત ગ્રંથનો આશય છે.

પ્રાચીન લેખકોનું દૃષ્ટિબિન્દુ પ્રાયઃ આધ્યાત્મિક હોય છે. એમને આત્મખ્યાતિ માટે વિચાર પણ ભાગ્યેજ હોય છે. અનંત કાળના ભવચક્રમાં ક્યાંથી ક્યાં ઘસડાઇ જનાર પ્રાણીની ખ્યાતિ કેવી? અને બીજે ઘસડાયા પછી અહીં નામ રહી ગયું તો તેથી શું? અને નામ કોનાં રહ્યાં છે? ભવપ્રપંચ સમજનારને તો આ સત્ય દીવા જેવું લાગે એમ જણાવવા જેટલી જરૂર પણ ભાગ્યે જ હોય. મુદ્દો એ છે કે આ ગ્રંથ વિદ્વત્તા શોધવાની નજરે જોવા કરતાં આત્માની નજરે જોવો. તે ખૂબ પ્રાપ્ત થાય એવો એ ગ્રંથ છે. ગ્રંથકર્ત્તાએ અસાધારણ વિદ્વત્તા બતાવી છે અને તેની થોડી હકીકત આ ઉપોદ્‌ઘાતમાં રજૂ પણ કરી છે, પણ ગ્રંથની વિશિષ્ટતા હું એમાં માનતો નથી, મને તો એનું સંસારપ્રપંચસ્વરૂપ બહુ આકર્ષક લાગે છે, એની ચિત્તવૃત્તિ અટવીમાં મોહરાયનું સિંહાસન કે એના વિવેકપર્વત પરના ચારિત્રધર્મરાજ અકલ્પ્ય છે, અસાધારણ છે, આકર્ષક છે, હૃદયને વીંધી નાખે તેવા છે અને મુમુક્ષુને વિચારમાં પાડી દે તેવા છે. મામા ભાણેજ સાથે એક વાર ભવચક્રની મુલાકાત લો, કે પ્રબોધનરતિ જેવા આચાર્ય કેવળીને સાંભળો ત્યાં અંતરચક્ષુ ઉઘડી જાય તેમ છે અને વિદ્યાકન્યા સાથે લગ્ન કરવાનું મન થઇ જાય તેમ છે. એની પુણ્યોદય–પાપોદયની ગોઠવણ, ભવિતવ્યતાનો દોર અને મહારાજા કર્મપરિણામ અને દેવી કાળપરિણતિનાં નાટકો સમજવા ગમે તેવાં છે. તમને ખાત્રીથી કહું છું કે આવું શબ્દચિત્ર તમે અન્યત્ર કોઇ પણ સ્થાને જોઇ શકશો નહિ. આમાં મારો લેખક મહાત્મા તરફ પક્ષપાત નથી, પણ મને લાગ્યું તેવું અત્ર જણાવ્યું છે.

આ ઉપોદ્‌ઘાત પ્રકાશન સાથે મારે એ આનંદ આપનાર કુશળ પાત્રો–**અગૃહીતસંકેતા** અને **પ્રજ્ઞાવિશાળાથી** માંડીને **અનુસુંદર** પર્યંતના સર્વ સાથેનો સંબંધ ખતમ થશે, એના **બાળ, મધ્યમ મનીષિ** કે **સદ્‌બોધ મંત્રી** કે **સમ્યગ્દર્શન** સેનાપતિ વિગેરે સર્વ દિગંતમાં ચાલ્યા જશે એના વિચારથી મને ખેદ થાય છે, એનાં **નિજવિલસિત** ઉદ્યાન કે **ચિત્તવૃત્તિ** અટવી જેવાં સ્થાનો માત્ર વિચારપંથમાં જ રહેશે એથી

જ્ઞાનિ થાય છે તમે અમુક લેખકના લેખનુ મનન કરો અને પછી તેમા જીવ પરોવો ત્યારે તેની સાથે તમારી એકાત્મતા થાય છે એવો ભાવ મને ઘણી વાર સ્ફુર્યો છે હુ તો હજુ પણ બનશે ત્યારે એ પાત્રની નામાવળી તો જોયા જ કરીશ

આ ગ્રથ બરાબર વચાશે તો સસારમા જે જે ચિત્ર અનુભવાશે તેના ઊંડાણમા ઉતરવાનુ મન થશે, માત્ર એના બાહ્ય વર્ણનમા કે વર્તનમા રાચી જવાની બાબતથી દૂર રહેવાની વિદ્યા આવડશે—અને તેમ થાય તો સસારને ઓળખવાની રીતિમા બહુ મોટો ફેર પડી જશે એના દાખલામા રસનાની વાત જ લઈએ વનસ્પતિમા રહેનાર **રસના** તો સર્વને હોય છે, પણ એની સાથે **લોલતાને** જોડવામા આવે ત્યારે કામ ઘણુ ચીકટ બની જાય છે અને રસના જાતે યોગિની હોવા છતા એ એની દાસી લોલતા સાથે આવે છે ત્યારે પ્રાણીને પરવશ—પરભાવમા રમણ કરતો બનાવી દે છે એવી જ રીતે ઘ્રાણ સાથે **ભુજગતા** આવે કે શ્રુતિ સાથ **મગ** આવે ત્યારે ઇંદ્રિય આસક્તિ થાય છે અને તે ખરી સસારવૃદ્ધિ છે—એ વાત માનસવિદ્યાના અસાધારણ જ્ઞાન વગર સૂઝે કે સમજાય તેવી નથી સર્વને સ્પર્શન, રસ, ઘ્રાણ, ચક્ષુ કે કાન હોય છે, પણ તેના ઉપયોગને અગે તેમા જે રસ પડે છે, તેમા આસક્તિ થાય છે, તે સસારનુ કારણ છે, એ વાત આ ગ્રથ વાચતા—વિચારતાં સમજાય તેમ છે આવા પ્રકારનુ માનસિક વલણ થઈ જાય, બનાવ કે દેખાવના ઊંડાણમા ઉતરતા આવડી જાય, ઉપર ઉપરના ખ્યાલો-મા પરિપૂર્ણતા માનવાની ટેવ દૂર થઈ જાય, તો સસારને પાર પામવાની એક અતિ મૂલ્યવાન ચાવી હસ્તગત થઈ જાય તેમ મને લાગ્યુ છે એમ થાય એટલે કેટલીક વાર સામાને આપણે નમ્રતા બતાવવા જતા અભિમાન પોષીએ છીએ, માફી માગવા જતા અતરમા ક્રોધથી ભરપૂર દશામા હોઈએ છીએ, **અમે કાંઈ નથી** એમ કહેવા જતા દભથી ભરપૂર હોઈએ છીએ, છૂટછાટ મૂકવા જતા લોભમા તણાયલા હોઈએ છીએ—એનો ખ્યાલ આવી જાય આ પ્રમાણે થાય તો વિચારકના હાથમા સસારચક્રની એક ભારે **મહત્ત્વની ચાવી** આવી જાય તેમ છે

અને આ સામે રમાતુ નાટક શુ છે, એમા રમનાર પાત્રો, સાથેનો આપણો સબધ કેવો છે, આપણે પોતે એ નાટકમા કેટલો અને કેવો ભાગ ભજવી રહ્યા છીએ અને આખી દોડતી દુનિયા કેવા ચકરાવામા પડી ગઈ છે—એ નાટક જોતા અને અનુભવતા આવડે તો આપણે નાટકમાથી તુરતમા નીકળી તો ન જઈએ, પણ એ નાટકથી અતીત—દૂર અને એની અસર

વગરના શાંત સ્થાનને શોધવાની તજવીજ તો જરૂર કરીએ. આખા નાટકને સિનેમાની ફિલમ (ફીમ)ની માફક પસાર થતાં અને તેમાં આપણને પણ પાઠ ભજવતાં જોતાં આવડે અને થોડો તટસ્થ ભાવ અનુભવાય તો સંસારચિત્રમાં એક સાધારણ પરિસ્થિતિ અનુભવી એનાથી તદ્દન દૂરની દશા પ્રાપ્ત કરવાનું મન થયા વગર રહે તેમ નથી. આખા ગ્રંથને શબ્દચિત્રમાં ઉતરવાનું આ રહસ્ય છે. સમજવા યોગ્યને સમજ્યા પછી, તજવા યોગ્યને તજવા અને આદરવા યોગ્યને આદરવા–એ એનો આશય છે. આખા ગ્રંથનો સાર '**સ્વપરનું વિવેચન અને ઓળખાણ**' એટલા શબ્દમાં આવી જાય છે. **પરિણતિની નિર્મળતા**પૂર્વક પ્રગતિ કરવામાં એ શબ્દચિત્ર અનુપમેય સાધન છે.

ઉપર ઉપરથી કે નવલકથાની માફક અથવા છાપાના લેખની જેમ વાંચી જવા યોગ્ય આ ગ્રંથ નથી. એને તો વર્ષો સુધી વાંચવા યોગ્ય છે, મનન કરવા યોગ્ય છે, જીવવા યોગ્ય છે, વારંવાર વિચારવા યોગ્ય છે અને જીવન–વ્યવહારના પ્રત્યેક પ્રસંગ સાથે વણી દેવા યોગ્ય છે. એને ઉપર ઉપરથી વાંચી નાખવામાં નુકસાન નથી, પણ ખરો લાભ તો એનો રસ જમાવવામાં છે અને તે તો ખૂબ નિદિધ્યાસન પછી જ આવે તેમ છે. જો આખા સંસારનું મૂળ જાણવું હોય, આ–ચાલી રહેલી ધમાધમનો મર્મ વિચારવો હોય, અનેક પ્રવૃત્તિની પાછળ કશો હેતુ નથી એ સમજવું હોય, જીવનના આદર્શો કેવા હોઈ શકે તેનો નિર્ણય કરવો હોય અને આખા જીવનવ્યવહારમાં સરખામણી લાવવાની જરૂરીઆત ભાસતી હોય તો તેને સ્પષ્ટ વ્યક્ત કરે અને ઊંડા સદ્વિચારમાં નાખી દે તેવી અનેક બાબતો આમાંથી મળી આવે તેમ છે. બાકી અર્થ કે હેતુ વગરની દોડાદોડી કે સમજ્યા વગરની આલસ્યમય જિંદગી ચાલુ રાખવી હોય, એક ખાડામાંથી બીજામાં પડવાની ચિરકાળની સ્ખલનાને સુધારી લેવાની જરૂર ન ભાસી હોય, જીવનનાં ઊંડાણોમાં પેસવાની હોંશ ન થતી હોય તેવાઓને માટે આ ગ્રંથ બહુ ઉપયોગી તો ન જ ગણાય. આટલી વિગત જણાવી અત્ર વિરમું છું.

આ આખો ચર્ચા અને ચરિત્ર વિભાગ સાદ્યંત જોઈ જવા માટે મારા મુરબ્બી કાકાશ્રી **કુંવરજી આણંદજી**નો અને પ્રકટ કરવા માટે **શ્રી જૈન ધર્મ પ્રસારક સભા**નો આભાર માનું છું.

મુંબઈ. ચોપાટી સીફેસ.
મલબાર વ્યુ. સં. ૧૯૯૫.
પ્ર. શ્રાવણ શુક્લા પંચમી.

**મો. ગિ. કાપડીઆ**



# વિષયાનુક્રમ

## ઉદ્‌ઘાટન–પ્રાસ્તાવિક.



1

## વિભાગ ૧ લો. ગ્રંથ

## ઉપમિતિભવપ્રપંચા કથા.

### પૃ. ૧૭ થી ૧૦૧

II

## વિભાગ ૨ જો.

### (ગ્રથની ભાષાશૈલી)

**પૃષ્ઠ ૧૦૨ થી ૧૪૧**

III

# વિભાગ ૩ જો.

## ગ્રંથમાં દાખવેલું વિષયવૈવિધ્ય.

( આ વિભાગ ગ્રંથ અને ગ્રંથકર્ત્તા બન્નેનુ કળાવિશારદપણું બતાવે છે, એને ગ્રંથના શીર્ષક તળે મૂકેલ છે, પણ એ ગ્રંથકારના શીર્ષક નીચે પણ જઈ શકે છે )

પૃષ્ઠ ૧૪૨ થી ૨૨૫

IV

## વિભાગ ૪ થો.

## લેખક અને કળાકાર.

(આ વિભાગ ગ્રંથકારના શીર્ષક તળે પણ મૂકી શકાય તેમ છે)

પૃષ્ઠ ૨૨૬ થી ૨૭૧

# ગ્રથને અગે પ્રકીર્ણ.

V

# વિભાગ ૫ મો. ગ્રંથકાર

## શ્રી સિદ્ધર્ષિ (ઐતિહાસિક નજરે)

### પૃ. ૨૭૨ થી ૩૫૦

VI

## વિભાગ ૬ ઠ્ઠો.

## દાક્ષિણ્યચંદ્ર અને સિદ્ધર્ષિ

### પૃ. ૩૫૧ થી ૩૫૮

# VII

# વિભાગ સાતમો.

## શ્રી હરિભદ્રસૂરિ અને સિદ્ધર્ષિ

### પૃ. ૩૫૯ થી ૩૮૫

VIII

## વિભાગ ૮ મો. ગ્રથકારનો સમય.

### દશમી શતાબ્દિ

*Extracts from Prof Harman Jacobi's Preface to*

# Upamitibhava Prapancha Katha



Upamitibhava Prapancha Katha is the first extensive and elaborate Allegory in Indian Literature, it precedes, by nearly two centuries, Krsnmispras famous play, the Prabhodhachandrodaya, which has ever since been regarded as a model of allegorical composition by a host of imitators It is a narrative consisting of a series of birth-stories, i e the hero of all stories is the same person in different births This is an old device common to Buddhists and Jainas, and it had been employed with great success by Haribhadra in constructing his Samaraichcha Kahā In that work the history of two persons, of whom the one of bad character had conceived a most intense hatred of, and desire of revenge towards, an essentially good person, is followed up through nine of their births in which they again happen to be brought together (P XV)

*     *     *

From this bare outline of the plan of the Upmitibhava Prapanchā Kathā it will be seen that it is the intention of the author to illustrate the Jaina religion, not however as a dogmatist but as a moralist. This same purpose serves several moral stories and lengthy sermons by saints inserted in proper places

Every thing is of course in strict accordance with Jaina orthodoxy as might he expected from so eminent a *Yati*; but he is not a narrow-minded zealot. Though he does in no way spare the heterodox systems, still he is of a truly catholic spirit, especially in an admirable passage ( p. 1220-7 ) where he eloquently declares that all truly religious men adore the same Supreme God, seek the same Law and strive after the same Highest Good, though they may use different words for expressing these true ideas.

( P. XVII )

× × ×

As a specimen of popular sanskrit style, as understood a thousand years ago, the Upamitibhava Prapancha Katha is of great interest, and it is worth while to notice some of the linguistic peace-liorities found in this work,... ... ...In this respect Siddharsi went further than most Jain writers, and he did so on purpose. For to him the subject matter, the moral truths he wanted to inpart to his reader, were of paramount importance, and everything else, style, and language, was subordinate to it. He likens his work to a wooden bowl, not to one of costlier materials, 'since it lacks high-flower words and ideas.' It is a proof of his original and independent spirit that he adopted his speech to the understanding of the general reader and employed idioms and words which no Pandit would ever have used in a sanskrit composition.

( P. XX & XXI )



# શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા

# [1]ઉપોદ્‌ઘાત

## ચાર અનુયોગ—

જૈન શાસ્ત્રગ્રંથોના ચાર મોટા વિભાગ પાડવામા આવ્યા છે તે લક્ષ્યમા રાખી એની ઉપયોગિતા, એનુ સ્થાન, એની વર્તમાન સ્થિતિ અને એના અધિકારી સબધી ખ્યાલ કરીએ

(૧) **દ્રવ્યાનુયોગ**—આમા ષડ્‌દ્રવ્ય સબધી વિચારણા આવે છે દ્રવ્ય એટલે પૈસા નહિ પણ ચીજ જેને નામ આપી શકાય એવી સર્વ ચીજો મૂળ વસ્તુઓને 'દ્રવ્ય' કહેવામા આવે છે જેમકે વૈશેષિકો 'પૃથ્વી, અપ્, તેજ, વાયુ, આકાશ, કાળ, દિગ્, આત્મા અને મન' એ નવને 'દ્રવ્યો' માને છે જૈન શાસ્ત્રકારોએ દ્રવ્યની વ્યાખ્યા કરી છે તેમા જીવ અને અજીવ પદાર્થોનો સમાવેશ કર્યો છે અજીવમાં પુદ્ગળ જેવા મૂર્ત્ત દ્રવ્ય સાથે ગતિસહાયક બળ **ધર્મ**, સ્થિતિસહાયક બળ **અધર્મ**નો સમાવેશ કરી તેમા Force નો પણ સમાવેશ કર્યો છે **કાળ** અને **આકાશ** (Time & Space) જેવા અમૂર્ત્ત અને વિવિક્ત (Abstract) પદાર્થોનો પણ સમાવેશ અજીવમા કર્યો છે આવી રીતે સચરાચર અખિલ લોક અલોકના સર્વ મૂર્ત્ત અમૂર્ત્ત પદાર્થોનો સમાવેશ 'દ્રવ્ય'ની વિચારણામા કર્યો છે આત્મા છે, તે નિત્ય છે, કર્મોનો કર્ત્તા છે, તેનો ભોક્તા છે, આત્માનો પરભવ છે, આત્મા કર્મથી લેપાયલો હોય ત્યા સુધી એને સસાર છે, આત્મા કર્મથી ઉપાયોવડે મુક્ત થઈ શકે છે—એ સર્વ વિચારણા 'જીવ' દ્રવ્યને અગે કરી આત્માનો અને કર્મનો સબધ અને તેના અચળ કાયદાઓનો પ્રખર વિચાર આ 'દ્રવ્ય'ની વિચારણામા

---

૧ ઉપોદ્‌ઘાતમા ભાષાવતરણના પૃષ્ઠોનો જ્યા નિર્દેશ થાય ત્યા પ્રથમ વિભાગમા આવેલા પ્રસ્તાવ ૧-૨-૩ ને અગે બીજી આવૃત્તિનો સમજવો અને બીજા ત્રીજા વિભાગમા આવેલા બાકીના કુલ પ્રસ્તાવોને અગે પ્રથમાવૃત્તિનો સમજવો

કરતાં આત્મા નવાં કર્મોને કેવી રીતે મેળવે છે? કઈ રીતે આવતાં બંધ કરી શકે છે? અને અગાઉ મેળવેલાં કર્મોને કેવી રીતે આત્માથી દૂર કરી શકે છે? વિગેરે અનેક વિચારણા આ દ્રવ્યાનુયોગમાં કરવામાં આવેલ છે. આત્મા કર્માવૃત્ત હોય ત્યારે એની દશા કેવી હોય છે? શામાટે હોય છે? અને એના વિકાસમાં પુરુષાર્થને કયું સ્થાન છે? અને તે કેમ પ્રાસવ્ય છે? વિગેરેની વૈજ્ઞાનિક વિચારણા આ અનુયોગમાં કરવામાં આવી છે. દ્રવ્યાનુયોગમાં માનસશાસ્ત્ર ( સાઇકોલોજી ), તર્કશાસ્ત્ર( લોજિક )નો પણ સમાવેશ થાય છે. એથીકસ( નીતિશાસ્ત્ર )નો કેટલોક વિભાગ દ્રવ્યાનુયોગમાં આવે છે અને કેટલોક વિભાગ ચરણકરણાનુયોગમાં આવે છે. જૈન સાહિત્યનો એક સુંદર વિભાગ 'દ્રવ્યાનુયોગ'ની વિચારણામાં આવી જાય છે અને એ વિભાગમાં નય પ્રમાણના સિદ્ધાન્તો, કર્મના સિદ્ધાન્તો, સપ્તભંગીની વ્યાખ્યાઓ, નિગોદ અને મોક્ષનું સ્વરૂપ અને આત્માના વિકાસના માર્ગો—એ એની અન્ય દર્શનકારોથી સ્પષ્ટ જુદી પડે એવી પ્રવાહપદ્ધતિ છે. દ્રવ્યાનુયોગનો ઉપયોગ આ ગ્રંથના લેખકે ( શ્રી સિદ્ધર્ષિ ગણિએ ) કેવી સુંદર માર્મિક હાર્દિક પદ્ધતિએ કર્યો છે તે વિચારતાં આ દ્રવ્યાનુયોગની વિશિષ્ટતા બતાવવાના પ્રસંગો આગળ ઉપસ્થિત થશે આ અનુયોગ જીવતો છે અને એના અભ્યાસીઓ અત્યારે પણ સારી સંખ્યામાં સુલભ્ય છે.

**( ૨ ) ગણિતાનુયોગ**—આમાં જૈન દૃષ્ટિએ પૃથ્વીની રચના, ચૌદ રાજલોકની વ્યવસ્થા, વિમાનોનાં સ્થાનો, નરકનાં પાથડા અને આંતરા, જંબૂદ્વીપ, ભરતક્ષેત્ર, અઢીદ્વીપમાં મનુષ્યલોક વિગેરે વિશ્વવ્યવસ્થા( Cosmology )નો સમાવેશ થાય છે. ગણિતમાં સરવાળા બાદબાકીથી માંડીને વર્ગમૂળ, ઘનમૂળ અને શીર્ષપ્રહેલિકા સુધીના અંકોની ગણતરીઓ આવે છે. આંગળનાં પ્રમાણો અને ક્ષેત્રોની ગણતરી, પર્વતોની ઊંચાઈ ને પહોળાઈ, ચક્રવર્તીના ષટ્ખંડ સાધવાના ગમનાગમનના માર્ગો વિગેરે અનેક બાબતો એ અનુયોગમાં આવે છે. એ અનુયોગ એકંદરે ઘણો શુષ્ક લાગે છે. તેને રસમય બનાવવાનો પ્રયત્ન આ કાળમાં વૈજ્ઞાનિક પદ્ધતિએ કોઇએ કર્યો હોય એવું જાણવામાં નથી. એક જૈન ગણિતાનુયોગના દક્ષ—પ્રવિણ ( Expert ) સાથે મળવાનું થતાં તેઓ એમ કહેતા હતા કે ભૂમિતિ

તેમજ બીજગણિતની અનેક રચનાના બીજ જૈન ગણિતમા લભ્ય છે એમણે મને સશ્લેષ અને વિનિમય (Permutations અને Combination)ની એવી સુદર ગણતરીઓ બતાવી હતી કે હુ તો તેની વિગત સાભળીને જ છક્ક થઈ ગયો ક્ષેત્ર સબધી ઉપરચોટીઆ જ્ઞાનને બાજુએ મૂકીએ તો જૈનનો ગણિતાનુયોગ તદ્દન લુપ્ત ન થઇ ગયો હોય અગર તો થઇ જવાની અણી ઉપર હોય તેમ દેખાય છે એ સબધમા કોઈ અભ્યાસીનુ લક્ષ્ય દેખાતુ નથી

**( ૩ ) ચરણકરણાનુયોગ**—આમા ચર્યા અને ક્રિયાનો સમાવેશ થાય છે જૈન શાસ્ત્રગ્રથોનો એક મોટો ભાગ આ અનુયોગની વિચારણા કરે છે ચારિત્ર એટલે Character એમા ઘનાવૃત્ત સ્થિતિવાળા આત્માથી શરૂ કરીને એના વિકાસક્રમના માર્ગો બતાવતા જ્યારથી એ અત્ય પુદ્ગળપરાવર્તમા આવે ત્યારથી એની દશા કેવી રીતે બદલાય છે ? એ ઓઘસજ્ઞા છોડી યોગદૃષ્ટિમા કેવી રીતે આવે છે ? ત્યા એનો ક્રમસર વિકાસ કેમ થાય છે ? એ માર્ગ પર આવતો જાય ત્યારે એમા માર્ગાનુસારીના ગુણો કેમ વધતા જાય છે ? તે ગુણો કયા કયા છે ? પછી તે યથાપ્રવૃત્તિકરણ અને અપૂર્વકરણ કરી અનાદિ મોહગ્રથીનો કેવી રીતે ભેદ કરે છે ? જુઓ( નોટ પૃ ૮૬–૮૮ પ્રથમ વિભાગ ) એને વેદ્ય-સવેદ્ય પદ કેમ પ્રાપ્ત થાય છે ? સમકિત એ શી ચીજ છે ? આત્મવિકાસમા એનુ શુ સ્થાન છે ? દેશવિરતિ પદ શુ છે ? એમા દ્રવ્ય અને ભાવના ભેદ કેવા છે ? ચારિત્રમા સર્વવિરતિ કોણ થઈ શકે છે ? એની અપ્રમત્ત પ્રમત્ત દશાના શો તફાવત છે ? એમા દ્રવ્ય ભાવપણુ કેવુ હોય છે ? ત્યાથી પ્રગતિ કરતા ક્ષીણમોહ કેમ થાય છે ? મન-વચન-કાયાના યોગોનો આત્મવિકાસ સાથે કેવો સબધ છે ? કષાયનુ અથવા આખા મોહનીયકર્મનુ સસારમા શુ સ્થાન છે ? કૈવલ્યજ્ઞાન કોને અને ક્યારે મળે છે ? મુક્તિ શી ચીજ છે ? વિગેરે પ્રગતિ માર્ગના રસ્તાઓને અગે આખો આત્મવિકાસક્રમ આ અનુયોગમા અનેક રીતે બતાવ્યો છે એના પેટાભેદોનો પાર નથી કર્મ ગ્રહણ કરવાના માર્ગો, છોડવાના માર્ગો, નીતિ વિભાગ અને કર્મ સાહિત્ય આ અનુયોગ સાથે આકરી રીતે જોડાયલુ રહે છે એમા ક્રિયાવિભાગને અગે દ્રવ્યક્રિયા અને ભાવક્રિયાના સૂત્રો જોડાયલા રહે છે એમા આઠ, સત્તર,

એકવીશ, એક સો આઠ પ્રકારની જિનપૂજા, દેવદર્શન વિધિ, સામાયિકના પ્રકારો, છ આવશ્યક, પર્વદિને કરવાની વિશેષ ક્રિયાઓ, પ્રતિષ્ઠા વિધિ, ભોજન વિધિ, પ્રત્યાખ્યાનના લાભો અને પ્રકારો, ગુરુવંદનની વિધિઓ અને લાભો વિગેરે આત્મવિકાસના અનેક ક્રિયામાર્ગો બતાવવામાં આવે છે. શ્રાવકના બાર વ્રતો, સાધુના પાંચ મહાવ્રતો, સંવરના માર્ગો અને બાર પ્રકારના બાહ્ય અભ્યંતર તપના વિધિ, પ્રકાર અને પરિણામો પર તેમાં વિચારણા આવે છે અને નિત્ય નૈમિત્તિક ક્રિયાના રસ્તા સવિસ્તર જણાવવામાં આવે છે. દ્રવ્યાનુયોગ અને આ ચરણકરણાનુયોગ તદ્દન વિવિક્ત–ભિન્ન છે, છતાં અરસપરસ જોડાયલાં હોઈ કેટલીક વાર ઉપલક દૃષ્ટિએ ભેળસેળ થઇ ગયેલા લાગે છે, પણ સમાધાન નજરે જોઇએ તો પૃથક્કરણપૂર્વક બરાબર જુદા પાડી શકાય તેવી રીતે સંકળાયલા દેખાય છે. અભ્યાસની નજરે દ્રવ્યાનુયોગની મહત્તા સાથે પ્રગતિને અંગે આ ચરણકરણાનુયોગની મહત્તા એટલી જ છે અને જ્ઞાનક્રિયાનો સહભાવ સમાનભાવે દેખનાર અને ઉપદેશનાર બન્નેનું સાહચર્ય બહુ ઉપયોગી અને ખાસ જરૂરી પંગુ–અંધ ન્યાયે બતાવે છે. આ બાબતના અભ્યાસી અને ક્રિયા કરનાર મોટી સંખ્યામાં લભ્ય છે–જો કે યોગનું જ્ઞાન સંપ્રદાયથી લુપ્તપ્રાય થઈ ગયું જણાય છે.

( ૪ ) **ધર્મકથાનુયોગ**—ચરિત્રો, કથાઓ, વાર્તાઓ, પ્રબંધો, જીવનચરિત્રો, રાસો–એનો એક જુદો જ અનુયોગ છે. સાધારણ રીતે ધર્મની હકીકત શુષ્ક લાગે છે, પણ દાખલા દૃષ્ટાંત સાથે જ્યારે તેને બતાવવામાં આવે ત્યારે સર્વ જીવો પર તે બહુ અસર કરે છે અને બાળજીવો ઉપર તો તેના ઉપકારનો પાર રહેતો નથી. જૈનનો કથા સાહિત્ય વિભાગ હિંદમાં મશહુર છે અને યૂરોપીય સ્કોલરો પણ એની મુક્તકંઠે પ્રશંસા કરી રહ્યા છે. કથાસાહિત્યનો વિકાસ જૈનોએ બહુ મોટા પાયા પર કર્યો છે. જ્ઞાતાધર્મકથાસૂત્રમાં પૂર્વે સાડાત્રણ ક્રોડ કથાઓ હતી એમ કહેવાય છે. અત્યારે જે કથાસાહિત્ય લભ્ય છે તે પણ ગૌરવાન્વિત છે અને એની ખાસ ખૂબી એ છે કે તે નીતિની પોષણા માર્મિક રીતે કરે છે. છેલ્લા ત્રણસો વર્ષોમાં ' રાસા 'નું સાહિત્ય ખૂબ વિસ્તાર પામ્યું તે આ કથાસાહિત્યની રસમયતા સમજી સમાજના લાભને અર્થે વિદ્વાનોએ

કરેલ અભ્યાસના પરિણામ દર્શાવનાર પ્રયાસનું ફળ છે અને તે સર્વ પ્રકારે અધિકારીને લાભકારક નીવડે છે અને નીવડેલ છે સસ્કૃત ભાષામા અનેક સુપ્રસિદ્ધ ચરિત્ર ગ્રથો છે, પ્રાકૃતમા એનો પાર નથી અને ગુજરાતીમા ગદ્યપદ્ય બન્નેમા સેકડો–હજારો ચરિત્રો છે મૂળ ગ્રથના ટીકાકારોથી માડીને સર્વ લેખકો ધર્મકથાનુયોગની મહત્તા સ્વીકારતા આવ્યા છે અને તેટલા માટે દરરોજ વ્યાખ્યાન–પ્રવચન થાય છે જેમા સર્વ અધિકારીઓ સમજી શકે તે માટે પાછળના ( ભાવના અધિકારમા ) વ્યાખ્યાનમા એક રસભરી કથા વાચવાનો પ્રબધ પ્રચલિત છે

આ ચાર અનુયોગમા જૈનધર્મના કુલ સાહિત્યનો સમાવેશ થાય છે એ સર્વ અનુયોગની જરૂરીઆત અને ઉપયોગિતા આ ગ્રથના કર્ત્તા શ્રી સિદ્ધર્ષિગણિને જણાયલી હતી અને એનો એમણે કઈ રીતે ઉપયોગ કર્યો છે તે આપણે જોઇએ

કથા કહેવાની જૈન પદ્ધતિ તદ્દન સ્વતત્ર અને સચોટ છે એમ પ્રો હર્ટલે અનેક રીતે સિદ્ધ કર્યું છે ( જુઓ કૉન્ફરન્સ હેરલ્ડ પુ ૧૧ સાહિત્ય અક જુલાઇ, ૧૯૧૫ પૃ ૨૨૭ ) તેઓ કહે છે કે “ બૌદ્ધ ભિખ્ખુઓનો અભ્યાસ અને સાહિત્ય રસ મધ્યકાળમા ઉતરતો જ ગયો અને આખરે ભારતવર્ષમાથી બૌદ્ધ ધર્મ અદૃશ્ય થઇ ગયો જ્યારે જૈનો શાસ્ત્રના પૂર્ણ અભ્યાસથી અને સસ્કૃત પ્રાકૃત ભાષા પરના અસાધારણ કાબૂથી પોતે જે સ્થાન વ્યાપારી વર્ગના કમાયલા વિભાગમા અને ક્ષત્રિયોમા પ્રાપ્ત કરી શકયા હતા તેને ટકાવી શક્યા અને ઉત્તર પશ્ચિમના રાજાઓ ઉપર જે અસર નીપજાવી શકયા હતા તેને જાળવી રાખી શકયા અને તેથી અત્યારના વખત સુધી જૈનો સારામા સારા વાર્તા કહેનાર હતા અને રહી શકયા તેમા જરા પણ આશ્ચર્ય પામવા જેવુ નથી ”

કથાસાહિત્યનુ આ સ્થાન જૈન શાસ્ત્રગ્રથોમા છે અને તે મહત્ત્વ જૈનોના પૂર્વપુરુષોને જાણીતુ હતુ તેના શાસ્ત્રગ્રથોમા અનેક પુરાવાઓ છે બાળજીવોનો કથા સાથે સબધ તેઓ અનેક રીતે સુસ્પષ્ટ પણે કહેતા આવ્યા છે અને તેનુ ઉપયોગીપણ સ્વીકારતા રહ્યા છે

## કથાનુયોગની વિશિષ્ટતા

ધર્મકથાનુયોગનું આ સ્થાન જૈન ઋષિ મુનિઓને સુવિદિત હોઇ એમણે કથાનુયોગને બહુ ઝળકાવ્યો છે. કથાની મારફતે દાખલા દૃષ્ટાન્તથી કહેવાનો મુદ્દો અસરકારક રીતે ઠસાવી શકાય છે તે વાતની સ્પષ્ટતા આગમના સમયથી જૈન ધર્મ ગ્રંથોમાં સારી રીતે જાણીતી અને સ્વીકારાયલી હોવાથી પ્રાકૃત ભાષામાં પણ અદ્ભુત કથાસંગ્રહ જોવામાં આવે છે. 'તરંગલોલા', 'સમરાઇચ્ચકહા' અને 'પઉમચરિયમ્' એનાં જાણીતાં ઉદાહરણો છે. એ કથાઓ પ્રસિદ્ધ થયા પછી સાહિત્યરસિકોનું ધ્યાન જૈન કથાઓ તરફ સારી રીતે ખેંચાઇ રહ્યું છે.

અમુક અનુયોગ વધારે ઉપયોગી છે કે ઓછો ઉપયોગી છે એમ કહી શકાય તેમ નથી. ક્રિયારસિક જીવોને ચરણકરણાનુયોગની ઉપયોગિતા વધારે લાગે, ત્યારે જ્ઞાનપિપાસાવાળા જિજ્ઞાસુને દ્રવ્યાનુયોગ વધારે ઉપયોગી જણાય. વિકાસક્રમમાં જે પ્રાણી જે સાધનધર્મો આદરે અને પોતાને ઉપકારક જાણે કે માને તેને અનુસારે તેને ચાર પૈકી અમુક અનુયોગ વધારે ઉપયોગી લાગે. ધર્મકથાનુયોગ એકંદરે એવો સુંદર છે કે એ સર્વ પ્રકારના અધિકારીને બહુ લાભપ્રદ થઈ પડે. કથાનો લેખક અથવા કથક કથારસિક અને અનુભવી હોય, લેખના જોમમાં મુદ્દા ચૂકનાર ન હોય, તો તે અંતરપટ ઉપર અસાધારણ અસર ઉપજાવી બહુ સુકોમળ રીતે પોતાનું કામ સાધી શકે છે, એના કાર્યક્ષેત્રમાં એને બહુ દલીલ કે ચર્ચાઓ કરવી પડતી નથી અને એ પોતાનું વક્તવ્ય એવી સરળતાથી દબાણ કર્યા વગર કે નિરસ થયા વગર કહી શકે છે કે એની સરખામણી અન્ય અનુયોગનાં લખાણો સાથે થઈ શકે નહિ. જ્યારે લેખક પોતાનું કાર્ય શુષ્ક થયા વગર સાધી શકતો હોય ત્યારે તેમાં એક અનેરી મજા આવે છે અને માનસશાસ્ત્રનો વિશુદ્ધ અભ્યાસી કથનકાર હોય તો તે આ ધોરણે શુષ્ક થયા વગર સુંદર પરિણામો નીપજાવી શકે છે.

જૈન લેખકોએ કથાનુયોગની આ વિશિષ્ટતા જોઈ લીધી છે, સમજી લીધી છે અને તે હકીકતનો તેમણે પૂરતો લાભ લીધો છે. અનુભવના ઉદ્ગારો, મહાન્ સત્યો અને સામાન્ય વિશેષ નીતિનાં સૂત્રોનો વિચાર

કથાદ્વારા તેમણે બહુ સારી રીતે કરી સમાજ ઉપર ભારે ઉપકાર કર્યો છે અને તેથી કથાસાહિત્ય આજે પણ ઘણા રસથી વચાય છે

## વિશિષ્ટતામાં વિશિષ્ટતા

કથાનુયોગની આ વિશિષ્ટતા યોગ્ય છે અને તેનો પૂરતો લાભ જૈન સાહિત્યકારોએ લીધો છે, પણ તેમા એક ખાસ વિશિષ્ટતા છે તે જરૂર લક્ષ્યમા રાખવા યોગ્ય છે જૈન લેખકો **કલ્પિત કથા-** ( Fiction )મા માનતા નથી, તેઓ મનથી ઉઠાવેલી વાતો કરવા ઇચ્છતા નથી, તેઓ જીવનચરિત્રોને ખૂબ બહલાવે છે બનાવટી વાત વાચતા તે ખોટી કે ઊભી કરેલી છે એવો ખ્યાલ હોવાથી તે વાચનારના મન ઉપર પૂરી અસર કરતી નથી આવી તેમની માન્યતા છે, તેથી તેઓ ગમે તે વાર્તા લખે તે બનેલી જ લખે છે પૂર્વ-પુરુષોથી સાભળેલી અથવા શાસ્ત્રગ્રથોમા લખેલી વાર્તા હોય તેને ભાષામા દીપાવવા અને તેને આભૂષણો પહેરાવવામા તેઓને વાધો નથી, પણ આખી વાત તદ્દન નવીન ઊભી કરવાની પદ્ધતિ તેમણે સ્વીકારી હોય એમ જણાતુ નથી[૧] ભાષામા રાસોની રચના થઇ તેમા પણ ક્રમ એ જ જણાય છે કે વાર્તાની અસલ વસ્તુ કોઇ પણ શાસ્ત્રગ્રથમાથી લેવામા આવે અને તેને દીપાવવામા આવે શ્રીપાળ-રાજાનો કે ચદરાજાનો કે બીજા કોઇ પણ રાસ જોઇએ તો તેની મૂળવસ્તુ નાના પાયા ઉપર શાસ્ત્રગ્રથોમાથી મળી આવે, અને એમ છતા એ દરેક ભાષાગ્રથોમા કર્ત્તાનુ વ્યક્તિત્વ, કવિત્વ અને વિશિષ્ટત્વ જરૂર આવે એક વાર્તાને આગળ પાછળ ઓપ આપવામા અને એના પર કવિતાની ધૂન લગાવવામા વાધો નથી, પણ મૂળવસ્તુને કે વાતને વિરોધ ન આવે તેવી જ રીતે અને તેટલી જ છૂટ કવિઓથી લઈ શકાય છે આ સાર્વત્રિક નિયમનો બરાબર અમલ થયો છે તે અનેક ગ્રથોના પારચયથી સમજાય તેમ છે અને આ ગ્રથના લેખકે તેનો ભગ કર્યા છતા તે નિયમ બરાબર જાળવ્યો છે તે આગળ જોવાશે

---

૧ આ ચરિત્રોને અગે હકીકત છે પચતત્ર જેવી વાતો તદ્દન જુદી કક્ષામા આવે છે તેને આ હકીકત સાથે સબધ નથી એવી કથાઓ નીતિ કથા કહેવાય છે ત્યા બનાવટથી વાર્તા કહેવાય છે, પણ તેમા શ્રોતા અને વક્તા બન્ને તે વાતને નીતિના અમુક મુદ્દાના પોષક તરીકે જ સમજે છે

## કથાના પ્રકારો

કથાનુયોગની વિશિષ્ટતા અને જૈન કથાનુયોગની ખાસ વિશિષ્ટતા જાણ્યા પછી આપણે કથાના પ્રકારો જોઇ લઇએ. સામાન્ય રીતે કથાના ચાર પ્રકારો પાડવામાં આવે છે : ધર્મકથા, અર્થકથા, કામ-કથા અને સંકીર્ણકથા. અર્થકથામાં પૈસાની વાતો આવે છે અને કામ-કથામાં ઇંદ્રિયના વિષયભોગની અને ખાસ કરીને સ્ત્રી સંબંધી કથા આવે છે. આ બન્ને પ્રકારમાં જો કાંઈ ખાસ મુદ્દો ન હોય અને માત્ર વખત ગાળવા કે સંસારરસ જમાવવા પૂરતી જ કથા થતી હોય તો આત્મવિકાસની નજરે એ કથા ત્યાજ્ય ગણવામાં આવે છે. આ નજરે અત્યારના નોવેલો અને નવલિકાઓ કયા સ્થાનમાં આવે છે તે વિચારી લેવા જેવું છે. એમાં પણ કાંઇ અંતિમ સાધ્ય આત્મવિકાસને અંગે હોય તો દૃષ્ટિભેદે તેનો અમુક અંશે સ્વીકાર પણ થઇ શકે. લેખકનો આશય અને વાંચનારના મન પર તે કેવી અસર ઉપજાવી શકશે તત્સંબંધી તેની પ્રભુતા પર આ દૃષ્ટિએ કથાનું સદસત્પણું નિર્ણિત થાય છે.

કથાસાહિત્યના સંબંધમાં વિસ્તારથી વિચારો શ્રીહરિભદ્રસૂરિએ ' સમરાઇચ્ચકહા 'ની શરૂઆતમાં કર્યા છે તે ખાસ વિચારવા યોગ્ય છે. તેનો સાર નીચે પ્રમાણે છે:—

" પૂર્વાચાર્યોના સંપ્રદાય ( પ્રવાદ ) પ્રમાણે કથાની વસ્તુ ત્રણ " પ્રકારની હોય છે: **દિવ્ય, દિવ્યમાનુષ્ય** અને **માનુષ્ય**. 'દિવ્ય' " વસ્તુમાં દેવતાનું ચરિત્ર વર્ણવવામાં આવે છે. ' દિવ્યમાનુષ્ય 'માં " દેવ અને મનુષ્ય બન્નેનું વર્ણન કરવામાં આવે છે. ' માનુષ્ય 'માં " માત્ર મનુષ્યોનું ચરિત્ર વર્ણવાય છે.

" કથા ચાર પ્રકારની હોય છે: **અર્થકથા, કામકથા, ધર્મ-" કથા** અને **સંકીર્ણકથા**.

" પૈસા કેમ ઉપાર્જન કરવા–મેળવવા એની જેમાં વાતો આવે, " જેમાં અસિ, મસિ, કૃષિ, વાણિજ્ય ( વ્યાપાર ) અથવા શિલ્પની " હકીકતો આવે, જેમાં ધાતુવાદ વિગેરે મહાઆરંભની વાતો આવે, " જેમાં સામ, દામ, ભેદ, દંડ આદિ નીતિઓની વાતો હોય તેને " ' **અર્થકથા** ' કહેવામાં આવે છે.

"જેમા કામભોગની પ્રાપ્તિની વાતો હોય, જેમા ચિત્ત, શરીર, વય,
" કળા અને દક્ષતાના વિચારો કરવામા આવ્યા હોય, જેમા અનુરાગ
" કેમ કરવો? શરીરમા રુવાડા ક્યારે ઊભા થાય? રૂસામણી કેમ
" કરાય? જોગ કેમ મેળવાય? વિગેરે વાતો હોય, જેમા દૂતી મારફત
" સદેશા કેમ મોકલવા? આનદના ભાવો કેમ બતાવવા? વિગેરે
" ચેષ્ટાદિની વાતો આવતી હોય તેને **'કામકથા'** કહેવામા આવે છે

"જેમાં ધર્મના ઉપાદાનની વાતોની ચર્ચા હોય, ક્ષમા, નિર-
" ભિમાનતા, સરળતા, નિર્લોભપણુ, તપ, સયમ, સત્ય, શૌચ,
" નિષ્પરિગ્રહપણુ અને બ્રહ્મચર્યની વાતો હોય, જેમાં અણુવ્રત,
" દિશિપરિમાણ, ભોગોપભોગ પરિમાણ અને અનર્થદડથી પાછા
" હઠવાપણુ હોય, જેમા સામાયિક, પૌષધોવાસ, ઉપભોગ-પરિ-
" ભોગના પરિમાણનો સક્ષેપ અને અતિથિસવિભાગની વાતો હોય
" અને જેમા અનુકપા, અકામસકામનિર્જરા વિગેરેની ચર્ચા હોય
" તેને **'ધર્મકથા'** કહેવામા આવે છે

"જેમા ધર્મ, અર્થ અને કામ-ત્રણે વર્ગના ઉપાદાનનો સબધ
" આવતો હોય, કાવ્ય કથા કે ગ્રથાર્થનો જેમા વિસ્તાર હોય, જે
" લૌકિક વેદ અથવા સમયમા પ્રસિદ્ધ હોય અને જે કોઈ બાબતના
" ઉદાહરણ તરીકે અપાતી હોય અને જેમા હેતુ અને કારણ સમ-
" જાતા હોય તેને **'સકીર્ણકથા'** કહેવામા આવે છે

હરિભદ્રસૂરિ મહારાજ સદર ગ્રથમા ત્યારપછી શ્રોતાના અધમ, મધ્યમ અને ઉત્તમ એમ ત્રણ પ્રકાર પાડે છે કથારચનામા એ વિભાગ પણ ઉપયોગી છે અને આપણા લેખક શ્રી સિદ્ધર્ષિગણિએ એ વિષય પણ પોતાના ઉપોદ્ઘાતમા ચર્ચ્યો છે તેથી તે પણ અત્ર પ્રસ્તુત ગણવામા આવ્યો છે શ્રીહરિભદ્રસૂરિ સમરાઇચ્ચકહા ચારૂ કરતા કહે છે કે.—

"ક્રોધ, માન, માયા અને લોભથી ઘેરાયેલી બુદ્ધિવાળા, પરલોક દર્શનથી પરાઙ્મુખ, આ ભવમા જ સર્વ બાબત પરમાર્થ સમજનાર, જીવો તરફ અનુકપા વગરના અને તામસી પ્રકૃતિવાળા અધમ પુરુષો દુર્ગતિમા જવાની બીજભૂત અને સુગતિની દુશ્મન તથા પરમાર્થ દૃષ્ટિએ અનેક અનર્થોથી ભરેલી **અર્થકથામા** રસ લે છે

"શબ્દ વિગેરે વિષયરૂપ વિષમાં મોહિત થઇ ગયેલા ભાવશત્રુરૂપ ઇંદ્રિયોને અનુકૂળ વર્તનારા અને પરમાર્થના માર્ગને નહિ સમજનારા, અમુક વસ્તુ સુંદર છે, અમુક વધારે સુંદર છે, એમ સુંદર અસુંદરમાં કોઇ જાતનો નિશ્ચય પોતાની બુદ્ધિથી નહિ કરનારા, રાજસી પ્રકૃતિવાળા મધ્યમ પુરુષો–સમજુ માણસોને ઉપહાસ કરવા યોગ્ય અને માત્ર વિડંબન કરાવે તેવી અને આ ભવમાં પણ માત્ર દુ:ખને જ વધારનારી **કામકથા**માં રસ લે છે.

"કાંઇક સુંદર લોકો જેઓ ઉભય લોક તરફ સાપેક્ષ દૃષ્ટિવાળા હોય છે, જેઓ વ્યવહારકુશળ ગણાય છે, પરમાર્થ નજરે જેઓ સાર વિજ્ઞાનથી રહિત હોય છે, જેઓ ક્ષુદ્ર ભોગને મોટા કરીને માનનારા નથી પણ ઉદાર ભોગમાં વિશેષ તૃષ્ણારહિત છતાં તેને તજી શકતા નથી તેવા કાંઇક સાત્ત્વિક મધ્યમ પુરુષો ચોક્કસ આશય નજરમાં રાખી સુગતિ અને દુર્ગતિને માર્ગે લઇ જનારી જીવલોકના સ્વભાવ અને વિભાવ બન્નેને રજૂ કરનારી પણ સકળરસના સારભૂત અને અનેક પ્રકારના ભાવોને જગાડનારી **સંકીર્ણકથા**માં રસ લે છે.

"જે લોકો જન્મ, જરા, મરણથી ઉત્પન્ન થતા દુ:ખને સમજનારા હોઇ પરભવ તરફ બરાબર નજર રાખનારા, કામભોગથી વિરક્ત રહી પાપના લેપથી લગભગ મુક્ત રહેનારા અને પરમપદના સ્વરૂપને સમજનારા હોઇ સિદ્ધિસંપત્તિની નજીક આવી પહોંચેલા હોય છે તે સાત્ત્વિક ઉત્તમ પુરુષો સ્વર્ગ અને મોક્ષના માર્ગે વર્તનારી અને તત્ત્વજ્ઞ ડાહ્યા માણસોથી પ્રશંસા પામેલી સર્વ કથાઓમાં શ્રેષ્ઠ મહાપુરુષસેવિત **ધર્મકથા**માં રસ લે છે."

આ કથાસ્વરૂપ, વિભાગ અને શ્રોતાના પ્રકાર ખાસ લક્ષ્યમાં રાખવા જેવા છે. વિકથાના એક સ્થાનકે ચાર વિભાગ પાડ્યા છે: રાજકથા, દેશકથા, સ્ત્રીકથા અને ભોજનકથા. આપણે છાપાઓ વાંચીએ તેમાં રાજકથા કે દેશકથા હોય છે, ચાલુ નવલો કે નવલિકાઓ વાંચીએ તેમાં વિશેષત: સ્ત્રીકથા હોય છે અને પ્રાકૃત મનુષ્યો ભોજનની વાતો–તેના પ્રકાર–તેની તૈયારીની વાતમાં ખૂબ રસ લે છે અને તે સંબંધી વાતો કરે છે, તે ભોજનકથા કહેવાય છે. આ સર્વ વિકથા હોઇ કરવા યોગ્ય નથી. અત્ર તે પર વિશેષ ઉલ્લેખ નહિ કરીએ, કારણ કે ઉપરની વ્યાખ્યા પ્રમાણે એ સ્વત: ત્યાજ્યના

વિભાગમા આવી જાય છે એનુ વિશેષ વર્ણન શ્રાદ્ધદિનકૃત્યાદિકમા છે શ્રી સિદ્ધર્ષિગણિએ ચાલુ જમાનામા લખાય તે પ્રકારનો ઉપોદ્ઘાત લખતા શરૂઆતમા કર્તવ્યસૂચવન કરતા ચાર વાતો કરી છે તજવા યોગ્યનો ત્યાગ કરવો ( હેય વિભાગ ), કરવા યોગ્ય કરવુ ( કર્તવ્ય વિભાગ ), પ્રશસા કરવા યોગ્યના વખાણ કરવા ( શ્લાઘ્ય વિભાગ ) અને સાભળવા યોગ્યનુ સાભળવુ ( શ્રોતવ્ય વિભાગ ) આ શ્રોતવ્ય વિભાગમા કથાનુયોગનો સમાવેશ કર્યો છે ( ભાષા પૃષ્ઠ ૩-૪ ) ત્યારપછી લગભગ શ્રી હરિભદ્રસૂરિ પ્રમાણે તેમણે કથાના ચાર વિભાગ પાડ્યા છે તેમણે પણ મુખ્યત્વે કરીને તો ‘ ધર્મકથા ’ કરવાનુ જ કહ્યુ છે પણ તેમણે સકીર્ણકથાને કાઇક સારુ-કાઇક ઊંચુ સ્થાન આપ્યુ હોય એવો ભાવ નીકળે છે એમણે પોતાની કથાને-આ ગ્રથને ‘ ધર્મકથા ’ કહી છે પણ સાથે એમણે જણાવી દીધુ છે કે ‘ આ કથા કોઇ કોઇ સ્થાનકે સકીર્ણ રૂપ લે છે ત્યા તે ધર્મકથાના ગુણની અપેક્ષા રાખે છે ’ એમણે સ્પષ્ટ જણાવ્યુ નથી છતા આખા પુસ્તકનુ બધારણ જોતા આ કથાને ‘ સકીર્ણ ’ કથાની કક્ષામા મૂકવામા આવે તો મને **વધારે યોગ્ય લાગે** છે એ રીતે ‘ સમરાઇચ્ચ-કહા ’ પણ એ જ કક્ષામા મૂકવી જોઇએ એવો મારો આધીન મત છે

**સકીર્ણકથા—**

સકીર્ણકથા કરવામા તેમનો આશય ઘણો વિશાળ છે તે આપણે બે સ્થાનકે બરાબર જોઇ શકીએ છીએ તેઓ પોતાની પ્રસ્તાવનામા જણાવે છે કે ‘ સસારરસિક મોહાસક્ત મુગ્ધ પ્રાણીઓના મનમા શરૂઆતમા ધર્મ ભાસમાન થતો નથી-ઝળકતો નથી તેના તરફ આકર્ષણ થતુ નથી અને તેમ હોવાથી કામ અને અર્થ સબધી વાતો કરીને તેઓના મનનુ આકર્ષણ કરી શકાય છે આ રીતે વિક્ષેપદ્વારથી સકીર્ણકથાને સત્કથા કહેવામા આવે છે ’ ( ભા પૃ-૭ ) આ તેમનો અભિપ્રાય મનુષ્ય સ્વભાવના બારિક અવલોકનનું પરિણામ છે પ્રથમ સાધુ સમીપે આવનાર પાસે એકદમ ધર્મની-ત્યાગની-સવરની વાતો કરવામા આવે તો તે કેટલીક વાર બીજે દિવસ ગુરુ પાસે આવતો અટકી જાય એ વાત એમણે પ્રથમ પ્રસ્તાવમા નિષ્પુણ્યકના ચરિત્રમા સ્પષ્ટ કરી છે ત્યા એ ગુરુમહારાજ પાસે આવનારના મનમા કેવા કેવા ભાવો થાય છે તે બરાબર બતાવેલ છે એના ઉપનય

વિભાગમાં પૃ. ૧૩૬ થી એમણે ભારે યુક્તિપૂર્વક મનુષ્યની માનસ સ્થિતિ ( સાઇકોલૉજી ) પર વિચારણા કરી છે. જ્યારે ' અર્થ 'ની વાત ધર્મબોધકર કરે છે. અથવા ' કામ 'ની વાત કરે છે ત્યારે એને ભારે મજા આવે છે. પછી તત્ત્વજિજ્ઞાસા થાય છે ને ગુરુમહારાજ એની પાસે ધર્મ અને સમ્યક્‌ત્વ દર્શનનું સ્વરૂપ કહે છે તે એને ધીમે ધીમે રુચતું જાય છે. પ્રથમ પ્રસ્તાવનો પૃષ્ઠ ૧૩૬–૧૪૯ સુધીનો આખો ૨૦ મો વિભાગ બહુ સારી રીતે માનસ પરિવર્તન ( હ્યુમન સાઇકોલૉજી )નો અભ્યાસ બતાવે છે. એમની ઉપદેશપદ્ધતિ સીધી નથી પણ આડકતરી છે. તે રીતે એક વાર આકર્ષણ થાય એટલે પ્રાણીમાં જિજ્ઞાસા વધે છે અને એ પ્રકારે આક્ષેપદ્વારથી સંકીર્ણ-કથાને પણ એનો આશય લક્ષ્યમાં રાખીને સત્કથા કહેવી જોઇએ. તે રીતે આખા ગ્રંથની ઉપયોગિતા સિદ્ધ થાય છે. આ ' આક્ષેપક ' પદ્ધતિ છે. એમાં સીધી રીતે સમાધાન કરવાનું કાર્ય મુલ્તવી રાખવામાં આવે છે, પણ એના ઉપર લક્ષ બરાબર રાખવામાં આવે છે. તેના ઉપર ઉપકાર બુદ્ધિએ એક સૂત્ર લગાવવામાં આવ્યું છે કે " જે કોઇ પ્રકારે પ્રાણીને બોધ આપી શકાય તે પ્રકાર આદરીને તેને ઉપદેશ આપવાનો પ્રયત્ન હિતેચ્છુઓએ કરવા યોગ્ય છે. " ( પૃષ્ઠ ૭ ભાષાંતર ) અને તે પદ્ધતિ પ્રમાણે સંકીર્ણકથાને સત્કથા કહેવામાં આવે છે.

આ જમાનામાં સીધી વાત કરવાનો કેટલાકનો મત પડવા સંભવ છે. જે કહેવાનું હોય તે સીધું કહી દેવું, પછી શ્રોતાના પ્રારબ્ધ ઉપર આધાર રાખવો. એની સાથે જ્યારે સંસારની ગાઢતા, ઇંદ્રિયોનું જોર, અનાદિનો અભ્યાસ અને પરભાવ રમણની ટેવ ઉપર વિચાર કરવામાં આવશે ત્યારે સમજાશે કે ઉપદેશ આપવાની બાબતમાં તો ઘણી સંભાળ રાખવાની જરૂર પડે છે. મુંબઇમાં વ્યાખ્યાન (પ્રવચન) વાંચતાં જે ગ્રંથ ઉપયોગી ગણાય તે વડોદરામાં ન ચાલે, મુંબઇની ધમાલવાળી જીવનસરણીમાં અમુક પ્રકારની શૈલીનો ઉપદેશ વધારે સચોટ થાય છે અને ત્યાં સૂત્ર સિદ્ધાન્તનું તત્ત્વજ્ઞાનમય વાંચન એકંદરે શુષ્ક નીવડવાનો સંભવ વધારે રહે છે. એ વાતનો અનુભવ જેને છે તેઓ સમજી શકશે કે દેશ કે સ્થળની અપેક્ષાએ પણ જેમ ઉપદેશપદ્ધતિમાં ફેરફાર કરવો પડે છે તેમ વ્યક્તિગત ઉપ-દેશમાં તો ખાસ ફેરફાર કરવો પડે છે.

કથાસાહિત્યના ઉપાસકોએ માત્ર ઉપકારની બુદ્ધિએ તેટલા માટે બહુ પ્રકારના સાધનોનો ઉપયોગ કર્યો છે, છતા એક દરે પોતાનુ લક્ષ્ય ચૂકયા નથી સત્કથા લેખકનો હેતુ આતર જીવન સુધારવાનો હોઇ એનો અધિકારી જે રીતે સુધરી શકે, વિભાવ દશાનો ત્યાગ થઇ સ્વભાવનો આદર તેનાથી થાય તે માર્ગે પોતાની શક્તિ, પોતાનુ જ્ઞાન, પોતાની આવડત અને પોતાના અભ્યાસ અનુસાર સર્વેએ પ્રયત્ન કર્યો છે

જૈન કથાકારે સાધ્ય નિરતર લક્ષ્યમા રાખ્યુ છે તે તો તેમના આજીવન ત્યાગ અને ઉપકારબુદ્ધિથી સ્વીકારેલ કાર્યના પરિણામ રૂપે સમજી શકાય તેમ છે, પરતુ એક બીજી વાત ખાસ લક્ષમા રાખવા યોગ્ય છે તે એ છે કે એમનો અભ્યાસ પણ આજીવન ચાલુ રહેલો હોય છે કથાસાહિત્યની ખીલવણીમા તેમણે લૌકિક દૃષ્ટાન્તો, લૌકિક કહેવતો, લૌકિક કથાઓ અને લૌકિક સગીત કે છદનો પૂરતો ઉપયોગ હેતુને લક્ષ્યમા રાખી કર્યો છે પરિણામે નીતિની અદ્ભુત પોષણા આપવા સાથે તેઓ આખો વખત સમાજ સુધારણા અને ઉચ્ચ ગૃહસ્થ જીવનના આદર્શો અનેક પ્રકારે સમાજને આપી શક્યા છે કથાઓ કેવી યુક્તિથી રચાઇ છે એ પર ઘણુ કહી શકાય તેમ છે, પણ આ કથા તદ્દન વિલક્ષણ છે એટલે એ ઘણો આકર્ષક વિષય બીજા કોઇ પ્રસગ ઉપર મુલતવી રાખી હાલ કથા શાસ્ત્રરહસ્યની ચર્ચા કરી લઇએ

**કથા શાસ્ત્રરહસ્ય**

જૈન કથાકરોએ એક પણ કથા લોકરજન કે મનોરજન માટે કરી નથી એમણે કોઈ મુદ્દો લક્ષ્યમા રાખી કથા કહી છે અને આખી કથામા તે મુદ્દો ચૂકયા નથી

જૈન કથાકારોએ કથાનો ઉપયોગ દૃષ્ટાન્ત તરીકે કર્યો છે એટલે એક મૂળ મુદ્દો લઈને તેનો જીવત દાખલો કથાદ્વારા આપી તે સત્યનુ સમર્થન કર્યુ છે

એ સત્યસમર્થનમા પણ બનાવટી વાર્તા તેમણે મોટે ભાગે કરી નથી નવલ અથવા નવલિકાની પદ્ધતિ તેમણે કદી સ્વીકારી

નથી. પૂર્વપુરુષોના સંપ્રદાયથી ચાલ્યા આવેલા દાખલાઓને તેમણે કવિત્વમાં જોડી મલ્હાવ્યા છે, દીપાવ્યા છે, વધારે સ્પષ્ટ કર્યા છે.

કવચિત્ મુખપરંપરાની વાતો સાથે શાસ્ત્રપ્રસિદ્ધ ચાલી—લખાયલી વાતોનો પણ તેમણે ઉપયોગ કર્યો છે.

સાધારણ રીતે વાર્તામાં પેટા વાર્તાઓ તેમણે સદર હેતુ લક્ષ્યમાં રાખી દાખલ કરી છે.

ભાષા–બનતા સુધી તે વખતે પ્રચલિત લોક–ભાષા વાપરવાનો તેમણે ઉપયોગ રાખ્યો છે. આ બાબતમાં સકારણ તેમણે ફેરફાર કર્યો છે તેમ કોઈ કોઈ વાર જોવામાં આવે છે, છતાં એવો ફેરફાર તેમણે કારણ વગર કર્યો નથી તે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે.

આ કારણોને લઈને **કથાસાહિત્ય** જૈન દર્શનમાં પૂર્વકાળથી ઘણું માનવંતુ સ્થાન ભોગવે છે. જૈન દર્શનની મહત્તા અને વિશિષ્ટતા તો એના દ્રવ્યાનુયોગ પર છે, એનું તત્ત્વજ્ઞાન અને ખાસ કરીને એના નય નિક્ષેપના સિદ્ધાન્તો, એની સપ્તભંગી, એનો કર્મવાદ, એની નિગોદની પ્રતિપાદના અને એની આત્માની સિદ્ધિ એને બીજા દર્શનોથી જુદા પાડે છે. એના સ્યાદ્વાદમાં રહેલ રહસ્ય અત્યારે પણ ખાસ વિચારણીય સ્થાન ભોગવે છે અને ન્યાય–(Logic)ના આકરામાં આકરા વિમર્શ(Tests)ની સામે પણ ઊભું રહી શકે છે, ટકી શકે છે, છતાં એ વિશેષે કરીને વિદ્વદ્ભોગ્ય છે. કથાસાહિત્ય સર્વભોગ્ય છે, જિજ્ઞાસુને એ ઇષ્ટ હકીકત સુંદર રીતે આપે છે, મધ્યમ પ્રવાહ પર રહેલા રહસ્યના ઊંડાણમાં ઉતરવાની તાકાત ન ધરાવનારને એ નીતિમાર્ગ પર રાખી ધર્મમાં સ્થિર કરે છે અને એ રીતે કથાનુયોગ ધર્મપ્રવૃત્તિ અને ધર્મસ્થિરતામાં અપૂર્વ સ્થાન ધારણ કરે છે. દર્શન સિદ્ધાન્તમાં મુખ્ય સ્થાન તો દ્રવ્યાનુયોગને જ મળે, પણ મનસ્થિરતામાં અને બાળ તથા મધ્યમ જીવોના ઉપકારની નજરે જોઇએ તો કથાસાહિત્ય વધારે ઉપયોગી થઈ પડવાનો સંભવ રહે છે.

### I. ઉપમિતિ ભવપ્રપંચા કથા –

કથાનુયોગની એ વિશિષ્ટતા અને મહત્તા શ્રી સિદ્ધર્ષિગણિના લક્ષ્યમાં હોય એમ જણાય છે. એ આ ઉપોદ્ઘાત વાંચતા સહજ

પ્રતીત થશે આ ગ્રથને અગે નીચેના મુદ્દા પ્રથમ વિચારીએ નીચેના મુદ્દાઓ આખા ગ્રથને સમુચ્ચયે અવલબીને લખ્યા છે

૧ ગ્રથ પ્રયોજન અને વિષય
૨ ગ્રથકર્ત્તાની નમ્રતા
૩ રૂપક મહાકથા
૪ એના નામ ( અભિધાન ) પર વિચારણા
૫ કથાનુયોગનો આશ્રય
૬ ઉપમાનની મૌલિક પદ્ધતિ
૭ નવીન શૈલીનો બચાવ
૮ છતા સાર્વત્રિક નવીનતા
૯ રૂપકકથાના કથક તરીકે અદ્ભુત કળા
૧૦ સમસ્ત સસ્કૃત સાહિત્યમા તેમનુ રૂપક કથાકાર તરીકેનુ સ્થાન
૧૧ સમાન ગ્રથોમા તેમની શૈલીનુ અનુકરણ
૧૨ સરખામણી અને મુકાબલો અ શ્રેષ્ઠ ગ્રથ
૧૩ એ કાવ્ય ગ્રથ છે એમા નવે રસની પોષણા છે
૧૪ એમનો ગ્રથ એપીક ( Epic ) ગણાય ?
૧૫ એ તત્ત્વજ્ઞાનનો કથા ગ્રથ છે
૧૬ એ જૈન શાસ્ત્ર શૈલીને ચીવટથી વળગી રહ્યા છે

આ મુદ્દા પર પ્રથમ વિચાર કરવાથી ગ્રથની વિશિષ્ટતા બરાબર ખ્યાલમા આવશે પછી આપણે ગ્રથની ભાષાશૈલી પર, ભાષાની સાદાઈ છતા સચોટતા પર અને ભાષાની મધુરતા-મીઠાશ પર વિચાર કરશુ પછી ગ્રથકર્ત્તાના જ્ઞાનની વિવિધતા પર વિચાર કરશુ છેવટે એમની પાત્રાલેખનની વિશિષ્ટ કળા પર, એમના વિશેષનામોની રચના પર અને અતે એમના જન્મચરિત્ર અને સમય આદિ બાબતો પર વિચાર કરી આ ઉપોદ્ઘાત પૂરો કરશુ ઉપોદ્ઘાત બહુ વધારે પડતો મોટો લાગશે, પણ એમા કોઈપણ બાબત નકામી નહીં આવે કે પુનરાવર્તન નહિ થાય અને છેવટે જણાશે કે આવા

અપૂર્વ વિદ્વાનને ન્યાય આપવા માટે પૂરતું તો લખાઈ શકાયું નથી જ. એમાં મૂળ ગ્રંથ લખનારની કળા એવી વિવિધ છે કે એને જેમ જેમ જુદા જુદા દૃષ્ટિકોણથી જોવામાં આવે છે તેમ તેમ આ વાત રહી ગઈ અને તે વાત રહી ગઈ એમજ લાગે છે. ધીરજથી આ ઉપોદ્ઘાત વાંચવા વિજ્ઞપ્તિ છે. શરૂઆતમાં જણાવવું યોગ્ય ગણાશે કે આ ઉપોદ્ઘાત અભ્યાસીની દૃષ્ટિથી અને અભ્યાસી માટે લખાયો છે તેથી ઉપરચોટીયું વાંચવાની ટેવવાળાએ આ ઉપોદ્ઘાત વાંચવાની તસ્દી લેવી યોગ્ય થઈ નહિ પડે.

## ૧. ગ્રંથ પ્રયોજન અને વિષય—

આ મુદ્દા પર વિચાર કરવા માટે આ ગ્રંથ લખવાનો મુદ્દો શો છે તે પર લેખકના–ગ્રંથકર્ત્તાના કેંદ્રસ્થ વિચારો જોઈ લઈએ એટલે એનો મુદ્દો સમજવામાં આવશે. કોઈ પણ જૈન લેખક માત્ર લખવા ખાતર કે જનમનરંજન માટે કદી લખતો નથી એ નિશ્ચિત તત્ત્વ નિરંતર લક્ષ્યમાં રાખવાનું છે અને તેની સાથે જરૂર કરતાં એક શબ્દ પણ વધારે લખતો નથી એ બીજી વાત લક્ષમાં રાખવાની છે. "એક અક્ષર ઓછો લખાય અને તેમ કરવાથી આશય સમજાવવામાં જરાપણ સ્ખલના થતી ન હોય તો તેને તેઓ પુત્રજન્મ સમાન લાભકારક ગણે છે." અને તે હકીકત ગ્રંથને સહાનુભૂતિથી વાંચી લેખકના આશય અને ઓજસ્‌માં ઉતરવા સાચો પ્રયત્ન કરીએ ત્યારે બરાબર બેસી જાય છે. અત્યારની લેખનપદ્ધતિથી તદ્દન જુદી જ રીતે પૂર્વપુરુષો લખતા હતા અને લખવાને ખાતર કે આત્મખ્યાતિ માટે કદી લખતા નહિ.

હવે જ્યારે સિદ્ધર્ષિગણિ જેઓ આ ગ્રંથના લેખક છે અને જેઓના સંબંધમાં વિસ્તારથી વિચાર તેઓના સમય, જીવનચર્યા આદિને અંગે આગળ ઉપર કરવાનો છે ત્યારે તેઓનો આ ગ્રંથ લખવાનો હેતુ શો છે એ પ્રથમ જોઈ લઈએ. એ સંબંધમાં તેઓ પોતે જ કેટલોક પ્રકાશ પાડે છે તેનો સંક્ષિપ્ત સાર અહીં આપીએ.

આખો પ્રથમ પ્રસ્તાવ ઉપોદ્ઘાત રૂપે છે અને આધુનિક કાળમાં ( વીશમી સદીમાં ) જે રીતે ' આમુખ ' અથવા ઉપોદ્ઘાત લખાય છે તે રીતે લખેલો છે. એમાં ગ્રંથકર્ત્તાએ પોતાનું જ ચરિત્ર આપ્યું

છે અનેક વ્યાધિયુક્ત ભિખારીને વેશે સુસ્થિત મહારાજાના મહેલમા તેઓ દાખલ થાય છે, તેના વ્યાધિ ઓછા કરવા તેની આખે **વિમળાલોક** અજનનો પ્રયોગ કરી તેની શાતિ માટે **તત્ત્વપ્રીતિકર** પાણી તેને **ધર્મબોધકર** રસોડાના અધિકારી રસવતીપતિ પાય છે અને તેને **મહાકલ્યાણક** નામનુ ખીરખાડનુ ભોજન ખવરાવે છે આ અજન, જળ અને ભોજનનો તેને પ્રથમ અલ્પ પરિચય થાય છે, પછી તેના તરફ પ્રેમ વધે છે અને તેને સમજાય છે કે એ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે ધીમે ધીમે અનેક સમજાવટ પછી એ ભિખારી પોતાનુ ભિખ માગવાનુ ઠીકરુ છોડી દે છે અને અજન, જળ અને ભોજનનો વધારે ઉપયોગ કરે છે આ સર્વ સ્થિતિ પ્રાપ્ત થતા પહેલા તે અનેક જાતની કલ્પનાજાળોમા ઘુચવાઈ જાય છે પણ ધર્મબોધકરના પ્રયાસથી અને પ્રેમથી એ આખરે માર્ગ પર આવે છે અને પછી તો અજનનો, જળનો અને ઈચ્છાપૂર્વક ભોજનનો ખૂબ ઉપયોગ કરે છે

ત્યારપછી એની સાથે 'સદ્બુદ્ધિ' પરિચારિકા તરીકે જોડાય છે અને તેની સાથે વિચાર કરીને એ જેમ જેમ અજન, જળ અને ભોજનનો ઉપયોગ વધારે કરે છે તેમ તેમ તેના વ્યાધિઓ નાશ પામતા જાય છે વ્યાધિનાશનુ કારણ તે બરાબર સમજ્યા એટલે એણે ત્યારપછી એક દિવસ સદ્બુદ્ધિને પૂછ્યુ કે 'પોતાને એ અજન, જળ અને ભોજન ભવિષ્યમા ખૂબ મળ્યા કરે તેનો ઉપાય શો ?' તેના જવાબમા સદ્બુદ્ધિએ જણાવ્યુ કે 'જે વસ્તુનુ ખૂબ દાન કરીએ તે ભવિષ્યમા સારી રીતે મળે' ( પૃષ્ઠ ૨૦૮ ) આથી તેણે નક્કી કર્યુ કે હવે જે કોઇ પોતાની પાસે આવશે તેને દાનમા સદર ત્રણે ચીજો પોતે આપશે એણે ઘણો વખત રાહ જોઇ પણ બીજા દાન દેનાર વિશિષ્ટપદધારી મોજુદ હોઇ તેની પાસે કોઇ દાન લેવા આવ્યુ નહિ ( પૃ ૨૧૦ ) વળી તેણે સદ્બુદ્ધિને પૂછ્યુ કે 'એમ થવાનુ કારણ શુ હશે ? અને પોતે દાન કઇ રીતે આપવુ ?' એટલે સદ્બુદ્ધિએ તેને જવાબ આપ્યો કે 'ઘેર ઘેર જઇ ઘોષણાપૂર્વક જાહેર કરીને સદર ત્રણે વસ્તુનુ તેણે દાન આપવુ' એક દરે તેમા પણ તેને ફત્તેહ ન મળી, કેમ કે કોઇ સાર માલુમ તેની પાસેથી એ વસ્તુ લેતા નહિ હવે એ વક્તાને તો પરોપકાર જ કરવો હતો

અને તે દ્વારા પોતાનો મહાસ્વાર્થ સાધવો હતો એટલે તેણે ફરી વાર સદ્બુદ્ધિને પૂછ્યું કે 'હવે મ્હારે પોતે શું કરવું ?' પછી તેને વિચાર સૂઝયો ( સદ્બુદ્ધિએ તેને વિચાર સૂઝાડ્યો ) તે નીચેના શબ્દોમાં તેમણે પોતે જ બતાવ્યો છે ( પૃ. ૨૧૩ ).

"પોતાનો ઉપદેશ તદ્દન મંદ બુદ્ધિવાળા પ્રાણીઓ જ ગ્રહણ કરે છે એવી સ્થિતિ જોઇ ઉચ્ચ કોટીના પ્રાણીઓ ગ્રહણ કરે એવો અનુકૂળ કેવી રીતે થઇ શકે તે માટે આ પ્રાણી વિચાર કરે છે. વિચાર કરતાં અને સદ્બુદ્ધિ સાથે અભિપ્રાય મેળવતાં આ પ્રાણીને આ પ્રમાણે રસ્તો સૂઝે છે: 'હું સર્વ પ્રાણીઓને આવી રીતે ઉપદેશ આપું છું તે સર્વ લોકો લે એમ જણાતું નથી, કારણ કે તેઓ મારી જાત તરફ નજર કરે છે અને મારી યોગ્યતા જોયા કરે છે; માટે હવે હું એમ કરું કે આ ભગવાનના મતના સારભૂત જ્ઞાન, દર્શન અને ચારિત્ર જે હું સર્વ લોકોને બતાવવા ઇચ્છું છું તેના જાણવા યોગ્ય ( જ્ઞેય–જ્ઞાનનો વિષય ), શ્રદ્ધા કરવા યોગ્ય ( શ્રદ્ધેય–દર્શનનો વિષય ) અને આદરવા અથવા આચરવા યોગ્ય ( અનુષ્ઠેય–ચારિત્રનો વિષય ) અર્થની એક ગ્રંથના આકારમાં રચના કરું અને તેમાં વિષય અને વિષયીનો અભેદ છે એમ બતાવી આપું. એવી વ્યવસ્થા એ ગ્રંથમાં કરીને તે ગ્રંથને આ જૈન શાસનમાં ભવ્યજીવો સમક્ષ ખુલ્લો મૂકી દઉં. આ પ્રમાણે કરવાથી તેમાં રહેલાં જ્ઞાનાદિ સર્વ જીવોને ગ્રહણ કરવા યોગ્ય થશે. હું ગ્રંથ બનાવું છું તે સર્વને ઉપયોગી થાય તો બહુ સારું, પણ છેવટે સર્વ જીવોમાંથી એક જીવને પણ તે ભાવપૂર્વક પરિણમશે તો મારો કરેલો સર્વ પ્રયત્ન સફળ થયો છે એમ હું માનીશ.' આ પ્રમાણે વિચાર કરીને યથા-નામ તથા ગુણવાળી આ ઉપમિતિ ભવપ્રપંચા કથા કે જેમાં આખા સંસારના પ્રપંચનું ઉપમાન કરવામાં આવ્યું છે તેની રચના કરી."

આ કારણે **શ્રીસિદ્ધર્ષિગણિએ** આ ગ્રંથ લખ્યો છે. પોતાના ઉપોદ્ઘાતમાં ( પ્રથમ પ્રસ્તાવમાં ) એમણે બહુ સારી વાત કરી દીધી છે. આ ગ્રંથમાં કયો વિષય કેવી રીતે ચર્ચ્યો છે તેનું અત્ર દિગ્દર્શન કરાવી દીધું છે અને તે કાર્ય તેમણે અત્યંત નમ્રભાવે કરી બજાવ્યું છે. પ્રથમ અત્યંત સંસારઆસક્ત દશા, પછી પોતાને જ્ઞાન, દર્શન, ચારિત્રની પ્રાપ્તિ, તે લેતાં પોતાને થયેલો ક્ષોભ, છેવટે

કરેલો સ્વીકાર, પછી અન્યને તે મોટા પ્રમાણમા આપવાની આતુરતા, તે તેમની પાસેથી લેવામા જનતાને થયેલો સંકોચ અને છેવટે તેને એક ગ્રંથમા ભરીને તે જાહેર મૂકી દેવાની તૈયારી—એ સર્વ અતિ નવીન, અતિ મૌલિક, અતિ આશ્ચર્યકારક લાગે છે, પણ આ ગ્રંથના લેખકના ચરિત્રમા જ એવી નવીનતાઓ છે કે તેની સાથે વિચાર કરતા તેઓ આ રીતે દોરવાય એમા કાંઇ ખામીવાળું એમની નજરે લાગતું નથી આ લખાણ ટાંચણ ઉપરથી એક વાત ખાસ જોવામા આવે છે અને તે આખા ગ્રંથમા શોધતા જડી આવે તેવી છે તે એ છે કે એમના કહેવા પ્રમાણે એમણે આ ગ્રંથમા જ્ઞેય, શ્રદ્ધેય અને અનુષ્ઠેય બાબતોનો સંગ્રહ કરી તેવા સંગ્રહરૂપ રચના કરી છે એટલે તદ્દન સાદી ભાષામા કહીએ તો તેમણે આ ગ્રંથમા જ્ઞાન, દર્શન અને ચારિત્ર ઠાંસીઠાંસીને ભર્યા છે વાચનાર જોઇ શકશે કે આ મુદ્દો તેમણે કેવી યુક્તિથી પાર પાડ્યો છે આખા ગ્રંથમા એ ત્રણે શબ્દોના નામ બહુ ઓછી જગ્યાએ આવશે, આખા ગ્રંથમા જ્ઞેય, શ્રદ્ધેય કે અનુષ્ઠેયની વ્યાખ્યા પણ નહિ આવે અને છતા આખા ગ્રંથમા, એની પ્રત્યેક પંક્તિમા એમણે જ્ઞાન, દર્શન, ચારિત્રની જ વાતો કરી છે, એમની પદ્ધતિ જ વિલક્ષણ છે એટલે એમણે તદ્દન નવીન શૈલી સ્વીકારી છે અને તે રીતે તેમણે નવીન માર્ગ ઉઘાડ્યો છે જે આગળ જોશું અહી તેમના શબ્દોમા ગ્રંથનો વિષય શો છે તે બતાવવા પ્રયત્ન કર્યો અને તેમના કહેવા પ્રમાણે ગ્રંથ લખવાનું પ્રયોજન શું છે તેનું લેખક મહાશયની ભાષામા પ્રતિપાદન કર્યું

## ૨ ગ્રંથકર્ત્તાની નમ્રતા —

અહીં ગ્રંથકર્ત્તાને અંગે વાતો ખાસ કરીને આ ગ્રંથને અંગે વિચારતા લેખકની નમ્રતા પર પણ સાથે જ વિચાર કરી લેવો યોગ્ય છે અહી ગ્રંથકર્ત્તાના શબ્દોમા બે વાત વિચારવા યોગ્ય છે

ગ્રંથકર્ત્તા પોતે પૃ ૨૧૩ મા કહે છે કે ‘ આ કથામા ઊંચા પ્રકારના શબ્દાર્થ ન હોવાથી તે સુવર્ણપાત્રમા મૂકેલી ન કહી શકાય, પરંતુ કાષ્ઠના વાસણમા મૂકવા યોગ્ય ગણાય એવી તેની ઘટના કરી છે તેમા જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ત્રણે ઔષધોને મારા સાધારણ શબ્દોમા બતાવવા મે પ્રયત્ન કર્યો છે મારી રચના સુવર્ણ કે રત્ન-

પાત્રને યોગ્ય નથી, પણ કાષ્ઠપાત્રને યોગ્ય છે, તે હું અત્ર સ્પષ્ટ રીતે જણાવી દઉં છું." ( પૃ. ૨૧૪ )[1]

આ હકીકત બહુ મુદ્દાસર રીતે વિચારવા યોગ્ય છે. ગ્રંથકર્ત્તાનો દાવો એવો નથી કે પોતાનો ગ્રંથ અસાધારણ પ્રકારનો છે અને તેટલા માટે તેને વાંચવો. તેઓ કહે છે કે એ કાંઈ રત્નપાત્ર કે સુવર્ણપાત્રમાં મૂકવાને યોગ્ય નથી. પોતે તેને કાષ્ઠપાત્રમાં મૂકવા યોગ્ય કહે છે. આ વાત તેમણે પૃ. ૪૬ માં વધારે સ્પષ્ટ કરી છે તે વિચારવા યોગ્ય છે:—

" સદ્બુદ્ધિ મનમાં નિર્ણય કરીને બોલી કે–સર્વ પ્રાણીઓ તારાં ઔષધો ગ્રહણ કરે તેવો એક જ ઉપાય છે અને તે એ છે કે જે રાજમાર્ગમાં લોકોની આવજા બહુ થતી હોય ત્યાં લાકડાના વિશાળ પાત્રમાં આ ત્રણે ઔષધો મૂકીને પછી પોતાના મનમાં વિશ્વાસ રાખીને તારે દૂર બેસી રહેવું. તારું અગાઉનું દરિદ્રીપણું સંભારીને જે લોકો આ ઔષધો તારા હાથથી ગ્રહણ કરતા નથી તેઓમાંથી કોઈ કોઈ તેના અર્થી હશે તે ત્યાં કોઈને નહિ દેખવાથી પોતાની મેળે જ પાત્રમાંથી ઔષધો ગ્રહણ કરશે. તેમાંથી કોઈ એકાદ ખરો ગુણવાન્ પ્રાણી તારું ઔષધ લેનારો નીકળી આવે તો તું તરી ગયો એમ હું માનું છું, કારણ કે કોઇ જ્ઞાનમય પાત્ર આવશે, કોઇ તપમય પાત્ર આવશે એમાંથી ગમે તે પાત્ર આવશે તે તને તારશે. "

આ અવતરણમાં કાષ્ઠમય પાત્ર, લેખકનું દૂર બેસવું, રાજમાર્ગમાં ઔષધોને મૂકી દેવા અને યોગ્ય પાત્ર આવી તેને ગ્રહણ કરે તેથી

---

૧ મૂળ ગ્રંથમાં નીચેનો શબ્દપ્રયોગ આ માટે ગ્રંથકર્ત્તા કરે છે. **तदिदमवधार्यानेन जीवेनेयमुपमितिभवप्रपञ्चानाम कथा यथार्थाभिधाना प्रकृष्टशब्दार्थविकलतया सुवर्णपात्र्यादिव्यवच्छेदेन काष्ठपात्रीस्थानीयाभिहितज्ञानदर्शनचारित्रभेषजत्रयात्तथैव विधास्यते ॥** પ્રકૃષ્ટ એટલે મુખ્ય, વ્યવચ્છેદ એટલે કાપવું તે અને સુવર્ણપાત્રી એટલે સોનાનું વાસણ. એમ જણાય છે કે અગાઉ દવાઓ કાષ્ઠપાત્રમાં રાખવામાં આવતી હશે. સુવર્ણપાત્રમાં મૂકવા યોગ્ય વાતો તો સર્વજ્ઞ કહે અથવા શ્રુતકેવળી કહે એ ઊંડો ભાવ છે પણ ' દવા ' ભેષજનું રૂપક લઇ તેમણે કમાલ કરી છે.

લેખકને થનારો લાભ—એ સર્વ વાત ખૂબ વિચારવા જેવી છે કેવી વિશાળ દૃષ્ટિ અને નમ્ર ભાવનામાંથી આ વિચારધારા છૂટી હશે તે પર લખવાની જરૂર ન હોય

અત્યારે સાધારણ જોડકડા કે વિષયાસક્ત સ્ત્રી પુરુષોની વાતો અવ્યવસ્થિત રીતે લખી ગમે તેમ છપાવી તેના સારા અવલોકનો લેવરાવવાની જે આકાક્ષા ચારે તરફ જોવામા આવે છે અને નિર્માલ્ય લેખના લેખકે પોતે આપેલી જાહેર ખબરોમા ભારોભાર વખાણ કરવામા આવે છે તેની સાથે આ મહાભાગત પ્રયાસ સાથે લેખકની નરમાશ—કુણાશ—ભવભીરુતા અને પ્રગતિવિકાસની આકાક્ષા સરખાવીએ ત્યારે અ દરથી આશ્ચર્યના ઉદ્‌ગાર નીકળ્યા વગર રહે તેમ નથી મારુ પુસ્તક રત્નપાત્રને યોગ્ય નથી, પણ કાષ્ઠપાત્રને યોગ્ય છે એવી કલ્પના આધુનિક લેખકના મનમા આવવી પણ મુશ્કેલ છે તો પછી એને એ પ્રમાણે મૂકવાની વાત તો ક્યાથી થઈ શકે ? એક કલ્પના શક્ય છે કે પ્રશ સા મેળવવા ખાતર કેટલીક વાર ખોટી નમ્રતા બતાવાય છે દુનિયાદારીના માણસોના મનમા આ કલ્પના ઉઠવી તદ્દન શક્ય છે, કારણ કે કેટલીક વાર અમારુ પુસ્તક સાધારણ છે એમ કહી તે દ્વારા તે બહુ સુ દર છે એમ કહેવરાવવાની વૃત્તિ દેખાય છે પોતાની નિંદા કે અલ્પતા તે કેટલી વાર પ્રશ સાનુ આમ - ત્રણ છે, પણ શ્રી **સિદ્ધર્ષિ**ગણિના સ બ ધમા એ મનોવિકાર સ ભવતો નથી જે પોતાના ચરિત્રમા રૂપક તરીકે પોતાની જાતને નિષ્પુણ્યકના નામે ઓળખાવે, એના શરીર પરના ભય કર વ્યાધિ વર્ણવે અને પછી પોતાની આપવાની ઈચ્છા છતા કોઈ લેનાર આવતુ નથી તેથી પોતાનુ નામ ગોપવી તે દ્વારા માત્ર ઉપકાર બુદ્ધિએ આ લેખ લખે તે દાંભિક નમ્રતાને યોગ્ય ન જ હોય એમના હૃદયનો વિકાસ અને એમની વિશાળતા અને સરળતા એટલી સ્પષ્ટ તરી આવે છે કે એ પ્રતિનો લેખક દ ભનો પ્રયોગ કરે એ અશક્ય જ છે

એક બીજો મુદ્દો વિચારતા એ વાત વધારે સ્પષ્ટ થાય છે તેઓ કહે છે કે તેમના ઉપર ઉપકાર કરવા માટે તેમની ઉપર કૃપા કરીને આ ગ્ર થ વાચવો સાધારણ રીતે લેખકો દુનિયા ઉપર ઉપકાર કરવાના વિશાળ હેતુ તળે લેખો લખે છે કે રચના કરે છે નિદાન

તેઓનો દાવો તો બહુધા એવા જ પ્રકારનો હોય છે. આ ગ્રંથના લેખક કહે છે કે ધર્મબોધકર મંત્રીના પ્રતાપથી પોતાને અંજન, જળ અને ભોજન ખૂબ મળ્યાં છે અને પોતાની સદ્બુદ્ધિને પૂછતાં એમને એમ જણાયું છે કે જે વસ્તુ બીજાને ખૂબ આપવામાં આવે છે તે વારંવાર સારા જથ્થામાં મળ્યા કરે છે. પોતે અન્યને આપવા પ્રયાસ કર્યો, ઘેર ઘેર જઇ આપવા ઇચ્છા બતાવી પણ એનું પૂર્વનું દારિદ્રય સંભારી એના અર્થી "કોઈ નીકળ્યા નહિ. છેવટે અજ્ઞાતસ્વરૂપે એક લાકડાની પેટીમાં ભરીને બજારમાં મૂકી દેવાનો નિર્ણય તેમણે એટલા માટે કર્યો કે કાળ અનંત છે અને પૃથ્વી વિશાળ છે. કોઈ પાત્ર એમની એ દાન આપવા યોગ્ય ચીજોને ગ્રહણ કરશે તો તેથી પોતાને લાભ થશે.' આ ઇરાદાથી કાષ્ઠપાત્રમાં અંજન, જળ અને ભોજન ખૂબ ભરીને બજારમાં મૂકયાં અને પોતા ઉપર ઉપકાર કરવા માટે સર્વને લેવા માટે તેઓશ્રીએ આમંત્રણ કર્યું.

તેમ કરતાં એક બહુ મજાની વાત તેઓ કરી નાખે છે–કબૂલ કરે છે. તેઓ પોતે ભૂખ્યા છે, અર્થી છે, પ્રગતિવિકાસના ઇચ્છક છે; પણ પોતે જે જ્ઞાન, દર્શન, ચારિત્ર આપવાની ઉત્સુકતા બતાવે છે તે ત્રિકાળસિદ્ધ છે, મહાપુરુષના બતાવેલા છે અને અનુભવ-સિદ્ધ છે. વાચ્ય પદાર્થ પોતાનું કાર્ય જરૂર કરે છે, એમાં કહેના-રના ગુણદોષની અપેક્ષા રહેતી નથી. એક ભૂખ્યો નોકર રસોઇ બનાવી શેઠને પીરસે તો શેઠની ભૂખ તો ભાંગે જ છે. ભોજનમાં ક્ષુધાદોષ નાશ કરવાની જે શક્તિ છે તે રસોઈ બનાવનાર કે પીરસ-નારના ક્ષુધાતુરપણાથી નાશ પામી જતી નથી. જેમ રચના કર-નારમાં તે ગુણો પૂરતા વિકાસ પામ્યા હોય વા ન પામ્યા હોય તો પણ જો તે સિદ્ધ સર્વજ્ઞ વચન હોય તો એનો લાભ જરૂર આપે છે.

એટલા માટે તેમના ઉપર ઉપકાર કરવા–તેમને અંજન, જળ અને ભોજન વારંવાર મળ્યા કરે તેટલા માટે તેમના ઉપર કૃપા કરીને આ પુસ્તક લોકોએ વાંચવું માત્ર વાંચવું નહિ પણ જીરવવું. એમનો આગ્રહ વાંચન કે શ્રવણનો નથી એ ખાસ યાદ રાખવા જેવું છે. એમનો આગ્રહ આ પુસ્તકમાં ભરેલ જ્ઞાન, દર્શન, ચારિત્રને ગ્રહણ કરાવવાનો છે.

જે અતિ ઉચ્ચ ભાવનાથી આ પુસ્તકની યોજના થઇ છે અને

ગ્રંથકર્ત્તાએ જે ઉચ્ચ કક્ષા પર એ ભાવનાને મૂકી છે તે મારા માનવા પ્રમાણે અદ્વિતીય છે

આવી વિશાળ દૃષ્ટિથી લખનાર લેખકની નમ્રતામાં દંભ હોય એ કોઇ રીતે માનવામાં આવી શકતું નથી એમને ગુરુકૃપાથી જ્ઞાન, દર્શન, ચારિત્ર મળ્યા તે તેઓ તત્કાળ પરોપકારની નજરે અને પર પરાએ પોતાના આત્મવિકાસના સાધનની નજરે-ઉત્કૃષ્ટ પ્રશસ્ત સ્વાર્થની નજરે તેઓ અન્યને આપવા ઇચ્છે છે એ ભાવ એમની પ્રત્યેક પંક્તિમાં તરી આવે છે અને આ ઉપોદ્‌ઘાત આખો જોઇ ગયા પછી એ વાત બરાબર બેસી જશે, જચી જશે એમ ચોક્કસ લાગે છે અતિ નમ્રભાવે અને મહાઉપકારક દૃષ્ટિએ આ ગ્રંથ લખાયો છે અને તે નજરે જ તે વાચવા યોગ્ય છે તે પર છેવટે ઉલ્લેખ ફરી વાર કરવામાં આવશે ઉપોદ્‌ઘાતની શરૂઆતમાં પ્રસ્તાવનારૂપે સકારણ આ બાબતનો નિર્દેશ કર્યો છે

સાથે એક વાત બીજી પણ કહેવા જેવી છે અને તે એ છે કે ગ્રંથકર્ત્તા નમ્રભાવે ભલે પોતાના ગ્રંથને કાષ્ઠપાત્રમાં મૂકવા યોગ્ય કહે આ ઉપોદ્‌ઘાતમાં આપણે બતાવશું કે એ ગ્રંથ આખા સંસ્કૃત સાહિત્યમાં અદ્વિતીય બન્યો છે અને અદ્વિતીય જ રહ્યો છે એ ખરેખર રત્નપાત્રમાં મૂકવા યોગ્ય છે, એના દરેકે દરેક શબ્દ પચાવી રાખવા યોગ્ય છે અને અસાધારણ કૌશલ્યથી કાવ્યરૂપે લખાયલા છે એ ચિરસ્મરણીય અદ્‌ભુત ગ્રંથની આ દિશાના સંબંધમાં જ્યાં ત્યાં આ ઉપોદ્‌ઘાતમાં ઘણું કહેવાનું પ્રાપ્ત થશે અને છેવટે તે મુદ્દા પર ભાર મૂકવામાં આવશે

### ૩ રૂપક મહાકથા.—

એને આંગ્લ ભાષામાં Allegory કહે છે જ્યારે આખો ગ્રંથ અમુક અંતરનો ઊંડો આશય રાખી કથારૂપે લખાયો હોય ત્યારે ઉપર ઉપરથી વાચનારને તે માત્ર રમતી વાર્તા રજૂ કરે છે પણ એના શબ્દે શબ્દમાં આશય હોય છે, હેતુ હોય છે, રહસ્ય હોય છે આવા પ્રકારની અંદરના આશયવાળી કથાને ' રૂપકકથા ' અથવા ' એલીગરી ' કહેવામાં આવે છે ઉપર ઉપરથી એનું બંધારણ જોતાં એ કાં તો આખ્યાયિકા-અદ્‌ભુત કથા( રોમાન્સ )નું રૂપ લે

છે અથવા નવલકથા( નોવેલ )નો આકાર ધારણ કરે છે, પણ નવલ-કથા કે અદ્ભુત કથામાં વાતનો પ્રવાહ ચાલ્યો જાય છે ત્યારે રૂપક કથામાં તે ભાવ માત્ર આગંતુક હોય છે, પણ પ્રત્યેક વાકયમાં અને કેટલીક વાર તો એના પ્રત્યેક શબ્દમાં ચમત્કાર ભરેલો હોય છે. અને કોઇ કોઇ વાર તો તે એટલો ઊંડો હોય છે કે પ્રથમ વખતના વાચ-નમાં વાર્તાના રસપ્રવાહમાં ઘસડાઈ જતાં એ પર ધ્યાન પણ રહેતું નથી અને જ્યારે આખી વાત વંચાઇ રહે છે ત્યારે જ એનો ખ્યાલ આવે છે, પણ પછી એનું બીજી વાર વાચન થાય ત્યારે એમાંથી રસનો ઊંડો પ્રવાહ છલકાતો ઉછળે છે અને ત્યારપછીના પ્રત્યેક વાંચનમાં એ નવું નવું નહિ કલ્પેલું સત્ય રહસ્ય બતાવતી જાય છે. પ્રત્યેક વાચનમાં નૂતનતા અને વધારે વિચારણામાં અધિકતર માધુર્ય એ રૂપકકથાની મહાસિદ્ધિ છે. અસાધારણ શક્તિકળા અને સર્જકશક્તિ વગર રૂપકકથા લખવાનું કાર્ય કોઇપણ લેખક સફળ રીતે હાથ ધરી શકતો નથી. સાધારણ આખ્યાયિકા કે નવલ નવલિકા લખનાર પણ રૂપકકથા લખવાના અધિકારી હોય એમ ધારવા જેવું નથી. પોતાના વિષય પર અસાધારણ કાબૂ અને લેખનશક્તિ પર મહાવિજય પ્રાપ્ત કરનાર કોઇ વિરલ લેખક જ રૂપકકથા મોટા સ્વરૂપે લખી શકે છે એ આપણે આગળ જોશું.

## ૪ એના નામ ( અભિધાન ) પર ચર્ચા:—

આ ગ્રંથનું નામ " ઉપમિતિ ભવપ્રપંચા કથા " એ શું બતાવે છે તે વિચારી પછી એ રૂપકકથા કેવા પ્રકારની છે તે મુદ્દા પર વિચાર કરીએ. ' ભવ ' એટલે સંસાર, જેમાં આપણે હાલ છીએ, જે નિરંતર પ્રસાર પામતો જાય છે, ગતિમાન સ્થિતિમાં રહે છે તે **સૃ** ધાતુ પરથી થયેલો સંસાર. એમાં ગતિ એટલે પ્રગતિ સમજવાની નથી, પણ જે નિરંતર ચાલ્યા કરે તે સંસાર–ભવ શબ્દ **ભૂ** ધાતુ પરથી આવ્યો છે અને તેમાં હોવાપણાનો–થવાપણાનો ભાવ રહેલો છે. આપણે આપણી ચારે બાજુ દૂર અને નજીક જે જોઇએ તે આખો ' સંસાર ' ( ભવ ) છે, એમાં પ્રાણીઓનું જીવન, એના અંતરંગ અને બહારના ભાવો, વસ્તુ સાથેનો તેનો સંબંધ, તેનું તાદાત્મ્ય, છતાં તેનો વિરહ વિગેરે સ્થૂળ તેમજ અંદરના સર્વ ભાવો–બનાવો, ગમનાગમન આદિ સર્વનો સમાવેશ સંસાર–**ભવ**માં થાય છે.

'પ્રપંચ' એટલે વિસ્તાર અથવા ફેલાવ એ શબ્દના બીજા અનેક અર્થ છે દાખલા તરીકે વિપરીતપણું, ઠગાઈ, ફસાવટ, સંસાર વિગેરે અહીં વિસ્તાર અર્થની યોજના કરવી એટલે આ સંસારનો વિસ્તાર કેવા પ્રકારનો છે, એનો ફેલાવો કેવી રીતે અને શા માટે થયેલો છે અને તે વસ્તુત કેવા પ્રકારનો છે એ 'ભવપ્રપંચ' શબ્દનો ભાવ છે

'ઉપમિતિ' એનો અર્થ ઉપમાન છે એનો અર્થ–'સરખાપણાના જ્ઞાનનું સાધન થાય છે, અથવા 'સરખાપણાનું જ્ઞાન એવો' અર્થ પણ થાય છે ( જુઓ શબ્દચિંતામણિ પૃ ૧૯૪ ) સંસારના વિસ્તારના સરખાપણાનું જ્ઞાન જેથી થાય તેવી કથા અથવા સરખાપણાના જ્ઞાનના સાધનવાળી કથા તે 'ઉપમિતિ ભવપ્રપંચા કથા' સંસ્કૃત સમાસમા રસ લેનારને સમજણ પડે તે માટે કહીએ તો उपमिति-कृतो नरकतिर्यङ्नरामरगतिचतुष्करूपो भव' तस्य प्रपञ्चो यस्मिन् इति **એટલે નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિરૂપ સંસારનો વિસ્તાર જે કથામાં સરખામણીનો વિષય કરવામાં આવ્યો છે તે કથા.** એનો આશય એ છે કે આ કથામા ચતુર્ગતિરૂપ સંસારનો વિસ્તાર ઉપમાદ્વારા સ્પષ્ટ કરવામા આવ્યો છે શ્રી સિદ્ધર્ષિગણિના પોતાના શબ્દોમા કહીએ તો —

कथा शरीरमेतस्या, नाम्नैव प्रतिपादितम् ।
भवप्रपञ्चो व्याजेन, यतोऽस्यामुपमीयते ॥ ५५ ॥

यतोऽनुभूयमानोऽपि, परोक्ष इव लक्ष्यते ।
अयं संसारविस्तार–स्ततो व्याख्यानमर्हति ॥ ५६ ॥

"કથા શરીર આ કથાના નામથી જ પ્રતિપાદન કરવામા આવ્યું છે આ કથાનું નામ **ઉપમિતિ ભવપ્રપંચા કથા** છે તેનો એવો ભાવ છે કે કોઇ પ્રકારના બ્હાનાએ કરીને આ સંસાર( ભવ )નો વિસ્તાર ( પ્રપંચ ) બતાવવો, એટલે કે કોઈ હકીકતદ્વારા આ સંસારનો વિસ્તાર કેવો છે, કેમ થાય છે અને કેવી રીતે થાય છે? તેનું ઉપમાન–તોલન થઈ શકે તેવી હકીકત શ્રોતા સમક્ષ રજૂ કરવી આ સંસારનો પ્રપંચ-વિસ્તાર જો કે દરરોજના અનુભવનો વિષય છે, સર્વ પ્રાણીઓ તેને અનુભવે છે, તો પણ જાણે તે પરોક્ષ

હોય, જાણે તેની સાથે પોતાનો કાંઇ સંબંધ ન હોય તેમ લાગે છે અને તેટલા માટે તેના ઉપર વિસ્તારથી વર્ણન કરવાની અને તેના સંબંધમાં વ્યાખ્યાન કરવાની જરૂર લાગે છે. ” ( પૃષ્ઠ ૮ )

ઉપરનું અવતરણ જોશો તો ઘણું છૂટું (ફ્રી) કરવામાં આવ્યું છે અને તે પદ્ધતિ આખા ગ્રંથમાં રાખી છે. ગ્રંથકર્ત્તાનો આશય અક્ષરશઃ ભાષાંતર કરવામાં ઘણી વાર તે બહુ અસ્પષ્ટ અને કેટલીક વાર ક્લિષ્ટ કે અસંગત થઈ જાય છે એવાં સ્થાને મેં ખૂબ છૂટ લીધી છે; પણ ગ્રંથકર્ત્તાનો આશય જરા પણ ફરે નહિ તેની પૂરતી ચીવટ રાખી છે. અવતરણ કેવા પ્રકારનું અને કયે ધોરણે થયું છે વિગેરે બાબત પર આ ઉપોદ્‌ઘાતમાં વિવેચન થશે. અત્ર પ્રસ્તુત બાબત એ છે કે ગ્રંથકર્તા પોતે કહે છે કે–આ ગ્રંથમાં અમુક મિષ–બ્હાનું ( વ્યાજ ) લઇને તે દ્વારા આ સંસારનો વિસ્તાર ઉપમા દ્વારથી કહેવામાં આવશે. મતલબ એ છે કે, એમાં સંસારના વિસ્તારના વાત સીધી રીતે કહેવામાં આવી નથી, પણ ઉપમા દ્વારથી કહેવામાં આવી છે. એની વ્યવસ્થા ગ્રંથકર્ત્તાના શબ્દોમાં બતાવીએ તે પહેલાં ગ્રંથના નામને અંગે એક પ્રાસંગિક હકીકત રજૂ કરવાની છે તે આટોપી દઈએ.

બેંગાલ રોયલ એશીઆટિક સોસાયટીવાળા ગ્રંથની ઉપોદ્‌ઘાત લખતાં પ્રો. ડૉ. જેકોબી પૃ. ૧૫ ઉપર એક નોટ લખે છે તેમાં જણાવે છે કેઃ—

Upamitibhavaprapnachā kathā. The proper from of the title is doubtful. The first part of the compound is usually given as Upamiti, but in the Prasasti, at the end of the 2nd & 3rd Prastāvas and in the Prabhavakacharitra as Upamita. I should have preferred the latter; but the title chosen by Prof. Peterson is not altogether wrong and may therefore be retained.

એમના કહેવાનો આશય એ છે કે આ ગ્રંથના નામની સાચી સંજ્ઞા જરા શંકાસ્પદ છે. ગ્રંથકર્ત્તા પોતે બીજા ત્રીજા પ્રસ્તાવને છેડે અને

પ્રશસ્તિમા એનુ નામ 'ઉપમિત ભવપ્રપચા કથા' લખે છે અને પ્રભાવક ચરિત્રકાર પણ તે જ અભિધાન આપે છે તેથી આ સવાલ ઊભો થાય છે પ્રો પીટર્સને આ ગ્રથ છપાવવો શરૂ કર્યો ત્યારથી તેનુ નામ '**ઉપમિતિ ભવપ્રપચા કથા**' આપ્યુ અને તે કાઈ ખાસ ખોટુ ન હોવાથી મે તે નામ રાખ્યું છે

ઉપમિત શબ્દ લઈએ તો સમાસ વધારે સારી રીતે છૂટી શકે છે ઉપમા વિષય કર્યો છે ભવનો પ્રપચ જેમા **उपमित भवप्रपञ्चो यस्या सा उपमितभवप्रपंचा कथा** ઉપમિત કૃદત છે અને ઉપમિતિ નામ છે આ કારણને લઈને અને કવચિત્ એવો પાઠ અસલ પ્રતિઓમા લભ્ય છે તેથી આ સવાલ ઊભો થયો છે, છતા જૈન ગ્રથોમા, સૂચિઓમા અને સપ્રદાયમા 'ઉપમિતિ' શબ્દથી જ આ ગ્રથનુ ઓળખાણ એટલુ બધુ જાણીતુ થયેલુ છે કે એમા ફેરફાર કરવાની જરા પણ જરૂર નથી અસલની જૂની પ્રતોમા પણ 'ઉપમિતિ' અભિધાનપૂર્વક જ આ ગ્રથનો નિર્દેશ થયો છે અને મારુ તો ચોક્કસ અનુમાન છે કે ગ્રથકર્ત્તાએ પોતે પણ એ જ શબ્દ વાપર્યો હશે વિકલ્પે એમણે આખા ગ્રથમા ત્રણ જગ્યાએ 'ઉપમિત' શબ્દ વાપર્યો હોય એમ લાગે છે, પણ એમણે કરેલ નામાભિધાન તો ઉપમિતિ જ લાગે છે એ શબ્દ ઉપમિત કરતા ઘણી વધારે વખત પ્રતિઓમા વપરાયો છે અને કેટલીકમા તો લગભગ દરેક પાના પર 'ઉપમિતિ' કે 'ઉપમિતૌ' વપરાયેલ છે જે બતાવે છે કે ગ્રથકર્ત્તાનો એ શબ્દ છે એ સબધમા વધારે ચર્ચા કરવા જેવુ કાઈ નથી રહેતું, કારણ કે ગ્રથકર્ત્તાએ બે ત્રણ વાર 'ઉપમિત' શબ્દ વાપર્યો છે તે વિકલ્પે વાપર્યો હોય એમ સબધ પરથી જણાય છે પ્રભાવક ચરિત્રકાર તો ઉપમિતિ શબ્દ જ વાપરે છે તે સદર ગ્રથની પ્રત જોવાથી જણાશે નિર્ણયસાગરવાળી પ્રભાવક ચરિત્રની છાપેલી ચોપડીના પૃ ૨૦૭ મા ૯૮ મા શ્લોકમા '**ઉપમિત**' શબ્દ વપરાયો છે તે અશુદ્ધ છે એ શેઠ [illegible]વાળી ચોપડીના બીજા ભાગની પ્રસ્તાવનાના પૃષ્ઠ ૧૮ ઉપરથી જોઈ શકાશે. ત્યા પણ એની શ્લોકસખ્યા ૯૮ ની જ છે

આ ચર્ચા ઉપરથી 'ઉપમિતિ' શબ્દનુ મહત્ત્વ સમજાયુ હશે એની ખરી ખૂબી એ શબ્દમા રહી છે આખા ગ્રથને સમજવા માટે

ઉપમા એ શી ચીજ છે તે જાણવાની જરૂર છે. ઉપમામાં હમેશાં સરખામણી હોય છે. જ્યાં બે વસ્તુઓમાં સાધર્મ્ય દેખવામાં આવે ત્યાં સરખામણીદ્વારા વસ્તુનું કે ભાવનું જ્ઞાન કરાવાય તે ઉપમા છે. દા. ત. આકાશ જેવો તે પદાર્થ વિશાળ છે. આમાં વિશાળતાનું ભાન આકાશ સાથે સરખામણી કરવાથી થાય છે. જે વસ્તુનું ભાન કરાવવું હોય તેને ' ઉપમેય ' કહેવામાં આવે છે અને જે વસ્તુ સાથે સરખામણી કરવાની હોય તેને ' ઉપમાન ' કહેવામાં આવે છે.

સંસારનો વિસ્તાર આપણે દરરોજ જોઇએ છીએ છતાં આપણે તેને બરાબર યથાસ્વરૂપે અવલોકી શકતા નથી, આપણે તેમાં ઊંડા ઉતરતા નથી અને દરરોજના એના અતિ પરિચયથી આપણે એની સાથે એવો ગાઢ સંબંધ ધરાવી બેઠા છીએ કે એનું ખરું રહસ્ય શું છે તે જાણવાની આપણે દરકાર કરતા નથી. આ વાત મનુષ્યના મોટા ભાગને બરાબર લાગુ પડે છે. એ સંસારનો વિસ્તાર ઉપમાન-દ્વારા જણાવવાનો આ ગ્રંથકર્ત્તાનો આશય છે. એમાં ભવપ્રપંચ ઉપમેય છે અને કથા કહેવામાં આવશે તેનાં પાત્રો અને સ્થાનો ઉપમાન સ્થાને છે. આ પ્રમાણે હકીકત હોવાથી આ ગ્રંથને allegory રૂપકકથા કહેવામાં આવી છે. એમાં કથાદ્વારા સંસારનો પ્રપંચ વિસ્તારથી કહેવામાં આવશે એ ગ્રંથકર્ત્તાએ નામ ઉપરથી કરેલી પ્રતિજ્ઞા અથવા સૂચવન છે.

કથાદ્વારા સંસારવિસ્તાર બતાવવાનો હેતુ સ્પષ્ટ છે. ખાલી લુખી વાતો કરવામાં આવે, ઇંદ્રિયોનાં નામો કે ક્રોધાયમાન માયાનું સ્વરૂપ કહેવામાં આવે તો લોકોને એ વધારે અસરકારક નીવડતું નથી, કારણ કે એવી વૈરાગ્યની વાતો તો તે ઘણી વાર સાંભળ્યા કરતા હોય છે. કોઈ નવીન પદ્ધતિએ લોકો પાસે વાત કરાય તો તેઓ ખરી વસ્તુસ્થિતિ સમજે એવું આત્મમંથન ગ્રંથકર્ત્તાને થયું હોવું જોઇએ. તેમણે ચારે તરફ અવલોકન કરીને જોયું ત્યારે તેમને જણાયું હશે કે ચોતરફ ચારિત્રરાજની અને મોહરાજાની લડાઈ દરરોજ ચાલ્યા કરે છે, વ્યક્તિગત શક્તિના આવિર્ભાવ પ્રમાણે બેમાંથી એક પક્ષની ઓછીવધતી હારજીત થાય છે અને કર્મરાજ કાળ પરિપક્વ થયે કોઇ જાતની દયા વગર શુભ અશુભ વિપાકો ભોગવાવે છે અને અચિંત્ય શક્તિવાળા આત્માની તો એવી દશા

થઇ ગઇ છે કે એનો પોતાનો તો કોઇ ભાવ પૂછતુ નથી ટૂકામા એનુ વ્યક્તિત્વ સિદ્ધાન્તમા સ્વીકારાયુ છે પણ વસ્તુત એ દબાઇ ગયુ છે, શોધ્યુ જડતુ નથી એ વિચારને પરિણામે એમણે પોતાના મતવ્યો, અનુભવો અને આદર્શો પુસ્તકાકારે મૂકવાનો વિચાર કર્યો હોય એમ જણાય છે એમ કરતા એમણે પોતાના મનમા વિચાર કર્યો જણાય છે કે ખાલી વાતો મહાન્ સત્યરૂપે લોકો પાસે કહેવામા કાઇ ખાસ વળે તેમ નથી લોકો એવી વાતો ખૂબ સાભળી રહ્યા છે કાઇક નવીન પ્રકારની ચમત્કૃતિરૂપ કૃતિ થાય તો લોકો તેના વાચન શ્રવણ તરફ ઢળે અને તેમ થાય તો તેમના જીવનનો આદર્શ સફળ થાય આ હકીકત તેમના ચરિત્રમાથી જ નીકળી આવે છે તે આપણે ઉપરના ગ્રથ પ્રયોજનના શિર્ષક નીચે જોઈ ગયા પ્રથમ પ્રસ્તાવના ૩૮–૩૯–૪૦ એવા ત્રણ અ તર પ્રકરણો મે પાડ્યા છે તેનો ઉપનય તેમણે પોતે પ્રથમ પ્રસ્તાવને છેડે આપ્યો છે ત્યાથી આ વાત બરાબર દેખાઈ આવે છે પોતાને જ્ઞાન, દર્શન, ચારિત્ર (વિમળાલોક અ જન, તત્ત્વપ્રીતિકર પાણી અને મહાકલ્યાણક ભોજન) ખૂબ મળ્યા પછી તે હમેશા કેમ બન્યા બન્યા રહે અને પોતાને મળ્યા કરે તેની વિચારણામા સદ્બુદ્ધિ તેને કહે છે કે (જુઓ પૃ ૨૧૨)

"મૌન ધારણ કરીને બેસી રહેવાથી કોઇને જ્ઞાન, દર્શન, ચારિત્ર આપવાનુ બની શકે તેમ નથી અને બીજા પ્રાણીઓને જ્ઞાન, દર્શન, ચારિત્ર સ પાદન કરાવવારૂપ ઉપકાર કરવો એ જ પરમાર્થથી પરોપકાર છે, તેના જેવો અન્ય પરોપકાર કોઇ હોય એમ સ ભવતુ નથી પ્રાણીને સન્માર્ગ પ્રાપ્ત થઇ ગયો હોય તો તે સન્માર્ગ જન્માતરમા પણ પોતાને આતરા વગર કે અગવડ વગર મળી શકે એવી જેની અભિલાષા હોય તેણે ઉપર જણાવ્યો છે તેવા પ્રકારનો પરોપકાર કર્યા કરવો, કારણ કે પરોપકારનો સ્વભાવ એવો છે કે તે કરનાર પ્રાણી જન્માતરમા ઉત્તરોત્તર વધારે સાર માર્ગનો આદર કરે છે"

અને આગળ પૃ ૨૧૩ મા પોતે લખે છે કે—

"આ પ્રમાણે પોતાનો ઉપદેશ તદ્દન મ દબુદ્ધિવાળાઓ જ ગ્રહણ કરે છે એવી સ્થિતિ જોઇ પોતાનો ઉપદેશ સર્વ પ્રાણીઓ ગ્રહણ કરે એવો અનુકૂળ તે કઇ રીતે થઈ શકે તે માટે આના કર્તા વિચાર કરે છે" આ વિચારને પરિણામે એમણે ઉપમાદ્વારા આખા સ સારનો

વિસ્તાર સમસ્ત જનસમાજના સમજવામાં આવે એ પદ્ધતિ આદરવાનો વિચાર કર્યો. તે વખતે વળી તેમના મનમાં ઘણું આત્મમંથન થયું હોય એમ જણાય છે તે પણ જોઇ લઇએ.

### ૫ કથાનુયોગનો આશ્રયઃ—

ગ્રંથકર્ત્તાને સદ્બુદ્ધિ એટલે પોતાની બુદ્ધિ સાથે વિચાર કરતાં એવો ખ્યાલ થયો જણાય છે કે ઉપાશ્રયમાં બેસી રહેવાથી લોકો એની પાસે જ્ઞાન, દર્શન, ચારિત્ર લે તેમ નથી અને ઘેર ઘેર જઇ આઘોષણા કરવાથી પણ કોઇ લે તેમ નથી અને જે લે છે તે તદ્દન સામાન્ય વર્ગના હોય છે અને આ સમર્થ લેખકને પોતાના આત્મવિકાસ માટે તદ્દન નાના વર્તુળથી સંતોષ થાય તેમ નહોતું. એણે રત્નત્રયનો સ્વાદ લીધો હતો અને ઘણાં મનુષ્યો તેનો લાભ લે તેવી તેમની ઇચ્છા હતી. આ ઉપકારપરાયણ મહાપુરુષે તેટલા માટે કોઇ અપૂર્વ પદ્ધતિ શોધવાનો વિચાર કર્યો. ( આવી ભાવનાને ‘ ભાવદયા ’ કહેવામાં આવે છે અને તે એના ઉત્કૃષ્ટ આકારમાં હોય તો તીર્થંકર નામકર્મ બાંધવાનું કારણભૂત થાય છે એ પ્રાસંગિક વાત છે. )

દશમા સૈકામાં અપૂર્વ ગ્રંથરચના કરવી એ કાંઇ નાનીસૂની વાત નહોતી. વળી એમને તો સંપ્રદાયની માન્યતાઓની હદમાં રહી વાતો કરવાની હતી. એક અદ્ભુત કથા કે વીરરસની કથા લખી નાખવી હોય તો તો તેનાં ભવ્ય કલ્પનાને જ માત્ર સ્થાન આપવાનું હોય. પછી તેમાં તો કલ્પનાની ભવ્યતા, ઉડ્ડયનનું ઉચ્ચપણું અને ભાષા પરનો કાબૂ એટલી જ બાબતો જોવાની રહે; પણ આ ગ્રંથકર્ત્તાને અપૂર્વ વિદ્વત્તાનો લાભ દુનિયાને આપવાની ઇચ્છા પ્રશંસા મેળવવાને અંગે કે સાહિત્યમાં નામ કાઢી જવાને અંગે નહોતી. એમને તો એક જ મુદ્દો હતો અને તે તેમના શબ્દોમાં ઉપર જણાવ્યો છે તે પ્રમાણે પોતાને જે જ્ઞાનાદિ રત્નત્રય મળ્યાં છે તે દાનદ્વારા ભવિષ્યમાં વધારે મળ્યાં કરે એનો માર્ગ શોધવાનો હતો. જે વિશાળ ભાષા, જ્ઞાન અને કાવ્યસર્જકશક્તિ તેમણે આ ગ્રંથમાં વારંવાર બતાવ્યાં છે તે પ્રમાણે તેઓ તત્સમય પ્રચલિત ચાલુ રીતિના માત્ર કાવ્ય ગ્રંથ કે કથા કાવ્ય જરૂર આપી

શકત, એકથી ઘણી વધારે સખ્યામા આપી શકત, પણ એ તેમનો મુદ્દો જ નહોતો એમને તો પરોપકાર કરવો હતો અને તે દ્વાર પણ પાછો પોતાનો પરમ સ્વાર્થ સાધવો હતો

ગ્રથકર્ત્તાને ગ્રથમા અપૂર્વતા જરૂર લાવવી હતી, કારણ કે તેઓને જણાયું હતુ કે 'મદતર મતિવાળા' મનુષ્યો જ તેનો ઉપદેશ સાભળતા હતા અને મહામતિવાળાને તો આ લેખકનો ઉપદેશ હસવાનુ સ્થાન થઇ પડ્યો હતો અહી ગ્રથકર્ત્તા પોતાની જાતને અને પોતાના ઉપદેશને એકઠા કરી નાખી પોતાની જાતને હસવા યોગ્ય ગણાવે છે ત્યારે વાચનારને એક જાતનો શાત મીઠો આનદ થાય છે અને ગ્રંથકર્ત્તાનુ અલ્પતા બતાવવાનુ ચાતુર્ય જોઇ તેના તરફ વધારે આકર્ષણ થાય છે (પૃ ૨૧૩) પણ એ આત્મમથનમા કોઇ અપૂર્વ રચના કરવાનુ અને તે દ્વાર વાચનાર કે શ્રવણ કરનારને પોતા તરફ આકર્ષણ કરવાનુ આતર કાર્ય બરાબર ચાલી રહ્યુ છે એ સામાન્ય વાચનાર પણ સમજી શકે તેવુ છે

ગ્રથમા શ્રોતાને ઉદ્દેશીને જ શબ્દો આવે છે તેનુ કારણ એ જણાય છે કે તે વખતે વાચનારનો વર્ગ ઓછો હતો, સાભળનારનો વર્ગ મોટો હતો એ તે વખતની દેશસ્થિતિની હકીકત પણ ધ્યાનમા રાખવા જેવી છે

અપૂર્વ ગ્રથરચના કરવાની અને છતા શાસ્ત્રસપ્રદાયની પદ્ધતિને નહિ ત્યજવાની અતિ આકરી પ્રતિજ્ઞા કરવી સહેલી છે, પણ એનો નિર્વાહ દુશક્ય છે, કારણ કે અપૂર્વતામા નવીનતા છે અને નવીનતા સાપ્રદાયિક હોઇ શકે નહિ એટલે ગ્રથકર્ત્તાએ અપૂર્વ મૌલિકતાનો બચાવ કેવી સુદર રીતે કર્યો છે તે આપણે આગળ હમણા જ જોશુ એમની નવીનતા કઇ હતી તે અને તેનો બચાવ (સાપ્રદાયિક નજરે) તેમણે કેવો કર્યો છે તે આપણે જોઇએ

લેખક મહાત્માને બરાબર ખ્યાલ જણાય છે કે આ પ્રાણીને ઉપદેશ આપવાની તે સમયે ચાલતી ચાલુ પદ્ધતિ પૂરતુ કામ કરનારી થઈ પડે તેવો સભવ નથી માનસાવદ્યાના એ મહાઅભ્યાસીએ એ વાત પોતાને અગે જ પ્રથમ પ્રસ્તાવમા કહી નાખી છે તે

વિસ્તારથી વાંચતાં એમનો મનુષ્યસ્વભાવનો એની વર્તમાન દશામાં કેવો વિપર્યાસ થઈ ગયો છે તેનો બારીક અભ્યાસ ચોખ્ખો જણાઈ આવે છે.

પ્રથમ પ્રસ્તાવના ચૌદમા અંતર પ્રકરણમાં તદ્દયા એને જળ અંજનાદિ આપે છે ત્યારે ઊલટી એના મનમાં આશંકા આવે છે. ( પૃ. ૧૨૧ ) એને મનમાં એમ થાય છે કે એ રીતે ધર્મબોધકર એના ઠીંકરાને લઈ લેવાની જાળ પાથરી રહ્યા છે. તદ્દયા જેમ જેમ વધારે આગ્રહથી એને ભોજન આપે છે તેમ તેમ એની અંતર અધોદશામાં વધારો થતો જાય છે, એના વ્હેમને એની નજરમાં વધારે પુષ્ટિ મળે છે ( પૃ. ૧૨૩ ). એને તો એમ જ થાય છે કે ' અહીં આવી ભરાણો છું પણ હવે નાસી છૂટાય કેમ ? ' પછી મહાદયાના સમુદ્ર ધર્મબોધકરે એની ઈચ્છા નહોતી છતાં એના પર આંજણનો પ્રયોગ કર્યો, કાંઇક જળ પાયું અને ભોજન ખવરાવ્યું: એ વખતે એ જે આઠ ઉત્તરો આપે છે ( પૃ. ૧૩૩ ) તે ખરેખર સંસારરસીઆના પ્રતિરૂપક છે. એ જ્ઞાનદર્શનના કાળવ્યયને કેવો ગણે છે તે વિચારવું, છતાં અંજનપ્રયોગથી એના પર જરા સારી અસર થાય છે એટલે એ અવારનવાર ગુરુ પાસે આવે છે. ગુરુ જ્યારે વાર્તા દરમ્યાન અર્થની વાત કરે છે ત્યારે તે એને બહુ ગમે છે ( પૃ. ૧૩૭ ) તેવી જ રીતે જ્યારે કામની વાતો કરે છે ત્યારે એ મહારાજને ધન્યવાદ આપે છે ( પૃ. ૧૪૦ ) અને દરરોજ આવી વાતો કરવા વિજ્ઞપ્તિ કરે છે, પણ પછી જ્યાં ધર્મ પુરુષાર્થની વાતો ચાલી ( પૃ. ૧૪૧ ), મનુષ્યજાતિના ઉચ્ચનીચ તફાવતોની વિચારણાઓ પર વિવેચન થયાં, એ તફાવતનાં કારણો પર સુદામ વિચારો બતાવાયા ( પૃ. ૧૪૩ ) અને ધર્મસર્વસ્વની ભાવનાની રેલમછેલ ચાલી ત્યાં આ ભાઇશ્રીની વૃત્તિ બદલાવા માંડે છે; છતાં એ સવાલો પૂછ્યા કરે છે અને બહુ ધ્યાન આપ્યા વગર આખું ધર્મનું તત્ત્વજ્ઞાન, સમ્યગ્દર્શનનું સ્વરૂપ સાંભળે છે. એને એથી સહજ શાંતિ થાય છે, પણ બાવીશમા પ્રકરણમાં ( પૃ. ૧૫૩ ) સ્પષ્ટ જણાય છે કે એને હજુ પણ અંદરની ઊંડી બીક ગઈ નથી અને હવે એને કાંઈક સન્મુખ વૃત્તિ થઈ છે પણ પોતાનું રાખીને કાંઈક બની આવે તો ધર્મબોધકર કહે તેમ કરવું છે. પછી બાવીશમા પ્રકરણમાં

ધર્મબોધકર પણ વખત જોઇ જરા ઉપર ઉપરનો ક્રોધ કરે છે પણ આ ભાઇશ્રી તેવીશમા પ્રકરણમા પોતાની વાત છોડતો નથી

ઉપદેશકની શાંતિને પણ ધન્ય છે! એ ઉપદેશ આપવાની પદ્ધતિ-પ્રયાસ ઉપર આખુ ચોવીશમુ પ્રકરણ લખાયુ છે (પૃ ૧૬૦) પ્રસંગે અહી એટલુ લખી નાખવુ યોગ્ય છે કે એમા એક વાત બહુ જરૂરી કહી દીધી છે અને તે સમાજ કે દેશના કાર્ય કરનારાએ વારવાર ધ્યાનમા રાખવા જેવી છે એ વાત એ છે કે કોઇ મહાન્ કામ હાથમા લેવુ ત્યારે આદર્શ ભવ્ય રાખવુ અને પછી પરિણામની સ્પૃહા રાખ્યા વગર તેમા ઝપલાવવુ એમા જો ધારેલ કામ થઇ આવે તો તે કરનારને અપાર-અનવધિ આનંદ થાય છે અને કદાચ સિદ્ધિ ન થાય તો પણ એક બહાદુર માણસને છાજે તેવુ કાર્ય કરવાનો એને સતોષ થાય છે महान्तमर्थमाश्रित्य यो विधत्ते परिश्रमम्। तत्सिद्धौ तस्य तोष स्यादसिद्धो वीरचेष्टितम् (પૃ ૧૬૧) આ સૂત્ર બહુ સારી રીતે યાદ રાખવા જેવુ છે, પ્રેરક છે, ભવ્ય છે **શ્રીભગવદ્ગીતામાં कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** એનો અને આનો ભાવ એક જ આવી રહે, પણ એમા સુદામ પ્રશ્નને હાથ ધરવાની પદ્ધતિમા ઘણો સુદામરનો ફેર છે આ પ્રાસંગિક વાત છે

ધર્મબોધકર એના પ્રયાસમા પાછા હઠ્યા નહિ અને એને વધારે પ્રતીતિ કરવા માટે વધારે પ્રયત્ન કરવો ચાલુ રાખ્યો, પણ આ પ્રાણી મક્કમ રહ્યો એની શરત એ હતી કે પોતાનુ ઠીકરુ રહે અને સાથે ધર્મબોધકરનુ ભોજન પણ પોતે લે (પૃ ૧૬૫) એની ખરી ખૂબી ૨૯ મા પ્રકરણમા આવે છે ત્યા તે (નિષ્પુણ્યક) ખુલ્લી કબુલાત કરે છે કે આખા બાપણ દરમ્યાન તેનુ મન તો અન્યત્ર ભટકતુ હતુ અને તેથી હકીકત એક કાનેથી પેસી બીજે કાને નીકળી જતી હતી આવા પ્રકારનુ નિરસ અને નિષ્ફળ સભાપણ ન થઇ જાય તે લેખકની મુખ્ય ચિતાનો વિષય હતો મનુષ્યસ્વભાવનો આટલો ઊંડો અભ્યાસ અન્યત્ર ભાગ્યેજ જોવાના આવશે. બહુ બારીક અભ્યાસને પરિણામે એમને આખા ભવપ્રપંચની બાબત કોઈ નવીન પદ્ધતિએ ઉપાડવાની—સમજાવવાની—રૂપક કરવાની જરૂર લાગી એમને વિચાર કરતા જણાયુ કે સત્ય બોલવુ

જોઇએ, પ્રમાણિક જીવન ગાળવું જોઇએ, અહિંસામય જીવન કરવું જોઇએ, ક્રોધ કરવો નહિ, અભિમાન કરવું નહિ–આવી આવી વાતો લોકો ચાલુ ઉપદેશમાં સાંભળે છે, પણ એક કાને સાંભળીને બીજે કાનેથી કાઢી નાખે છે; માટે કોઇ નવીન પદ્ધતિનો આદર થાય તો લોકો તે વાતો રસથી સાંભળે અને સમાજ ઉપયોગી કાર્ય કરીને તે દ્વારા લોકોને જ્ઞાન, દર્શન, ચારિત્રનો અભ્યાસ કરાવાય તો તેથી પોતાને પણ વિચારની ગોઠવણ કરવા દ્વારા સારો ક્ષયોપશમ થાય અને એ ક્ષયોપશમ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને મોહનીય કર્મના ઉદયને મંદ કરવાથી પોતાને ભવાંતરમાં એ રત્નત્રયી ખૂબ મળ્યા કરે. આ રીતે સ્વાર્થ અને પરમાર્થ વચ્ચે હીંચોળા ખાતું એ મહાપુરુષનું મન ( એમના પોતાના શબ્દોમાં કહીએ તો 'સદ્બુદ્ધિ' ) વિચાર કરવા બેઠું. ( બેઠી. )

બહુ બહુ વિચાર કરતાં એમને અમુક પ્રકારનો ભાસ થયો હોય એમ જણાય છે. તેમણે ચરણકરણાનુયોગ અને દ્રવ્યાનુયોગનું મિશ્રણ થાય તેવી કથા કરવાનો વિચાર કર્યો. કથાનુયોગ સામાન્ય અને મધ્યમ પ્રવાહના માણસોને વધારે આકર્ષણ કરે છે તેનો તો તેમને ખરેખરો ખ્યાલ હતો અને તેમની સામે શ્રીમદ્ હરિભદ્રસૂરિની 'સમરાઇચ્ચ કહા' દૃષ્ટાંતરૂપે મોજુદ હતી. એટલે એમણે ત્રણે અનુયોગને એકઠા કરવાને હિસાબે કથાનુયોગનો આશ્રય લેવાનો વિચાર કર્યો. એ સર્વ હકીકત પ્રથમ પ્રસ્તાવ વાંચતાં મન ઉપર અસરકારક રીતે જામે છે. માત્ર એમાં અંદરનો આશય તારવી કાઢવો જોઇએ.

## ૬ ઉપમાનની મૌલિક પદ્ધતિ—

કથાનુયોગનો આશ્રય કરવાનો નિર્ણય થયા પછી તેમણે સર્વ પ્રકારના અધિકારીને ઉપયોગી થાય એવો ગ્રંથ કરવાનો વિચાર કર્યો જણાય છે. [૧]એમને જણાયું કે કનિષ્ઠ વર્ગના લોકોને અર્થ-

૧ આ સર્વ મારાં અનુમાનો છે. માનસવિદ્યાના નિયમાનુસાર આ મારી કલ્પનાઓ છે. 'એમને જણાયું' એ પદ્ધતિએ લખ્યું છે ત્યાં 'એમને જણાયું હોવું જોઇએ' એમ લખવું વધારે સમીચીન ગણાય, પણ એમાં સંકલના તૂટે છે એટલે અનુમાનને અનુમાન તરીકે સમજી લેવાની વાચનાર પ્રત્યે વિજ્ઞપ્તિ છે.—**લેખક.**

કથા બહુ ગમે છે, મધ્યમ વર્ગના લોકોને કામકથા પસદ આવે છે અને માત્ર ઉત્તમ વર્ગના લોકોને જ એકલી ધર્મકથા રુચે છે એમને તો સર્વ પ્રકારના અધિકારીને ઉપયોગી થાય તેવો ગ્રથ બનાવવો હતો, કારણ કે ધર્મકથાના ગ્રથો તો મોજુદ હતા અને તે માટેના ઉપદેશકો પણ મોટી સખ્યામા હતા આટલા ઉપરથી તેમણે 'સકીર્ણ કથા'ની પદ્ધતિ સ્વીકારી સકીર્ણ કથા શી છે તે આપણે ઉપર જોઇ ગયા તેમના શબ્દોમા કહીએ તો "જેઓ આ લોક અને પરલોક બન્નેની અપેક્ષાવાળા છે અને કાઇક સત્ત્વવાળા (તેજી) હોય છે તેઓ સકીર્ણ કથા સાભળવા ઇચ્છા રાખે છે તેવા પ્રાણીઓને 'વર મધ્યમ' મનુષ્યો ગણવા" (પૃષ્ઠ ૯)[1] આ વિશાળ ઘટનાની ભીતરમા તેમણે આખા મનુષ્ય સમાજનો સમાવેશ બહુ યુક્તિપૂર્વક કર્યો છે

આખા મનુષ્ય વર્ગને રસ પડે તેવી કથા લખવી એવો તેમનો આશય હતો છતા તે કથાના માત્ર વાર્તા લખવી એવો ખ્યાલ નહોતો, પણ તેમા તેમને દ્રવ્યાનુયોગ અને ચરણકરણાનુયોગનો અવાતર સમાવેશ કરવો હતો ધર્મસૂત્રના પ્રત્યેક અગમા ચારે અનુયોગનો સમાવેશ કરવામાં આવ્યો છે, એવી પ્રાચીન પદ્ધતિ તેમણે જાણી હતી, પણ એ સૂત્ર સિદ્ધાન્તની પદ્ધતિ તો પૂર્વનો કાળ વીસરાળ થતા તેની સાથે જ નાબૂદ થઇ ગઇ હતી એમણે એટલા ઉપરથી કથાની મુખ્યતા રાખવી અને કથામા જ બીજા બન્ને ઉપયોગી અનુયોગનો સમાવેશ કરવો એવો વિચાર કર્યો

આ વાત લગભગ તદ્દન નવીન હતી જેટલી કથાઓ લખાતી હતી તેમા એક મૂળ મુદ્દો ઊભો રહે અને તેના સમર્થનમા આખી વાર્તા થાય સ્થૂળભદ્ર મુનિની કથા વાચીએ તો તેમા 'બ્રહ્મચર્ય'નો મહિમા સમજાય, શ્રેયાસકુમારની કથા વાચીએ તો તેમા 'દાન'નો મહિમા બહાર આવે, તેવી જ રીતે ગજસુકુમાળમા 'ધૈર્ય,' મૃગાપુત્રમા 'કર્મનો વિપાક,' શ્રીપાળમા 'સિદ્ધચક્રનો મહિમા' આદિ એક મહાન સત્ય પ્રકટ થાય એમણે એ પદ્ધતિ જોઇ હતી, વિચારી હતી, પણ એમને એવી કથાદ્વારા લોકોમા કથાનુયોગ તરફ

---

૧ પૃ૦ ૬ (ભાષાન્તર)મા આપેલ શ્રોતાના પ્રકારનો આશય.

જે રસ રહ્યો હતો તે રસાત્મક વૃત્તિનો ઉપયોગ કરવાની ઇચ્છા હતી. એમને કથા કરવાના પ્રસંગને લઇને અથવા એક બનેલા બનાવના વર્ણન કરવાની શૈલીને લઇને એકાદ મહાન્ સત્ય કહીને બેસી રહેવું નહોતું, પણ કથાદ્વારા દ્રવ્યાનુયોગ અને ચરણકરણાનુયોગનું મિશ્રણ કરી તે માર્ગે આખા સંસારસ્વરૂપનું પ્રદર્શન કરવું હતું.

આ વિચાર ખરેખર ભવ્ય હતો, જનસ્વભાવના દીર્ઘ અભ્યાસના પરિણામરૂપ હતો અને અમલમાં આવી શકે તો સફળ પ્રયત્નના આદર્શ પરિણામના પરમાવધિ સ્થાનરૂપ હતો. એ ભવ્ય કલ્પનાનો અમલ કરવા સારુ તેમણે ઉપમાનનો આશ્રય સ્વીકાર્યો. તેમણે એમ વિચાર કર્યો જણાય છે કે કોઇ ભવ્ય કલ્પના કરી ઉપમાનનો ઉપયોગ કરી તે દ્વારા ધર્મશાસ્ત્રોનાં મહાન્ સત્યોને જીવતાંજાગતાં બતાવી શકાય તો ભારે લાભ થાય. એમાં ખાસ કરીને અંતરમાં જે મોટાં યુદ્ધ આખો વખત ચાલ્યાં કરે છે, આ પ્રાણી વારંવાર સંસાર તરફ ખેંચાય છે, અથડાય છે, કૂટાય છે અને રખડપટ્ટીએ ચઢે છે એ વાર્તા બરાબર કહેવામાં આવે તો પ્રાણીની આંખ ઉઘડી જાય. આ વિચારનો અમલ ઉપમાનના ઉપયોગથી થઇ શકશે એમ તેમની બુદ્ધિશક્તિ( **સદ્‌બુદ્ધિ** )એ સૂચવ્યું. **સદ્‌બુદ્ધિ** એ ગુરુએ કરી આપેલી પરિચારિકા છે, પણ બરાબર ઊંડા ઉતરતાં **તદ્દયા** ઉપરાંત તેની હાજરીની જે જરૂરીઆત બતાવી છે તે ગ્રંથકર્ત્તાની મૌલિકતા ( Originality ) બતાવે છે. આમાં ગેરસમજૂતી થવી ન જોઇએ મારો મુદ્દો એ નથી કે સદ્‌બુદ્ધિનું પાત્ર પ્રથમ પ્રસ્તાવમાં રચવામાં મૌલિકતા બતાવી છે. એ વાત તો છે જ, પણ તે બીજા સર્વ પાત્રોને પણ એટલી જ લાગુ પડે છે; પણ અહીં જે વાતની હું સ્થાપના કરવા માગું છું તે એ છે કે **તદ્દ**યા સાથે સલાહ કરવા ઉપરાંત સદ્‌બુદ્ધિ સાથે જ્યારે જ્યારે આ પ્રાણી વિચાર કરે છે ત્યારે ત્યારે તે વિચારણામાં જ મૌલિકતા બતાવે છે. **સદ્**‌બુદ્ધિનું પાત્ર તો મૌલિક છે જ, અને તેવાં તો બીજા સેંકડો પાત્રો આવશે, પણ સદ્‌બુદ્ધિ સાથે જે વિચારણાઓ થાય તે પણ મૌલિક છે. એ વાત જો સાચી હોય તો આ ગ્રંથ તેમના પોતાના જ શબ્દોમાં એમની મૌલિક પદ્ધતિ બતાવે છે.

આ હકીકતની સ્પષ્ટ સિદ્ધિ માટે પૃ ૧૮૭ મા તદ્દયાના વ્યવસાયો કેટલા બધા છે તે પ્રથમ વિચારવુ ત્યા કહેવામા આવ્યુ છે કે —

"આ પ્રાણીમા વધારે ઉજ્જવળ પરિણામ ન હોવાને લીધે જ્યારે ગુરુમહારાજ તેને પ્રેરણા કરે છે ત્યારે જ માત્ર તે પોતાનું ખરુ હિત કરનારી બાબતમા પ્રવૃત્તિ કરે છે, પરંતુ જેવી ગુરુમહારાજની પ્રેરણા બ ધ થાય છે અથવા ગુરુમહારાજનો જોગ બનતો નથી કે તરતજ પોતાનુ વાસ્તવિક કર્તવ્ય કરવામા આ પ્રાણી શિથિળ થઈ જાય છે અને પાછો આર ભ–પરિગ્રહની જ જાળમા પડી જાય છે જેવી રીતે વારવાર પ્રેરણા કરીને ગુરુમહારાજ આ જીવને શુદ્ધ માર્ગ પર લઇ આવે છે તેવી રીતે પ્રેરણા કરીને ઠેકાણે લાવવાના બીજા અનેક જીવો હોય છે સર્વ પ્રાણીઓ ઉપર કૃપા કરવાની બાબતમા તત્પર રહેલા ગુરુમહારાજા તો કોઇ કોઇ વખત જે જીવના સ બ ધમા હાલ વાત ચાલે છે તેને પ્રેરણા કરી શકે છે, પણ બાકીના વખતમા આ જીવ છૂટો રહેતો હોવાથી તેને કોઇ વારતુ નથી "

ત્યારપછી ગુરુમહારાજ આ જીવની સાથે **સદ્દબુદ્ધિ** નામની પરિચારિકા કરી આપે છે એ પ્રસ ગે પૃ ૧૯૦ મા આ જીવ ગુરુમહારાજ પાસે એકરારો ( Confessions ) કરે છે અને પછી ગુરુમહારાજ તેને ( પૃ ૧૯૧ ) કહે છે કે —

"ભદ્ર ! બીજા નિવારણ કરે તેથી અને તેના પર વિશ્વાસથી અકાર્ય વર્જવાનુ બને તે તો માત્ર કોઇ કોઇ વાર જ બની આવે છે અને અનેક પ્રાણીઓ ઉપર ઉપકાર કરવાનો હોય છે, તેઓને ઉપદેશ આપવાનો હોય છે અને તેઓને યોગ્ય રીતે સમજાવવાના હોય છે તેથી તારી પાસે આખો વખત રહીને દરેક બાબતમા તને નિવારણ કરવાનુ અમારાથી બની શકે નહિ આ પ્રમાણે હોવાથી જ્યાસુધી તારી પોતાની સદ્દબુદ્ધિ જાગ્રત થાય નહિ ત્યા સુધી તારા આચરણોનુ નિવારણ કરવાનુ બની શકશે નહી અને તને જે ન કરવાનો ઉપદેશ આપીએ છીએ તેવા આચરણો ઉપર તારી આસક્તિ હોવાને લીધે તેનાથી થતી અનર્થપર પરા રોકી શકાશે નહિ સદ્દબુદ્ધિ જ એક એવી વસ્તુ છે કે જે અન્ય તરફની

પ્રેરણાની અપેક્ષા રાખ્યા વગર જ પોતાના પ્રયત્નથી–જાતપ્રેરણાથી જ જીવને અકાર્ય કરતાં નિવારણ કરે છે અને અસરકારક રીતે નિવારણ કરી શકે છે. એના પ્રતાપથી પ્રાણી અનર્થોથી બચી શકે છે.”

એટલે સદ્બુદ્ધિ એ પ્રાણીની અંતરપ્રેરણા થઈ. એને માટે અંગ્રેજીમાં કોન્સ્યન્સ Conscience શબ્દ છે અને તેને માટે કોશકાર સંસ્કૃત ભાષામાં ‘ સદસદ્વિચારશક્તિ ’ શબ્દ વાપરે છે ( આપ્ટે ઈંગ્લીશ સંસ્કૃત કોશ પૃ. ૯૮ ) એ સદ્બુદ્ધિ શુદ્ધ થઇ હોય તો તેની પ્રેરણાને અનુસરવાનું ફરમાન છે. પૃ. ૧૯૨ માં જે લંબાણ વિવેચન કર્યું છે તેમાં સદ્બુદ્ધિની મહત્તા એટલે સુધી સ્થાપન કરી છે કે ગમે તેટલાં અનુષ્ઠાનો કરવામાં આવે પણ સદ્બુદ્ધિ વગર તે નકામાં છે અને એવી બુદ્ધિ–વિચારશક્તિ વગરના મનુષ્યમાં અને પશુમાં કશો તફાવત નથી એમ પણ કહેવામાં આવ્યું છે.

અહીં ગુરુમહારાજના ચાલુ ઉપદેશ પછી જે **સદ્બુદ્ધિ** પ્રાપ્ત થાય છે તે અંતરની પ્રેરણા સમજવી અને તેમાં ઘણી મૌલિકતા રહેલી છે તે બતાવવાનો આ પ્રયત્ન છે. એનું કારણ એ છે કે સાધ્યપ્રાપ્તિના રાજમાર્ગો તો ગુરુમહારાજ બતાવે છે, શાસ્ત્રકારો બતાવે છે અને વ્યવહારમાં પ્રચલિત હોય છે; પણ સાધ્યપ્રાપ્તિના વ્યક્તિગત માર્ગો અનેક હોઈ પ્રત્યેક પ્રાણીએ પોતાનો માર્ગ શોધી લેવાનો હોય છે. એ બાબતમાં સ્વતંત્ર છૂટ આ પ્રાણીને ગુરુમહારાજની દયા ત્યારે જ આપે છે કે જ્યારે એનામાં શુદ્ધ પ્રેરણા વ્યક્ત કરવાનું અંતરબળ–આત્મિકબળ પ્રાપ્ત થાય. એ પહેલાં જો એને સ્વતંત્રતા આપવામાં આવે તો એનામાં સ્વચ્છંદતા આવી જવાનો ભય રહે છે અને એ એને અહિત કરનારી હોઈ વિનાશક છે. તેથી યોગ્ય સમયે ‘ સદ્બુદ્ધિ ’ સાથે વાતચિત કરી તેના પ્રેરણાત્મક જવાબો પ્રમાણે કાર્યઘટના કરવાનો વિધિ સર્વત્ર સ્વીકાર્ય છે. **सतां हि सन्देहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः** સત્પુરુષને સંદેહવાળી બાબતમાં એનું અંતઃકરણ જે બાબતમાં પ્રવૃત્તિ કરવા કહે તે પ્રમાણ છે; પણ એ સત્પુરુષનો પ્રાપ્ત હક્ક છે, સામાન્ય અધિકારી માટે એ વાત નથી. વિષયવિકારમાં રાચી રહેલા, કષાયમાં લપટાયલા પ્રાથમિક અધિકારી અંતઃકરણને પૂછે ત્યાંથી શુદ્ધ સાત્વિક જવાબ મળે પણ ખરો અને ન પણ મળે. એટલે સદ્બુદ્ધિના

હુકમ પ્રમાણે વર્તવાની છૂટ વિશિષ્ટ અધિકારીને જ મળે છે અને એ અધિકાર પ્રાપ્ત થયા પછી એનામા મૌલિકતા આવે છે એ પોતાનો માર્ગ શોધે છે અને સદેહ પડે ત્યારે એકાતમા બેસી 'સદ્‌બુદ્ધિ' સાથે કલાકો સુધી વાતો કરે છે અને એને અદરથી જવાબ મળે છે એ જવાબમા ઘણી વાર મૌલિકતા હોય છે, નવીનતા હોય છે, વિશિષ્ટતા હોય છે, અને છતા એ જવાબ મૂળ માર્ગથી વિભિન્ન હોવા છતા તેને અનુરૂપ હોય છે બુદ્ધિને અમુક પ્રકારનો ઝોક મળી ગયા પછી એમા સદશ આવી જાય છે અને ત્યારપછી એની પદ્ધતિ મૌલિક ન હોય તો પણ એ મૂળ માર્ગથી દૂર જતી નથી

આવી સદ્‌બુદ્ધિ પ્રાપ્ત કરનાર આ ગ્રથના લેખકને જ્ઞાન, દર્શન, ચારિત્ર મોટા પાયા ઉપર અન્યને ઉપકાર બુદ્ધિએ આપવાનો વિચાર થયો એટલે એણે સદ્‌બુદ્ધિ સાથે વિચારણાઓ કરી પ્રથમ એમણે જે આવે તેને રત્નત્રય આપવા વિચાર કર્યો, એમા એ ન ફાવ્યો (પૃ ૨૧૦), એણે ઘેર ઘેર ભટકી આપવા માડ્યુ પણ એના અજન, જળ અને અન્ન કોઇએ લીધા નહિ (પૃ ૨૧૧) એટલે વળી એણે સદ્‌બુદ્ધિ સાથે વિચારણા કરી, એનો અગાઉનો રખડુ-પણાનો ભાવ યાદ કરીને કોઈ એના રત્નત્રય લેતા નથી એ એને સમજાઈ ગયુ, પણ એને તો દાન આપવાનો તરવરાટ લાગ્યો હતો સદ્‌બુદ્ધિએ એને બુદ્ધિ સૂઝાડી કે એક ગ્રથના આકારમા જ્ઞેય, શ્રદ્ધેય અને અનુષ્ઠેય અર્થની યોજના કરવી અને પછી સદર ગ્રથને જૈન શાસનમા ભવ્ય જીવો સમક્ષ ખુલ્લો મૂકી દેવો (પૃ ૨૧૩) એ પ્રમાણે કરવાથી તેમા રહેલા જ્ઞાનાદિ સર્વ જીવોને ગ્રહણ કરવા યોગ્ય થશે

આ વિશાળ ભાવના ઉપર તેમણે ખૂબ વિચાર કર્યો જણાય છે કથાનુયોગની ઉપયોગિતા તો તેમને ધર્મબોધકર(શ્રીહરિભદ્રસૂરિ)ના ગ્રથથી જણાઇ હતી, પણ એમને તો તે ગ્રથમા જ્ઞાન, દર્શન, ચારિત્ર ઠામી ઠામીને ભરવા હતાં અને સાથે તેમને ખ્યાલ હતો કે કોઇ નવીનતા થાય તો લોકો તેમનો ગ્રથ વાચે અને તે દ્વારા તેઓ ઉપકારના નિમિત્ત કારણ બને

આ વિચારણામાં ઉત્કૃષ્ટ પરમાર્થ વૃત્તિ છે. જૈન શાસ્ત્રનો એક જાણીતો સિદ્ધાન્ત છે કે કોઇ પણ પ્રાણીને જૈનશાસન પર સાચી શ્રદ્ધા કરાવી શકાય તેના જેવો અન્ય ઉપકાર નથી, કારણ કે એક પ્રાણીને અહિંસાપ્રધાન ધર્મમાં લાવવાથી ચૌદ રાજલોકના સર્વ જીવોને તેટલા પૂરતું અભય મળે છે. એના સમર્થનમાં ઉપદેશ-માળાના કર્ત્તા શ્રી ધર્મદાસગણિ એક સુંદર વાત કહે છે. માતપિતાનો ઉપકાર આ પ્રાણી પર એટલો છે કે એનો બદલો પોતાના ચામ-ડાના જોડા કરાવી આપવાથી પણ વળે નહિ, માત્ર એક જ રીતે વળે છે અને તે એ કે જો પુત્ર માબાપને ધર્મનો ઉપદેશ આપી સાચા જૈન બનાવે તો બદલો વળે. ( જુઓ ઉપદેશમાળા ) આ વાત તેઓ બરાબર જાણતા હતા. ( તેઓએ ઉપદેશમાળા ગ્રંથ પર પણ ટીકા કરી છે. )

આ સર્વ વિચાર કરી તેમણે કથાનુયોગદ્વારા ઉપમાનનો આશ્રય કરવાની મૌલિક પદ્ધતિ સ્વીકારી. વાર્તા લખવી તો કાંઇક ચમત્કાર થાય અને સર્વ વાંચે, વાંચવા લલચાય અને છતાં માત્ર તે ઢીંગલા ઢીંગલીની કે લાગણી ઉશ્કેરનારી ન હોવી જોઇએ પણ અક્ષરે અક્ષરમાં અર્થગૌરવથી ભરપૂર હોવી જોઇએ. આ વિચારનો અમલ કરવામાં તેમને જે અગવડ જણાઈ તેનો તેઓએ પ્રથમ વિચાર કર્યો જણાય છે.

## ૭ નવીન શૈલીનો બચાવ—

ગ્રંથકર્ત્તાને પોતાનો ગ્રંથ અપૂર્વ કરવો હતો, છતાં એ શાસ્ત્ર-સંપ્રદાયને માનવાવાળા હતા, એને પૂર્વપુરુષોના અપૂર્વ જ્ઞાનમાં પૂર્ણ વિશ્વાસ હતો અને નવીનતા કરવી હતી, છતાં પૂજ્યપાદોને પગલે ચાલવું હતું. એમની એ ચિંતા આ જમાનામાં જરા વધારે પડતી લાગે, પણ શાસન ચલાવવામાં એ રીતિનું અનુકરણ અનિવાર્ય છે. સંપ્રદાયપદ્ધતિને અનુસરવાથી એકવાક્યતા રહે છે અને તેમ ન થાય તો શીર્ણવિશીર્ણ બિન્દુઓ અસ્તવ્યસ્ત થઇ જાય છે. ધર્મક્રિયાઓનું અનુશાસન એક પદ્ધતિએ અને આ ધોરણે જ થાય છે. પ્રચલિત લશ્કરી નિયમન ( Military discipline ) આ ધોરણ પર રચાયલું છે અને સમજણ વગર જ્યારે

જ્યારે એ શિદ્ધ વ્યવસ્થાને મૂકી દેવામા આવે છે ત્યારે માગ ખાધો છે એમ આપણો ઇતિહાસ બતાવે છે આચારના મતભેદો દુરાગ્રહનુ રૂપ લે ત્યારે યાદવાસ્થળીના કારણ બને છે, પણ ઇરાદાપૂર્વક વિશેષ કારણ વગર માર્ગપતિત થવામા એક વાર રસ્તો ચૂકયા પછી કયા અટકાશે તે જણાતુ નથી એ આખો શાસનપદ્ધતિનો મહાપ્રશ્ન છે અને આ ગ્રથના લેખક શ્રીસિદ્ધર્ષિને તો એ ગુચવણ ઘણી આકરી લાગે છે એટલે એમણે તો ગ્રથની શરૂઆતમા જ ખુલાસો કરી દીધો છે

એમને ચારિત્રરાજ અને મોહરાજના યુદ્ધો વર્ણવવા હતા, એમને સતોષ અને ધનલોભના સ્વરૂપો ચીતરવા હતા, એમને મહારભ અને મહાપરિગ્રહની કુટિલતા બતાવવી હતી, એમને રાગ અને દ્વેષની પાથરેલી આખી જાળ બતાવવાની હતી, એમને ક્રોધ, માન, માયાનો ક્રમિક વિકાસ અને સયમપૂર્વક તેનો વિનાશ કઇ પદ્ધતિએ થાય તે બતાવવુ હતુ એને આખા સસારનુ નાટક પ્રત્યક્ષ બતાવવુ હતુ એટલે એમણે તો શરૂઆતમા કહી દીધુ કે —

"આ કથામા અતરગ લોકોના જ્ઞાન, અરસ્પરસ બોલચાલ, ગમન, આગમન, વિવાહ, સગપણ વિગેરે સર્વ લોકસ્થિતિ કહેવામા આવી છે તેને કોઇપણ પ્રકારે ગેરવ્યાજબી ન ધારવી, કારણ કે ગુણાન્તરની અપેક્ષા રાખીને ઉપમાદ્વારથી બોધ કરાવવા માટે તેનુ નિવેદન કરવામા આવ્યુ છે એનુ કારણ એ છે કે પ્રત્યક્ષથી કે અનુભવથી જે સિદ્ધ થતુ હોય અને યુક્તિથી જેમા કોઇપણ પ્રકારનો દોષ આવતો ન હોય તે સત્કલ્પિત ઉપમાન કહેવાય છે અને શ્રીસિદ્ધાન્તમા પણ એવા ઉપમાનો પ્રાપ્ત થાય છે, એનો ઉપયોગ થતો જોવામા આવે છે" (પૃ ૧૧) એમને અદરના રાગદ્વેષ તથા ચારિત્ર અને ત્યાગ વિગેરેને બોલતા કરવા હતા અને તેટલા માટે તેમણે કહ્યુ કે ઉપમાનની પદ્ધતિ આપણામા તો પૂર્વકાળથી ચાલી આવે છે એના એમણે ચાર દાખલાઓ મૂકયા છે

૧ શ્રી આવશ્યક સૂત્રમા મગશેળીઆ પાષાણ અને પુષ્કરાવર્ત વરસાદની હરીફાઇ બતાવવામા આવી છે

૨ શ્રી આવશ્યક સૂત્રમા ક્રોધમાનાદિને સર્પાકારે જીવતા કર્યા છે

૩ શ્રી પિંડૈષણા અધ્યયનમાં માછલીઓ પોતાનું ચરિત્ર કહે છે.

૪ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં સૂકાં પાંદડા સંદેશો કહે છે.

આ ચારે હકીકત શાસ્ત્ર-સિદ્ધાન્તમાં બતાવી છે. એ કેવી રીતે બતાવી છે તે માટે પ્રસ્તાવ પ્રથમનું પરિશિષ્ટ क જોવું. (પૃ.૨૧૯–૨૪૬)

એ ઉપરથી જણાશે કે પથ્થર કે પાંદડાં પાસે બોલાવવાની વાત નવીન નથી, સર્પાદિના રૂપક ક્રોધ, માન આદિ કષાય માટે આપવા તે ચાલી આવતી વાત છે, એટલે અનુમાન કે રૂપકનો આશ્રય આપણે પૂર્વકાળથી લેતા જ આવ્યા છીએ, પણ એમાં થોડી શરતો છે અને તે એ છે કે—

૧ એવું અનુમાન પ્રત્યક્ષથી સિદ્ધ થવું જોઇએ.

૨ પ્રત્યક્ષથી સિદ્ધ ન થાય તો અનુભવથી સિદ્ધ થવું જોઇએ.

૩ યુક્તિથી એવા અનુમાનમાં કાંઇ દોષ આવવો ન જોઇએ.

મતલબ: એ અનુમાન અક્કલવાળું હોવું જોઇએ, એ રૂપક ધ્યાનમાં ઉતરે તેવું હોવું જોઇએ. એક ઘડિયાળ જોઇને તેને હાથી સાથે સરખાવવી એ પણ રૂપક કહેવાય પણ એ બંધ ન બેસે તેવી વાત છે, અનુભવથી ખોટી પડે તેવી વાત છે અને યુક્તિથી અગમ્ય છે. આ ધોરણ રાખી તેઓ જણાવે છે કે ‘ રૂપક કથા કરવાની વાત હું આદરું છું તે મારી પોતાની પદ્ધતિ નથી, મારી નવી શોધખોળ નથી, પણ શાસ્ત્રમાં એ પદ્ધતિ સ્વીકારાયલી છે અને તેથી પોતાને તે પદ્ધતિનું અનુકરણ કરવામાં વાંધો લાગતો નથી. ’ તેઓની દલીલ એમ છે કે ઉપદેશ આપવા માટે સિદ્ધાન્તમાં મૂળ સૂત્રોમાં વરસાદ અને મગશેળીઆ પાષાણને બોલતા કર્યા છે, સૂકાં પાંદડાં અને નવી કુપળોને બોલતી કરી છે, ક્રોધાદિને સર્પનાં રૂપકો આપ્યાં છે તો પછી એ પદ્ધતિ આદરવામાં અને તે દ્વારા અંતરંગમાં રહેલા ભાવોને બોલતા કરી તેમને જીવતું રૂપ આપી તેમની પાસે જ તેમની વાતો કરાવવી એમાં કોઈ જાતનો શૈલીદોષ થતો નથી.

## ૮ છતાં સાર્વત્રિક નવીનતા—

આ પ્રમાણે તદ્દન મૌલિક પદ્ધતિ આદરવા છતાં સંપ્રદાયથી એમણે એ શૈલીનો બચાવ કર્યો છે. એમને ગ્રંથ લખવા ખાતર

ગ્રંથ લખવો નહોતો, પણ પ્રત્યેક વ્યક્તિને ઉપયોગી અને ઉપદેશક થાય અને તેના હૃદયના ઊંડા તાર હલાવે અને તે નિમિત્તે પોતાને લાભ થાય એવો ગ્રંથ લખવાનો તેમનો આશય હતો તેમના શબ્દોમા કહીએ તો "મારી જેવા પ્રાણી ઉપર ભગવાનની કૃપા-નજર થવાને પરિણામે ગુરુમહારાજના પ્રસાદથી અને તેને લઇને તેમના પ્રતાપથી પ્રકટ થયેલી સદ્બુદ્ધિના આવિર્ભાવથી આ કથામા જે જ્ઞાન, દર્શન, ચારિત્રની રચના કરવામા આવી છે તેને જે ભવ્ય સત્ત્વો ગ્રહણ કરશે તેઓના રાગદ્વેષ વિગેરે ભાવરોગો જરૂર નાશ પામી જશે એમા જરા પણ સંદેહ જેવુ નથી" (પૃ ૨૧૪) આ એમનો ખરો આશય છે એમને ગ્રંથકાર તરીકે નામના કાઢવી નહોતી, પણ તેમને વિશિષ્ટ દૃષ્ટિએ પરોપકાર કરવો હતો, તે માટે તેઓએ સર્વ તૈયારી કરી હતી અને તેને અંગે આ તદ્દન મૌલિક પદ્ધતિ આદરી હતી

તેમણે જે સિદ્ધાન્તના દાખલાઓ ટાકયા છે તે અમુક અપેક્ષાને આશ્રયીને છે, પણ તેમણે જે પદ્ધતિએ ગ્રંથ લખ્યો અને આખા સંસારની રચના સંક્ષેપમા બતાવી તેમા મૌલિકતા છે, નવીનતા છે, ભવ્યતા છે એ મૌલિકતા તેમના ઉપરના શબ્દો ઉપરથી જ જણાઈ આવે છે તેમણે અમુક ગ્રંથનો આશ્રય કર્યો નથી પણ તેઓ જણાવે છે કે ગુરુમહારાજની કૃપા( તદ્દયા )થી જે સદ્બુદ્ધિનો તેમને આવિર્ભાવ થયો તેને લઇને આ કથામા જ્ઞાન, દર્શન, ચારિત્રને ઠાસી ઠાસીને ભરી ભરબજારમા મૂકી દીધા છે આ સદ્બુદ્ધિના આવિર્ભાવમા જ નવીનતા છે તે સમય સુધીના સંપ્રદાયથી પ્રાપ્ત થયેલા જ્ઞાનને વિરોધ ન આવે તે માટે ગુરુ-મહારાજની પ્રસાદીની અને ભગવતની કૃપાનજરની જરૂર તેમણે સ્વીકારી લીધી છે એ બન્નેના સાન્નિધ્યથી આડાઅવળા ચાલ્યા જવાનુ ન બને તેટલા માટે તેની જરૂર હતી, પણ રૂપકની શૈલી આવા મ્હોટા પાયા ઉપર કરવી એ તદ્દન નવીન હકીકત હતી, મૌલિક રચના હતી અને ભવ્ય કલ્પના હતી

વાત એ છે કે તેમણે 'ઉપમાન અલંકાર' નવીન શોધ્યો નથી, પણ આખા સંસારની વાતો રૂપક રૂપે તૈયાર કરવી અને તેમા

સર્વ કર્મો, સર્વ ભાવો અને બાહ્ય તેમજ અંતર ખટપટો અને મનોવિકારો કથારૂપે આવી જાય, સર્વ અંતરના આવિર્ભાવોને રૂપક અપાય અને સર્વથી ન સમજાય તેવી અંદરની ગુપચૂપ ચાલતી હીલચાલ સમજી શકાય એ આખી કલ્પના જ ભવ્ય હતી, એ રૂપક તદ્દન મૌલિક હતું અને એના પ્રત્યેક વિભાગમાં નવીનતા હતી.

એની સાબિતી માટે તો આખો ગ્રંથ રજૂ કરવો પડે, પણ એટલું ન કરીએ ને એનાં સ્થળો અને પાત્રોનાં નામો જ વાંચી જઈએ તો પણ બસ થાય તેવું છે. આપણે થોડાં મુદ્દાનાં રૂપકો અત્ર રજૂ કરી તે વાત સાબિત કરીએ, એટલે એમાં સાર્વત્રિક મૌલિકતા જણાયા વગર નહિ રહે. નીચેનું પત્રક ( લીસ્ટ ) ગ્રંથમાંથી ગમે તે નામો લઈ તૈયાર કર્યું છે, કારણ કે પ્રત્યેક પાત્ર કે સ્થળ એ વાત સાબિત કરી રહે છે, તે પરથી એ મૌલિકતાની ખાત્રી થશે.

| (ભાવ) | (રૂપક) | (ભાવ) | (રૂપક) |
|---|---|---|---|
| તામસી મન | તામસચિત્ત નગર | લિપ્સા | મોહરાજ |
| રાગ | રાગકેસરી રાજપુત્ર | માયા | બહુલિકા |
| દ્વેષ | દ્વેષગજેંદ્ર રાજપુત્ર | રસ્તે ચઢવું | માર્ગાનુસરિતા |
| મન | ચિત્તવૃત્તિ અટવી | ભોળો શ્રોતા | અગ્રહિતસંકેતા |
| તરંગો | ચિત્તવિક્ષેપ મંડપ | સંસાર | અદૃષ્ટમૂળપર્યન્તનગર |
| ક્રોધ | વૈશ્વાનર | દુષ્ટાશય | જઘન્યતા |
| વિપર્યાસ | મતિમોહ | કર્મસમૂહગ્રહણ | મળસંચય |
| માન | શૈલરાજ | વિચારવાળો માણસ | બુધ |
| વર્તન | ચારિત્રરાજ | રસગૃદ્ધિ | લોલતા |
| | | બુદ્ધિ | વિદ્યા |

આ પત્રક જેટલું મોટું કરવું હોય તેટલું થાય. એના પાત્રોનું લીસ્ટ દરેક પ્રસ્તાવની શરૂઆતમાં આપ્યું છે તે જોવાથી જણાશે કે માત્ર પાત્રોનાં કે સ્થળોનાં નામોની યોજના કરવામાં જ અસાધારણ મૌલિકતા છે. એક વખત એ નામો વાંચી જવાય તો પણ ભારે આહ્લાદ કરે તેવાં છે અને જ્યારે જ્યારે એ નામાવલિ કોઈપણ વિચક્ષણ માણસે વંચાતી સાંભળી છે અથવા વાંચી છે

ત્યારે તેની સાથે જ તેના મુખમાથી આશ્ચર્યનો ઉદ્ગાર પણ તે જ વખતે નીકળતા સાભળ્યો છે આવી રીતે પાત્રાલેખન અને નામાભિમાન નિર્ણય કરવામા મૌલિકતા છે એમની મૌલિકતા અનુમાન કે ઉપમાનની શોધ કરવાની નથી, પણ તેમના કહેવા પ્રમાણે ઉપમાનની પ્રચલિત શૈલી હતી તે તેમણે સ્વીકાર્યા પછી તે ઉપમાનને આખા સમગ્રવિસ્તાર સાથે લાગુ કરવામા રહેલી છે

એ મૌલિકતા સિદ્ધ કરવાનુ બીજુ ઘણુ મુદ્દામ કારણ પ્રાસવ્ય છે અને તે પ્રથમ પ્રસ્તાવની રચના છે એ પ્રથમ પ્રસ્તાવની રચના બીજા પ્રસ્તાવથી શરૂ થતી મહારૂપક કથાની મૌલિકતા સિદ્ધ કરે તેમ છે તેની યોજના આ પ્રમાણે લાગે છે તે વિચારવી — ગ્રથકર્ત્તાએ પ્રથમ પ્રસ્તાવમા સામાન્ય પ્રસ્તાવના ( Preface ) પ્રથમ ચૌદ પૃષ્ઠમા ( શ્લોક ૧૧૧ વડે ) કરી તેમા એક **નિષ્પુણ્યક** નામના જીવનુ ચરિત્ર કહ્યુ અદૃષ્ટમૂળપર્યંત નામના નગરમા એક દીન દુખી રોગી અપુણીઓ જીવ રખડતો હતો તે એકદા સુસ્થિત મહારાજની સાત માળની હવેલી પાસે આવ્યો સુસ્થિત મહારાજની તેના પર નજર ગઈ તે જોઈને એ ભિક્ષા માટે રખડતા રોગીને સ્વકર્મવિવર નામના દારપાળે મદિરમા દાખલ કર્યો, એની આખમા વિમળાલોક નામનુ અજન ધર્મબોધકર નામના રસોડાના ઉપરીએ આજ્યુ, એને તત્ત્વપ્રીતિકર પાણી પાયુ અને એને મહાકલ્યાણ નામનુ ભોજન ખવરાવ્યુ એને ભીખ માગવાના ઠીકરા ઉપર બહુ પ્રીતિ હતી તેથી ધર્મબોધકરની પરિચારિકા તદ્દયાની વાત એ સાભળતો નહિ આખરે એને અજન, જળ અને ભોજનના પ્રયોગથી વ્યાધિઓ ઓછા થયા પછી એને સદ્બુદ્ધિ પરિચારિકા કરી આપી અને છેવટે એણે અન્યને અજન, જળ ને ભોજન આપવા વિચાર કર્યો છેવટે એક લાકડાની પેટીમાં એ ત્રણે ચીજો ભરીને ભગવત્તરમા મૂકી આવી અતિ વિચિત્ર વાર્તા ગ્રથકર્ત્તાએ કહી એ વાર્તા પૃષ્ઠ ૧૩ થી ૪૭ સુધી ચાલે છે ( શ્લોક ૧૧૨-૪૫૯ )

પછી ત્યા ઉપર જણાવ્યુ તેમ એક ઘણી અર્થસૂચક વાત કરી છે "જે હકીકત અહીં કહેવામા આવી છે તે તમામ જીવોને માટે કહી છે અને તે પ્રકટ કરવાથી રચનાર ઉપર ઉપકાર થાય

તેમ છે, માટે તે બાબતમાં મારી ઉપર કૃપાવાળા સર્વેએ તે ત્રણે વસ્તુઓ લેવાની કૃપા કરવી. સર્વ તે લેવા યોગ્ય છે." (પૃ. ૪૭).

આ વિજ્ઞપ્તિ કરીને પછી ગ્રંથકર્ત્તા કહે છે કે "આ પ્રમાણે દૃષ્ટાંત આપની પાસે ટૂંકામાં કહી સંભળાવ્યું. હવે તેનો ઉપનય કહેવામાં આવે છે તે સાંભળો." ( પૃષ્ઠ ૪૭ ).

આ '**ઉપનય**' શબ્દનો અર્થ વિચારવા જેવો છે.

એ સંસ્કૃત **ની** ધાતુને ઉપસર્ગ **उप** લાગવાથી બનેલું નામ છે. એનો અર્થ 'પાસે લાવવું' એમ થાય છે. કોશકાર આપ્ટે એનો અર્થ Bringing near એમ આપે છે. એનો અર્થ ઉપનયન સંસ્કાર પણ થાય છે. ઉપનયન એટલે મૂળ વસ્તુની પાસે જવું, વધારે નજીક જવું, વધારે બારિકીથી એના અંતરપટમાં જઈ એ વસ્તુને ઓળખવી, એ વસ્તુનું ઊંડાણ વિચારવું, એના રહસ્યમાં પ્રવેશ કરવો એવો ધ્વનિ એમાંથી નીકળે છે. જેમ ઉપનયન સંસ્કારથી ધર્મનો જન્મ થાય છે અને પ્રાણી ધર્મની નજીક આવે છે, તેમ ઉપનયદ્વારા વસ્તુના અંતરના જ્ઞાનથી પ્રાણી વાર્તાનું રહસ્ય સમજે છે.

શ્રી સિદ્ધર્ષિ ગણિને તદ્દન નવીન શૈલી આદરવી હતી એટલે પોતાના શ્રોતાવર્ગને એ નવીન શૈલીની દીક્ષા આપવી જોઇએ, શ્રોતાનો એક પ્રકારે 'ઉપનયન' સંસ્કાર કરવો જોઇએ અને તેમને વાર્તાના ઊંડાણમાં–રહસ્યાર્થમાં ઉતારવા જોઇએ. એટલા માટે તેમણે સંસ્કાર કરવા સારુ ઉપોદ્ઘાતરૂપે પોતાનું ચરિત્ર કહી સંભળાવ્યું અને પછી પોતે જ લંબાણ ઉપોદ્ઘાતદ્વારા પ્રત્યેક શબ્દનો રહસ્યાર્થ કહી બતાવ્યો: પોતે અદૃષ્ટમૂળપર્યંત નગર શા માટે કહ્યું ? તેમાં પોતાનો જીવ નિષ્પુણ્યકનું નામ શા માટે ધારી રહ્યો હતો ? તેના અનેક વ્યાધિઓ વસ્તુતઃ શા શા હતા ? સ્વકર્મવિવર તે કોણ ? સુસ્થિત મહારાજા કોણ ? ધર્મબોધકર મંત્રી કોણ ? અંજન, જળ અને અન્ન શા ? વિગેરે સંપૂર્ણ વાર્તા બહુ વિગતપૂર્વક પોતે જ કહી આપી. પરિણામે જે વાર્તા પોતે શ્લોક ૧૧૨–૪૫૯ સુધીમાં કહી હતી તેનો અંદરનો આશય સમજાવવામાં લગભગ બે હજાર શ્લોક જેટલી ગદ્ય રચના કરી. એમાં જરાપણ ગેરસમજૂતી ન થાય તેટલા માટે મેં ૪૦ અંતર પ્રકરણ પાડ્યા છે અને અનુસંધાનો ( Cross reference ) બતાવ્યાં છે.

ગ્રથકર્ત્તાએ આ રીતિ બહુ વિચાર કરીને આચરી છે તેઓ પોતે જ આ આખા ઉપોદ્દઘાતને અત ( પ્રથમ પ્રસ્તાવને છેડે ) કહે છે કે -

भवत्येव गृहीतसङ्केतानामुपमानदर्शनादुपमेयप्रतीतिरत एवेदं कथानकमादावस्यैवार्थस्य दर्शनार्थमुपन्यस्तं यतोऽस्या कथायां न भविष्यति प्रायेण निरूपनय पदोपन्यासस्ततोऽत्रशिक्षिताना सुखेनैव तदवगतिर्भविष्यति ।

" જેઓ સકેત સમજી ગયા હોય છે તેઓને ઉપમાન બતાવવાથી ઉપમેય સમજવુ મુશ્કેલ પડતુ નથી, એ બતાવવા માટે આ ગ્રથની શરૂઆતમા ઉપમાન રૂપ કથાની રચના કરવામા આવી છે હવે જે કથા રચવામા આવે છે તેમાનુ એક પદ પણ બનતા સુધી ઉપમેય વગરનુ નહિ આવે તેનો રહસ્યભાવ કેવી રીતે સમજવો તેની પદ્ધતિ અત્ર જણાવાઇ ગઇ છે તેથી એ કથામા તમારી સારી રીતે પ્રવૃત્તિ ( જ્ઞાન ) થઇ શકશે " ( પૃ ૨૧૯ )

મતલબ એ છે કે—

આખી કથા સકેતરૂપ છે, રહસ્યગર્ભ છે

એ સકેતને પ્રથમથી જણાવવાની જરૂર હતી

એ જણાવવા માટે પ્રથમ પ્રસ્તાવમા કથાનક કહ્યુ

હવે પછી કથા કહેવાની છે તેમાં ઉપમાન જ બતાવાશે

સકેત સમજ્યા છો તો ઉપમેય શોધી કાઢજો

હવેની કથામાં પ્રાય એક પદ પણ રહસ્યાર્થ વગરનુ નથી

એમા તમારો પ્રવેશ થાય તે માટે આ સકેત બતાવ્યો છે બીજી બાબતો ઉપર એના સ્થાને ચર્ચા થશે, પણ સકેત બતાવવાની પદ્ધતિ એક શિષ્ટ લેખકને ત્યારે જ આદરવી પડે કે જ્યારે તેની શૈલી તદ્દન નવીન હોય એ પદ્ધતિએ ગ્રથો લખાઇ ગયા હોય તો આટલી બસો પૃષ્ઠ જેટલી ઉપોદ્ઘાત ગ્રથકર્ત્તાને પોતાને કરવી પડે નહિ એ પદ્ધતિ સ્વીકારી સકેત બતાવ્યો છે તેમા જ એમની મૌલિકતાનુ દર્શન છે અને તે વાતમા ગુચવણ ન થાય

તેટલા માટે પોતાનું ચરિત્ર જ ઉપોદ્‌ઘાતમાં આપી તેનો આશય પોતે સ્પષ્ટ કર્યો છે.

એમ છતાં ગ્રંથકર્ત્તાને એમ લાગ્યું કે વચ્ચે વચ્ચે કોઇ વાર સ્પષ્ટતા કરવાની જરૂર તો પડશે જ, કારણ કે એમને તો આખો સંસાર દર્શનરૂપે વ્યક્ત કરવો હતો અને નાટક બતાવતાં મોજ કરાવવી નહોતી, પણ એના ઊંડાણમાં ઉતરવું હતું અને વાંચનાર કે શ્રોતાને તેમાં ઉતારવા હતા. એટલા માટે વાર્તા સાંભળનારમાં એમણે બહુ ચાતુર્યથી **અગ્રહીતસંકેતાનું** પાત્ર સાથે રાખ્યું છે. ઉપર 'ગ્રહીતસંકેત' શબ્દ (પૃ. ૪૯ સંસ્કૃત ટાંચણ પંક્તિ ૩-૬) વાપર્યો છે તે જોયો હશે; છતાં એક અગ્રહીતસંકેતાને સાથે રાખી, વચ્ચે વચ્ચે પાંચેક જગ્યાએ તેને માટે અથવા તેની દ્વારા ખુલાસા કરાવ્યા છે. **સંકેત** અને **પ્રજ્ઞા** એ બન્ને ભવ્ય શબ્દો છે અને સંકેતનું જ્ઞાન બતાવનારા છે. **ગ્રહીત, સંકેત, શિક્ષિત** અને **અવગતિ** એ ચાર શબ્દો ઉપરના મૂળ ટાંચણમાં છે એનો અત્ર ખુલાસો થઇ જાય છે.

શૈલીની મૌલિકતાનો આ અચૂક પુરાવો છે. એમણે ઉપોદ્‌ઘાત-રૂપે પ્રથમ પ્રસ્તાવ લખ્યો અને 'અગ્રહીતસંકેતા' અને 'પ્રજ્ઞા-વિશાળા'ના પાત્રોને સાથે રાખ્યા એ બતાવે છે કે એમની આ પદ્ધતિ તદ્દન નૂતન હતી. ઉપમાનના ઉપયોગદ્વારા આવી આખી સંસારલીલા બતાવવી એ કાર્ય એમણે પ્રથમ જ આદર્યું અને તેટલા માટે સંકેતના ખુલાસા બતાવી વાર્તા શરૂ કરી. જો તેમ કર્યું ન હોત તો કથાનું ઉપયોગીપણું રહેત નહિ એમ મને લાગે છે. આખી વાર્તામાંથી પ્રથમ પ્રસ્તાવ બાદ કરીએ અને વચ્ચે વચ્ચે અગ્ર-હીતસંકેતાની ગુંચવણોનો નિકાલ થતો ન જોઇએ તો વાર્તામાં આટલું ઊંડું રહસ્ય છે એમ સૂઝે નહિ અને અત્યારે તો કદાચ સૂઝે, પણ જ્યારે એ પદ્ધતિ તદ્દન નવીન હોય, જ્યારે શ્રોતાવર્ગ એ દૃષ્ટિબિન્દુથી સાંભળવાની પદ્ધતિમાં આવ્યો ન હોય, જ્યારે એ પ્રકારની મનોદશા ઉપસ્થિત જ થઇ ન હોય ત્યારે ગ્રંથકર્ત્તાને પોતાને જ રહસ્યાર્થ પ્રકટ કરવાનું કાર્ય સર્જનકળાના વિશિષ્ટ ધોરણને બાજુએ મૂકીને કરવું પડે છે અને એ કરવાનો પ્રયત્ન એ એમની ઉપમાન પદ્ધતિના સ્વીકારની મૌલિકતા બતાવે છે. સાથે ઉપ-

યોગિતાને ભોગે એને કળાદર્શનમા જરા ન્યૂનતા લાગે તો એ વાતનુ એમના મનમા સાપેક્ષ દૃષ્ટિએ સ્થાન નથી, એને એની દરકાર નથી એમ બતાવે છે અત્ર તો એક જ મુદ્દો છે કે સસ્કૃત સાહિત્યના અત્યાર સુધીના જાણપણાને અ ગે આપણે એટલુ કહી શકીએ છીએ કે આ ઉપમાનના ઉપયોગદ્વાર રૂપક કથાનો મોટા પાયા ઉપર પ્રચાર કરનાર શ્રી સિદ્ધર્ષિ ગણિ પહેલા હતા અને તેથી એમની પદ્ધતિમા સાર્વત્રિક નવીનતા છે

## ૯ રૂપક કથાકથક તરીકે શ્રીસિદ્ધર્ષિની અદ્ભુત કળા—

રૂપક કથા કહેવાની તેમણે તદ્દન નવીન શૈલી શોધી કાઢી અને આદરી અને ઉપમાનનો ખૂબ ઉપયોગ કર્યો એ વાત આપણે જોઈ એ ઉપરથી આપણે એમ કહી શકીએ કે જો કે તેઓ પોતાની શૈલીનો બચાવ શાસ્ત્રસિદ્ધાન્તના અમુક અમુક દાખલાઓ આપીને કરે છે પણ તે માત્ર તેમની નમ્રતા જ બતાવે છે જે નમ્રતાથી તેઓ ગ્રથનુ વાચન કરવા પ્રાર્થના કરે છે, જે નમ્રતાથી તેઓ પોતાના ગ્રથને કાષ્ઠપાત્રમા મૂકવા યોગ્ય કહે છે, જે વિશાળતાથી તેઓ પોતાનો ગ્રથ રત્નપાત્ર કે સુવર્ણપાત્રમા મૂકવા યોગ્ય નથી એમ કહે છે તેજ નમ્રતા તેમના મૌલિક મગજમા સપ્રદાય અનુસરણની વાતો લાવી મૂકે છે, છતા જે દાખલા તેઓ આપે છે તેનુ ઉપમાન અને જે ઉપમાન તેઓ કથામા વાપરે છે તેની ભવ્યતા જોઇએ ત્યારે જણાય છે કે એ તેમના નમ્રતાના અને વિવેકના શબ્દો છે એ અનુકરણથી તેમની મૌલિકતાને જરા પણ બાધ આવતો નથી

પ્રથમ મગશેળીઆ પાષાણુ સબધી દૃષ્ટાન્ત લઇએ ( પૃષ્ઠ ૨૨૦–૨૨૨, પ્રથમ પ્રસ્તાવ, પરિશિષ્ટ ક ) ત્યા મગશેળીઆ અને પુષ્કરાવર્તની સ્પર્ધા તદ્દન સાદી છે, એમા કાંઈ કલ્પનાની ખાસ ભવ્યતા કે વાર્તાના પ્રત્યેક શબ્દમા ઉપમાન જેવી ચીજ નથી એમાથી શ્રીસિદ્ધર્ષિ ગણિને ઉપયોગી વાત તો એક જ મળી આવી લાગે છે કે મગશેળીઆ પાષાણ જેવી અજીવ ચીજને ખાસ ઉદ્દેશના લક્ષ્યાર્થથી જીવતી-બોલતી કરી શકાય છે

નાગદત્તની કથાનુ દૃષ્ટાન્ત બીજુ આપવામા આવ્યુ છે. ( પૃ ૨૨૭–૮ સદર ) એમા નાગ અને નાગણીનુ વર્ણન કરી તેને

ક્રોધ, માન, માયા, લોભ સાથે સરખાવ્યા છે. વસ્તુતઃ એમાં રૂપક જેવું કાંઈ નથી, ઉપમાન પણ નથી, માત્ર એને એક પ્રકારની વ્યાજોક્તિ કહી શકાય. એમાં કલ્પનાની ભવ્યતા નથી.

ત્રીજું દૃષ્ટાંત માછલાનું છે. એમાં માછીમાર માછલાને પકડવા આંકડો પાણીમાં નાખે છે, પણ અનુભવી માછલો ત્રણ ત્રણ વાર માંસ ખાઈ જાય છે છતાં સપડાતો નથી અને પોતે કેવી રીતે સપડાયો નહોતો તેની વાર્તા કહે છે. (પૃ. ૨૨૮–૩૦ સદર). આમાં માછલું બોલે છે તેટલા પૂરતું જ નવીનત્વ છે, બાકી એમાં રૂપક ભાવ ઉઘાડો પડી જાય છે.

ચોથી દ્રુમપત્રની વાર્તા ઉત્તરાધ્યયનના દશમા અધ્યયનમાંથી કાઢી છે. તેમાં ખરતાં પાંદડાં કહે છે કે–અમારો અત્યારે જેવો વખત છે તેવો તમારો (કુંપળોનો) આવશે (પૃ. ૨૪૩) માટે તમે અમને હસો છો તે નકામું છે. આમાં પાંદડાં બોલે છે એટલી જ વાર્તા જાણવા જેવી છે.

એ ચારે દૃષ્ટાન્તોમાં કાંઈ કલ્પનાની ભવ્યતા નથી, રૂપકનું અપૂર્વત્વ નથી, ઉપમાનનું ગૌરવ નથી; માત્ર બોધ કરવા સારુ અસલ જેમ પંચતંત્રાદિ ગ્રંથો અથવા ઇસપ્સ ફેબલ્સ (Esop's Fables)માં જનાવર કે પક્ષી પાસે વાત કરાવવામાં આવતી હતી તે રીતિનું અનુકરણ છે.

એ ચારે દૃષ્ટાન્તો સાથે ઉપમિતિના ચોથા પ્રસ્તાવનો એક જ પ્રસંગ વિચારીએ. એમાં ચિત્તવૃત્તિ અટવી, તેમાં પ્રમત્તતા નદી, એ નદીમાં તદ્વિલસિત નામનો દ્વીપ, એ દ્વીપમાં ચિત્તવિક્ષેપ નામનો મંડપ, એ મંડપમાં તૃષ્ણા નામનું પ્લેટફોર્મ–વ્યાસાસન અથવા વેદિકા અને તે વેદિકા ઉપર માંડેલ વિપર્યાસ નામનું સિંહાસન અને એ સિંહાસન ઉપર મોહરાજા બેઠેલા, એના રાગકેસરી અને દ્વેષગજેંદ્ર છોકરાં, ત્યાં બીજા સાત રાજાઓ અને મોહરાયનો આખો પરિવાર એ વિશાળ મંડપમાં બેઠો છે અને સોળ છોકરાઓ એની પાસે રમી રહ્યા છે. એ કલ્પના એક બાજુ પર કરી લો.

તેની સામે તે જ પ્રસ્તાવમાં આપેલ સાત્ત્વિકમાનસપુરની કલ્પના કરો, તેમાંથી વિવેક પર્વત નીકળે, એ પર્વત ઉપર અપ્રમત્તત્વ

શિખર હોય, એ શિખર ઉપર જૈનપુર નામનું નગર દેખાય, એ ( શીમલા જેવા પર્વત પરના ) નગરની વચ્ચે કાઉન્સિલ હૉલ જેવો મોટો ચિત્તસમાધાન મંડપ નાખ્યો હોય, એના ઉપર નિસ્પૃહતા નામની વેદિકા હોય, એના ઉપર જીવવીર્ય નામનું સિંહાસન હોય અને તેના ઉપર ચારિત્રધર્મ નામના રાજા બેઠા હોય અને ચારે બાજુ તેનો પરિવાર હોય

આ કલ્પનાની ભવ્યતા અસાધારણ છે, અદ્‌ભુત છે, અપૂર્વ છે. આ બાબત તો બીજે પ્રસંગે અને બીજા સંબંધમાં વિચારવાની છે અત્ર કહેવાની હકીકત એ છે કે રૂપક કથાના કહેનાર તરીકે તેઓ જો કે શાસ્ત્રના દાખલા આપે છે, છતાં તેમની કલ્પનાની ભવ્યતા અસાધારણ છે તેમના વખત સુધીમાં કોઈએ એવા પ્રકારની આખા સંસારને લાગુ પડે તેવી-આખી વાર્તા રૂપકદ્વારા લખી હોય તેમ જણાતું નથી એ પણ આપણે હવે પછી જોશું વાર્તા કહેનાર ( કથાકથક ) તરીકે તેમણે ભવ્ય કલ્પના તદ્દન નવીન ઢબે કરી છે એ અત્ર વક્તવ્ય છે

એમાં વધારે ખૂબીની હકીકત એ છે કે એમણે કલ્પના ચલાવ્યા છતાં વાર્તાનો રસ બગડવા દીધો નથી અને અપૂર્વ કથા એક રોમાન્સ ( અદ્‌ભુત કથા ) તરીકે કરી છે એમાં એમનો મનુષ્યની માનસિક દશાનો અભ્યાસ પણ અસાધારણ છે એ બાબત પણ પ્રસંગે અન્યત્ર જોવાશે એક કથા કહેનાર તરીકે તેમણે અસાધારણ મૌલિકતા બતાવી વાર્તાનો રસ તૂટી ન જાય તે રીતે વાત કરી છે અને તેમ કરવામાં અંતર કથાની પદ્ધતિનો ઉપયોગ કર્યો છે કથા-કથકની એ અસાધારણ વિશિષ્ટતા છે તે આપણે જોઈએ

કથા કહેવાની પદ્ધતિમાં મૌલિકતા લાવવા માટે એક મોટું રોમાન્સ ( અદ્‌ભુત કથા ) તેમણે ખડું કર્યું એક છ ખંડ પૃથ્વી સાધનાર મહાન્ ચક્રવર્તીને રસ્તા પર જતો કલ્પીને તેને ફાંસીએ ચડાવવા લઈ જવાતો કલ્પ્યો અને તેની પાસે તેની આખી વાતા કહેવરાવી તે કાળના ગ્રંથોમાં વાર્તા–કથનની આ પદ્ધતિ હતી શ્રી બાણ કવિએ આખી કાદંબરીની કથા પોપટના મુખમાં મૂકી ત્યારે શ્રી સિદ્ધર્ષિગણિએ આખી કથા એક વધ્યસ્થાનકે લઈ જવાતા સંસારીજીવના મુખમાં મૂકી વાસ્તવિક રીતે એ મહાન ચક્રવર્તી છે.

જે બાબત આગળ સ્પષ્ટ થાય છે. અનેક ભવની કથાનું ચિત્ર તો તેની પાસે મોજૂદ હતું. એમને મન શ્રીહરિભદ્રસૂરિનું અનુકરણ એ તો જાણે ઘરની વાત હતી, એ એમના પરમ ઉપકારક હોઈ એનું અનુકરણ કરવામાં એ પોતાની જાતને ધન્ય માનતા હતા; પણ શ્રી હરિભદ્રસૂરિ તો 'સમરાઇચ્ચકહા'માં એક જીવની વાત કરી એક મનોવિકારને ન્યાય આપી શક્યા હતા, શ્રી સિદ્ધર્ષિનો વિષય તો આખો સંસાર હતો. એટલે પોતાની રૂપક કથાને અનુકૂળ થાય તેવી યોજના સારુ એમણે કેટલીક વાત સંસારી જીવે અનુભવી તે કહી અને કેટલીક તેણે સાંભળી તે કહી. તેટલા માટે તેમણે દરેક પ્રસ્તાવમાં અંતરકથા કહી અને તે રીતે તેમણે સ્પર્શેન્દ્રિયને ત્રીજા પ્રસ્તાવમાં, રસેંદ્રિયને ચોથા પ્રસ્તાવમાં, ઘ્રાણેંદ્રિયને પાંચમા પ્રસ્તાવમાં, ચક્ષુરિન્દ્રિયને છઠ્ઠા પ્રસ્તાવમાં અને શ્રોત્રેંદ્રિયને સાતમા પ્રસ્તાવમાં આકાર આપ્યો.

એ ઉપરાંત એમણે કથામાં (અંતર) કથા અને તેમાં પણ (અવાંતર) કથાઓ મૂકી છતાં કોઇ પણ જગ્યાએ જરાપણ અસ્તવ્યસ્તતા થવા દીધી નથી. દાખલા તરીકે પાંચમા પ્રસ્તાવમાં સંસારી જીવ વામદેવ તરીકે પોતાનો અનુભવ કહે છે, ત્યાં બુધસૂરિ ધવળરાજ સમક્ષ જે સ્વાનુભવ બતાવી રહ્યા છે તેની વાર્તા અંતરકથારૂપે ચાલે છે, એમાં વળી બઠર ગુરુનું કથાનક ચાલે છે અને અંતે સર્વનો સાર સમજાવવામાં આવે છે.

આ અંતરકથાની પદ્ધતિ એમણે ખાસ કારણસર સ્વીકારી જણાય છે. કોઈ કોઈ વાર કથામાં કથા, તેમાં અંતરકથા અને તેમાં અવાંતર કથા આવે છે અને છેવટ બરાબર મેળ મળી જાય છે. તેમને આખી દુનિયા તપાસવી હતી અને તે કાર્ય જો ફતેહમંદીથી કરવું હોય તો અંતરકથાનો ઉપયોગ જરૂર કરવો જ પડે, કારણ કે તેઓ પોતાની પાસે પડેલા શ્રી સમરાઇચ્ચકહાના આદર્શથી જોઈ શક્યા હતા કે એક વ્યક્તિના ચરિત્રમાં આખી દુનિયાને બતાવવી અશક્ય છે. એમણે ચોથા પ્રસ્તાવમાં વિમર્શ ને પ્રકર્ષની ભવ્ય કલ્પના કરી, બન્નેને રસનાના મૂળની શોધ કરવા મોકલ્યા, એ મામા ભાણેજને એક વર્ષનો સમય કાર્યસિદ્ધિને અંગે આપ્યો પણ તે બન્નેએ છ માસમાં પોતાનું કામ આટોપી નાખ્યું.

(પ્ર ૪ પ્ર ૨૦ પૃ ૯૧૧) ત્યારપછી તેઓ ભવચક્ર જોવા નીકળી પડ્યા પછી સસ દુર્વ્યસનોનુ સ્વરૂપ બતાવી દીધુ, એના જીવતા દાખલાઓ આપ્યા, વસતરાજનો ઉન્માદ બતાવ્યો, ધનગર્વના દૃષ્ટાંત બતાવ્યા અને અતિ અદ્ભુત કલ્પના કરી સાત પિશાચીઓને બતાવી એ જરા, રુજા, મૃતિ, ખલતા, કુરૂપતા, દરિદ્રતા અને દુર્ભગતાને એવી યુક્તિથી ગોઠવી દીધી અને એની સામે એના સાત વિરોધી ભાવો એવી સરસ રીતે ગોઠવ્યા કે એમા આખી મનુષ્યગતિની સર્વ મોટી પુણ્ય પાપ પ્રકૃતિનુ દૃશ્ય આવી જાય (જુઓ પૃ ૧૦૧૧ નીચે કરેલી નોટ ના ૧) આવી અ તરકથાની યોજના ત્રીજાથી માંડીને સાતમા પ્રસ્તાવ સુધી બહુ વૈજ્ઞાનિક પદ્ધતિએ કરી છે આ તેમની રૂપક કથા કહેવાની મૌલિકતા છે

તેમણે પ્રથમ પ્રસ્તાવમા પોતાનુ ચરિત્ર લખી પ્રત્યેક શબ્દ અને વાક્યનુ રહસ્ય ઉતારી આપી સ કેત બતાવી દીધો અને પછી કથા શરૂ કરી એટલે ઉપનય ઉતારવાનુ કે રહસ્ય જણાવવાનુ રહેતુ નહોતુ, છતા વાર્તા ઘણી ઊંડી એટલે એમણે અવારનવાર પ્રસ ગો લઇ ઉપનય ઉતાર્યો છે તે માટે પણ એમણે ભવ્ય યોજના કરી છે એમણે પ્રથમ પ્રજ્ઞાવિશાળા અને અગૃહીતસ કેતા નામની બે સખીઓ ઊભી કરી એક અતિ બુદ્ધિશાળી, વિચારશીલ અને કલ્પનાસભર વિદુષી સ્ત્રી કલ્પી અને બીજી તદ્દન સાદી-ભોળી અને ઊંડાણમા ન ઉતરી શકે તેવી ચાલુ સ્ત્રી કલ્પી પ્રથમનુ નામ પ્રજ્ઞાવિશાળા એટલે વિશાળ બુદ્ધિવાળી એમ આપ્યુ અને બીજીનુ નામ અગૃહીતસ કેતા એટલે ઊંડાણ ન સમજનારી-સ કેત ન સમજનારી એવુ આપ્યુ દરેક પ્રસ્તાવને છેડે અને એકાદ વખતે ચાલુ કથામા પ્રજ્ઞાવિશાળાદ્વારા કેટલાક ખુલાસા કરાવ્યા છે અને કેટલાક મુલતવી રખાવ્યા છે તે માટે નીચેના મુદ્દા તપાસવા

બીજા પ્રસ્તાવને છેડે ભવ્ય પુરુષના સવાલના જવાબમા પ્રજ્ઞાવિશાળા ખુલાસા કરે છે (પ્ર. ૨ પ્ર ૧૦ પૃ ૩૨૯-૩૦)

ત્રીજા પ્રસ્તાવને છેડે પ્રજ્ઞાવિશાળા ચિંતવન કરી ખુલાસો કરે છે (પ્ર. ૩ પ્ર ૩-૮ પૃ ૬૮૮-૯)

ચોથા પ્રસ્તાવના અગિયારમા પ્રકરણમા ન સારી જીવે વેલ્લ-

હલની કથા કહી પ્રજ્ઞાવિશાળા પાસે ચિત્તવૃત્તિ અટવી આદિનો વિસ્તારથી ખુલાસો કર્યો છે ( પ્ર. ૪. પ્ર. ૧૧. પૃ. ૮૧૮–૮૪૩. )

સદર ચોથા પ્રસ્તાવના પ્રકરણ ૮ માં કેટલોક ખુલાસો સંસારી જીવ કરે છે તેનો સવાલ ખાસ વિચારવા યોગ્ય છે. ( જુઓ પ્ર. ૪. પ્ર. ૮ પૃષ્ઠ ૭૯૯–૮૦૦. ) 'એમાં એક મુદ્દાની વાત કરી છે કે આ આખા ચરિત્રમાં ગૂઢાર્થ વગરનું એક પણ વાક્ય નથી. ન સમજાય તો પ્રજ્ઞાવિશાળ જનોને પૂછવું.

પાંચમા પ્રસ્તાવને છેડે ભવ્ય પુરુષની વિચારણાદ્વારા કેટલાક ખુલાસા કર્યા છે. ( જુઓ પ્ર. ૫. પ્ર. ૨૨. પૃ. ૧૩૩૮–૧૩૪૧. )

સાતમા પ્રસ્તાવને છેડે મહામોહને મહાપરિગ્રહ સંબંધી કેટલીક વિચારણા પ્રજ્ઞાવિશાળાએ બહુ સુંદર રીતે કરી છે. ( પ્ર. ૭–પ્ર. ૧૭ પૃ. ૧૮૪૦–૪૨ ).

આઠમો પ્રસ્તાવ તો ખુલાસાથી ભરપૂર છે.

આ પ્રમાણે ખુલાસા કરાવવાનો હેતુ એ જણાય છે કે વાંચનાર માત્ર કથાના રસમાં દોડ્યો જાય અને આગળ–પાછળનો વિચાર ન કરે તો તો એને એક નવલકથા કે અદ્ભુત ચરિત્ર વાંચવા જેવું થઇ જાય; પણ વચ્ચે વચ્ચે જો આવી બ્રેકો મૂકી હોય તો પાછો એ જરા ઊભો રહે, અટકે, થોભે અને વિચારમાં પડી જાય. વાર્તાની ગોઠવણને અને કળાવિધાનને ક્ષતિ ન આવે તેવી રીતે આ અવાંતર રૂપે ગોઠવણ કરી છે. આટલા મોટા પુસ્તકમાં એવી ગોઠવણની ખાસ જરૂર હતી.

રૂપકકથા કહેવાની તેમની યુક્તિ બહુ ભવ્ય છે. એમણે એક જીવના ચરિત્ર સાથે બીજી અનેક બાબતો પ્રસંગે પ્રસંગે એવી રીતે ગોઠવી દીધી છે કે એના રહસ્યનો જેમ જેમ વિચાર કરવામાં આવે તેમ તેમ તેમાં મહાન સત્યો ભરાયલાં દેખાઇ આવે અને જે એટલા ઊંડા ઉતરી શકે તેમ ન હોય તેમનો કાંઈ નહિ તો કથાશ્રવણનો લાભ કે રસ તો જરા પણ નરમ પડે જ નહિ. આખા સંસારને પોતાનો વિષય કરવા માટે તેમણે આ સર્વ રીતિઓ સ્વીકારી એક નવીન શૈલીનું પ્રાથમિક દર્શન તેના ભવ્ય સ્વરૂપમાં કરાવ્યું છે.

કથનકાર ( કથા કહેનાર ) તરીકેની તેમની એક બીજી પણ વિશિષ્ટતા છે તેમણે પોતાની કથાને રોમાન્સ( ભવ્ય કથા )ની કોટિમાંથી કદી પણ ખસવા દીધી નથી મોટા પર્વતો, દરિયાઓ, શિખરો, નદીઓ, અટવીઓ, જંગલો, ચૈત્યો, વિમાનો, આકાશઉડ્ડયનો, લગ્નમંડપો, વરઘોડાઓ, મહોત્સવો આ સર્વના ભવ્ય પ્રસંગો એમણે વખતોવખત હાથ ધર્યા છે અને કલ્પનાની ભવ્યતા એ અદ્ભુત કથાનું ( રોમાન્સનું ) ખાસ અંગ હોઇ એમણે રસની ક્ષતિ ન થાય અને રૂપકમાં વિરોધ ન આવે તે રીતે બન્ને હેતુ એકીસાથે પાર પાડ્યા છે રોમાન્સ અને એલીગરી ( ભવ્ય કથા અને રૂપક કથા ) હમેશાં અનિવાર્ય રીતે સાથે જોડાયલા રહે જ છે, પણ એનો લેખક ખરો કળાકાર ન હોય તો કલ્પના કરવા જાય ત્યાં રૂપક ખેંચાઈ જાય છે અથવા ખરી પડે છે એક પણ પ્રસંગે આખા ગ્રંથમાં આ સિદ્ધ લેખકે તેમ થવા દીધું નથી એ રૂપકકથાના કથક તરીકેની તેમની ખાસ વિશિષ્ટતા છે

## ૧૦ સમસ્ત ( જૈન અને જૈનેતર ) સંસ્કૃત સાહિત્યમાં રૂપક કથાકાર તરીકે સિદ્ધર્ષિનું સ્થાન.

રૂપક કથાકાર તરીકે ગ્રંથકર્ત્તાની વિશિષ્ટતા જોઇ, હવે સંસ્કૃત સાહિત્યમાં તેમનું સ્થાન શું છે તે તપાસીએ

તેમના વખત સુધીમાં રૂપક કથાકાર તરીકે તેમનું સ્થાન વિચારતાં પ્રથમ સંસ્કૃત સાહિત્યના બે વિભાગ પાડીએ જૈન સંસ્કૃત સાહિત્ય અને જૈનેતર સંસ્કૃત સાહિત્ય તે બન્નેને અંગે તેમનું સ્થાન વિચારીએ

જૈન સંસ્કૃત સાહિત્યમાં રૂપક કથાનો કોઇએ આવો પ્રયાસ આટલા મોટા પાયા ઉપર તેમની પહેલાં કર્યો હોય એમ જણાતું નથી એમને રૂપકકથા લખવા પહેલાં તેનો બચાવ કરવો પડ્યો, સિદ્ધાન્ત ગ્રંથોમાં પાદડાંને ને વરસાદને બોલતાં કર્યાં છે એમ જણાવવું પડ્યું અને બીજું કોઇ જાણવાલાયક મોટું દૃષ્ટાન્ત આપ્યું નહિ તે જ બતાવે છે કે તેમના પહેલાં કોઇ પણ જૈન લેખકે મોટા પાયા ઉપર રૂપકકથા લખવા પ્રયત્ન કર્યો નથી એ પ્રમાણે

સ્વીકાર કરવાનું એક બીજું કારણ એ પણ છે કે એમણે પોતે એક આખો (પ્રથમ) પ્રસ્તાવ લખી તેમાં રૂપક કથાને કેવી રીતે છોડવી, તેનો ઉપનય કેમ ઉતારવો, તેમાં રહેલો રહસ્યાર્થ કેવી રીતે ઘટાવવો તે સર્વ તેમનેજ બતાવવું પડ્યું. જો એ રીતિ પ્રચલિત હોત તો એવી લંબાણુ વાર્તા કરવાની જરૂર તેમને પડત જ નહિ. પ્રથમ પ્રસ્તાવ લખવા ઉપરાંત આગલા મુદ્દામાં (મુદ્દો ૯. પૃ. ૫૧ થી) જે વિગતો મેં બતાવી છે તે પ્રમાણે 'અગૃહીતસંકેતા' અને 'પ્રજ્ઞાવિશાળા' દ્વારા તેમને વારંવાર ખુલાસાઓ કરાવવા પડ્યા છે. એ સર્વ પદ્ધતિ એક જ વાત બતાવે છે કે તેમની પહેલાના કોઇ પણ લેખકે આખા સંસારને રૂપકદ્વારા બતાવવાનો પ્રયત્ન કર્યો નહિ જ હોય. સંકેત બતાવવા માટે તેમણે બીજી અનેક ઘટનાઓ વારંવાર કરી છે જે સર્વ ઉપરની હકીકતને વધારે સ્પષ્ટ રીતે સાબિત કરે છે એટલે કે એ બતાવે છે કે રૂપક કથાનો આવા મોટા પાયા ઉપર પ્રયોગ આદરનાર તેઓ પ્રથમ હતા.

અનેક સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓને મેં પૂછ્યું, તપાસ કરતાં જણાયું કે 'આવી મોટી રૂપકકથા તો કોઇ સ્થાનકે છેજ નહિ, માત્ર એને' મળતી શરૂઆત બહુ નાના પાયા ઉપર શ્રીમદ્ ભાગવત (વેદવ્યાસ પ્રણિત)ના ચોથા સ્કંધમાં પુરંજન આખ્યાનમાં થઇ હોય એમ જણાય છે. ત્યારપછી હું એ વિભાગ વાંચી ગયો.

એમાં પચીશમા અધ્યાયમાં આત્માના અનેક જન્મ સંબંધી કારણનો સવાલ નારદ પાસે કરવામાં આવે છે તેના જવાબમાં નારદ મુનિ પુરંજનનું ચરિત્ર કહે છે. એમાં ચાર અધ્યાયના અનુક્રમે ૬૨–૨૬–૩૦–૬૫ શ્લોકો છે. પુરંજન એ જીવ છે. નગરી અને પ્રમદાનું વર્ણન છે. એમાં બુદ્ધિ, જ્ઞાનેંદ્રિય અને કર્મેંદ્રિયનાં રૂપકો આપ્યાં છે, પ્રાણો, વૃત્તિઓ, સુષુપ્તિ, સ્વપ્નાવસ્થાને રૂપક આપ્યાં છે, શરીરનાં નવ દ્વારને રૂપકો આપ્યાં છે અને પુરંજનની વિષયાસક્તિથી તેનું સંસાર–ભ્રમણ બતાવ્યું છે અને સ્ત્રી ઉપરની વાસનાથી એ અન્ય ભવમાં સ્ત્રી થઇ જાય છે એમ બતાવ્યું છે. એ સ્વસ્વરૂપને વીસરી જઇ બુદ્ધિદ્વારા સંસાર પર રુચિ કરે છે. એમાં મૃત્યુ અને વૃદ્ધાવસ્થાનાં રૂપકો અપાયાં છે અને પછી બ્રહ્મસ્વરૂપ હંસ પોતે છે તેનો બોધ પતિવિયોગે તેને થતો બતાવ્યો છે. ઓગણત્રીશમા

અધ્યાયમા નારદ પોતે જ એ આખી વાર્તાનું રહસ્ય અને રૂપકોના ભાવ સ્પષ્ટ કરે છે

નાના પાયા ઉપર પરિમિત બાબતો જ લઈએ તો આમા જે રૂપકો લેવાયા છે તે સારા લાગે છે, બેસતા આવે છે, પણ એનો વિસ્તાર ઘણો જ ટૂકો છે અને એને રૂપકકથા કહી શકાય તેમ નથી એમા કળાવિધાન જેવુ કાઇ નથી નારદને પોતાને જ એના ખુલાસા કરવા પડે છે એમા શ્રી સિદ્ધર્ષિની વિશાળતા કે વિસ્તૃતતા આવતા નથી, છતા આવા પ્રકારની કથા પણ કહી શકાય છે એમ બતાવવા પૂરતુ એ ગ્રથમા સ્થાન છે એની બહુ નાના પાયા ઉપર ભૂમિકા ત્યા છે એને મૂળ સૂત્રમા પુડરીક અધ્યયન કે દ્રુમપત્ર અધ્યયન જેટલુ જ લગભગ સ્થાન મળે તેમ છે અનેક બહુવિદ્વાનોને પૂછતા ઉપરોક્ત લઘુ ચરિત્રને બાદ કરતા સમસ્ત સસ્કૃત સાહિત્યમા શ્રી સિદ્ધર્ષિના સમય સુધીમા આવો કોઇ ગ્રથ લખાયો હોય તેમ જણાતુ નથી એક વિદ્વાને ચર્ચા કરતા મને સવાલ કર્યો હતો કે પચતત્રમા પશુ તથા પક્ષીની વાતો કરી તે દ્વારા મનુષ્યને જ્ઞાન આપ્યુ છે તો તેને રૂપક કહેવાય કે નહિ ? આનો જવાબ સીધો છે કોઇ પણ વાર્તા લઈએ તો તેમા પ્રત્યેક બનાવ કે વાક્યમા રહસ્યાર્થ નથી હોતો, પણ વાર્તાનો સાર હોય છે અને તે મનુષ્યને પણ લાગુ પાડી શકાય છે એ વાર્તાપદ્ધતિ બહુ સુદર છે અને પ્રસગે એમા ‘ વ્યાજોક્તિ ’ કે ‘ અન્યોક્તિ ’ આવે છે, પણ એને રૂપકકથા ( એલિગરી ) કહી શકાય નહિ એ પશુ પક્ષીની વાર્તાઓ જેવી જ અગ્રેજીમા ‘ ઇસપ્સ ફેબલ્સ ’ આવે છે તે એક નવીન વાર્તાપદ્ધતિ છે અને બહુ ઉપયોગી હોઇ સફળ થયેલી છે, પણ એનો વિભાગ તદ્દન જુદો જ છે એને રૂપક કથા કહી શકાય નહિ

આ પ્રમાણે જૈન કે જૈનેતર સમસ્ત સસ્કૃત સાહિત્ય દશમા શતક સુધીનું તપાસતા કોઈ પણ લેખકે આખા સસારને નજરમા રાખી વિશિષ્ટ ભવ્ય કલ્પનાદ્વારા આખી વાર્તા રૂપક તરીકે નીપજાવી હોય એવુ જાણવામા આવતુ નથી ખુદ પુરજન આખ્યાન ઉપર શ્રીધરે ટીકા લખી છે ત્યા તે કહે છે કે પ્રત્યેક પદની અધ્યાત્મ વિષયમા યોજના કરવી કઠણ અને નિષ્પ્રયોજન છે વાર્તાનો કેટલોક ભાગ તો કથા પ્રસગ જળવાઇ રહે અને રસ તૂટી ન જાય તે

માટે જ કરવો પડ્યો છે અને તે પણ વાર્તા ઘણી જ ટૂંકી હોવા છતાં તેની સાથે શ્રી સિદ્ધર્ષિની પ્રતિજ્ઞા તેમના પાત્રને મુખે કેવી થઇ છે તે જરા સરખાવીએ.

પ્રસ્તાવ ૪, પ્રકરણ ૮, પૃ. ૭૯૯ માં તેઓએ નીચેનો ખુલાસો સંસારીજીવને મુખે કરાવ્યો છે. ત્યાં પ્રજ્ઞાવિશાળાએ તેને પૂછ્યું કે "જ્યારે એનું ચરિત્ર વિચક્ષણાચાર્ય તેને ( પોતે રિપુદારૂણ હતો ત્યારે ) સમજાવતા હતા તે વખતે તેને અવિવેકિતાની જુદે જુદે સ્વરૂપે ઓળખાણ થઈ હતી ?" તેના જવાબમાં સંસારીજીવે કહ્યું કે "મને તે વખતે કાંઇ પણ વાત સમજવામાં આવી નહોતી. અને આ કહેવામાં આવતો મારો એક પછી એક અનેક અનર્થો સાથેનો સંબંધ મારા અજ્ઞાનનું જ પરિણામ હતું. હું તો તે વખતે એમજ વિચારતો હતો કે એ સાધુ મારા પિતાને કોઇ મજાની વાર્તા કહે છે. એ વાર્તાની અંદર રહેલ ભાવાર્થ કે રહસ્યને જેમ અત્યારે અગૃહીતસંકેતા સમજતી નથી તેમ હું પણ જરાએ સમજતો નહોતો." અગૃહીતસંકેતાએ કહ્યું: "ત્યારે શું આ વાર્તા કહો છો તેમાં અંદર કાંઈ ખાસ રહસ્ય છે? કોઈ ઊંડો ભાવાર્થ રહેલો છે?"

સંસારીજીવે જવાબમાં કહ્યું: "હા, એમાં ઘણો ભાવાર્થ રહેલો છે. મારા ચરિત્રમાં **ઘણે ભાગે ગૂઢાર્થ વગરનું એક પણ વાક્ય નથી,** માટે તારે વાર્તા માત્ર સાંભળીને તેટલાથી સંતોષ ન પકડી લેવો, પણ તેનો ગૂઢાર્થ પણ સમજવો. એનો ગૂઢાર્થ બરાબર સ્પષ્ટ રીતે સમજાય તેવો જ છે, છતાં પણ અગૃહીતસંકેતા ! જો કોઇ જગ્યાએ એ ભાવાર્થ તારા સમજવામાં ન આવે તો તારે પ્રજ્ઞાવિશાળાને પૂછી જોવું. તે મારા વચનનો ભાવાર્થ બરાબર સમજે છે."

આમાં બે વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. **वाढं भद्रे ! नास्ति प्रायेण मदीयचरित्ते भावार्थरहितमेकमपि वचनम्** અને બીજી વાત **परिस्फुट एव भावार्थः**

ગ્રંથકર્ત્તાની પ્રતિજ્ઞા એ છે કે સંસારીજીવના આખા ચરિત્રમાં એક વચન પણ ઊંડા ભાવાર્થ વગરનું નથી. તેમણે કથા કહેવા ખાતર કે કળાપ્રદર્શનને અંગે એક વચન પણ નકામું વાપર્યું

નથી બીજી હકીકત કથાનો ભાવાર્થ સમજાય તેવો છે તે અત્ર પ્રસ્તુત નથી આગળ તે પર ધ્યાન ખેચવામા આવશે

હજારો શ્લોકનુ ચરિત્ર અદ્ભુત કથાના આકારમા લખવુ અને સાથે એક પણ વાક્ય ભાવાર્થ-રહસ્યાર્થ વગરનુ આવવા ન દેવુ એ અજાયબીભરેલી વાત છે અને છતાં તે તદ્દન સાચી છે કોઈ સ્થાનકે આપણને તે વાત ન બેસે તો વિશાળ બુદ્ધિવાળાને પૂછવુ આમા ગ્રથકર્ત્તાએ **પ્રાય** શબ્દ સાપેક્ષ નજરે વાપર્યો છે તે તેમની નમ્રતા, વિશાળતા અને ભવભીરુતા બતાવે છે

આટલા ઉપરથી એમ જણાય છે કે જૈન તેમજ જૈનેતર સાહિત્યમા રૂપક કથાકાર તરીકેનુ શ્રી સિદ્ધર્ષિનું સ્થાન અપૂર્વ છે એમને એમના ઉક્ત સ્થાનથી ચ્યુત કરે તેવો કોઈ દાખલો મને મળ્યો નથી અને અનેક કોવિદો અને બહુશ્રુતો મને એ સબધમા કોઈ દૃષ્ટાન્ત ઘણી તપાસ કરવા છતા આપી શકયા નથી આખા સસ્કૃત સાહિત્યમા તેમણે કથાકાર તરીકેનુ અદ્ભુત સ્થાન મેળવ્યુ છે તેના બીજા પણ ભાષાશૈલી આદિ અનેક કારણો છે જે આગળ વિચારશુ તે તે વિષયોમા તેમની સરખામણીમા મૂકાય તેવા બીજા લેખકો મળી શકે છે, પણ રૂપક કથાકાર તરીકેનું તેમનુ સ્થાન અદ્વિતીય છે, તેમનુ કામ અદ્વિતીય છે અને તેમનું માન અનુપમેય છે

## ૧૧ સમાન ગ્રથોમા તેમની શૈલીનુ અનુકરણ.

તેમના સમય પછી તેમની રૂપક કથા કહેવાની પદ્ધતિનુ અનુકરણ કેટલાક લેખકોએ કર્યું છે પણ તેમના જેવી કોઈએ ફત્તેહ મેળવી નથી મારે અનેક પડિતો અને બહુશ્રુતો જૈન તેમજ જૈનેતરની સાથે આ મબધમા વાતચિતના પ્રસગો પડ્યા છે, તેઓનો મત જાહેર કરવાનો મને અધિકાર હોય તો તેમના મતે આખા સસ્કૃત સાહિત્યમા આ ગ્રથની કોટિમા મૂકી શકાય એવો રૂપકકથાગ્રથ બન્યો નથી તેમની પદ્ધતિના જે અનુકરણો થયા છે તે પણ સામાન્ય કૃતિઓ છે, એમા શ્રી સિદ્ધર્ષિની ભવ્યતા કે સર્વઆહિના આવી શકી નથી

અમુક ગ્રંથકર્ત્તા કે લેખક સંબંધી આપણે લખવા બેસીએ ત્યારે તેને વધારે પડતી અતિ ઉચ્ચ કક્ષામાં મૂકી દેવાની સ્ખલના કરી નાખીએ છીએ—એ વાત મારા લક્ષ્ય બહાર નથી. તેમની કોઈ કોઈ બાબતમાં અલ્પતા પણ છે તે આગળ આ જ ઉલ્લેખમાં બતાવીશ. પણ એ સર્વ છતાં હું વિનાસંકોચે મારા મત પ્રમાણે એટલું કહી શકું તેમ છું કે ઉપમાનના ઉપયોગની જે અસાધારણ મૌલિકતા આ ગ્રંથકર્ત્તાએ બતાવી છે તે અન્યત્ર અલભ્ય છે. મારે આ ગ્રંથનો બહુ વખત ઊંડા ઉતરી અભ્યાસ કરવો પડ્યો છે. એનાં પ્રકરણો પાડતાં, શિર્ષકો બાંધતાં, નોટ લખતાં, મુદ્રણ વસ્તુ ( પ્રેસ મેટર ) તૈયાર કરતાં, પ્રુફો જોતાં અને તેવા બીજા અનેક પ્રસંગે મારે એ ગ્રંથની ઘણી વિગતોમાં ઉતરવું પડ્યું છે અને તેવા દરેક પ્રસંગે મને તો અતૃપ્ત આનંદ થયો છે અને કેટલીક વાર તો એ આનંદની મીઠાશ એ કાર્ય છોડી દીધા પછી કલાકો સુધી મેં અનુભવી છે. આ કારણે મારો ગ્રંથકર્ત્તા તરફ પક્ષપાત હો કે ગમે તે કારણ હો, પણ તે તે પ્રસંગે મારા મનમાં જે આનંદ થયો હતો તે મુદ્દાઓ યાદ કરીને આ ઉપોદ્ઘાત લખ્યો છે. આ આખો ઉપોદ્ઘાત વાંચી ગ્રંથકર્તા માટે મત આપવા મારી વિશેષજ્ઞોને વિજ્ઞપ્તિ છે. હું એમ માનું છું કે લેખક તરીકેની એ મહાન ગ્રંથકર્ત્તાની વિશિષ્ટતાની તુલના કરવા કેટલાંક સાધનો અત્ર રજૂ કર્યાં છે. વિશિષ્ટ અભ્યાસીઓ એમાં સુધારો વધારો કરી શકે છે, પણ આખી હકીકત પૂરી વાંચી રહેવા સુધી અભિપ્રાય આપવાનું મુલતવી રાખે એટલી પ્રાર્થના છે.

તેમની શૈલીનું નાના મોટા પાયા ઉપર ત્યારપછી અનુકરણ થયું છે તેમાંના મારા જાણવામાં નીચેના ગ્રંથો આવ્યા છે. એ ગ્રંથો જોયા પછી પણ મારો મત તો એક જ રહ્યો છે કે શ્રીસિદ્ધર્ષિની કક્ષામાં બેસી શકે એવો એક પણ રૂપકકથાનો લેખક ત્યારપછી પણ થયો નથી. હું માત્ર એવા ગ્રંથોના નામ અને વિષયો જણાવી તે પર સહજ વિવેચન કરીશ. એ મારા અભિપ્રાય સાથે મળતા થવાનો આગ્રહ કરવાની હું ભાગ્યેજ ધૃષ્ટતા કરી શકું, પણ મારો મુદ્દો મારા દૃષ્ટિબિન્દુથી બતાવંતો રહીશ.

**પ્રબોધચિંતામણિ**—આ ગ્રંથનું ભાષાંતર શ્રીજૈનધર્મપ્રસારક

સભા ( ભાવનગર ) તરફથી બહાર પડયું છે અસલ ગ્રથ સ સ્કૃતમા છે તે પણ એ જ સભાએ બહાર પાડેલ છે એના કર્તા શ્રીજય-શેખરસૂરિ મહારાજ છે એ ગ્રથ પ દરમા સૈકામા (સ વત ૧૪૬૨) લખાયેલો છે એક દરે ગ્રથ બોધપ્રદ છે અને વાચતા આહ્લાદ થાય તેવો છે એમા રૂપક છે પણ ગૂઢતા નથી રહસ્ય તારવી કાઢીને હાથમા આપેલ છે એટલે વાચનારની કલ્પનાને જોર આપવુ પડતુ નથી અને કલ્પનાના તર ગ વગર રૂપકકથામા ચેતન આવતુ નથી એ ગ્રથમા શ્રીસિદ્ધર્ષિની કલ્પના કે કલમ, ભાષાશૈલી કે ઉડ્ડયન આવતા નથી બોધપ્રદ ગ્રથ હોવા છતા કળાની દૃષ્ટિએ તદ્દન પ્રાથમિક દશામા છે એમા સર્જનશક્તિ કે ઉપમાનની સુઘટ્ટતા લગભગ નહિવત્ હોઈ એને રૂપકકથાની પ્રથમ કક્ષામા ભાગ્યેજ મૂકી શકાય તેવો એ ગ્રથ છે એને શ્રી ઉપમિતિ કથા સાથે સરખાવવાની ખાસ જરૂર પણ નથી, કારણ કે એમા સરખા-મણી કરવા જેવુ કોઈ સમાન વિશિષ્ટ તત્ત્વ સાપડતુ નથી સામાન્ય રીતે એ ગ્રથ વાચવાલાયક છે, બાકી સિદ્ધર્ષિના અભેદ્ય કિલ્લાને એ ભેદી શકયો નથી એમા મોહ અને વિવેકની તુલના બહુ સુ દર રીતે કરી છે પણ એક દરે એનો વિસ્તાર ઘણો મર્યાદિત છે

**મોહવિવેકનો રાસ**—ઉપર જણાવેલા શ્રી જયશેખરસૂરિના ' પ્રબોધચિંતામણિ ' નુ ગુજરાતી ભાષામા અવતરણ ધર્મ-મ દિર ગણિએ સ ૧૭૪૧ મા કર્યું છે રચના મુલતાન શહેરમા થઈ છે અને કર્તા ખરતર ગચ્છના હતા એમ સદર રાસની પ્રશસ્તિ પરથી જણાય છે એમા રાસના લેખક જણાવે છે કે ગીર્વાણ ભાષાના સદર ગ્રથની પોતે મ દમતિઓ માટે ઢાળમા પદ્યબ ધ રચના કરી છે એની ભૂમિકા આવતી ચોવીશીના પ્રથમ તીર્થંકરના સમયમા થનાર એક **ધર્મરુચિ** નામના મુનિના પ્રશ્ન પર રાખી છે અને આખો ગ્રથ એક શ્રામણિના પ્રશ્નના ઉત્તર પર આ ધર્મ-રુચિના મુખમા મૂકયો છે આ ગ્રથમા મોહ–વિવેકનો સ ગ્રામ, હ સ રાજાની પરમપદપ્રાપ્તિનો ક્રમ અને બ્રહ્મસ્વરૂપનુ વર્ણન આપ્યુ છે આ રાસમા ગાથા ૧૭૧૨ છે એ આખો રાસ શ્રી જૈનકથારત્નકોષ ભાગ ત્રીજામા પૃ ૧ થી ૧૦૬ મા છપાયેલ છે એમા મોહના આવિર્ભાવો અને વિવેકની તે પર વિચારણાઓ

બતાવી છે. એમાં રૂપક કથા જેવું કાંઈ નથી. ઉપર જે ટીકા મૂળ ગ્રંથ–પ્રબોધચિંતામણિ–માટે લખી છે તે આને પણ લાગુ પડે છે.

**ભુવનભાનુ કેવલી ચરિત્ર**—શ્રી ઇંદ્રહંસગણિએ લગભગ ૧૮૦૦ શ્લોક પ્રમાણ આ ચરિત્ર સંસ્કૃત ગદ્યબંધ લખ્યું છે. એમાં ચરિત્રનાયક બલિરાજા છે અને તે જ ભુવનભાનુ કેવળી છે. વિજયપુરના ચંદ્રમૌલી રાજા પાસે તે પોતાનું ચરિત્ર કહે છે. એમાં ક્રોધ, માન, માયા, લોભથી અને કામરાગ, દૃષ્ટિરાગ તથા સ્નેહરાગથી પ્રાણી સંસારમાં ભમે છે તેનો આખો ક્રમ બતાવ્યો છે. મિથ્યાત્વ દશામાં તે કેવી રીતે પરિભ્રમણ કરે છે અને અનંત સંસારચક્રમાં એ એક એક મનોવિકારને લઈને કેવી રીતે ભટકે છે એની વાતો કરી છે. એમાં કુદૃષ્ટિ, વિકથા, રાગ, દ્વેષનાં વિરૂપ પરિણામો બતાવ્યાં છે. એ ગ્રંથમાં સદાગમ, કર્મપરિણામ, કુદૃષ્ટિ, રગકેસરી વિગેરે ઉપમિતિના પાત્રોનાં નામો આવે છે. એટલા પૂરતો આપણા ગ્રંથને એની સાથે સંબંધ છે. લેખક વિદ્વાન્ જણાય છે. પ્રશસ્તિ આપેલ ન હોવાથી એની રચનાનો સંવત્ મળતો નથી, પણ ચૌદમી શતાબ્દિનો ગ્રંથ જણાય છે. એ ગ્રંથનું ભાષાન્તર જુદા પુસ્તકરૂપે શ્રી જૈનધર્મપ્રસારક સભાએ સં. ૧૯૭૨ માં બહાર પાડયું છે. રૂપકકથા તરીકે એની ખાસ ઉપયોગિતા ન હોવાથી આ ઉપોદ્‌ઘાતમાં તો માત્ર તેનો નામનિર્દેશ જ કર્યો છે.

આ આખું ચરિત્ર ભવભાવના ગ્રંથનો અનિત્યભાવનાનો વિભાગ છે. **ભવભાવના** ગ્રંથ **મલધારી શ્રી હેમચંદ્રસૂરિએ** બનાવ્યો છે, એ ભુવનભાનુ ચરિત્ર ઉપરથી ભુવનભાનુ કેવળીનો રાસ બનેલો છે તેની નોંધ નીચે આવશે. આ ગ્રંથ સ્વતંત્ર હોય તેમ લાગે છે. ગ્રંથ બોધક છે, પણ એને રૂપક કથાની કક્ષામાં મૂકી શકાય તેમ નથી.

**ભુવનભાનુ કેવળીનો રાસ**—ઉદયરત્નની આ કૃતિ શ્રી જૈનકથારત્નકોષના પાંચમા ભાગમાં પૃ. ૧૬૯–૨૮૧ માં છપાયેલ છે. આના કર્ત્તા છેવટે જણાવે છે કે એ રાસ ભવભાવના ગ્રંથને અનુસારે રચવામાં આવ્યો છે, તેથી આ રાસની કૃતિ તો તે ગ્રંથને અનુસારે છે એમાં શક નથી. મલધારીગચ્છીય શ્રી હેમ-

ચંદ્રસૂરિનો બનાવેલો સદર ભવભાવના મૂળ ગ્રંથ હાલમાં છપાય છે તેનો પહેલો ભાગ છપાઇને બહાર પડેલ છે તેની શરૂઆતમાં ૨૩૮ પૃષ્ઠ સુધી નેમિનાથનું ચરિત્ર છે પછી તેમના મુખમાં ભવભાવના મૂકી છે, તેમાં પ્રથમ અનિત્યભાવના ઉપર બલિરાજાનું ચરિત્ર પૃ ૨૭૫ થી શરૂ કરવામાં આવ્યું અને તે પૃ ૩૬૦ સુધી પ્રથમ ભાગમાં પૂર્ણ થયેલ છે આ બલિરાજા તે જ ભુવનભાનુ કેવળી છે આ ગ્રંથમાં ઉપર જણાવ્યું છે તેમ રૂપકકથા જેવું કાંઈ નથી, માત્ર ઉપમિતિના નામોનો ઉપયોગ છે એને ઉપમિતિ ગ્રંથ સાથે સરખાવવા યોગ્ય નથી શ્રી સિદ્ધર્ષિની શૈલીનું અનુકરણ આ ગ્રંથોમાં થયું છે, પણ એમાં કાંઇ ખાસ તત્ત્વ ન હોવાથી તે પર વધારે વિવેચનની આવશ્યકતા લાગતી નથી

**વૈરાગ્યકલ્પલતા**—એના કર્ત્તા સમર્થ તત્ત્વજ્ઞાની અને અપૂર્વ વિદ્વાન્ શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાય છે અઢારમા સૈકાનો એ ગ્રંથ છે એ ગ્રંથમાં ઉપમિતિ ભવપ્રપંચનો ટૂંકો સાર જાણે ગ્રંથકર્ત્તાએ પોતે લખ્યો હોય તેવી પદ્યરચના કરી છે એમાં વર્ણનો પણ અવારનવાર આવે છે ગ્રંથનું પૂર ઉપમિતિથી કાંઇક ઓછું થયું છે આખો ગ્રંથ વાંચતા શ્રી સિદ્ધર્ષિગણિની બીજી આવૃત્તિ હોય એવું લાગે છે અને જ્યાં જ્યાં શ્રી સિદ્ધર્ષિની ભવ્ય કલ્પનાનો આશ્રય લેવામાં આવ્યો છે ત્યાં ત્યાં સુંદરતા સ્પષ્ટ દેખાઇ આવે છે એ ગ્રંથમાં કોઇ પ્રકારની નવીન મૌલિકતા જોવામાં આવતી નથી શ્રી સિદ્ધર્ષિ વાંચનારને વાર્તાના પ્રવાહમાં ખેંચી જઇ શકે છે તે તાકાત એ ગ્રંથમાં જોવામાં આવતી નથી એ ગ્રંથ માત્ર અનુકરણરૂપ હોઇ, શૈલીની વિચારણાને અંગે ખામીઅત ધરાવતો ન હોઇ, એની વસ્તુ ઉપર ખાસ વિચાર કરવાની બહુ જરૂર રહેતી નથી એમણે ત્રણે ઔષધિઓ, દ્રમક, અનુસુંદર ચક્રવર્તી, નંદિવર્ધન, પ્રકર્ષ, વિમર્શ વિગેરે તેમજ સ્થળો આદિના નામો ઉપમિતિ પ્રમાણે જ રાખ્યા છે, છતાં લેખકશ્રી અત્યંત વિદ્યારસિક અને અસાધારણ જ્ઞાનધનવિપુલ હોવાથી વચ્ચે વચ્ચે અનેક વાતો કરી છે, સમતા તથા સમાધિના સ્વરૂપો રજૂ કર્યા છે અને કેટલીક નવીન વાતો કરી છે આપણો પ્રસ્તુત વિષય રૂપકકથાની શૈલીનો છે તેને અંગે તેમાં ખાસ નવીનતા જણાતી નથી એટલી વાત અત્ર પ્રાસંગિક છે

આ ગ્રંથનું પૂર્વાર્ધ શ્રાવક ભીમશી માણેક તરફથી સને ૧૯૦૧ માં પ્રકટ થયું છે. સાર્થ હોઇ જરૂર વાંચવા લાયક છે. એ આખો ગ્રંથ પદ્યબંધ છે. એનો બીજો ભાગ (બાકીનો ગ્રંથ) હજુ સુધી બહાર પડ્યો નથી. એમના ટ્રસ્ટી સાહેબોને આ અધૂરો ગ્રંથ પૂરો કરવાની વિજ્ઞપ્તિ છે. વૈરાગ્યકલ્પલતા જેવો ગ્રંથ લખીને શ્રીઉપાધ્યાયજીએ આવા ગ્રંથની અને આવી શૈલીની જરૂરીઆત સ્વીકારી છે તે એક જ હકીકત ઉક્ત શૈલીની ઉપયોગિતાના પુરાવારૂપે બહુ ઉપયોગી છે. જે અસાધારણ બળવાન લેખકે સિદ્ધાન્તના સેંકડો વર્ષના વાંધાઓના નિકાલ કરી આપ્યા, જેઓ પૂર્વકાળની ભાવના નવા સ્વરૂપે વ્યક્ત કરવાનો ઝંડો લઇને ચાલ્યા તેઓ આ રૂપક-કથાની શૈલીનો સ્વીકાર કરે એટલે સિદ્ધાન્તથી તો એ પદ્ધતિને બાધ ન જ આવે એમ સિદ્ધ થઇ ગયું ગણાય. અવારનવાર બુદ્ધિ-વૈભવ અને યોગજ્ઞાનના અનેક ચમકારા એ ગ્રંથમાં છે, છતાં એમાં મૌલિકતા છે જ નહિ અને વિશિષ્ટતા કોઇ જગ્યાએ દેખાય તો તેનું સર્વ માન શ્રીસિદ્ધર્ષિને જ ઘટે છે. એ ગ્રંથમાં ભાષાસમૃદ્ધિ સારી છે. આટલી ટીકા સાથે એની સમાલોચના સમાપ્ત કરીએ.

આ સિવાય આ ગ્રંથનાં ( ઉપમિતિનાં ) છૂટાછવાયાં અનુકરણો દેખાય છે, એના તો નામ–નિર્દેશ જ કરવા ઉચિત ગણાય. એમાં મૌલિકતાનો સવાલ જ રહેતો નથી. બીજાં અનુકરણો નીચે પ્રમાણે મારા જાણવામાં આવ્યાં છે.

ઉપમિતિ ગ્રંથ ઘણો મોટો ધારીને એના ઉપરથી સંક્ષેપમાં શ્રીહંસરત્ન નામના સાધુએ સંસ્કૃતમાં એનો સાર લખ્યો. ભાષા, શબ્દો, નામો અસલ પ્રમાણે રાખ્યા પણ ગ્રંથનો વિસ્તાર છઠ્ઠા ભાગ જેટલો કરી નાખ્યો. એ નાના ગ્રંથને તેઓશ્રી '**કથોદ્ધાર**' કહે છે. એમનો સંવત જણાયો નથી. આખા ગ્રંથને છેડે તેમણે લખ્યું છે કે " અધ્યાત્મરૂપ અમૃતના સમુદ્ર શ્રીસિદ્ધર્ષિગણિના મુખથી નીકળેલી વૈરાગ્ય અને સંવેગાદિ રૂપ અનેક તરંગે કરી ગહન અને ગંભીર તેમજ અલ્પ શક્તિવંત જીવને દુઃખે અવગાહવારૂપ શ્રીઉપમિતિભવપ્રપંચ નામે સમુદ્રની મર્યાદારૂપ પાણીની ભરતી-વાળા ગ્રંથમાંથી મારા જેવા અલ્પ શક્તિવાળા પ્રાણીના અનુગ્રહને

અર્થે લેશમાત્ર ઉદ્ધાર કરીને આ કેવળ વાર્તારૂપ કથા મે લખી છે ” એમણે શ્રીસિદ્ધર્ષિની વાણીને ‘ અમૃતના સમુદ્ર ’ જેવી કહી છે

સદર ટૂંકી ઉપમિતિ ભવપ્રપચા કથા સસ્કૃત ગદ્યમા શ્રીહસરત્ને લખી તેનુ ગુર્જર ભાષામા વાર્તિક શ્રીઅમૃતસાગર ગણિએ કર્યું છે, સવત જણાતો નથી

એ ગુર્જર વાર્તિક શ્રાવક ભીમશી માણેકે શ્રી પ્રકરણરત્નાકરના પ્રથમ ભાગમા છપાવ્યુ છે તેની ભાષા સુધારી શ્રી જૈનધર્મપ્રસારક સભાએ સવત્ ૧૯૫૩ મા સુદર આકારે છપાવ્યુ મને આ ગ્રથનુ અવતરણ કરવાનું સાધન પ્રકરણરત્નાકર ગ્રથ બન્યો હતો તેથી તેની નોધ કરવી આવશ્યક છે હકીકત એમ બની કે સવત્ ૧૯૫૦ મા મારા કાકાશ્રી કુવરજી આણદજીએ સદર ગુજરાતી વાર્તિકનુ વાચન ૨૦૦ માણસ સમક્ષ દરરોજ સાજરે શ્રીઆદિનાથના દેરાસર ( ભાવનગર– મોટા દેરાસર )ના ઉપાશ્રયમા લગભગ દોઢ માસે પૂર્ણ કર્યું અને વાચતા વાચતા વાર્તા સમજાવતા ગયા મને પ્રકર્ષ વિમર્શની વાત બહુ યાદ રહી ગઇ એ મામા ભાણેજ ડુગર ને નદીઓમા ફર્યા એટલે મારા જાગૃત સ્વપ્નમા મોટા મામા અને તેની આગળીએ ભાણેજને ફરતો હુ જોઇ શકતો હતો એ વખતે મારે પ્રશ્નો પૂછવાની ટેવ પણ ઘણી હતી એટલે જાણે મામા સાથે હુ જ હોઉ એવુ મને લાગતુ હતુ તે વખતે મારી ઉમર કલ્પનામય હતી અપ્રાસગિક વાત ઉપકારનો નિર્દેશ કરવા કહી નાખી હવે તો મને એમ લાગે છે કે શ્રીસિદ્ધર્ષિને બરાબર સમજવા માટે એમનો આખો ગ્રથ જ વાચવો જોઇએ, છતા સદર નાના ગ્રથો પણ મારા જેવા બાળજીવોને માટે જરૂરી છે એમા કાઇ નવીનતા કે મૌલિકતાનો સવાલ જ નથી મૂળ ગ્રથનો એ ટૂંકો સાર છે, એને Epitome–સક્ષેપ કહી શકાય

શ્રીવિનયવિજય ઉપાધ્યાયે શ્રીઉપમિતિભવપ્રપચનુ એક **સ્તવન** લખ્યુ છે તે શ્રીજૈનકથારત્નકોષના ત્રીજા ભાગમા ( પૃ ૧૦૯–૧૧૪ ) છપાયુ છે સુરતમા રહી સ ૧૭૧૬ મા બનાવ્યુ છે એમા ચોથા પ્રસ્તાવના પાત્રોને ખૂબ બહલાવ્યા છે ૧૩૭ દુહા ચોપાઇ છે છેવટના ચોવીશ દુહા સુદર છે મોહરાય અને ચારિત્રધર્મના પરિવારને ઠીક ચીતર્યા છે એમા ખાસ નવીનતા નથી ગુજરાતી ભાષા જાણ-

નારને અપૂર્વ ગ્રંથોનો પરિચય કરાવવાની જે શૈલી અઢારમા અને ઓગણીશમા સૈકામાં અનુકરણીય ગણાઈ હતી તેનો તે એક નમૂનો છે.

**૧૨ સરખામણી અને મુકાબલો. અંગ્રેજી પુસ્તક—**

બીજા ચાર્લ્સ રાજાના સમયમાં જહોન બનીઅને પીલગ્રીમ્સ પ્રોગ્રેસ ( Pilgrim's Progress ) નામનું પુસ્તક ઇ. સ. ૧૬૬૦ માં બેડફર્ડ જેલમાં લખ્યું, તે પુસ્તકને આપણા ગ્રંથ સાથે અનેક પ્રકારનું સામ્ય હોવાથી બન્નેની સરખામણી કરવા યોગ્ય છે. અંગ્રેજી ભાષામાં આવી શૈલીએ ગ્રંથ લખાયા છે એ વાત આનંદ આપે તેવી છે. તેમાં એક ગરીબ માણસ મુસાફરી કરીને 'દૈવી શહેર' જતો બતાવ્યો છે અને તેમાં તેને રસ્તામાં અનેક પ્રકારની લાલચો, નિરાશાઓ, અગવડો અને પ્રત્યવાયો નડે છે; પણ તે તેના નિશ્ચયમાં દૃઢ હોવાથી આગળ મક્કમપણે વધતો જાય છે. સંસારીજીવને આપણા ગ્રંથમાં જે કડવા અનુભવો થાય છે તેવા તેને પણ ખૂબ થાય છે. એમાં નિરાશાની ખાઇ, મોતની સામે ફાંફા, સેતાનની દગલબાજી, વાતો કરનારાની નકામી ચોવટો અને આસ્તિકની ધર્મ તરફ રુચિ અને અડગતા બહુ ધ્યાન ખેંચે તેવા છે. એમાં કેટલાક પાત્રો તો આબાદ ઉપમિતિ સાથે સરખાવવા જેવા છે. એનો ઇન્ટર પ્રીટર એ 'સ્વકર્મવિવર' દ્વારપાળ સાથે બંધ બેસે તેવો છે, એનો ટોકેટીવ ( Talkative ) દુર્મુખ સાથે સરખાવવા યોગ્ય છે ( **પ્ર.** ૪, પ્ર. ૨૬ ) એનો Worldly wiseman વિમધ્યમ ( **પ્ર.** ૬. પ્ર. ૧૩ ) સાથે સરખાવવા યોગ્ય છે, અને એ જ પ્રમાણે એના Prudence, Piety, Charity વિગેરે દરેક પાત્ર કે ભાવોની સાથે સરખાવાય તેવા પાત્રો ઉપમિતિમાં છે. જો પૂર્ણ અવકાશ હોત તો લગભગ દરેક પાત્રોની સરખામણીનું પત્રક રજૂ કરત–કરી શકાય તેમ છે. શ્રી સિદ્ધર્ષિને તો આખો સંસાર ચીતરવો હતો એટલે એમનામાં પ્રાયે કોઈ ભાવ બાકી રહ્યો નથી, જ્યારે બનીઅનને તો માત્ર એક આસ્તિક શ્રદ્ધાળુનો માર્ગ બતાવવો હતો. બનીઅનની આખી બુક allegory છે અને શ્રી સિદ્ધર્ષિનો પ્રત્યેક શબ્દ allegory નો જ છે.

ડો. યાકોબી બાહ્ય અને આંતર ચરિત્રનો તફાવત કરી આંતર જીવનનો જ રૂપક કથામાં સમાવેશ કરે છે, પણ ત્યાં તેઓની સમજફેર જણાય છે. મારા મતે તો બીજા પ્રસ્તાવમાં સંસારી જીવનું ચરિત્ર શરૂ

થાય છે ત્યાથી આઠમાના બીજા ભાગ સુધી પ્રત્યેક શબ્દ રૂપક જ છે એનુ બાહ્ય જીવન તો રૂપક કથાનો ભાવ સવિશેષ ભજવે છે ઘનવાહન કે ન દિવર્ધનના ભવો એના બાહ્ય જીવનને અ ગે ખાસ રૂપક જ છે એમા આખા સ સારનુ અને અમુક ભાવોનુ જે વર્ણન છે તે પણ રૂપક છે અને ખૂદ ગમનાગમન, લગ્ન અને વ્યવહાર એ પણ રૂપક છે આ બાબત ગ્ર થના જરા ઊંડાણમા ઉતરતા સ્પષ્ટ થઇ જાય તેમ છે અને એ દૃષ્ટિએ આખો ગ્ર થ ખાસ લક્ષ્યમા રાખવા યોગ્ય છે એમની પોતાની પ્રતિજ્ઞા પણ એ જ છે કે 'હવે જે કથા રચવામા આવે છે તેમાનુ એક પદ પણ બનતા સુધી ઉપમેય વગરનુ નહિ આવે' (પૃ ૨૧૯) અને આ તેમની પ્રતિજ્ઞા તેમણે બરાબર જાળવી છે એમ બતાવી શકાય તેમ છે કહેવાની વાત એ છે કે ઉપમિતિ ગ્ર થ સર્વા ગ રૂપક કથા છે જ્યારે બનીઅનનુ સદર પુસ્તક ઘણું સુ દર છે પણ એનુ ક્ષેત્ર અતિ મર્યાદિત છે જેટલા પૂરતુ તે લખાયુ છે તેટલા પૂરતુ તેને પણ 'રૂપક કથા'ની કક્ષામા બરાબર મૂકી શકાય

ડૉ યાકોબી ઉપમિતિ ગ્ર થની પ્રસ્તાવના લખતા કહે છે કે "ગ્ર થના નામ ઉપરથી દાખવવામા આવ્યુ છે તે પ્રમાણે ઉપમા દ્વારથી આ સ સારની જુદી જુદી જીવનલીલાઓ બતાવવાનો આ ઉપમિતિ ભવપ્રપ ચા કથાનો ઉદ્દેશ છે એ ગ્ર થ 'પીલ્ગ્રીમ્સ પ્રોગ્રેસ'ને વિસ્તાર અને ઉદ્દેશમા મળતો આવે છે છતા તે તદ્દન આખી રૂપક કથા **નથી**, કારણ કે એ વાર્તામા જે પાત્રોના આજુબાજુના સ યોગોને લગતી વાર્તા આવે છે ત્યા, તેમજ તેમના જીવનપ્રસ ગોની હકીકતમા અને બીજી તેવી બાબતોમા તે એ જ અર્થમા જેમ બીજી વાર્તામા હોય છે તેમ સમજવાના છે, પર તુ સ સારીજીવના આતર જીવનની વાત આવે, જ્યા તેના અ દરના મનોવિકારો, દુર્ગુણો, સદ્ગુણો, કર્મો અને તેના વિપાકોની વાર્તા આવે ત્યા રૂપક કથા તરીકે તેને સમજવાની છે આ રૂપકો, તેમના કાર્યો અને સ સારીજીવ સાથે તે જે સ બ ધમા રહે છે તે આખી વાર્તાના ક્રમમા રૂપક તરીકે છે એટલા માટે સિદ્ધર્ષિની વાર્તામા એક પ્રકારના પુરુષો આવે છે અને જે દરેક પ્રસ્તાવમા જુદા પડે છે તેને સાચા પ્રાણીઓ ગણવાના છે અને બીજા પ્રકારના પુરુષો આવે છે તે રૂપક તરીકે

ગણવાના છે. સિદ્ધર્ષિ પોતે એ બન્ને પ્રકારના પાત્રોને જુદા પાડે છે: એકને 'બહિરંગ' પાત્રો અથવા મુખ્ય પાત્રના સહચારી મિત્રો કહે છે અને બીજાને સંસારી જીવના 'અંતરંગ' મિત્રો કહે છે. અંતરંગ પાત્રો રૂપક રૂપે હોઇને જુદા જુદા ભવની વાર્તામાં એકના એક રહે છે અને દરેક પ્રસ્તાવમાં અંદરથી ચાલુ લડાઇ ચાલ્યા કરે છે અને તે લડાઇમાં અંદરની બન્ને પાર્ટીઓ લડ્યા કરે છે; એક બાજુએ રાગકેસરી અને મહામોહની સરદારી નીચે ખરાબ ટેવો (દુર્ગુણો) રહે છે અને બીજી બાજુએ ચારિત્રધર્મની સરદારી નીચે સદ્ગુણો રહે છે. કર્મપરિણામ તથા કાળપરિણતિ એક મધ્યસ્થ પક્ષ ઊભો કરે છે. આ રીતે કથાનો રૂપક વિભાગ એક એવી સંકળના ઊભી કરે છે કે જેની દ્વારા પૃથક્ પૃથક્ ભવોની વચ્ચે તે જોડાણ કરી આપે છે અને એ સર્વને એક તરીકે જોડી આપે છે. એ જાણે કે નાટકનો આખો પ્લોટ હોય તેવું લાગે છે, એ ખરેખર ઇન્ડીયન ડીવાઇના કોમીડીઆ (ભારતનું દૈવી નાટક) છે જેમાં સંસાર નાટકને અંગે પૃથક્ પૃથક્ ભવો જુદા જુદા અંક જેવું કામ કરે છે.[1] "

---

1. "As indicated by the title of the work, the Upamiti-bhava-prapancha katha proposes to describe mundane existence in all its diversity by means of allegory (upamadwaratah). It is however not an entirely allegorical story like the Pilgrim's Progress which it resembles in scope and spirit; for that part of the story which relates to the actual circumstances of the persons figuring in the story, the events of their life, and similar things, is to be understood literally, i. e., in the same sense as in any other story. But every thing which relates to the inner life of Samsarijiva, his passions, vices and virtues, fate and retribution, is personified. These personifications, their actions, and the relation in which they stand to each other and to Samsarijiva, form the allegorical part of the plot. Therefore one part of the persons that figure in Siddharshis' narrative are real men and women, who are different in several prastavas

ડૉ. યાકોબીએ રજૂ કરેલ આ ચિત્ર વિચારવા લાયક છે તેઓ બનીઅનના પીલગ્રીમ્સ પ્રોગ્રેસ સાથે આ ગ્રંથની સરખામણી કરે છે, પણ જ્યા તેઓ માત્ર અંતરંગ કથાને જ રૂપક કથા ( એલીગરી ) કહે છે ત્યા આપણે ભાગ્યેજ તેમના મત સાથે મળતા થઇ શકીએ અંતરંગ પાત્રો શુભ અને અશુભ બે પક્ષમા વહેચાઇ જઈ દરેક પ્રસ્તાવમા કામ કરે છે અને પાઠ ભજવે છે એ ખરુ, પણ એટલામા જ રૂપકકથાનુ ઇતિકર્તવ્ય થતુ નથી મોહ અને ચારિત્રના હાથ નીચેના પાત્રો મોટા ભાગે આખી કથામા કામ કરે છે અને તેઓ ખરેખર રૂપક છે એ વાત તો તદ્દન યોગ્ય છે, પણ તે ઉપરાંત નંદિવર્ધન અને રિપુદારણ અથવા પ્રકર્ષ અને વિમર્શ પણ રૂપકો જ છે બાહ્ય પાત્રો પણ રૂપક જ છે એ પ્રકારનુ ચરિત્ર સર્વ જીવનુ ઘટતા ફેરફાર સાથે થાય છે તેથી તે પણ રૂપક જ છે એમા ઉપનય વગરનો એક શબ્દ કે

---

with the exception of Samsarijiva, the other part, the personifications, are to be understood allegorically Siddharsi distinguishes these two sets of persons, the former as bahiranga or 'external' companions of the hero, the latter as the antaranga or 'internal' companions of the Samsarijiva The 'internal' companions being personifications of his vices, virtues etc remain the same throughout the several birth stories, and so in all of them a continued war is carried on, in which the two 'internal' parties are engaged, on the one side are bad qualities under Rajeshria and Mahamoha, on the other the good qualities under Charitradharma and a neutral party is constituted by Karmaparinama and Kalaparinati Thus the allegorical part of the narritive is the bond that holds together the various birth-stories and combines them into one whole, it is as it were the plot of the drama, an Indian Divine Comedia, in which the various births of the hero are but as many acts or scenes of the whole play: the Samsararanalatta "

(P XVIII, XIX Introduction

વાક્ય નથી એ લેખકની પ્રતિજ્ઞા છે અને ઉપનય એ જ રૂપક છે. ગ્રંથકર્ત્તાની પ્રતિજ્ઞા રૂપક વગરનો એક પણ શબ્દ ન લખવો એવી છે અને તેને તેઓ બરાબર વળગી રહ્યા છે. અંતરંગ પાત્રો જુદા જુદા પ્રસ્તાવમાં ફરતા જાય છે, પ્રત્યેકમાં એક એકની મુખ્યતા છે અને તેવી જ રીતે બહિરંગ પાત્રો પણ ફરતા જાય છતાં વસ્તુતઃ એ સંસારી જીવના જુદાં જુદાં રૂપકો જ છે. સંસાર-નાટકમાં ખેલ ખેલતાં એ પાત્રો જેમ જુદા જુદા ખેલ કરે છે તેમ સંસારી જીવો સર્વ ખેલ કર્યા કરે છે. દરેક વખત જુદા જુદા રૂપ લે છે, પણ એ કર્મપરિણામ અને કાળપરિણતિને વશ રહે છે અને છતાં એનામાં વ્યક્તિત્વ છે, પ્રભુતા છે, પૌરુષ છે અને કર્મ-પરિણામના અધિકારમાંથી નીકળી જવાની શક્તિ છે. એ પ્રચ્છન્ન શક્તિને વ્યક્ત કરનાર પણ જીવો હોય છે અને તે સર્વથી ઉપરને સ્થાનકે ચાલ્યા જાય છે. આ આખું નાટક બતાવવું એ મહારૂપક છે અને તેને રૂપક કથા ન કહેવી એ વાત ચાલે તેમ નથી. શ્રી સિદ્ધ-ર્ષિનો ખરો આશય સંસારીજીવને ચીતરવાનો છે અને જે રૂપક દ્વારા અંજન, જળ અને અન્નનો પ્રયોગ કરવાનો છે, એની વિપુ-લતા દાખવી એને રજૂ કરવાનો છે અને તે સર્વ પાસે રજૂ કરી તેનો ઉપયોગ કરવાનો છે. આથી બહિરંગ પાત્રોને રૂપક કથામાંથી બાદ કરી શકાય તેમ નથી. તેઓ જીવતાજાગતા પાત્ર છે, પણ છતાં તે પણ રૂપકો જ છે અને તે રૂપક નથી એમ કહેવામાં તો લગભગ આખી વાર્તાનો આશય ઊડી જાય તેમ છે.

આ રીતે વિચાર કરતાં આ કથાનું પૂર, રૂપકોની સચોટતા, આખી સંસારઘટનાને રૂપક કરવાનો પ્રયત્ન અને તેમાં કર્ત્તાએ મેળવેલ ફતેહ જોતાં આ ગ્રંથને રૂપક કથાનો અદ્‌ભુત ગ્રંથ કહી શકાય તેમ છે. આ સર્વ હકીકત બનીઅનના સદર ગ્રંથ સાથે તેની સરખામણીને અંગે નિશ્ચિત થાય છે અને પ્રસંગોપાત ડૉ. યાકોબીના અભિપ્રાય પર ચર્ચા પણ થઈ જતાં તેનો રૂપક કથાનો સ્વાંગ વિશેષ સ્પષ્ટ થાય છે.

રૂપક કથા શી વસ્તુ છે અને તેને અંગે શ્રી સિદ્ધર્ષિમાં મૌલિ-કતા કેટલી છે અને રૂપકકથાકાર તરીકે તેમનું સ્થાન શું છે તે વિચાર્યું. હવે આ ગ્રંથની બીજી ખાસીઅતો તપાસી જઈએ.

## ૧૩. એ કાવ્યગ્રંથ છે, એમાં નવે રસની પોષણા છે—

કાવ્યની વ્યાખ્યા काव्यं रसात्मकं वाक्यम् કરી છે જે ગ્રંથમાં રસાત્મક વાક્યોનો જથ્થો હોય તે કાવ્યનો ગ્રંથ કહેવાય છે શ્રી સિદ્ધર્ષિની રચના ગદ્ય અને પદ્ય રસમય વાક્યોથી ભરપૂર છે એમા લગભગ સોળ હજાર શ્લોક છે એમ જે એમણે ગ્રંથની આખરે લખ્યુ છે તેનો અર્થ એમ સમજવાનો છે કે જો બત્રીશ અક્ષરનો એક શ્લોક ગણવામા આવે તો એ ગ્રંથનુ દળ સોળ હજાર શ્લોકપ્રમાણ થાય અગાઉ અમુક ગ્રંથનુ પ્રમાણ બત્રીશ અક્ષરના એક શ્લોકને હિસાબે જ થતુ હતુ અને પોથીઓનુ વેચાણ કે લખામણી જ્યારે નક્કી કરવા હોય ત્યારે પુસ્તકમાથી ગમે તે એક પાનુ ઉચકી એક પંક્તિમા કેટલા અક્ષરો છે અને આખા પાનામા કેટલી પંક્તિ છે તેનો ગુણાકાર કરી તેને ૩૨ વડે ભાગી જે આવે તેને આખી પ્રતના પાનાવડે ગુણી કિંમત કરવામા આવતી હતી અત્યારે પણ લિખિત પ્રતનું ક્રયવિક્રય એ જ ધોરણે થાય છે લખનાર ધંધાદારી લહીઆની કલમ એક સરખી એવી ચાલતી કે એ હિસાબમા ઘણે ભાગે ભુલ થતી નહિ [1]

એ ધોરણે સોળ હજાર શ્લોકપ્રમાણ ગ્રંથમા લગભગ અરધો ભાગ ગદ્યનો છે અને અરધો પદ્યનો છે સાહિત્યની નજરે જેમા કલ્પનાની ભવ્યતા હોય અને સર્વ રસની પુષ્ટિ જેમા થતી હોય તે 'કાવ્ય' ગણાય છે–પછી તે ગદ્ય હો કે પદ્ય હો કાદમ્બરી ગ્રંથ આખો ગદ્યમા છે, છતા એના વર્ણનોમા વિશિષ્ટ ભવ્યતા હોઇને એ કાવ્યનો ગ્રંથ ગણાય છે એવી રીતે ગદ્ય કે પદ્ય બન્ને કાવ્યની વ્યાખ્યામા આવવાના બીજા અનેક દૃષ્ટાન્તો આપી શકાય, પણ તે બિનજરૂરી છે, કારણ કે એ નિર્ણય સર્વત્ર સ્વીકારાયલો છે

આ ગ્રંથના પ્રત્યેક વાર્તાવિભાગમા કલ્પનાની ભવ્યતા છે એ

---

૧ છાપેલ ગ્રંથની પંક્તિ ગણતા મારે હિસાબે બાવીશ હજાર ઉપર શ્લોકો થાય છે, પણ શ્લોકો છાપતા જગા ખાલી રહે છે તેને હિસાબે અઢાર હજાર ઉપર શ્લોક થવા જાય છે અને સોળ હજાર શ્લોકનો હિસાબ અધ્યમસરનો લાગે છે

બાબત જરૂર ધ્યાન ખેંચે તેવી છે. રૂપક કથા કરવા માટે ભવ્ય કલ્પના કરી તે વાત તદ્દન પૃથક્ છે. એ કલ્પના તો ભવ્ય હોવા ઉપરાંત તદ્દન નૂતન, મૌલિક અને અતિ વિશિષ્ટ છે તે આપણે ઉપર વિચારી ગયા; પણ એના કાવ્યત્વની ચર્ચા કરતાં વર્ણનની ભવ્યતા ઉપર ધ્યાન આપવાનું છે. એનાં દાખલા અનેક છે, પણ ગ્રંથમાંથી નીચેના પ્રસંગો માત્ર તેના છૂટાછવાયા દાખલા તરીકે વિચારીએ તો કલ્પનાની ભવ્યતા અને રસની રેલમછેલ જોઇ શકાશે.

૧. ચોથા પ્રસ્તાવમાં ચિત્તવૃત્તિ અટવીને નાકે પ્રમત્તતા નદીની વચ્ચે તદ્વિલસિત દ્વીપમાં ચિત્તવિક્ષેપ મંડપ નાખી તેમાં તૃષ્ણા-વેદિકા પર વિપર્યાસ સિંહાસન મૂકી તે પર મહામોહ રાજાને બેસાડી તેના પરિવારનું વર્ણન કર્યું છે ( પ્ર. ૪, પ્ર. ૯ ) તે આખું વર્ણન ભવ્ય કલ્પનામય છે. એ રૂપકની નજર બાજુ ઉપર રાખતાં માત્ર ચિત્રની નજરે પણ ખરેખર અદ્‌ભુત છે.

૨. ધનશેખરના ચરિત્રમાં ( પ્ર. ૬, પ્ર. ૭ ) હરિકુમારને દરિયામાં ફેંકી દેવાનો પ્રસંગ અને તેને જ પરિણામે એ સમુદ્રદેવની સહાયથી રાજ્યગાદીએ બેસે છે એ આખું પ્રકરણ–' ભર દરિ-યેથી રાજ્યસિંહાસને ' અદ્‌ભુત કલ્પનાથી ભરપૂર છે અને વર્ણન પણ રસાત્મક છે. એ ચિત્ર તરીકે પણ મહાન્ છે.

૩. ગુણધારણના ચરિત્રમાં ( પ્ર. ૮, પ્ર. ૩ ) તારામૈત્રક થયા પછી બીજે દિવસે ગુણધારણ અને મદનમંજરીનો મેળાપ થાય છે, ત્યાં કનકોદર તેમના આહ્‌લાદમંદિર બગીચામાં સૂક્ષ્મવિધિએ લગ્ન કરે છે, તે વખતે ચાલતે લગ્ને આકાશમાં બૂમ પડે છે, કનકોદર અને તેના વિરોધી વિદ્યાધરોને લડાઇ શરૂ થાય છે–એ સર્વ વર્ણનમાં બનાવોની સત્વરતા અને કલ્પનાની ભવ્યતા અપ્રતિમ છે. તે ભવ્ય ચિત્ર રજૂ કરે છે.

૪. બઠરગુરુ કથાનક ( પ્ર. ૫, પ્ર. ૧૬ ) ના ઉત્તર ભાગમાં ગુરુ રાત્રે શિવાલયમાં જઇ ચોરો ઊંઘતા હતા ત્યારે દીવો સળગાવે છે અને પછી હાથમાં વજ્રદંડ લઇને સર્વ ચોરોને ફટકાવે છે. એ આખી કલ્પના અસરકારક છે. રાત્રિના બાર વાગે મંદિરમાં દીવો સળગાવવાની વાત સ્વતઃ વિશિષ્ટ કલ્પનાથી ભરપૂર છે.

૫ બાળ કામદેવના મદિરમા જાય છે, સામાન્યબુદ્ધિ દરવાજા પર ખડો રહે છે, કામદેવની ખાલી શય્યા પર તે સુવે છે, મદિરમા જ એને અતિ સ્વરૂપવાળી યુવાન મદનકદળીનો સ્પર્શ થાય છે–તે આખુ વર્ણન (પ્ર ૩, પ્ર ૮) અને ત્યારપછી દશમા પ્રકરણમા એ મદનકદળીના વાસભુવનમા દાખલ થાય છે અને કોમળ શય્યા પર ઊંઘી જાય છે, પછી રાજાના આગમન શબ્દથી જાગી જઇ પછાડી ખાઇ જમીન પર પડે છે (પ્ર ૩, પ્ર ૧૦) એ આખુ વર્ણન કલ્પનાભવ્ય હોવા સાથે અત્યત આકર્ષક છે

આવા અનેક દૃષ્ટાન્તો આપી શકાય તેમ છે ગ્રથકર્તાની કલ્પનાની ભવ્યતા એટલી ઉત્તમ પ્રકારની છે કે એનુ વર્ણન કરવુ મુશ્કેલ છે એમા મોહરાય અને ચારિત્રરાજની આખી લડાઇના રસાત્મક વર્ણનો તો લેખકની કલ્પનાને ઉત્કૃષ્ટ આકારમા બતાવે છે

કાવ્યનો બીજો ગુણ કલ્પનાની ભવ્યતા ઉપરાત વર્ણનોમા આવે છે એમા જે વર્ણનો આવે તે હૃદયગમ અને સ્પષ્ટ હોવા જોઇએ અને છતા ગૌરવથી ભરપૂર હોવા જોઇએ કાવ્યની નજરે વર્ણનોનો તો કાઇ આખા ગ્રથમા પાર નથી, પણ આપણે નીચેના વર્ણનો દાખલા તરીકે જોઇએ એ વર્ણનો વાચતા આ કાવ્યગ્રથ છે એમ જરૂર જણાશે

૧ શરદ્વર્ણન (પ્ર ૪, પ્ર ૮, પૃ ૭૮૫-૬) હેમતવર્ણન (પ્ર ૪, પ્ર ૮, પૃ ૭૮૭-૯) શિશિરવર્ણન (પ્ર ૪, પ્ર ૨૦, પૃ ૯૧૨-૫) વસતવર્ણન (પ્ર ૪, પ્ર ૨૧, પૃ ૯૨૧-૪) ગ્રીષ્મવર્ણન (પ્ર ૪, પ્ર ૩૭, પૃ ૧૦૯૯-૧૧૦૦) વર્ષાવર્ણન (પ્ર ૪, પ્ર ૩૭, પૃ ૧૧૦૧-૩)

૨ અદૃષ્ટમૂલપર્યતનગર વર્ણન (પ્ર ૧ પીઠબધ પૃ ૫૧-૩)

૩ મનુજગતિનગરી વર્ણન (પ્ર ૨ પ્ર ૧ પૃ ૨૫૨-૭)

૪ કર્મપરિણામના સસારનાટકનુ વર્ણન (પ્ર ૨ પ્ર ૨ પૃ ૨૬૦-૨)

૫ આગનુ વર્ણન તે વખતની લોકોના મનની સ્થિતિ (પ્ર ૭, પ્ર ૨, પૃ ૧૬૫૮-૯)

૬ સમારણજારમા બન્ને ચક્રોનુ વર્ણન (પ્ર ૭, પ્ર ૯, પૃ ૧૭૪૩-૪૪)

આમાં વર્ણનની નજરે જ ઉપરની હકીકત વિચારવાની છે. એનાં રહસ્યો કે ભાવાર્થો વિચારવાનો પ્રસંગ જુદો છે. અહીં કહેવાની હકીકત એ છે કે શ્રી સિદ્ધર્ષિ ગણિએ ઉપરનાં (તેમજ બીજાં અનેક) વર્ણનો એવી સુંદર રીતે કર્યાં છે અને કલ્પનાચિત્રો એવાં સુંદર રજૂ કર્યાં છે કે એ વાંચતાં આપણે જાણે તે સ્થાન પર હાજર જ હોઇએ એમ આપણાં મન પર છાપ પડી જાય છે. જો આપણામાં કલ્પનાનો છાંટો પણ હોય તો આપણે બરાબર ચિત્તવૃત્તિને છેડે ઊભા રહી પ્રકર્ષ ને વિમર્શની જેમ આખી મોહરાયની ચાળવણી જોઈ શકીએ અને ઊડીને જૈનપુરમાં વિવેકપર્વતના શિખર ઉપર પણ જઇ આવીએ અને એ જૈનપુરના જીવવીર્ય સિંહાસનને અને તે પર બેઠેલા શાંતમૂર્ત્તિ ધર્મરાજાને (ચારિત્રરાજને) જોઇ આવીએ. જો આપણને ગ્રંથકર્ત્તા આવી રીતે પોતાની સાથે રાખી શકે, એની મરજીમાં આવે ત્યાં એ આપણને લઈ જઈ શકે તો એનું વર્ણન સફળ છે અને એ સફળતામાં 'કાવ્યત્વ' છે. કલ્પનાની ભવ્યતા અતિ ઉચ્ચ હોય, પણ તે વાચકને અગ્રાહ્ય હોય કે કલ્પનાતીત હોય તો તે કાવ્ય સ્ખલનાત્મક છે. એ વિશિષ્ટ અભ્યાસીને ભલે ઊંચે ઉડાવે, પણ પ્રાકૃત જનતાને એ અનભિગમ્ય હોઇ નિરર્થક છે. શ્રી સિદ્ધર્ષિની કલ્પના અને તેમનાં વર્ણન અતિ વિશિષ્ટ હોવાં છતાં બહુ સાદાં અને પ્રાકૃત મનુષ્યની કલ્પનાને પણ ડોલાવનારાં હોઇ તેની સાથે જ ભવ્ય કલ્પના કરનારને વિશિષ્ટ અસર ઉપજાવનારાં છે. આવું બેવડું કાર્ય કઇ રીતે બની શક્યું હશે તેનો વિચાર કરવા સાથે તેનું પરિણામ જોઇએ એટલે આ ગ્રંથનું કાવ્યત્વ બરાબર સ્પષ્ટ થઇ જાય છે.

એમણે વર્ણનોમાં પ્રાણ મૂક્યાં છે. એમનાં વર્ણનો માત્ર વર્ણન ખાતર નથી. એમને વર્ણન ખાતર એક વાક્ય પણ લખવું નહોતું. એમણે સંસારીજીવની પાસે પ્રતિજ્ઞા કરાવી છે કે 'મારા ચરિત્રમાં ઘણે ભાગે ગૂઢ અર્થ વગરનું એક પણ વાક્ય નથી.' (પ્ર. ૪. પ્ર. ૮. પૃ. ૮૦૦) એ હકીકત ઉપર અગાઉ વિવેચન કર્યું છે એ જ પ્રતિજ્ઞા એમને વર્ણનમાં પણ જાળવવાની હતી અને સાથે તેમાં પ્રાણ પણ મૂકવા હતા. એમની નજરમાં એક પર્વત કે નદી, સરોવર કે વિમાન, મંડપ કે મંચો અજીવ પદાર્થો ન્હોતાં. એ ડુંગ-

રના પ્રત્યેક પથ્થરમા, પ્રત્યેક શિખરમા તેમજ નદી કે અટવીમા પ્રાણુ જોઇ રહ્યા હતા અને એ પ્રાણુ એમને કળાની નજરે અથવા કળા સાથે બતાવવા હતા એ સિપ્રા નદી જુએ તો એમા માળવાની વિલાસિનીઓના કુચતટોને નદીના પ્રવાહ સાથે અફળાતા બતાવવામા સાર્થકતા માનતા નહોતા, પણ એમના મનમા સિપ્રા ઓર હતી, માલવીઓ ઓર હતી, કુચતટો ઓર હતા, ઊર્મિમાળાઓ ઓર હતી અને આસ્ફાલન ઓર હતા એ દરેકમા ગૂઢ ભાવો જોઇ રહ્યા હતા અને એ વ્યક્ત કરવાની એમનામા તાકાત હતી આમા અન્ય કાવ્ય કરનાર ઉપર આક્ષેપ કરવાનો આશય નથી મારો ઈરાદો શ્રી સિદ્ધર્ષિના પ્રત્યેક વર્ણનમા રહેલ ગૂઢ ભાવ વ્યક્ત કરવાનો અને તે ભાવ બતાવતા તેમણે કળાકાર તરીકે જે સફળતા મેળવી છે તે બતાવવાનો છે એમણે અરઘટ્ટ ઘટ્ટી–રેંટ જોયો ( પ્ર ૭, પ્ર ૪ ) અને આપણે પણ અનેક વાર જોઈએ છીએ, પણ એમણે એમા શુ જોયુ તે વિચારવા જેવુ છે, છતા રેંટનુ વર્ણન કળાકાર તરીકે જરા પણ એમણે નરમ પડવા દીધુ નથી એમણે દારુની શાળા–પીઠુ જોયુ ( પ્ર ૭, પ્ર ૩ ) તો ત્યાથી પણ બોધ શોધી કાઢ્યો સસાર પરથી વૈરાગ્ય પ્રાપ્ત કરવાનુ સાધન દારુના પીઠામાથી પ્રાપ્ત થાય એ તો કલ્પનાની અવધિ છે વેશ્યાવાડેથી શિખામણ લઈ આવનારની જેવી એ તો દુર્લભ વાત થઈ, કારના એમને તો કોઇ પણ વસ્તુ તત્ત્વજ્ઞાનીની નજરે જોવી હતી એટલે એ ચાલ્યા ત્યારે જે વસ્તુ એમની નજરમા આવી, તેનો એમણે ઉપયોગ કર્યો છે અને તે પણ ઘણી સફળ રીતે કર્યો છે

મને એમ લાગે છે કે એક દિવસ શ્રી સિદ્ધર્ષિ ઉપાશ્રય બહાર નીકળ્યા હશે અને જે બનાવ બને તેમાથી વૈરાગ્ય લેવાના પ્રસગો ઉપસ્થિત કરવાનો તેમણે નિશ્ચય કર્યો હશે આપણે એક કલ્પના કરીએ તેઓ ઉપાશ્રયમાથી બહાર નીકળ્યા ત્યા આગની બૂમ પડી હશે, દોડાદોડ ચાલી હશે, સમય સવારના પાચ છ વાગ્યાનો હશે, તેઓશ્રી સ્થડિલ જતા હશે, આગળ ચાલતા રાત્રે દારુ પી મસ્ત બનેલાના થયેલા હાલહવાલ નજરે જેયા હશે, નગર બહાર નીકળ્યા ત્યા અરુણોદય થઈ ગયો હશે, ખેતરમાં રેંટ શરૂ થઈ ગયો હશે, સ્થડિલ કાર્યથી પરવારી પાછા ફરતા હશે, ત્યા ફરતા-

જાને નાકે મઠમાં ભોજનનો વ્યવસાય ચાલી રહેલો જોયો હશે, બજારમાં વ્યાપારી લોકની ધમાલ જોઇ હશે, એમના તાત્કાળિક અસર થાય તેવા મગજ ( impressionable brain ) પર એ સર્વ બનાવની છાપ પડી હશે અને પછી તે જ વખતે સાતમા પ્રસ્તાવના બીજાથી નવમા સુધીના પ્રકરણોની સંકળના કરી નાખી હશે.

૭ મુનિના વૈરાગ્યપ્રસંગમાં અસાધારણ બળ છે, એમાં ઊંડું જ્ઞાન છે, જનસ્વભાવનો વ્યવહારુ અભ્યાસ છે અને કલ્પનાની ભવ્યતા સાથે હકીકતને મુદ્દાસર ચર્ચવાનું જોમ છે. આવી રીતે અસાધારણ જોમ લાવવા સાથે પ્રાણવાહી હકીકત બનાવવાની તાકાતમાં તેમના ગ્રંથનું વિશિષ્ટ 'કાવ્યત્વ' છે. એ કાવ્યત્વને અંગે ભાષાશૈલીનો ઉપયોગ પણ એટલો જ વિશિષ્ટ અને ઉપયોગી ભાવ બજાવે છે તે હવે પછી આગળ વિચારવામાં આવશે. કાવ્યાત્મક વર્ણનમાં પ્રાણ મૂકવાની પદ્ધતિ અને ભાષા પરના અસાધારણ કાબૂને લઇને એમના ગ્રંથની ગણના ' કાવ્ય ' તરીકે બરાબર થાય છે, એની પ્રતીતિમાં એમની કલ્પના અને વર્ણન તરફ ખાસ લક્ષ્ય ખેંચાય છે. તેમની વિચારદર્શનની શક્તિ અને ભાષા પરનો કાબૂ તેમજ શૈલી પર વિચારણા આગળ થશે જેની ગણના પણ એમના ગ્રંથને ' કાવ્ય ' તરીકે બતાવવાના વિભાગ તરીકે સમજી લેવાની છે.

આ ગ્રંથમાં નવે રસની પોષણા છે તે બતાવવાની જરૂર ન હોય. આખો ગ્રંથ રસમય છે. નીચેનાં દૃષ્ટાન્તો માત્ર અહીંતહીંથી ચૂંટીને કાઢ્યાં છે તે પરિપૂર્ણ નથી, માત્ર દોરવણી કરવાપૂરતાં જ છે. એ વિચારતાં આ ગ્રંથ મહાકાવ્ય છે એટલું ચોક્કસ જણાશે એ એનો આશય છે.

૧. નંદિવર્ધન અને વંગરાજના યુદ્ધવર્ણનમાં **વીરરસ**ની પોષણા છે. ( પ્ર. ૩. પ્ર. ૨૬. પૃ. ૬૨૧–૨. )

૨. હરિકુમારને ભરદરિયે સમુદ્રમાં નાખવાના પ્રયત્નનો પ્રતિકાર અને તેને મહારાજ્યસિંહાસનની પ્રાપ્તિમાં **અદ્ભુતરસ** જામે છે. ( પ્ર. ૬, પ્ર. ૭. )

૩. લડાઇ જીતી નંદિવર્ધન કુશાવર્તનગરમાં પેસે છે તે વખતે કનકમંજરી સાથે એને તારામૈત્રક થાય છે અને તે પછી તે

ગત્રિએ તેની અને નદિવર્ધનની જે વિરહ દશા વર્ણવી છે તેમા ખરો **શૃગારરસ** જામે છે. તારામૈત્રક પૃ ૫૮૯ મા થાય છે અને વિરહદશા વર્ણન પૃ. ૫૯૮-૬૦૧ સુધીમા કપિજલા કરે છે તે ખરેખર શૃગારના પ્રખર કવિને ભૂલાવે તેવુ છે (પ્ર ૩, પ્ર ૨૪)

૪ સાત પિશાચીઓનુ આખુ વર્ણન **રૌદ્ર** રસનો નમૂનો છે (પ્ર ૪, પ્ર ૨૮, પૃ ૯૯૪-૧૦૧૧)

૫ મોહરાય ને ચારિત્રરાજના યુદ્ધના બે પ્રસગો **ધર્મવીર** રસના નમૂના છે પ્રથમ વર્ણન માટે જુઓ (પ્ર ૫, પ્ર ૧૯, પૃ ૧૩૧૬-૭) અને બીજા વર્ણન માટે જુઓ (પ્ર ૮, પ્ર ૮, પૃ ૧૯૩૭-૯)

૬ હરિકુમારના મિત્રો મન્મથ, પદ્મકેસર, લલિત, વિલાસ, વિભ્રમ અને કપોલ જે ગૂઢ મશ્કરી અને વાર્તાવિનોદ બુદ્ધિપૂર્વક કરે છે તે ઉચ્ચ પ્રકારના **હાસ્યરસ**નો નમૂનો છે (પ્ર ૬ પ્ર ૩ પૃ ૧૪૯૧-૧૫૦૩)

૭ તુગશિખર ઉપર બાલિશ અને કોવિદ ચઢે છે, કિન્નરના મધુર ગાન સાભળે છે અને રસડોલનમા પડી જતા પકડાઇ જાય છે એ **અદ્ભુતરસ** છે (પ્ર ૭ પ્ર ૧૨ પૃ ૧૭૮૨-૩)

૮ વિવેક પર્વતપરથી અવલોકન કરતાં વાસવ શેઠના ઘરમા આનદસ્થાને એકદમ શોક થઇ જાય છે એમા **કરુણરસ**નો ભાવ આવે છે (પ્ર ૪ પ્ર ૨૬ પૃ ૯૮૦-૧)

૯ વસતરાજ લોલાક્ષના પ્રકરણમા કુદરતનુ વર્ણન કર્યુ છે તેમા **અદ્ભુતરસ**નો ભાવ આવે છે (પ્ર ૪ પ્ર ૨૧ પૃ ૯૨૧-૨૪) એમા સુરાપાનગોષ્ટિનુ વર્ણન આવે છે તે હાસ્યરસમા પણ જાય છે (પૃ ૯૨૪)

૧૦ લોલાક્ષ રાજાના ત્યારપછીના પ્રકરણમા પ્રથમ નાચ વખતે હાસ્યરસ, ત્યારપછી મર્યાદાભગ વખતે **બીભત્સ** રસ અને બન્ને ભાઇઓને લડાઇ થાય છે ત્યા **રૌદ્ર** રસ આવે છે (પ્ર ૪ પ્ર ૨૩)

૧૧. ચિત્તસમાધાન મંડપની આખી રચના અને ચારિત્રરાજના ચાર મુખનું વર્ણન **અદ્ભુત** રસનું દષ્ટાંત છે ( **પ્ર.** ૪, પ્ર. ૩૩ પૃ. ૧૦૪૩ અને **પ્ર.** ૪. પ્ર. ૩૪. પૃ. ૧૦૫૯–૬૩. ).

૧૨. બુધસૂરિના ઉગ્ર દિવ્ય દર્શનમાં **અદ્ભુત** રસ અને **ધર્મવીર** રસની સહયોજના જણાય છે ( **પ્ર.** ૫, પ્ર. ૧૧ અને પ્રકરણ ૧૨. ).

૧૩. બઠર ગુરુ કથાનકમાં **બીભત્સ** રસનો આવિર્ભાવ:છે ( **પ્ર.** ૫, પ્ર. ૧૫. ).

૧૪. મિથુનદ્વય અંતર કથામાં **હાસ્યરસ** અને અંદરખાને **શૃંગાર** રસની પ્રચુરતા જણાય છે ( **પ્ર.** ૩. પ્ર. ૬. પૃ. ૪૦૮–૪૧૬. ) અને તેમાં **પ્રતિબોધકાચાર્ય** સમક્ષ ત્રણ બાળકો નીકળે છે, તેમાંના છેલ્લાં બે **બીભત્સ** રસ પૂરો પાડે છે ( **પ્ર.** ૩. પ્ર. ૭. પૃ. ૪૨૩. ).

૧૫. અંતરંગ રાજ્યમાર્ગ—ઔદાસિન્ય રાજ્યમાર્ગથી માંડીને સમતા નામની યોગનાલિકા સુધીનો—**અદ્ભુત** રસનું દષ્ટાંત પૂરું પાડે છે. ( **પ્ર.** ૬. પ્ર. ૧૪. પૃ. ૧૬૦૧–૮. )

૧૬. મનીષી નિષ્ક્રમણોત્સવ અને દીક્ષા સમયનો પ્રતિબોધ **શાંત** રસનું ભવ્ય વર્ણન પૂરું પાડે છે ( **પ્ર.** ૩. પ્ર. ૧૭. પૃ. ૫૩૬ અને ૫૪૨ થી. )

૧૭. રિપુદારણને તપન ચક્રવર્તીના સેવકો ફટકા મારે છે તે **બીભત્સ** રસ વર્ણન છે. ( પ્ર. ૪. પ્ર. ૪૦. પૃ. ૧૧૨૪ થી. )

૧૮. લોકોદરમાં આગનું પ્રકરણ વર્ણનમાં **ભયાનક** રસ અને ઉપનયમાં **શાંત** રસની જમાવટ કરે છે ( **પ્ર.** ૭. પ્ર. ૨. )

૧૯. દારુના પીઠાના વર્ણનમાં **બીભત્સ** રસ અને ઉપનયમાં **શાંત** રસની જમાવટ કરે છે ( **પ્ર.** ૭. પ્ર. ૩. )

એ જ ધોરણે અરઘટ્ટઘટીનું પ્રકરણ વર્ણનમાં **રૌદ્ર** અને ઉપનયમાં **શાંત** રસ જમાવે છે. ( **પ્ર.** ૭. પ્ર. ૪. ) ચાર વ્યાપારી વર્ણનમાં **અદ્ભુત** રસ અને ઉપનયમાં **શાંત** રસ જમાવે છે. ( **પ્ર.** ૭. પ્ર. ૬. અને ૭. ) સંસારબજારનું પ્રકરણ વર્ણનમાં **રૌદ્ર** અને ઉપનયમાં **શાંત** રસ જમાવે છે ( **પ્ર.** ૭. પ્ર. ૮. અને ૯. )

૨૦ અગઘટ્ટઘટીયંત્રના પ્રકરણમા **અદ્ભુત** રસ છે (પ્ર. ૭ પ્ર ૪)

૨૧ પાચ કુટુબીના ભોજનના પ્રકરણમા **બીભત્સ** અને **રૈદ્ર** બને રસ છે (પ્ર. ૭ પ્ર ૫)

૨૨ ચાર વ્યાપારીના કથાનકમા **અદ્ભુત** રસ અને ઉપનયમા **શાંત** રસ છે (પ્ર. ૭. પ્ર ૬ અને ૭)

૨૩ **શાંત** રસ તો આખા ગ્રથમા ભરેલો છે, પણ નીચેના દાખલાનો માત્ર નિર્દેશ કરવામા આવે છે

(क) ઉત્તમ રાજ્યના પ્રકરણમા શાત રસની રેલમછેલ છે (પ્ર. ૬ પ્ર ૧૪)

(ख) સ્વપ્નવિચાર પ્રકરણમા શાત સાથે અદ્ભુત રસ છે (પ્ર. ૮ પ્ર ૫)

(ग) હિમભવનની આખી યોજના અને પ્રતિબોધન રચના એ જ રસનો આવિર્ભાવ છે (પ્ર. ૫ પ્ર ૧૦)

(घ) બઠર ગુરુના કથાનકનો ઉત્તર વિભાગ અને ખાસ કરીને રાત્રે બાર વાગે મદિરમા દીવો સળગાવે છે તે વિભાગ શાત રસની ભાવનાથી ભરપૂર છે (પ્ર. ૫ પ્ર ૧૬)

(ङ) વિમળકુમારની દીક્ષાનો પ્રસગ શાતરસ પ્રગટ કરે છે (પ્ર. ૫ પ્ર ૨૦)

(च) નિજવિલસિતઉદ્યાનપ્રભાવવર્ણન શાત રસથી ભરેલુ છે (પ્ર. ૩ પ્ર ૧૬)

(छ) મલવિલય ઉદ્યાનમા વિવેક કેવળી દેશના આપે છે ત્યારે શાત રસ જામે છે (પ્ર. ૩ પ્ર ૩૦)

(ज) પ્રથમ કુટુબનુ વર્ણન શાત રસનું જીવન છે (પ્ર. ૩ પ્ર ૩૨ પૃ ૬૭૦)

(झ) સમાગમ શાત રસના જીવના રૂપક છે (પ્ર. ૨ પ્ર ૫ પૃ ૨૮૨ થી)

( ञ ) નિષ્પુણ્યકની દીક્ષા અવસરે શાંતરસ પ્રસરી રહે છે. ( પ્ર. ૧. પૃ. ૨૦૪. )

( ट ) ભવજંતુ સદાગમની પર્યાલોચનાનું જે વર્ણન સ્પર્શન કરે છે તે શાંત રસથી ભરપૂર છે. (પ્ર. ૩. પ્ર. ૩. પૃ. ૩૭૬–૮.)

આ તો સામાન્ય ઉપરટપકેની નોંધ છે. બાકી આખો ગ્રંથ નવ રસથી ભરેલો છે અને એને મહાકાવ્ય ગણવાનો દાવો એ ઉપરથી બરાબર સિદ્ધ થઇ શકે છે. ઉપરના રસપ્રયોગના વર્ણન સંબંધી વ્યાખ્યાના ફેરફારને અંગે મતભેદ થઇ શકે તે પર ચર્ચા કરવી અસ્થાને છે. મારો કહેવાનો આશય એ છે કે આખા ગ્રંથમાં નવે રસની પોષણા ખૂબ થઈ છે. એ મુદ્દામાં મતભેદ પડવાનો મને સંભવ લાગતો નથી અને મારા મતે એને **મહાકાવ્ય** ગણવા માટે એટલી વાત પૂરતી છે.

## ૧૪. એ ગ્રંથ એપિક ( Epic ) ગણાય ?

પ્રથમ 'એપિક' એટલે શું તેનો ખ્યાલ કરીએ. એનો અર્થ કોશકારો "વીરચરિત વર્ણન, મહાકાવ્ય અથવા વીરપુરુષઇતિહાસ" એમ કરે છે. અત્યારે ઈંગ્લીશ સાહિત્યમાં 'ઇલીયડ' ( Illiad ) નું ભાષાવતરણ અને સંસ્કૃતમાં 'મહાભારત' ને એપિકની કક્ષામાં ગણવામાં આવે છે. એમાં એક જબરજસ્ત લડાઇનું વિસ્તૃત વર્ણન આવે છે અને તેને અંગે નાયકના પરાક્રમનું વર્ણન સાથે હોય છે. એ ઉપરાંત કાવ્યની નજરે એમાં મહાકાવ્યના સર્વ ગુણો હોય છે. કેટલાક મત પ્રમાણે એવા ગ્રંથની લંબાઇ પણ ઘણી મોટી હોય એ વાત પણ અગત્યની ગણવામાં આવે છે. વીર રસને એમાં પ્રાધાન્ય આપેલ હોય છે અને કલ્પનાની ભવ્યતા અને ઉડ્ડયનો એવા ગ્રંથમાં ઠામ ઠામ જોવામાં આવે છે.

શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથાનો નાયક અનુસુંદર ચક્રવર્તી છે. એના આખા ચરિત્રનું વર્ણન એના મુખથી કહેવરાવવામાં આવ્યું છે; અને તે પણ અમુક આશયને લક્ષમાં રાખીને કહેવામાં આવ્યું છે. આશયને આપણે હાલ આ પ્રસ્તુત બાબતને અંગે જરા દૂર રાખીએ તો, એના ચરિત્રમાં લડાઈના વર્ણન સિવાય

બીજુ કાંઈ નથી એની આંતર રાજધાનીમાં બે લશ્કર ગોઠવાઈ ગયા છે અને બન્નેના જબરા પડાવો મોરચા માંડીને પડેલા છે ચિત્તવૃત્તિ અટવીના એક નાકા ઉપર મોહરાજાના સૈન્યનો પડાવ જમાવ્યો છે અને બીજી બાજુએ ચારિત્રરાજનો પડાવ જામ્યો છે

ચોથા પ્રસ્તાવમાં એમના પડાવનુ વર્ણન જ કર્યું છે એને આપણે સામસામા લશ્કરનુ વર્ણન કહીએ એના પ્રકરણ ૯ થી ૧૮ સુધીમા એક બાજુના ( મોહરાયના ) આખા લશ્કરને વર્ણવ્યુ છે એ જ પ્રસ્તાવમા પ્રકરણ ૩૩ થી ૩૬ સુધીમા બીજી બાજુના ચારિત્ર-રાજના લશ્કર અને તેના સ્થાનાદિનુ વર્ણન આવે છે આ આખી યોજના ' એપિક ' ની યોજના( placing )ને અનુરૂપ છે

મોહરાજા પોતાનુ કાર્ય પ્રથમ મંત્રીદ્વારા સાધે છે એ વિષયાભિલાષ મંત્રી પોતાના પાંચે બાળકોને—સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્રને—એ કાર્યમા યોજે છે એ લડાઈની રાજનીતિમા ફૂટનીતિ બરાબર અનુરૂપ છે એ પાંચે વિષયાભિલાષ મંત્રીજનોનુ કાર્ય ત્રીજાથી સાતમા પ્રસ્તાવ સુધી બરાબર ચાલે છે અને એ અંતર્વાર્તા લડાઈના મામલાને અંગે જ થયેલી છે તે અંદરખાનેથી મુદ્દાની અંતર્વાર્તા સમજી ખ્યાલમા રાખવી પાંચમા પ્રસ્તાવમા લડાઈના મોરચા મંડાય છે ઓગણીશમા પ્રકરણમા પ્રથમ ચારિત્રરાજનો સુભટ ઘવાય છે લડાઈની પહેલા કરવી જોઈતી ઘરમા અંદરઅંદરની સલાહ, પોતાના બળની વિચારણા, સામાના બળની તુલના, લશ્કરી માણસોનો જુસ્સો, વિનીત ( Civilian ) નો સંયમ અને દૂતને મોકલવાની વાતો એ સર્વ લડાઈના મોરચા મંડાવાના પગરણો છે દૂતના સંદેશા ભાગી પડે છે, લડાઈ જામે છે, નાયક પોતાના હાથમાં ન હોવાથી ચારિત્રરાજના લશ્કરમા ભંગાણ પડે છે, નાશભાગ થાય છે અને આવી ભયંકર લડાઈના મૂળ કારણ જેમ હમેશા તદ્દન નામના હોય છે તેમ સંતોષે લીધેલ વલણ તેની કારણભૂત જણાય છે પ્રથમ લડાઈમા ચારિત્રરાજની હાર થાય છે છઠ્ઠા પ્રસ્તાવમા છ વર્ષના રાજ્યને અંગે મોહરાજાના દરબારમા અને ચારિત્રરાજના દરબારમા જે વિચારણાઓ ચાલે છે, સલાહો લેવાય છે અને કાર્ય થાય છે તે સર્વ લડાઈના તંત્રના આવિર્ભાવો છે

સાતમા પ્રસ્તાવમાં લડાઈ વધારે આકરું રૂપ લે છે. મોહરાજાને જણાય છે કે એમણે જાતે જ મેદાને જંગમાં ઉતરવું જોઇએ. એને જણાયું કે પોતાનો મિત્ર રાજા જ્ઞાનસંવરણ પાછો હઠ્યો છે, માટે શત્રુને મૂળથી ઉખેડી નાખ્યા વગર હવે છૂટકો નથી. પછી આખા લશ્કરને તૈયાર રાખ્યું અને પરિગ્રહને સાથે લઈ મોહરાજા પોતે જ રણસંગ્રામમાં ઉતરી પડ્યા. ( પ્ર. ૭. પ્ર. ૧૧ ) મોહરાજાની મદદે સાગર–બહલિકા–પરિગ્રહ આવ્યા, છતાં એનું જોર નરમ પડતું જતું હતું એમ ચોક્કસ લાગવા માંડ્યું, એટલે મહામોહરાજાએ જાતે જ મહા આક્રમણ કર્યું ( પ્ર. ૭. પ્ર. ૧૫ ) અને એમાં એમણે પોતાના મિત્રરાજાઓ અને પોતાના આખા લશ્કરનો ઉપયોગ કરી નાખ્યો. આ અતિ આકરા આક્રમણમાં એ ફાવ્યો અને ચારિત્રરાજને છૂપાવું પડ્યું.

આઠમા પ્રસ્તાવનો પ્રથમ વિભાગ લડાઇનો જ છે. આઠમા પ્રકરણમાં ભયંકર આંતરયુદ્ધ થાય છે અને નવમા પ્રકરણમાં આખરે મોહરાજાનો પરાજય થાય છે. આમાં દશ કન્યા સાથે લગ્ન, સુખોપભોગ વિગેરે સર્વ લડાઈના પેટામાં આવે છે.

આ રીતે જોઇએ તો નાયકની અંતરંગ લડાઈની વાર્તા આખા ગ્રંથમાં આવે છે. પાંચમા પ્રસ્તાવમાં ૧૯ મા પ્રકરણમાં લડાઇને અંગે રાજનીતિના આખા શાસ્ત્રનું બહુ મુદ્દાસર વર્ણન કર્યું છે. એમાં છ ગુણો, પાંચ અંગો, ત્રણ શક્તિ, ત્રણ ઉદય સિદ્ધિ, ચાર નીતિ અને ચાર રાજવિદ્યાનું જે મુદ્દાસર વર્ણન કર્યું છે તેના વિસ્તારમાં લડાઇની સર્વ હકીકતોનો સમાવેશ થઈ જાય છે. એમાં સંધિ વિગ્રહના પ્રસંગ અને સામ–દાનાદિ નીતિ ખાસ વિચારવા યોગ્ય છે (પૃ. ૧૩૦૯–૧૩૧૦ ). એ ઉપરાંત દૂતપ્રેષણ, શત્રુ સંબંધી તપાસ, લશ્કરી ખાતાનો જુસ્સો, સીવીલિયનની ચારે બાજુની તપાસ, લશ્કર ઉપર દિવાની અંકુશની જરૂર વિગેરે અનેક લડાઈની વાતો અને ખુદ લડાઈ થાય છે તે સર્વ એ ગ્રંથની વીરરસ પોષણતા બતાવે છે. એ રીતે જોતાં લડાઈની હકીકતોથી આખો ગ્રંથ ભરપૂર છે એમ કહી શકાય. એના દાખલા આપવાની જરૂર નથી, કારણ કે આખા ગ્રંથમાં ગમે ત્યાં જોવામાં આવશે તો ત્યાં અંતરંગ અને બાહ્ય યુદ્ધની વાતો પ્રચુર દેખાશે. ખુદ લડાઇના પ્રસંગોનો પાર નથી:

પાંચમા પ્રસ્તાવમાં ચારિત્રરાજ અને મોહરાય વચ્ચે ભારે યુદ્ધ થાય છે, ( પ્ર. ૫ પ્ર. ૧૯ પૃ ૧૩૧૬ ) ફરી વાર આઠમા પ્રસ્તાવમા ભયંકર આંતરયુદ્ધ થાય છે, ( પ્ર ૮ પૃ ૧૯૩૭ ) એ ઉપરાંત નંદિવર્દ્ધન અને વિભાકરનું યુદ્ધ પણ ઘણું સારું વર્ણવ્યું છે ( પ્ર ૩ પ્ર ૨૩ પૃ ૫૮૪ ) અને એક પ્રસંગે આકાશમાં યુદ્ધ પણ ઘણું મજાનું વર્ણવ્યું છે ( પ્ર ૫ પ્ર ૩ પૃ ૧૧૬૪–૭ )

આ સર્વ શું બતાવે છે તે વિચારવા જેવું છે વીરરસનું પ્રાધાન્ય આ ગ્રંથમાં હોવાનું કહી શકાય તેમ નથી, પણ સર્વ રસો છે અને વીરરસને અંગે ધર્મવીરરસની પોષણા અદ્ભુત થઈ છે કાપાકાપી પૂરતી વીરરસની વાતો તો ઘણી આવે છે, પણ એમાં અઢાર દિવસ સુધી કુરુક્ષેત્રનું જે ભયંકર યુદ્ધ મહાભારતમાં વર્ણવ્યું છે એટલું તો આવતું નથી એપિકને અંગે અત્ર કઈ કઈ વસ્તુ છે તે બતાવી તેનો નિર્ણય આપવાની જવાબદારી હું લઈશ નહિ

એપિકને અંગે મહાકાવ્યત્વના ગુણ હોવા જોઈએ તે એમાં છે એ આપણે ઉપર જોઈ ગયા એમાં ઇતિહાસ જોઈએ તે એક જ નાયકનો છે એ કથાશરીર જોવાથી જણાય છે, એ એક જ ભવનો હોવો જોઈએ એવો કોઈ નિયમ નથી એ ગ્રંથ લાંબો હોવો જોઈએ તો તેને માટે એટલું જ કે આ ગ્રંથ મહાભારત જેટલો મોટો તો નથી, પણ મીલ્ટનના પેરેડાઇઝ લોસ્ટથી તો જરૂર મોટો છે એટલે લંબાઈ એ જો 'એપિક'ત્વનું માપક હોય તો તેમાં ખાસ વાંધો જણાતો નથી

એક હજુ પણ વધારે અગત્યની વાત વિચારવા જેવી છે અને તે એ છે કે આખા ભાષાસાહિત્યમાં પછી તે સંસ્કૃત હો અંગ્રેજી કે કોઈપણ ભાષાનું સાહિત્ય લઈએ એમાં, એક જ વ્યક્તિને અવલંબીને દુનિયાના સર્વ રાગ અને બગાડ ભાવોને દર્શાવનાર કોઈપણ પુસ્તક નહિ મળી આવે એમાં વીરરસ હશે તો કરુણા નહિ હોય, મારામારી હશે તો સ્થિરતા નહિ હોય, દોડાદોડી હશે તો શાંતિ નહિ હોય, એક વાત વિસ્તારથી કહેવા જતા અસ્તરવાન રહી જશે, પણ સર્વ રાગ બગાડ મનોવિકાર અને બાહ્ય આચરણાને પુરસ્કાર આપી વ્યક્ત કરનાર કોઈ ગ્રંથ અન્યત્ર અપ્રાપ્ય છે સર્વ

દશાને ચર્ચનાર ગ્રંથને ' એપિક ' કહેવાય કે નહિ, અથવા એથી એના એપિકપણામાં હોય તેથી પણ વધારો થાય છે કે નહિ તે વાત હું વિદ્વાનોની ચર્ચા ઉપર છોડું છું, પણ એક વાત તો જરૂર કહીશ અને તે એ કે અત્યાર સુધી આપણે અમુક ગ્રંથોને જ એપિક માનતા આવ્યા હઇએ અને આપણે આપણા મતથી કોઇ અપ્રચલિત ગ્રંથ માટે દ્વાર જ બંધ કરી દીધાં હોય એમ થવું ન જોઇએ. આપણને લાગે કે અમુક ગ્રંથ જે અત્યાર સુધી આપણા જાણવામાં નહોતો તે એપિક છે અને તેના તેવા હોવાની આપણી ખાતરી થાય તો માત્ર પૂર્વના અભિપ્રાયને ફેરવવાની અગવડ ખાતર એને વળગી રહેવાની જરૂર ન ગણાય. સંસ્કૃત ભાષાને અંગે શોધખોળો ઘણી અપૂર્ણ હોવાથી આપણે હજુ પરિવર્તન કાળમાં છીએ. હજુ અનેક ગ્રંથો આપણે અવગાહ્યા નથી તેથી આપણા નિર્ણયો છેવટના છે એમ ધારવું નહિ, અને યોગ્ય ગ્રંથ જણાય તો તેને અંગે વિચાર ફેરવવા પડે કે બાંધેલા નિર્ણયોમાં ફેરફાર ( Modification ) કરવા પડે તો તે વિનાસંકોચે સ્વીકારવા.

મને આ ગ્રંથમાં એપિકના ઘણાં તત્ત્વો લાગે છે એમ તો મારે કહ્યા વગર ચાલતું નથી, પણ એ સંબંધી છેવટનો નિર્ણય હું આપતો નથી. એ સંબંધમાં એપિકને અંગે અન્યત્ર કેવા વિચારો થયા છે તે તરફ ધ્યાન ખેંચીશ અને છેવટનો નિર્ણય વિદ્વાનોને સોંપીશ.

## ૧૫. તત્ત્વજ્ઞાનનો કથાગ્રંથઃ—

કળાની નજરે એ ગ્રંથના રૂપક કથા, મહાકાવ્ય અને એપિક-પણાની વાત કરી. હવે ધર્મની નજરે જોઇએ તો એ તત્ત્વજ્ઞાનનો મહાગ્રંથ છે. એમણે વાર્તાઓ જ લખી છે. છતાં એની ફૂલ-ગૂંથણીની કળા સાથે એ ગ્રંથકર્ત્તાએ તત્ત્વજ્ઞાનની વાર્તા કરી છે. વાર્તામાં તત્ત્વજ્ઞાન ગૂંથવાનું કાર્ય સર્વથી વધારે મુશ્કેલ અને અટ-પટું છે. આપણે એક સાદું ચરિત્ર લઇએ તો તેમાં જોવામાં આવશે કે તેનો લેખક મૂળ મુદ્દો લક્ષમાં તો રાખે જ છે પણ પછી વાર્તા ચાલે ત્યારે તે વાર્તાની ધૂનમાં જરૂર તણાઇ જાય છે. આપણે ચંદ રાજાનો કે ધમ્મિલનો રાસ વાંચીએ તો એમાં વાર્તાનો રસ જામતો બરાબર દેખાશે, પણ પછી ગુણાવલીનાં સાહસોમાં કે ચંદના

કુકડાપણામા અદ્ભુત રસની જમાવટ જ દેખાશે ધમ્મિલના રાસમા અગડદત્તનુ ચરિત્ર ગેય કાવ્ય છે, પણ એ તત્ત્વજ્ઞાનનો વિષય ન કહી શકાય ઉપમિતિના ગ્રંથકર્ત્તાએ તો એના પ્રત્યેક વાક્યમા તત્ત્વજ્ઞાન મૂક્યુ છે અને ખૂબી એ કરી છે કે શ્રોતામા કે વાચનારમા જેટલી આવડત હોય તેટલુ એ તત્ત્વજ્ઞાનામૃતનુ પાન કરી લે અને નહિ તો અદ્ભુત વાર્તા તો ચાલીજ આવે એમણે નીચેના વિષયો મુખ્ય લીધા છે પણ અંદરના વિષયોનો તો પાર નથી, કારણ કે એના પાત્રોની પ્રત્યેક ચર્ચા તત્ત્વજ્ઞાનની વાર્તા છે પ્રથમ મુદ્દાના સિદ્ધાન્તોની રચના જોઇ જઇએ

(અ) સંસારીજીવનુ ચરિત્ર એટલે જૈન દર્શનના અભિપ્રાયે **આત્માનો વિકાસક્રમ.** એને એક નજરે Theory of Evolution કહી શકાય, પણ ઇવોલ્યુશનમા દૃષ્ટિ સમષ્ટિ તરફ હોય છે અને અહીં દૃષ્ટિ પ્રત્યેક આત્માના વિકાસ તરફ છે ઇવોલ્યુશનનો સિદ્ધાન્ત માનનાર સર્વદા આગળ પ્રગતિ જ દેખે છે અને જૈન વિકાસક્રમમા બીજા વિરુદ્ધ બળોના સદ્ભાવે પશ્ચાદ્ગતિ પણ થાય છે એ જૈન નજરે વિકાસક્રમમા અને ઇવોલ્યુશનવાદમા મોટો તફાવત છે દાખલા તરીકે ચોથા પ્રસ્તાવને છેડે સંસારીજીવ (રિપુદારણ) સાતમી નરકે જાય છે એ ઇવોલ્યુશનવાદને મતે અશક્ય છે જૈન મતનો કર્મવાદ સમજતા એ સ્પષ્ટ થઇ જાય તેવી હકીકત છે પાચમા પ્રસ્તાવને છેડે સંસારીજીવ (વામદેવ) પંચાક્ષપશુસંસ્થાન-(તિર્યંચ)મા જાય છે એ એનો પશ્ચાત્ક્રમ છે, અને સાતમા પ્રસ્તાવના મોળમા પ્રકરણમા એ માછલો, વાઘ, બિલાડો થાય છે એ સર્વ જૈન નજરે વિકાસક્રમના માર્ગો બતાવે છે આ પ્રાણી અસંવ્યવહાર નગર (સૂક્ષ્મ નિગોદ)મા પડ્યો હોય છે ત્યાથી એનો વિકાસ કોઇ વખત અકામ નિર્જરાએ થઇ જાય અને લોકસ્થિતિ Eternal laws of nature એ એને બહાર નીકળવા વારો આવે ત્યારે એ અત્યંત અબોધ (ભય કર અજ્ઞાન) અને તીવ્ર મોહોદયના પંજામાથી છૂટી સંવ્યવહાર નગરે આવે એકેદ્રિયના પૃથ્વી, અપ્, તેજ, વાયુ અને વનસ્પતિમા ફરે, એમ કરતા એને બે ઇંદ્રિય પ્રાપ્ત થાય, ત્રણ થાય, ચાર થાય આ વિકલેદ્રિય દશામા અથડાતા કૂટાતા એ વળી પંચાક્ષપશુસંસ્થાને આવે એટલે પંચેદ્રિય તિર્યંચ થાય

એ વળી પાંચ ઇંદ્રિયવાળા જળચર, સ્થળચર અને ખેચરના ભેદોમાં જાય. એમ કરતાં એ મનુષ્ય થાય. પંચેંદ્રિય અવસ્થામાં પુણ્યોપાર્જન કરે તો દેવગતિમાં જાય, પાપ કરે તો નરકગતિમાં (પાપીપંજરમાં) જાય. આવી રીતે રખડપટ્ટી થયા કરે છે અને પ્રાણી વાસના કર્મ (અથવા સ્વોપાર્જિત કાર્યનાં પરિણામો) નાં ફળો ચાખતો ચારે તરફ રખડયા કરે છે. છેવટે જો બરાબર વસ્તુ-સ્થિતિ સમજી ત્યાગ કરે, વિવેકપૂર્વક સ્વમાં ઉતરે અને પરને દૂર કરે તો એનો મોક્ષ થાય છે. આ આખા વિકાસક્રમના માર્ગોને બતાવવાનો આ ગ્રંથનો મુખ્ય ઉદ્દેશ મને જણાયો છે. એ નજરે જોતાં એ તત્ત્વજ્ઞાનનો ગ્રંથ છે.

(આ) જૈનોના મૂળ ગ્રંથોમાં તેમજ ત્યારપછીના પ્રકરણ ગ્રંથોમાં **કર્મનો સિદ્ધાન્ત** ખૂબ મજબૂત અને બહુ ઊંડાણમાં ઉતરીને ચર્ચાયલો છે. એના મુખ્ય આઠ વિભાગો: જ્ઞાનાવરણીય, દર્શનાવ-રણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય છે અને એ પ્રત્યેકના પેટા ભેદો કરતાં ૧૫૮ થાય છે. (જુઓ પ્રથમ કર્મગ્રંથ) એ પ્રત્યેકનું કાર્ય શું છે અને પ્રાણીને એ કેવી રીતે સંસારમાં જકડીને બાંધી રાખે છે એની બહુ વાતો અનેક ગ્રંથોમાં જૈન ઋષિ મુનિઓએ કરી છે. એમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતી કર્મો છે અને બાકીના બીજાં ચાર અઘાતી છે. સર્વે સંસારમાં રખડાવનાર છે અને એ સર્વમાં રાજાનું સ્થાન મોહનીય કર્મને છે. એ કર્મો કેવી રીતે કામ કરે છે અને પ્રાણીને એના સ્વભાવ ધર્મોમાં કેવી રીતે જવા દેતા નથી અને જાય તો કેવા પ્રયત્નોથી એને પાછો પોતાને ત્યાં ખેંચી જાય છે—એ સર્વ ખેંચતાણ ખરેખર સમજવા જેવી છે. કર્મના સિદ્ધાન્તને આ પુસ્તકમાં બહુ સારી રીતે ખીલવ્યો છે. એટલા માટે બીજા પ્રસ્તાવની શરૂઆત જ કર્મપરિણામ રાજાના વર્ણનથી થાય છે. એ મહાબળવાન રાજાનું તેજ, એનું બળ, એનો પ્રચંડ પ્રતાપ અને એનો નાટક જોવાનો શોખ—એ સર્વ આશ્ચર્યમાં નાખે તેવું, પણ રૂપકથી ભરપૂર અને બરાબર યોગ્ય છે. કર્મના સિદ્ધાન્તના જ્ઞાનનો ઉત્કૃષ્ટ ઉપયોગ અને આવિર્ભાવ પ્રમત્તતા નદીના કાંઠા પર ચિત્તવિક્ષેપ મંડપમાં થાય છે અને એની પરાકાષ્ઠા કર્મપરિણામ અને ચારિત્રધર્મરાજની લડાઇમાં

આવે છે એમા બન્ને પક્ષની હાર જીતના કયા કયા કારણો પ્રવર્તે છે એના પેટામા આખો કર્મનો સિદ્ધાન્ત ગ્રન્થકર્ત્તાએ ચર્ચ્યો છે આખા પુસ્તકમાં કર્મની ચર્ચા, કર્મના કાર્યની ચર્ચા, કર્મના આવિર્ભાવોની ચર્ચા એટલી છે કે એનો એક સ્થાને કે એક પ્રકરણમા નિર્દેશ થઈ શકે તેમ નથી આખો ગ્રન્થ કર્મના સિદ્ધાન્તને પ્રતિપાદન કરનારો છે એમ કહેવામા જરાપણ વાંધો નથી આ તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ છે એમ બતાવતા જૈન સિદ્ધાન્તની નજરે એમા કર્મના સિદ્ધાન્તની તલસ્પર્શી ગૂંથણી બતાવી

( इ ) આત્મા કર્મથી આવૃત્ત હોવા છતા એની મૂળ સ્થિતિમા એ સર્વ કર્મથી પર રહી મૂળ સ્વભાવે શુદ્ધ છે, એની શુદ્ધતા સોનાની શુદ્ધતા માટી સાથે હોવા છતા સત્તાગતે રહેલી છે પણ પ્રયત્ન કરીને પ્રકટ કરવી પડે છે તેવા પ્રકારની છે એ હકીકત બતાવવા ચારિત્રધર્મરાજ અને મોહરાયના યુદ્ધો વર્ણવ્યા છે **આત્માની મૂળ શુદ્ધતા** બતાવવા અને **એનો મોક્ષ થઇ શકે** છે અને તે તેનાથી જ સાધ્ય છે એ હકીકતની કળાની નજરે આખા ગ્રન્થમા ગૂંથણી કરી છે મનુષ્યત્વમાથી દેવત્વ પ્રાપ્ત કરી શકાય છે Rising of manhood to Godhood એ આખી વાર્તાનો આતરપ્રવાહ ( undercurrent ) સર્વત્ર પ્રસરે છે અને એ તત્ત્વજ્ઞાનની સુંદર વાત કરવામા આખા ગ્રન્થનો ઉપયોગ કર્યો છે આ રહસ્ય વધારે ઊંડા ઉતરવાથી પ્રાપ્ય છે એનુ ખાસ વર્ણન સાત રાક્ષસીના દોરનુ પ્રકરણ લખી ( પ્ર ૪ પ્ર ૨૮ ) તેનાથી નિવૃત્તિ કેવી રીતે થાય અને થાય ત્યારે શુ થાય એ તેના પછીના પ્રકરણમા ( પ્ર ૪ પ્ર ૨૯ ) બતાવ્યુ છે અને એનો તાદૃશ્ય ચિતાર બાળ અને મનીષી રમતા હતા તે વખતે મ તોપથી કટાળેલો સ્પર્શન ભવજતુના મ ખ ઘબ ગથી કાગીએ લટકાતો હતો ત્યા જોવામા આવે છે ( પ્ર ૩ પ્ર ૩ ) આ ખાસ સુંદર હકીકત છે, અને બહુ કળાપૂર્વક લગભગ દરેક ઇંદ્રિયોના પ્રસંગમા એને ગૂંથી છે, અને એ ઊંડા ઉતરવાથી જ સમજાય તેવી છે આઠમા પ્રસ્તાવને છેડે પ્રકરણ ૨૨ મામા આ તત્ત્વજ્ઞાન પરાકાષ્ઠાને પામે છે મનુષ્ય દેવ થઇ શકે છે અને સર્વમુક્ત થઈ શકે છે એ તત્ત્વરહસ્યની ગૂંથણી કરી આ કથાને તત્ત્વજ્ઞાન કથા બનાવી છે

( ઈ ) કોઇ પણ કાર્ય થવાને અંગે **પાંચ સમવાયી કારણો**ની હાજરીની જરૂર છે: કાળ, સ્વભાવ, ભવિતવ્યતા, કર્મ અને પુરુષાર્થ. અમુક વસ્તુ થવાનો અથવા બનાવ બનવાનો સમય પાકવો જોઇએ, એમ થવાનો એનો સ્વભાવ હોવો જોઇએ, એમ થવું સંભવિત હોવું જોઇએ, તદ્યોગ્ય પૂર્વક્રિયા થયેલી હોવી જોઇએ અને તે માટે પ્રયત્ન હોવો જોઇએ. આ પાંચ સમવાયી કારણોની ઘટના ઘણી વિલક્ષણ રીતે સ્પષ્ટતાપૂર્વક આખા ગ્રંથમાં કરવામાં આવી છે. કર્મની સત્તા બતાવવા એને સર્વનો ઉપરી રાજા (કર્મપરિણામ) બનાવ્યો. ( **પ્ર.** ૨. પ્ર. ૨. ) એને અનંત પુત્રો હોવા છતાં એને અપુત્રીઓ તરીકે જાહેર કર્યો અને એની સ્ત્રી કાળપરિણતિને એ જ પ્રકરણમાં વંધ્યા બતાવી. બન્નેને નાટક જોવાના શોખીન બતાવ્યા. ભવિતવ્યતાની યોજના સંસારીજીવની સાથે તેની પત્ની તરીકે કરી દીધી. ( **પ્ર.** ૨. પ્ર. ૭ ). એ ભવિતવ્યતા આખા ગ્રંથમાં વારંવાર ગોળીઓ ( એકભવવેદ્ય ) આપે છે તે, તે ભવમાં ભોગવવા યોગ્ય કર્મોનો સમૂહ છે (પૃ. ૩૩૦). સ્વભાવને માટે લોકસ્થિતિ નામના પાત્રની ઘટના કરી છે અને શરૂઆતમાં તન્નિયોગ દૂત પણ એ જ કાર્ય બજાવે છે (**પ્ર.** ૨. પ્ર. ૭ ) અને પુરુષાર્થને કોઇપણ રૂપક આપ્યું નથી તે બહુ અર્થસૂચક વાર્તા છે. એનું બરાબર સ્થાન પ્રબોધનરતિ આચાર્યના ઉપદેશ (**પ્ર.** ૩. પ્ર. ૧૨. પૃ. ૪૯૧) માં સ્પષ્ટ આવે છે. આ સર્વ કાર્ય થાય છે તેના અંતરમાં પુરુષાર્થ જ છે. કર્મને ઉપજાવનાર એ જ છે અને એ કર્મના ચૂરા કરનાર પણ એ જ છે. આ પાંચ સમવાયી કારણોને બહુ યુક્તિપૂર્વક આખા ગ્રંથમાં કથારૂપે ગૂંથી દીધા છે. દરેક ભવ પૂરો થાય ત્યાં નવી ગોળી આપવાની પદ્ધતિ નૂતન છે, અને તેથી જ એ ગ્રંથકર્તાની અજબ કળા બતાવે છે. આ રીતે પાંચે કારણોને કળાપૂર્વક ગોઠવી દઈ ગ્રંથકર્તાએ તત્ત્વજ્ઞાનની વાર્તા કરી છે.

( ઉ ) ગ્રંથકર્તાએ જોયું કે સંસારમાં ઘણી વખત અતિ પાપી માણસો સુખ ભોગવતાં દેખાય છે. **સારા માણસો હેરાન થતાં** દેખાય છે–તે વાતનો પ્રકટ **ખુલાસો** થવાની જરૂર છે. એટલા માટે કર્મપરિણામ મહારાજાને રાજાધિરાજના સ્થાનકે રાખી તેમણે દરેક જન્મ પ્રસંગે સંસારીજીવની સાથે '**પુણ્યોદય**' મિત્રનો જન્મ બતાવ્યો છે. એનો પ્રથમ નામ નિર્દેશ સંસારીજીવ

મનુજગતિએ જવા નીકળે છે ત્યારે થાય છે ( પ્ર ૨ પ્ર ૧૦ પૃ ૩૨૮ ) પછી નદિવર્ધન સાથે જ એનો જન્મ થાય છે ( પ્ર ૩ પ્ર ૧ પૃ ૩૪૫ ) પણ એ નદિવર્ધનના પાપાચારથી પાતળો પડતો જાય છે નદિવર્ધન એને ઓળખતો નથી ( પ્ર ૩ પ્ર ૨૬ પૃ ૬૨૪ ) અને આખરે પુણ્યોદય કટાળીને ચાલ્યો જાય છે ( પૃ ૬૩૬ ) આ સર્વ બાબત બહુ વિચારવા યોગ્ય છે એવી જ રીતે વળી એને પુણ્યોદય સાથે મૈત્રી થાય છે ( પૃ ૬૮૯ ) અને રિપુદારણ તરીકે એ રાજસભામા આવે છે ત્યારે પુણ્યોદય પાતળો પડી જાય છે (પ્ર ૪ પ્ર ૩ પૃ ૭૨૭) પછી એ વધારે વધારે પાતળો પડતો ગયો છે (પ્ર ૪ પ્ર ૪૦ પૃ ૧૧૨૦) એવી જ રીતે પાચમા પ્રસ્તાવમા વામદેવ સાથે પુણ્યોદયનો જન્મ થાય છે (પૃ ૧૧૪૨) આવી રીતે પુણ્યોદયનો દરેક પ્રસગે સાથે જન્મ, અધમ કાર્યો વતા તેનુ દુર્બળ થવુ અને તે દૂર થતા સસારીજીવ પર પડતી વિપત્તિઓ બહુ વિચારવા યોગ્ય છે એ પુણ્યોદય એક મહાતત્ત્વજ્ઞાનની વાર્તા રજૂ કરવા નિર્માયેલ અતરગ પાત્ર છે આ પુણ્યોદયનુ કાર્ય શુ છે તે સ્પષ્ટ કરવા માટે અનેક નાના મોટા પ્રસગો ઉપસ્થિત કરવા ઉપરાત ગ્રથકર્ત્તાએ આઠમા પ્રસ્તાવમા બે આખા પ્રકરણો લખ્યા છે જુઓ સદર પ્રસ્તાવના પ્રકરણ ૫ અને ૬ એમા કનકોદર રાજાને સ્વપ્નમા ચાર પુરુષો આવે છે અને કુલધરને સ્વપ્નમા પાચ પુરુષો આવે છે એ નિમિત્ત લઈને સાર્વભૌમ મહારાજા કર્મપરિણામના સેનાપતિ તરીકે **પુણ્યોદય** અને **પાપોદયને** બતાવ્યા છે ( પ્ર ૮ પ્ર ૬ પૃ ૧૯૦૬-૭ ) અને ત્યા પુણ્યોદયનુ કાર્ય બહુ વિસ્તારથી બતાવવા માટે લગભગ પુણ્યોદયના અનેક પ્રસગોના તેમજ પાપોદયના અનેક પ્રસગોના દાખલા આપી આ પ્રશ્ન ખૂબ ચર્ચ્યો છે અને છેવટે જીવની પોતાની યોગ્યતાનુ એ સર્વને અગે શુ સ્થાન છે તેનુ ત્યા જ વર્ણન કર્યું છે આ પુણ્યોદય મિત્રનો સહજન્મ અને એની શક્તિ અને એનુ કાર્ય આખી કથારચનામા ઓતપ્રોત વીંટળાઇ રહ્યુ છે એ આ ગ્રથને તત્ત્વવાર્તાનો ગ્રથ બનાવે છે

( ऊ ) આત્માનો **પરભવ** ન મનાય તો અનેક હકીકત ખુલાસા વગરની જ પડી રહે છે અને જે લાભાલાભ-સયોગ

વિયોગ થાય છે તેની પછવાડે કાંઇ કારણ મળી આવતું નથી, પણ પૂર્વકૃતકર્મનો સિદ્ધાંત જેટલો ઉપયોગી છે તેટલો જ પરભવમાં આત્માનું ગમન ઉપયોગી છે અને એ માનવાથી કૃતનાશ અને અકૃત-અભ્યાગમ નામનાં બે મોટાં દૂષણો દૂર થઇ જાય છે. તે આખી કથામાં સંસારીજીવનાં ગમનાગમનદ્વારા બહુ ગૂઢ રીતે દર્શાવી દીધું છે.

( ऋ ) જ્યારે જ્યારે ઉપદેશ આપવાનો પ્રસંગ આવે ત્યારે ચરણકરણાનુયોગને અંગે પ્રથમ સર્વવિરતિપણાનો ઉપદેશ આપવો અને તેમાં જેની અશક્તિ હોય તેને માટે પછી ગૃહસ્થધર્મ બતાવવો. મોક્ષમાં જવાની બન્ને માર્ગમાં યોગ્યતા છે, છતાં વધારે નજીકનો સીધો અને સરલ માર્ગ તો સર્વવિરતિપણાના સ્વીકારમાં જ છે. પ્રથમ પ્રસ્તાવમાં નિષ્પુણ્યક પોતાનું ઠીંકરું રાખીને ત્રણ ઔષધ લેવાનો વિચાર કરે છે ત્યાં પણ તેને પ્રથમ ઉપદેશ તો ઠીંકરાને ત્યાગ કરવાનો જ આપવામાં આવે છે. ત્યાં ધર્મબોધકર સ્નેહપૂર્વક જે ઉપદેશ આપે છે તે ખાસ વિચારવા યોગ્ય છે ( પ્ર. ૧. પૃ. ૧૫૬–૭ ) અને પછી પૃ. ૧૬૭ માં ઉપદેશનો ક્રમ બતાવતાં પ્રથમ સર્વવિરતિનો ઉપદેશ શા માટે આપવો તેની વિગતવાર ચર્ચા કરી છે. ત્રીજા પ્રસ્તાવમાં મનીષીને સર્વવિરતિનો જ ઉપદેશ આપે છે, અરિદમનને પણ સર્વવિરતિનો જ ઉપદેશ આપે છે ( પ્ર. ૩. પ્ર. ૩૩ ), બુધસૂરિના આખા ઉપદેશમાં એ જ આશય છે, એમણે જે પ્રતિબોધ રચના કરી, ઉગ્ર દિવ્ય દર્શન કરાવ્યું ( પ્રસ્તાવ ૫. પ્રકરણ ૧૧ અને ૧૨ ) અને છેવટે ધવલરાજ અને વિમલકુમારની દીક્ષા થઈ ત્યાં પણ એ જ મુદ્દો રજૂ થયો છે. ( પ્ર. ૫. પ્ર. ૨૦ ); ષડ્-પુરુષકથાનકમાં પાંચમા પુત્ર ઉત્તમનું રાજ્ય ત્યાં જ લઈ જાય છે ( પ્ર. ૬. પ્ર. ૧૪ ) અને તે એ જ કારણે રાજ્ય તજી દીક્ષા લે છે. સાતમા પ્રસ્તાવમાં છ મુનિના વૈરાગ્યપ્રસંગો એ જ મુદ્દાને ઉદ્દેશીને રચાયા છે અને ગુણધારણ દશ કન્યાને પરણે છે, તેની સાથે સંપૂર્ણ સુખ ભોગવે છે ત્યાં પણ એ જ મુદ્દાની રચના થઈ છે ( પ્ર. ૮. પ્ર. ૭ ). મતલબ સર્વવિરતિપણાના ઉપદેશની મુખ્ય અગત્ય આખા ગ્રંથમાં વિસરાઇ નથી. એ વાર્તા તત્ત્વજ્ઞાનની ન કહેવાય પણ ચરણકરણાનુયોગને અંગે શાસ્ત્રાદેશ અથવા નિયમન કહેવાય,

અને વિસ્તૃત અર્થમા તત્ત્વજ્ઞાન શબ્દ વાપરીએ તો શાસ્ત્રવાર્તા કે તત્ત્વવાર્તા પણ કહેવાય

( ऋ ) આખા ગ્રંથમા એક બીજી વાર્તાનો ગુપ્ત પ્રવાહ ચાલે છે, તેનુ રહસ્ય બે વાક્યમા આવી જાય છે અને તે એ છે કે " **પરિણતિની નિર્મળતા કરવી** અને **સ્વપરનુ વિવેચન** વિવેકપૂર્વક કરી સ્વને આદરવુ અને પરને તજવુ " જૈન આધ્યાત્મિક ગ્રંથોનો આ સાર છે આખા શાસ્ત્રનુ રહસ્ય એક વાક્યમા રજૂ કરવુ હોય તો ઉપરના વાક્યમા તેનો બરાબર સમાવેશ થઇ જાય છે પરિણતિની નિર્મળતા કરવી એટલે ચિત્તવૃત્તિને મેલ વગરની ચોખ્ખી રાખવી અને આત્માની નજરે એનુ પોતાનું શુ છે? એની સાથે રહેનાર શુ છે? એને લાભ કરનાર શુ છે? એ બરાબર ઓળખવુ અને તેમા પણ એના તાત્કાળિક અથવા વિભાવિક સુખ સગવડની નજરે ન જોવુ પણ પરિણામે લાભ કયા છે તે જોવુ, અને જોઇને એને ખરો લાભ કરનાર એની વસ્તુ હોય એને આદરવી, તેમજ પરભાવનો, પરસબધનો, ઉપરઉપરના સ્નેહીઓનો કે અનિત્ય સબધોનો ત્યાગ કરવો આમા રાગ, દ્વેષ, રતિ, શોક, ભય સર્વ પરભાવમા આવે છે જ્યારે જ્યારે સસારીજીવે પરભાવમા રમણતા કરી છે ત્યારે ત્યારે એનો પાત થયો છે પ્રસ્તાવ આઠમાના છઠ્ઠા પ્રકરણમા સુસ્થિત મહારાજની ત્રિકાળ સ્પષ્ટ આજ્ઞા પૃ ૧૯૧૪ મા બતાવી છે તેમા એ જ વાત છે સસારીજીવનો પ્રત્યેક વખતે અધપાત આ નજરે જોવા યોગ્ય-વિચારવા યોગ્ય છે, પણ સાર સતે એની પરાકાષ્ઠા આઠમા પ્રસ્તાવના દશમા પ્રકરણમા થાય છે ત્યા એ આચાર્ય બને છે અને પછી એને ગૌરવ થાય છે, એ અભિમાને ચડે છે અને ભણેલુ ભૂલે છે, ( પૃ ૧૯૯૦-૩ ) તેથી છેવટે એનો જબરો પાત થાય છે અને એ એકાક્ષનિવાસ નગરે પહોચી જાય છે આ ભણેલાનો અધપાત જબરો છે અને પરભાવરમણતાનુ અતિ વિશિષ્ટ દૃષ્ટાન્ત પૂરુ પાડી અજબ રીતે તત્ત્વવાર્તામા રમાડ્યુ કરાવે છે

બાકી તત્ત્વવાર્તાના નાના પ્રસગોનો તો પાર નથી ઉપરની બાબતાનો પ્રવાહ તો આખા ગ્રંથમા ચાલે છે એટલે એને તારવી કાઢી ઉપર જુદી બતાવી, બાકી નાની નાની તત્ત્વવાર્તાઓથી તો આખો

ગ્રંથ ભરેલો છે. એને તારવવાની જરૂર જણાતી નથી છતાં કેટલીક મુદ્દાની વાત જોઇ લઇએ. આ નીચેનું પત્રક પરિપૂર્ણ નથી, ઘણું અધૂરું છે, એ ખાસ ધ્યાનમાં રાખવું. એમાં દ્રવ્યાનુયોગ અને ચરણ-કરણાનુયોગની વાતો આવશે, પણ તત્ત્વજ્ઞાનના વિશિષ્ટ અર્થમાં એ બન્નેનો સમાવેશ થાય છે, તેથી એ પત્રક તત્ત્વજ્ઞાનના શિર્ષક નીચે જ આપી દેવામાં આવ્યું છે.

૧. જ્ઞાન–દર્શન–ચારિત્રના આરાધનથી મહારાજ્ય પ્રાપ્તિ. ( **પ્ર.** ૧. પૃ. ૧૬૯. )

૨. સાધુની નિઃસ્પૃહતા ( **પ્ર.** ૧. પૃ. ૧૨૫. )

૩. અધિકારીના સુસાધ્ય, કષ્ટસાધ્ય, અસાધ્ય વિભાગ. ( **પ્ર.** ૧. પૃ. ૧૭૭–૯. )

૪. સંશયયુક્ત હકીકત હોય ત્યાં કાળક્ષેપ કરવો. ( **પ્ર.** ૩. પ્ર. ૬. પૃ. ૪૦૭. )

૫. સ્પર્શનસુખની લાલસામાં મર્યાદાનો ત્યાગ ( **પ્ર.** ૩. પ્ર. ૮ ) તેમજ ( **પ્ર.** ૩. પ્ર. ૧૩ )

૬. ચાર પ્રકારના પુરુષો. ( **પ્ર.** ૩. પ્ર. ૮. )

૭. અપ્રમાદ યંત્રનો અદ્‌ભુત પ્રયોગ. ( **પ્ર.** ૩. પ્ર. ૧૪. )

૮. મનુષ્ય ભવની દુર્લભતા. ( **પ્ર.** ૩. પ્ર. ૩૧. )

૯. બાહ્ય, અંતરંગ અને આગંતુક ત્રણ કુટુંબો. ( **પ્ર.** ૩. પ્ર. ૩૨. )

૧૦. હિંસાની અસરથી થતો રખડપાટો. ( **પ્ર.** ૩. પ્ર. ૩૪. )

૧૧. કુદૃષ્ટિની અસર બતાવતાં પાખંડીની ગણના. ( **પ્ર.** ૪. પ્ર. ૧૨ પૃ. ૮૫૯–૬૦. )

૧૨. સ્નેહરાગ, દૃષ્ટિરાગ, કામરાગ. ( સદર. )

૧૩. સાત રાજાનું સામાન્ય વિશેષ સ્વરૂપ. મૂળ ઉત્તર પ્રકૃતિ. ( **પ્ર.** ૪. **પ્ર.** ૧૮. પૃ. ૮૯૫. )

૧૪. સાત પિશાચીની યોજનામાં મુખ્ય પુણ્ય પાપ પ્રકૃતિનો સમાવેશ. ( **પ્ર.** ૪. ૫–૨૮ પૃ. ૧૦૧૧ નોટ. )

૧૫ અવશ્ય ભાવીભાવ-પરિપાટીની વ્યવસ્થા ( પ્ર. ૪ પ્ર ૨૯ પૃ ૧૦૧૪-૬ )

૧૬ ષડ્ દર્શનના નિવૃત્તિ માર્ગો ( પ્ર. ૪ પ્ર ૩૧ )

૧૭ દાન-શીલ-તપ-ભાવ-ચારિત્રરાજના ચાર મુખો ( પ્ર ૪ પ્ર ૩૪ પૃ ૧૦૫૯-૬૩ )

૧૮ ચારિત્રરાજના સામાયિકાદિ પાંચ મિત્રો ( પ્ર. ૪ પ્ર ૩૪ પૃ ૧૦૬૪-૫ )

૧૯ યતિધર્મના દશ મનુષ્યો વિભાગ (પ્ર. ૪ પ્ર ૩૫, પૃ ૧૦૬૭-૭૭)

૨૦ ગૃહિધર્મના બાર મિત્રો-વિભાગ ( સદર પૃ ૧૦૭૮-૮૬ )

૨૧ યતિધર્મમા સંતોષનુ સ્થાન ( પ્ર. ૪ પ્ર ૩૬ પૃ ૧૦૯૩ )

૨૨ દેવપૂજનમા જુદી જુદી મુદ્રાઓ ( પ્ર. ૫, પ્ર ૭ પૃ ૧૧૯૨ )

૨૩ સજ્જન પુરુષોની મહાનુભાવતા-સૌજન્ય (પ્ર ૫ પ્ર ૮ પૃ ૧૨૦૭)

૨૪ પુણ્યાનુબંધી પુણ્ય-પાપાનુબંધી પુણ્ય (પ્ર ૫ પ્ર ૧૦ પૃ ૧૨૨૦ )

૨૫ ઇંદ્રિયતૃપ્તિ છતા સુખનો અભાવ ( પ્ર ૫ પ્ર ૧૪ પૃ ૧૨૫૭)

૨૬ આત્મિક ઋદ્ધિ પ્રાપ્ત થયા પછી પ્રગતિના માર્ગો ( પ્ર ૫ પ્ર ૧૬ પૃ ૧૨૭૯-૮૦ )

૨૭ આત્મકથા કરવાનો નિષેધ ક્યારે કરાય? (પ્ર ૫ પ્ર ૧૭ પૃ ૧૨૮૪ )

૨૮ દર્શનમા જુસ્સો, બોધમા ઠરેલપણુ (પ્ર ૫ પ્ર ૧૯ પૃ ૧૩૧૩ )

૨૯ સજ્જનને કષ્ટમાં પાડવાના ઉપાયથી તેને ઊલટો લાભ ( પ્ર ૬ પ્ર ૭ )

૩૦ લોભીની ઇચ્છા લાભ મળે વધતી જ જાય છે ( પ્ર ૬ પ્ર ૨ પૃ ૧૪૭૯-૮૧ )

૩૧ ધનેશ્વરના ફાંફા ( પ્ર ૬ પ્ર. ૮ પૃ ૧૫૪૬-૮ )

૩૨ મુગ્ધ ઋજુ કામલુ ગન્ત્ય ઓના પ્રયોગો (પ્ર ૬ પ્ર ૧૦ અને પછી)

૩૩ અંતરંગ ગન્ત્યપ્રવેશના ઉપાય અને ગન્ત્યમાર્ગોનો અદ્ભુત પ્રયોગ ( પ્ર ૬ પ્ર ૧૮ )

૩૪ ત્રિપદી જ્ઞાનથી સિદ્ધાન્ત રચના ( પ્ર ૬ પ્ર. ૧૧ પૃ ૧૬૧૮ )

૩૫. અષ્ટ મહાપ્રાતિહાર્ય સ્વરૂપ ( પ્ર. ૬. પ્ર. ૧૫. પૃ. ૧૬૧૭–૮. )

૩૬. ચોત્રીશ અતિશયનું સ્વરૂપ. (પ્ર. ૬. પ્ર. ૧૫. પૃ. ૧૬૨૧–૪.)

૩૭. ધર્મતીર્થની તીર્થંકરકૃત યોજના ( અલંકારિક ) ( પ્ર. ૭. પ્ર. ૨. પૃ. ૧૬૬૨. )

૩૮. દારૂ પીનારાના શિર્ષક નીચે સર્વ સંસારીજીવ વર્ણન. ( પ્ર. ૭. પ્ર. ૩. પૃ. ૧૬૬૮–૭૧. )

૩૯. સંસાર સન્નિપાત અને ઉન્માદના ચાળા. ( અલંકારિક ) ( પ્ર. ૭. પ્ર. ૫. પૃ. ૧૬૯૪–૫. )

૪૦. પરભાવરમણતા અને સંયમ ચારિત્ર. ( પ્ર. ૭. પ્ર. ૭. પૃ. ૧૭૧૬–૭. )

૪૧. શ્રાદ્ધધર્મ અને સાધુધર્મની માર્ગપ્રાપ્તિના ઉપાય. ( પ્ર. ૬. પ્ર. ૭. પૃ. ૧૭૨૨–૩. )

૪૨. બુદ્ધિના આઠ ગુણો, શિક્ષા સ્વાધ્યાયાદિ મોક્ષગમન યોગ્ય ગુણો. ( પ્ર. ૭. પ્ર. ૭. પૃ. ૧૨૬ થી. )

૪૩. ચિત્તવાનરને ભય. ( અલંકારિક ) ( પ્ર. ૭. પ્ર. ૮. પૃ. ૧૭૩૭ થી )

૪૪. ખરું સુખ ક્યારે પ્રાપ્ત થાય ? અતિ સુંદર શ્લોકદશક. ( પ્ર. ૭. પ્ર. ૧૦. પૃ. ૧૭૬૪. )

૪૫. પરિગ્રહનું સ્વરૂપ અને તેનું જોર. ( પ્ર. ૭. પ્ર. ૧૧. પૃ. ૧૭૭૩. )

૪૬. મહામોહના પોતાના લશ્કરની અને મદદગાર લશ્કરની શક્તિ. ( પ્ર. ૭. પ્ર. ૧૫. પૃ. ૧૮૦૩ થી. )

૪૭. સદ્બોધની સલાહમાં દર્શન–જ્ઞાનને સ્થાન. ( પ્ર. ૭. પ્ર. ૧૬. પૃ. ૧૮૨૫. )

૪૮. સદાગમનું જોર અને ગેરહાજરી–તફાવત. ( પ્ર. ૭. પ્ર. ૧૬. પૃ. ૧૮૨૨ થી. )

૪૯. પ્રબળ પુણ્ય જાગતું હોય ત્યારે સર્વ અનુકૂળ થઇ જાય છે. ( પ્ર. ૮. પ્ર. ૩. પૃ. ૧૮૮૦. )

૫૦ ચક્રભ્રમણમા દુખ–સાધુતામા સુખ (પ્ર ૮ પ્ર ૫. પૃ ૧૮૯૮ થી )

૫૧ દશ કન્યાપ્રાપ્તિ ઉપાય, અદ્દ્ભુત વર્ણન (પ્ર ૮ પ્ર ૭ પૃ ૧૯૨૧–૯ )

૫૨ દશ યતિધર્મો નવ કન્યા શુભ લેશ્યા (પ્ર ૮ પ્ર ૭ અને પ્ર ૮)

૫૩ અષ્ટ માતૃકા પ્રવચન માતા (પ્ર ૮ પ્ર ૯ પૃ ૧૯૪૭–૮)

૫૪ સમજુ પણ ભૂલે, જાણકાર પણ રખડે (પ્ર ૮ પ્ર ૧૦ પૃ ૧૯૬૦–૧ )

૫૫ અકુશળ–દ્રવ્ય, પાપકર્મ વર્ગણા (પ્ર ૮ પ્ર ૧૫ પૃ ૧૯૯૮)

૫૬ જ્ઞાનની આશાતનાથી વૈરાગ્ય થતો અટકે છે (પ્ર ૮ પ્ર ૧૭ પૃ ૨૦૧૮–૯ )

૫૭ જ્ઞાની શ્વાસોશ્વાસમા કરોડો ભવના ઉપાર્જિત કરેલા કર્મોનો નાશ કરે છે (પ્ર ૮ પ્ર ૧૭ પૃ ૨૦૨૧–૨૨ )

૫૮ ઉપશમ શ્રેણી, (પ્ર ૮ પ્ર ૧૮ પૃ ૨૦૨૭ ) ક્ષપકશ્રેણી કેવળી સમુદ્દ્ઘાત શૈલેશીકરણ (સદર )

૫૯ તપોવિધાનથી ચીકણા ( નિકાચીત ) કર્મનો નાશ (પ્ર ૮ પ્ર ૧૯ પૃ ૨૦૩૫ )

આ તો ઉપર ઉપરથી પૃષ્ઠો ફેરવી જઇ લખેલ યાદી છે, બાકી શાસ્ત્રની અનેક વાતો અંદર એવી રીતે કર્તાએ ગૂથી છે કે કેટલીક વાર તો આપણે ઊડા ઉતરીએ નહિ તો તેનો પત્તો પણ ન લાગે જેમ જેમ શાસ્ત્રનો બોધ વધારે તેમ તેમ એના પ્રત્યેક વિભાગમા, પ્રત્યેક પ્રકરણમા અને પ્રત્યેક વાક્યમા ગર્ભિત આશય અને શાસ્ત્રના ઊડા રહસ્યો માલૂમ પડી આવશે એનો કેટલોક સ્ફોટ નીચે નોટમા કર્યો છે, પણ ઘણો આધાર તો વાચનારના પોતાના જ્ઞાન ઉપર અને વિચારણા ઉપર જ રહે છે એમા ખરી ખૂબી એ છે કે શાસ્ત્રની વાતો આવી રીતે કરવા છતાં કોઇપણ જગ્યાએ કથાની ભવ્યતા અને રસને ક્ષતિ આવવા દીધી નથી ગ્રથકર્ત્તાનો આખા વિષય ઉપર કેટલો અદ્દ્ભુત કાબૂ હશે એનો ખ્યાલ કરાવવા માટે આ

એક જ વાત બસ છે. આ સર્વ હકીકત સિદ્ધ કરે છે કે આ તત્ત્વ-વાર્તાનો ગ્રંથ છે. 'તત્ત્વ' શબ્દમાં અહીં સુવિહિત આગમ અને ખાસ કરીને તેમાંનો દ્રવ્યાનુયોગ તથા ચરણકરણાનુયોગ સમજવાનો છે એ વાત ધ્યાનમાં રાખવી.

## ૧૬. પ્રવચન શૈલીનું ચુસ્ત અનુસરણ :—

કથાનો રૂપક ગ્રંથ હોવા છતાં અને કાવ્યની પદ્ધતિનો સ્વીકાર કર્યા છતાં ગ્રંથકર્ત્તા કોઇપણ સ્થાને શાસ્ત્રશૈલી ચૂકયા હોય તેવું જણાતું નથી. એમના ગ્રંથ ઉપર ત્યારપછી અનેક વિદ્વાનોએ વિચાર કર્યા છે, વ્યાખ્યાનમાં એ ગ્રંથ વાંચ્યો છે, એના ટૂંક સાર સંસ્કૃત ભાષામાં તેમજ ગુજરાતી ભાષામાં થયા છે, એનાં અનુકરણ થયાં છે, એનાં મુદ્રણો થયાં છે; પરંતુ તેમના એક પણ વાકયને શાસ્ત્ર-શૈલીની વિરુદ્ધ બતાવવાની કોઇએ સૂચના સરખી પણ કરી નથી.

શાસ્ત્રશૈલીનો ભંગ કેમ કરવો પડે તે વાત કરીએ એટલે આ વાતની મહત્તા સહજ સ્પષ્ટ થઇ જશે. જ્યારે એક લેખક કથા લખવા બેસે છે ત્યારે એના મનમાં કથાની દૃષ્ટિએ જમાવટ કરવાની ચિંતા હોય છે એટલે એ તો પોતાના કાર્યમાં ચાલ્યો જાય છે, પછી તેટલા ખાતર કોઈ વાર મૂળ વાતને ક્ષતિ આવી જાય કે નવા પ્રયોગો દાખલ કરવા પડે તો 'કવીનાં નિરંકુશત્વમ્' ના ઓઠાં નીચે એનું એ કાર્ય નભાવી લેવું પડે છે. એ તો સાધારણ કથા-કથનકારની વાત થઇ, પણ અહીં તો અંતરના ભાવોને બોલાવવા હતા, તેમને જીવતા હાલતાચાલતા કરીને તેમની પાસે કામ લેવાનું હતું, છતાં શાસ્ત્રશૈલીને કોઇ પણ જગ્યાએ વાંધો આવવા દીધો હોય એમ મને જણાયું નથી. વિકાસક્રમના માર્ગમાં જ્યાંસુધી પ્રાણી મિથ્યાત્વ દશામાં છે ત્યાંસુધી તેને તેવો જ ચીતર્યો છે. એ આગળ વધે છે ત્યારે એનામાં દ્રવ્યગુણોની ખીલવણી થાય છે, પણ ભાવગુણના વાંધા છે; તે વખતે એનામાં અવારનવાર થઇ આવતું મહામોહનું જોર બરાબર ચીતર્યું છે અને માનસિક ફેરફારો બરાબર યોગ્ય સ્થાનકે બતાવ્યા છે. એમનો ઉપશમશ્રેણી અને ક્ષપકશ્રેણીનો ખ્યાલ યોગ્ય રીતે ગોઠવાઇ ગયેલો છે, એમના ધર્મધ્યાન શુક્લધ્યાનના ખ્યાલો બરાબર સ્પષ્ટ છે, એમની શૈલેશી-

કરણની વાર્તા યથાયોગ્ય સ્થાને આવી છે અને એમનો નિર્વૃત્તિ નગરીનો ખ્યાલ ભવ્ય હોવા સાથે શાસ્ત્રશૈલીમા જરાપણ તફાવત ન પાડે તેવો છે એમણે વરિષ્ટ રાજ્ય ( પ્ર ૬ ) મા તીર્થંકરપણાની કલ્પના અતિ ઉચ્ચ કક્ષામા મૂકી દીધી છે, તે આલકારિક હોવા છતા શૈલીને બરાબર અનુરૂપ છે અને તેમણે ધ્યાન યોગ આઠમા પ્રસ્તાવને છેડે ( પ્ર ૮ પ્ર ૧૯ ) બહુ આદરણીય આકારમા બતાવ્યો છે, છતા એમા શાસ્ત્રશૈલીને જરાપણ ક્ષતિ આવવા દીધી નથી જૈન દર્શનની વ્યાપકતા બતાવવામા એમની વિશેષતા ભવ્ય છે, સંકુચિતતા વગરની છે ( પ્ર ૮ પ્ર ૨૧ ) છતા એવી ઉદારતા બતાવનાર લેખક શાસ્ત્રશૈલીને તાણીતોડીને આગળ પડ્યા નથી એમના મગજમા નિગોદનો સિદ્ધાન્ત બરાબર જચી ગયો છે અને એમણે તન્નિયોગ દૂત અને લોકસ્થિતિના પાત્રો ઊભા કરવામા સિદ્ધાન્તની વાર્તાને બહુ સુદર રૂપક આપ્યુ છે તેમના ધ્યાનમા હતુ કે જેટલા જીવ મોક્ષે જાય તેટલા જીવ નિગોદમાથી બહાર નીકળે અને એ વાત તેમને જરૂર કરવી હતી, એટલે એ વાતને તેમણે અપૂર્વ રીતે ગોઠવી છે સદાગમની કર્મપરિણામ રાજા સાથે દુશ્મનાઇ હોવાથી અનેક જીવોને નિર્વૃતિ નગરે પહોચાડી કર્મપરિણામની વસતી ઘટાડવાની ઘટના કરીને વસતી ન ઘટે તેટલા સારુ લોકસ્થિતિને ભારે ખૂબીથી તેની ગોઠવણ કરવા માટે યોજી દે છે ( પ્ર ર પ્ર ૭ પૃ ૩૦૪ )

ચોથા પ્રસ્તાવમા મોહરાયનુ આખુ લશ્કર ગોઠવવામા અને અતરગ ફેરફારો સમજવામા ભારે ખૂબી વાપરી ચિત્તવૃત્તિ અટવીમા ચિત્તવિક્ષેપ મડપ ખડો કરી દે છે, છતા એમને મનમા થયુ કે મોહરાજા મુખ્ય સિંહાસને તો મૂકાય, પણ બીજા સાતે રાજાના સિંહાસનો પણ તેની સાથે જ હોવા જોઇએ તેથી એમને મિત્ર રાજાઓ તરીકે રાખી શાસ્ત્રશૈલીને તેઓએ બરાબર જાળવી છે સામાન્ય લેખક ત્યા સાતે રાજાને લાવી ન શકત અને તે વગર વાત અધૂરી રહેત એમને મિત્રરાજા બનાવવામા બુદ્ધિકળાનુ વિજ્ઞાન છે અને વાર્તાનુ પોષણ છે તે જ પ્રસ્તાવમા ચારિત્રરાજના લશ્કરને ગોઠવવામા તેમને એમ જરૂર લાગે છે કે જૈનપુરને કોઇ મોટા પર્વતના શિખર ઉપર ગોઠવવુ જોઇએ પર્વતના શિખર વગર વાતાવરણની શુદ્ધિ હોય નહિ એટલે તેમને ત્યા સાત્વિક-

માનસપુરમાં પર્વતની કલ્પના કરવી પડી. એની ઘટનામાં ચિત્ત-સમાધાન મંડપ અને જીવવીર્ય સિંહાસન ભારે અદ્ભુત કલ્પના બતાવે છે. એમાં યતિધર્મ, ગૃહીધર્મની ભવ્યતા અને ખાસ કરીને લડાયક જુસ્સાવાળા સમ્યગ્દર્શન સેનાપતિ અને સદ્બોધ મહામાત્યની ઘટના કરવામાં અસાધારણ કલ્પનાની ભવ્યતા બતાવી છે, પણ એમાં વિશિષ્ટ ખૂબી તો એ છે કે એની પ્રત્યેક ચર્ચા અને ગોઠવણ શાસ્ત્રશૈલીને અનુરૂપ છે.

એ ઉપરાંત નાની નાની વાતોનો પાર નથી. એમણે આપેલું ગારવોનું સ્થાન ( પ્ર. ૮. પ્ર. ૧૦ ) ઉચિત છે. દશ કન્યાઓ સાથે લગ્ન કરવામાં વિદ્યા સાથે પ્રથમ લગ્ન થાય છે ( પ્ર. ૮. પ્ર. ૮ ) અને નવ કન્યા સાથે લગ્ન ત્યારપછીના બીજા પ્રકરણમાં થાય છે એ વાત બરાબર શાસ્ત્રશૈલીને અનુરૂપ છે અને સંતોષ સુભટ સાથે જે બીયા-બારૂ મોહરાજના સેનાનીઓને રહે છે તે ત્રીજા પ્રસ્તાવથી ગોઠ-વવામાં ભારે ઊંડાણ અને બરાબર શૈલીનું અનુસરણ છે. મનની અસ્થિરતા, એનું વાનરપણાનું રૂપક અને એને અંગે આખી ચક્ર-ઘટના બહુ આહ્લાદક હોવા ઉપરાંત બરાબર શાસ્ત્રશૈલીને અનુરૂપ છે. ( પ્ર. ૭. પ્ર. ૮ )

આવા બીજા ઘણા વધારે દાખલાઓ આપી શકાય તેમ છે, પણ તેની આવશ્યકતા નથી. જ્યાં જરૂર લાગી છે ત્યાં નોટ આપી છે, છતાં મારી એટલી ખાતરી છે કે શાસ્ત્રશૈલીના વિશેષ જાણકાર એમાંથી ખૂબ હકીકતો તારવી શકશે. એમણે એક પ્રાણીની સર્વ અવ-સ્થામાં થતી અંતર તથા બહારની વૃત્તિઓ સમજાવવામાં કાંઈ મણા રાખી નથી, એટલે એમના પ્રત્યેક પ્રસંગમાં ચમત્કાર છે, પણ જે તદ્વિદ હોય તે તે જાણે, નહિ તો કથાના પ્રવાહમાં ખેંચાઈ જાય. એક દાખલો આપી આ વાત સ્પષ્ટ કરું. ચોથા પ્રસ્તાવમાં વિમર્શ પ્રકર્ષ અંતરંગ રાજ્યે જાય છે ત્યાં તામસચિત્તનગરે જતાં તેમને કહે-વામાં આવે છે કે દેવી અવિવેકિતા એમના પતિ દ્વેષગજેંદ્ર સાથે લડાઈમાં ગયા નથી ( પ્ર. ૪. પ્ર. ૮. પૃ. ૭૬૮ ) પણ રૌદ્રચિત્તપુરે સુવાવડ સારુ ગયા છે. ત્યાં થોડા વખત પહેલાં એમણે એક પુત્રને તો જન્મ આપ્યો હતો અને ત્યારપછી પતિનો યોગ થતાં બીજા પુત્રને જન્મ આપ્યો છે. હવે જો કથાનું રહસ્ય સમજાયું

ન હોય તો આ એક વાર્તારૂપે ચાલ્યુ જાય, પણ એમા કર્ત્તાને વૈશ્વાનર (ક્રોધ) અને શૈલરાજ (માન)ના જન્મની સિદ્ધિ કરવી હતી એ દ્વેષના એ પુત્રોને અવિવેકિતા જણે છે આ વાત બરાબર શાસ્ત્રશૈલીને અનુરૂપ છે, પણ વાર્તાના પ્રવાહમા પકડાવી મુશ્કેલ છે એટલા માટે ત્યા જરા ઉપવાકય-અનન્વિત વાક્ય (પેરેન્થીસીસ) મૂકી ગ્રથકર્ત્તાએ પ્રજ્ઞાવિશાળા પાસે ખુલાસો કરાવી લીધો છે આવા કેટલાક સ્થાનો ગ્રથમા છે કે જેનો ખુલાસો કરવાની જરૂર પડી છે વધારે વિચારતાં વધારે ખુલાસાઓ જરૂર થાય છે સમજુ વિચારક સાથે એની ચર્ચા થાય તો તેથી પણ વધારે ખુલાસા થાય છે અહીં વાત કહેવાની એ છે કે તત્ત્વજ્ઞાનની કથા રૂપક તરીકે કહેવા જતા ગ્રથકર્ત્તાએ શાસ્ત્રશૈલીનો કોઈપણ સ્થાનકે જરાપણ ભોગ આપ્યો હોય એમ લાગતુ નથી ગ્રથને વારવાર વાચવાથી આ વાત બેસશે, પણ તે શાસ્ત્રબોધ અને ઘટનાશક્તિ ઉપર તો આધાર જરૂર રાખશે શાસ્ત્રશૈલીની સ્ખલના થઇ નથી એ મુદ્દો અત્ર વક્તવ્ય છે આ પ્રમાણે ગ્રંથ સબધી વિચારો બતાવ્યા હવે ગ્રથની ભાષા પર વિચાર કરીએ



II

# મૂળ ગ્રંથની ભાષાશૈલી

## ૧. ગ્રંથની ભાષા.

આ ગ્રંથની અસલ ભાષા સંસ્કૃત છે. એના સંબંધી શ્રી સિદ્ધર્ષિગણિનો ઉલ્લેખ ઘણો વિચારવા યોગ્ય છે. તેઓશ્રી લખે છે કે "સંસ્કૃત અને પ્રાકૃત બન્ને ભાષાઓ પ્રાધાન્યને યોગ્ય છે, તેમાં પણ દુર્વિદગ્ધ મનુષ્યોનાં હૃદયમાં સંસ્કૃત ભાષા તરફ વધારે વલણ હોય છે. પ્રાકૃત ભાષા જો કે બાળજીવોને સુંદર બોધ કરનારી અને કાનને સુંદર લાગે તેવી છે, છતાં દુર્વિદગ્ધ પ્રાણીઓને તે (પ્રાકૃત) ભાષા તેવી લાગતી નથી. ઉપાય જો વિદ્યમાન હોય તો સર્વનાં મનનું રંજન કરવું યોગ્ય છે, તેટલા માટે આ કથા સંસ્કૃત ભાષામાં રચવામાં આવી છે; પણ તે મોટાં મોટાં વાક્યો અને અપ્રસિદ્ધ શબ્દોથી અતિ ગૂઢ અર્થવાળી નથી તેથી તે સર્વ મનુષ્યોને ઉપયોગી થાય તેવી છે." (પ્ર. ૧. પૃ. ૮.)

**૧. પ્રાકૃતનું સ્થાન—**

આમાં ઘણા મહત્ત્વના પ્રશ્નો ઊભા થાય છે. ભાષામાં સંસ્કૃત અને પ્રાકૃતનાં સ્થાનો ક્યાં છે તે બહુ વિચારવા લાયક પ્રશ્ન છે. જૈનોની 'આર્ષ ભાષા પ્રાકૃત છે. બાળ, સ્ત્રી, મંદ, મૂર્ખ અને ચારિત્રના આકાંક્ષીઓ ઉપર ઉપકાર કરવાના હેતુથી તત્ત્વજ્ઞાનીઓએ જૈન સિદ્ધાન્ત ગ્રંથો પ્રાકૃત ભાષામાં રચ્યા છે.' એટલે બાળજીવો અને મંદબુદ્ધિવાળા જીવોને સહેલાઈથી સમજી શકાય તેવી ભાષા પ્રાકૃત છે. કહ્યું છે કે—

**वालस्त्रीमन्दमूर्खाणां, नृणां चारित्रकाङ्क्षिणां ।**
**उपकाराय तत्त्वज्ञैः, सिद्धान्तः प्राकृतः कृतः ॥**

સંસ્કૃત નાટકોમાં રાજા, પ્રધાન કે શિષ્ટ પાત્રોના મુખમાં સંસ્કૃત ભાષા મૂકેલી હોય છે જ્યારે દાસી, સામાન્ય સ્ત્રીઓ અને નોકરો પ્રાકૃત ભાષા બોલે છે એ પ્રાકૃત ભાષામાં કરેલી વાત રાજા વિગેરે શિષ્ટ પાત્રો બરાબર સમજી શકે છે એટલા ઉપરથી એમ સમજવામાં આવે છે કે અસલ પ્રાકૃત ભાષા સાર્વજનિક અથવા સાર્વત્રિક હશે અને સંસ્કૃત શિષ્ટ પુરુષોના મુખમાં શોભતી હશે અત્યારે આપણા જનસમાજની ચાલુ ગુજરાતી ભાષા લઈએ અને શિષ્ટ લેખકોની સાક્ષરી ગુજરાતી ભાષા લઈએ તો શૈલી, રચના, મરોડ, પ્રાસ વિગેરેમાં ઘણો અંતર દેખાય છે અને ગામડાઓમાં પ્રચલિત ગુજરાતી ભાષા અને શિષ્ટ લેખકોની ભાષામાં તો વધારે પડતો તફાવત દેખાય છે કેટલીક વાર એ શિષ્ટ શૈલીને અન્ય સાદા લેખકો વિચક્ષણોની ભાષા કહે છે આપણે અત્યારે પ્રત્યેકના ગુણદોષ પર વિચાર કરતા નથી, પણ વાત એ છે કે સામાન્ય જનભાષા વિદ્વાનોની ભાષા કરતા જુદા પ્રકારની હોય છે

હવે જો આપણે શિષ્ટ પુરુષોની ભાષાને સંસ્કાર પામેલી સુધરેલી ભાષા ગણીએ અને સામાન્ય ચાલુ વ્યવહારની ઘરગથ્થુ ભાષાને સમાજની ભાષા ગણીએ તો પ્રથમ દૃષ્ટિએ અતિ વિચિત્ર લાગે તેવુ પણ વિચારતા સત્ય જણાય તેવુ પરિણામ તેમાથી પ્રાપ્ત થાય છે અને તે એ છે કે **સંસ્કૃત** ભાષા વિદ્વાનોની, રાજપુરુષોની તથા સંસ્કારવાળાઓની ભાષા હતી જ્યારે **પ્રાકૃત** ભાષા જનભાષા હતી, સર્વસામાન્ય ભાષા હતી, લોકભોગ્ય ભાષા હતી અને સર્વથી સમજી શકાય તેવી ભાષા હતી

## સંસ્કાર વિ૦.સામાન્યતા

એ અનુમાન બીજી ઘણી રીતે બંધબેસતુ આવે છે એક તો સંસ્કૃત ભાષાના અટપટા રૂપો, શુદ્ધ વ્યવણવાળા જોડાક્ષરો અને લાંબા સમાસો, એના સંધિના નિયમો અને વિભક્તિના પ્રયોગો એને સર્વમાન્ય ભાષા તરીકે થતા અટકાવે તેવા જણાય છે અને બીજુ 'સંસ્કૃત' શબ્દ જ એ ભાવ સૂચવે છે 'સંસ્કૃત'નો અર્થ કોશ પ્રમાણે 'સંસ્કાર કરેલુ, ભૂષિત' એમ થાય છે સંસ્કાર કે શોધ કોઈ અસલની મૂળ ચીજ ઉપર જ શક્ય છે તેથી મૂળ ભાષા

'સંસ્કૃત' ન હોઇ શકે; તે સંસ્કાર પામીને કોઇ ભાષામાંથી થયેલી, શોધીને વિશુદ્ધ થયેલી ભાષા છે. આપણે ઘઉં કે શાકને સંસ્કાર કરી ઉપભોગ્ય બનાવીએ છીએ. 'સંસ્કાર' શબ્દ જ અસંસ્કાર-વાળી સ્થિતિની–પૂર્વ સ્થિતિનો કોઇ અનેરા શબ્દની અપેક્ષા જરૂર રાખે છે.

આની સામે 'પ્રાકૃત' શબ્દનો અર્થ વિચારતાં ઘડ બેસી જાય છે. પ્રાકૃત એટલે 'પ્રકૃતિસિદ્ધ'–સ્વભાવસિદ્ધ, કુદરતી. એટલે પ્રાકૃત ભાષા તદ્દન સ્વભાવસિદ્ધ જણાય છે, સાર્વત્રિક જણાય છે અને કુદરતી જણાય છે. પ્રાકૃત ઉપર સંસ્કાર થાય તે સંસ્કૃત. ઘઉંને દળાવી એમાં જળાદિ નાખી, પિંડ કરી, અગ્નિ પર સંસ્કાર આપી, રોટલી બનાવીએ તે સંસ્કાર પામેલ ચીજ. આમ હોય તો ઘઉંને સ્થાને **પ્રાકૃત**ને મૂકાય ને રોટલીને સ્થાને **સંસ્કૃત**ને મૂકી શકાય.

પ્રાકૃત ભાષામાં જોડાક્ષરના સાદાં રૂપો, વિભક્તિના વપરાશમાં છૂટછાટ અને સરળતા પ્રમાણમાં એટલા બધા છે કે એના પ્રયોગો એક વાર જાણ્યા પછી એના ઉપયોગમાં બહુ મૂંઝવણ થતી નથી. એની સરળતા અને ઉચ્ચારની સ્પષ્ટતા એને સર્વભોગ્ય બનાવે છે. આટલા ઉપરથી આપણે એવા અનુમાન પર આવી શકીએ કે પ્રાકૃત ભાષામાંથી સંસ્કાર પામીને વિદ્વદ્ભોગ્ય ભાષા થઇ તે સંસ્કૃત, એટલે અસલ **પ્રાકૃત** અને પછી તેમાંથી સંસ્કાર પામી થયેલી ભાષા તે **સંસ્કૃત**.

## બન્ને ભાષાનું સહગામિત્વ

છેલ્લું અનુમાન સાચું છે કે નહિ તેને માટે ઐતિહાસિક પુરાવો કાંઇ મળતો નથી, પણ વધારે સહીસલામત અનુમાન એ લાગે છે કે સંસ્કૃત ભાષા વિદ્વાનોની–શિષ્ટોની ભાષા રહેલી અને તે જ વખતે સર્વમાન્ય અને સર્વવ્યાપક ભાષા તો પ્રાકૃત જ રહેલી. એટલે બન્ને ભાષાઓ એક બીજા પર આધાર રાખનારી કે આગળ પાછળ થયેલી એમ નહિ પણ એકી વખતે જ બન્ને વપરાતી હશે. આ અનુમાન વધારે ઠીક લાગે છે અને સર્વ વિરોધને શમાવનાર જણાય છે. એના ગર્ભમાં એકના સંસ્કાર અને બીજીની સ્વભાવ-સિદ્ધતાને અંગે પ્રાકૃત ભાષાનું અસલીપણું હોવું સંભવિત તો

રહે છે જ, પણ એ નિર્ણય ઇતિહાસ પહેલાની બાબત હોઇ માત્ર અનુમાનને અવલબીને જ રહે છે

## પ્રાચીન જૈન આર્ષ ભાષા.

જૈન ધર્મના પ્રાચીન પુરુષોને અમુક મર્યાદાનુ અનુકરણ કરવાની જરૂર નહોતી, એમને તો પોતાના સદેશા આખા જગતને પહોચાડવા હતા, એમને પોતાના ઉપદેશને માટે પ્રમાણપત્ર મેળવવા કરતા એમનો ઉપદેશ સર્વ સમજીને અનુસરી શકે તેવો કરવો હતો અને એમને ઐહિક પ્રશસા કે કવિના બિરુદની ઉદ્દઘોષણા કરતા વ્યવહારની કે તત્ત્વની, કથાની કે ક્રિયાની સાદી કે અઘરી વાતો સાદા શબ્દોમા અને મોટા ભાગને સમજાય તેવી કરવાની હતી એમનુ કેન્દ્ર તથા સાધ્ય 'સવિ જીવ કરુ શાસનરસી' હતુ, એમને દુનિયાના દુખ-દર્દો જોઇ સર્વ પ્રાણીઓ ઉપાધિથી મૂકાય અને એ મહાકાર્યમા પોતાનો બનતો ફાળો કેમ આપી શકાય એ એમનો મુખ્ય ઉદ્દેશ હતો એથી એમણે પોતાની ભાષા વિદ્વદ્દલોગ્ય બનાવવા કરતા ચાલતો માણસ સમજી શકે તેવા આકારમા પોતાના સદેશા જગતને કહી શકાય તેવી ચાલુ ભાષાના પ્રયોગોને વધારે ઉપયોગી ધાર્યા અને તેટલા માટે તેઓએ ગ્રથની ભાષાને વિચારની વહનિકા ( Vehicle of impression ) તરીકે જ ગણી તેઓનો સસ્કૃતનો અભ્યાસ પરિપૂર્ણ હતો, છતા તેમનો ઉપદેશ સર્વભોગ્ય થાય તે ઇરાદાથી તેમણે પ્રાકૃત ભાષામા વચનનો ઉપયોગ કર્યો, તેમજ લેખિત ઉપદેશ પણ તે ભાષામા આપવાની ઉદાર નીતિ સ્વીકારી તીર્થકર મહારાજની ભાષાનો જે ગુણ મુખ્ય ગણાય છે તે એનુ સર્વગ્રાહિત્વ છે, એટલે પ્રત્યેક પ્રાણી એ સમજી શકે તેવી ભાષામા બોલવાની તેમની સરળતા છે એમા અતિશયનુ તત્ત્વ બાજુ ઉપર રાખીએ તો પણ એની સફળતા એની સાર્વભોગ્યતામા છે અને એ વાત બહુ ઉપયોગી મુદ્દો પૂરો પાડે છે ભાષાનુ કાર્ય વિચારવહનિકા તરીકેનુ છે, એમાં ચાતુર્ય કે ચમત્કાર હોય તો તે તેની શોભામા વધારો કરે છે, પણ સમજવાની સરળતા અને સર્વદેશિયતાનો જ્યા નાશ થતો હોય ત્યા મૂળ મુદ્દો ઊડી જાય છે અને જૈન ગ્રથકારોએ એ વાત કદી વિસારી ન

હોય એ એમના ત્યારપછીના અપભ્રંશ તથા ગુજરાતી ભાષાના ખેડાણ પરથી સ્વતઃ સિદ્ધ થાય છે. ગુજરાતી ભાષાનો ઇતિહાસ વિચારતાં જૈન સાહિત્યકારોએ આ મુદ્દો બરાબર લક્ષમાં રાખ્યો હોય એમ જણાયા વગર રહેતું નથી. ગુજરાતી ભાષા પરનો એમનો કાબૂ અને તેને અંગે તેનું કરેલું ખેડાણ ઉપરની હકીકતને લગભગ સ્વયંસિદ્ધ પુરવાર કરે તેવાં છે.

## પ્રાકૃત તરફ પ્રેમ—

પ્રાકૃત ભાષાનું વ્યાકરણ એક વાર વાંચી જવાથી એ ભાષાની સરળતાનો બરાબર ખ્યાલ આવશે. આધુનિક ભાષામાં વપરાતા શબ્દોની વ્યુત્પત્તિ વિગેરે જાણવા માટે અને તેનો બરાબર મુદ્દાસર રીતે ઉપયોગ સમજવા માટે પ્રાકૃત ભાષાના જ્ઞાનની જરૂર છે પણ તે પ્રશ્ન અત્ર અપ્રસ્તુત[1] છે. મુદ્દાની વાત એ પ્રાપ્ત થાય છે કે શ્રી સિદ્ધર્ષિ જેવા સુપ્રસિદ્ધ જૈન સાહિત્યક પ્રાકૃત ભાષાને વિક્રમના દશમા શતકમાં પણ મુખ્ય સ્થાન આપે છે. શ્રી વીરપરમાત્માના સમયમાં અને ત્યારપછી લગભગ આઠ શતક સુધી તો પ્રાકૃત ભાષા જૈનોની આર્ષ ભાષા રહી અને મોટે ભાગે સર્વ કૃતિઓ પ્રાકૃતમાં જ બની અને ત્યારપછી પણ કોઇ શ્રી સિદ્ધસેન દિવાકર જેવા સંસ્કૃતના પક્ષકાર નીકળ્યા તો તેને સમાજે બાજુ પર રાખ્યા; પરંતુ ત્યારપછીના સમયમાં પણ પ્રાકૃત ભાષા તરફ આટલો પ્રેમ રહ્યો, એ ઘણી વિચારવા લાયક હકીકત છે.

## દુર્વિદગ્ધતાનો ભાવાર્થ—

એ સંબંધી વિશેષ વિચાર કરવાનું કારણ એ છે કે એ હજાર વર્ષ દરમ્યાન પ્રાકૃત ભાષા જનભાષા તરીકે બંધ થઇ, તેનું સ્થાન અપભ્રંશ વિગેરે ભાષાએ લીધું અને તેના નવા નવા ફાંટા નીકળતા ગયા તેમ તેની સાથે જ ધર્મશાસ્ત્રના ગ્રંથો સંસ્કૃતમાં લખાવાની પ્રવૃત્તિ વધતી ગઇ. અસલમાં મૂળ સૂત્ર પર નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ આદિ પ્રાકૃત ભાષામાં થતા હતા તેને

---

૧. આ સંબંધમાં જુઓ મારું આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નું ભાષણ "શ્રીમાન હેમચંદ્રાચાર્યનું પ્રાકૃત વ્યાકરણ."

સ્થાને સંસ્કૃતમાં ટીકાઓ રચાવા લાગી અને વિશિષ્ટ ગ્રંથો પણ સંસ્કૃતમાં મોટી સંખ્યામાં રચાવા લાગ્યા, છતાં શ્રી સિદ્ધર્ષિગણિ કહે છે કે 'સંસ્કૃત ભાષા **દુર્વિદગ્ધ** મનુષ્યોને વધારે ગમે છે' એ 'દુર્વિદગ્ધ' શબ્દનો અર્થ અભિમાની, ગર્વ કરનાર, પંડિતમન્ય થાય છે એટલે એમના કહેવાનો આશય એમ સમજાય છે કે અર્ધદગ્ધ અભિમાનીઓને સંસ્કૃત ભાષા તરફ મોહ વધારે રહે છે પછી 'જો આપણી પાસે ઉપાય હોય તો તેમને પણ રાજી કરવા' એ ન્યાયે તેમના તરફ કાંઈક પ્રેમ અને કાંઈક દયા અને અંદર સહજ તિરસ્કારના મિશ્રભાવથી સંસ્કૃત ભાષામાં ગ્રંથ રચ્યો એ તેઓ તરફ કરેલ ઉદાર બક્ષીસ અથવા પ્રેમ નિમંત્રણા છે પણ એનો આકાર અભ્યુપગમ ( concession ) જેવો છે

પ્રાકૃત ભાષાના ઉચ્ચાર સહેલા, એની રચના સરળ અને એમાં કોઇ પણ ગદ્ય, છંદ કે આલાપ ઉતારી શકાય એવી એની સગવડતા છે એ ભાષા સર્વ સમજી શકે તેવી છે, તેથી એ પૂર્વ કાળમાં જૈનોની ઉપદેશ દેવાની ભાષા હતી જૈનધર્મના સિદ્ધાન્તોમાં સ્થિતિસ્થાપક ભાવ ઘણો છે એના દેશ, કાળ, ભાવને અનુસરવાના સૂત્રો અને વ્યવહાર તથા નિશ્ચયના દેખાતા વિરોધમાં રહેલ એકતા એને અસાધારણ સગવડભરેલી સ્થિતિમાં મૂકે છે જે કાળે પ્રાકૃત ભાષાની જરૂર હતી, જ્યારે તે ભાષા સાર્વત્રિક હતી, ત્યારે જૈનોના પ્રાચીન પુરુષોએ એને વિચારવાહિનીનું સ્થાન આપ્યું, પણ જેવી એ ધીમે ધીમે સર્વસામાન્ય થતી બંધ પડી કે સંસ્કૃત ભાષા પરનો કાબૂ જૈનોએ એટલો જ પ્રબળ દાખવ્યો ત્યારપછી ગુજરાતી ભાષાને અંગે પણ એ જ વલણ ચાલુ રહ્યું, જેને માટે ગુજરાતી ભાષાનો ઇતિહાસ અને તેને અંગે જૈન લેખકોનો ફાળો અન્યત્ર જરૂર વિચારવા લાયક છે

**મૂળ ગ્રંથની ભાષા:**

શ્રી સિદ્ધર્ષિ ગણિના સમયમાં પ્રાકૃત ભાષા બાળજીવોને બોધ કરનારી અથવા સર્વને કાનને સુંદર લાગતી હોય તો તો તેઓ પોતાનો ગ્રંથ બીજી ભાષામાં બનાવે જ નહિ અસલના આ વિચારો જણાય છે મૂળ સિદ્ધાન્તકારોએ ઉપરના બન્ને કારણથી તેમના

દારી માણસો સંસ્કૃત જ્ઞાનને લઈને સમાજમા સ્થાન પ્રાપ્ત કરે તે કારણે અથવા તો તેમના સમયમા સંસ્કૃત ભાષાનો ઉપયોગ વધારે થઇ ગયો હશે તે કારણે આ ગ્રંથનો લાભ સાર્વત્રિક કરવાના શુભ ઉદ્દેશથી તેમણે સંસ્કૃત ભાષામા ગ્રંથ બનાવ્યો જણાય છે

---

## ૨ મૂળ ગ્રંથની શૈલી

આ વિષયની સાથે અંતરંગનો સંબંધ ધરાવનાર ઘણો મહત્વનો વિષય શ્રી સિદ્ધર્ષિ ગણિની શૈલી( *style* )નો છે

**બળ, પ્રસાદ, જોસ—**

એમની શૈલીમા ઘણુ બળ છે, ભાષા સાદી પણ ઓજસવાળી છે અને વિચાર બતાવવાની તેમની પદ્ધતિ પ્રસાદપરિપૂર્ણ છે એમણે પોતે લખ્યુ છે તે પ્રમાણે તેમણે લાબા લાબા સમાસવાળી ભાષા વાપરી નથી કે અપ્રસિદ્ધ અર્થવાળી ગૂઢ ભાષા વાપરી નથી આખો ગ્રંથ એટલી સરળ ભાષામા લખાયો છે કે જેઓ મૂળ ગ્રંથ વાચી શકતા હોય તે તેની ભાષાનો પ્રસાદ લેવા ચૂકે નહિ એવો એનો પ્રભાવ છે એક વાર ગ્રંથ હાથમા લીધા પછી લેખકની રસ જમાવવાની શક્તિ અને વાર્તા કહેવાની પદ્ધતિ એવી મનમોહક છે કે એ ગ્રંથને સાદ્યંત વાચ્યા સિવાય તૃપ્તિ થાય નહિ એથી પણ વધારે ખૂબીની વાત એ છે કે એક વાર ગ્રંથ વાચ્યા પછી ફરી ફરીને વાચતા નવીનતા જણાય, નવા આશયો સૂઝે અને ગ્રંથ વિશેષ રમણીય લાગે ' ક્ષણે ક્ષણે જે નવીનતા પામે તે રમણીયતાનુ રૂપ છે ' એ સૂત્રનો અત્ર સાક્ષાત્કાર થાય છે સરળતા સાથે ભાષામા જોસ આણવુ એ બહુ મુશ્કેલ કાર્ય છે અને ભાષા પર અસાધારણ કાબૂ ન હોય તો કાં તો વિષય તદ્દન શુષ્ક થઈ જાય છે અથવા તો તે વ્યવસ્થા વગરનો થઇ જાય છે અથવા અતિ સામાન્ય થઇ જઈ વિશિષ્ટ વાચનારને નકામો થઇ પડે છે આ ગ્રંથની શૈલી એવી સુદર રીતે છે કે એમા જોસ હોવા છતા એ વિશિષ્ટતાને એક પણ જગ્યાએ વીસરી નથી અને એથી તદ્દન સામાન્ય વાચનારને તેમા તેના અધિકાર પ્રમાણે રસ પડે છે ત્યારે અસાધારણ બુદ્ધિવૈભવવાળાને એમા વધારે રસ પડે છે અને બળવાન હૃદયવાળાને એમાથી સારગ્રાહી તત્ત્વ પ્રત્યેક પંક્તિમાથી

મળી આવે છે. એના જુદા જુદા અધિકારીઓને એ કેવી રીતે રસ પમાડે છે તે અન્યત્ર વિચારવાનું છે. અહીં શૈલીના ઓજસ, પ્રસાદ અને જોસના કેટલાક દાખલાઓ વિચારીએ અને સાથે તેની વિશિષ્ટતા જોતાં જઇએ.

આખા ગ્રંથમાં સર્વત્ર એ પ્રસાદ દૃશ્યમાન થાય છે જેથી ઘણાં દૃષ્ટાન્તો ચુંટવાની મને જરૂર લાગતી નથી. પુસ્તક ઉઘાડતાં જે હાથમાં આવ્યાં તે દૃષ્ટાન્તો આપી હું આ મુદ્દા પર વિવેચન કરવા માગું છું. પ્રથમ એમનું ગદ્ય વિચારીએ તો તેની સરળતા પંચતંત્ર જેવી સરળ હોવા ઉપરાંત એનું બળ ભારે જબરું છે. જુઓ:

**( A ) ગદ્યવિભાગ—**

**( ૧ )** પ્રસ્તાવ ૫. પ્રકરણ ૧૧. પ્રસંગ વિમળકુમારની વિરક્તિને અંગે પિતાએ કરેલી હિમભવનની યોજના.

ततस्तत्र मनोनन्दने गृहोपवने सज्जीकारितमतिविशालं नरेन्द्रेण हिमगृहं। तच्चाच्छादितं निरन्तरं नलिनीदलैः समन्तादुपगूढं मरकतहरितैः कदलीवनैर्वेष्टितं सततवाहिन्या कर्पूरपूरितोदकप्रवाहया गृहनद्या, विलपितं मलयजकर्पूरक्षोदगार्या कृतविभागमुशीरमृणालनालकल्पितैर्भित्तिविभागैः। ततस्तत्र तादृशे ग्रीष्मसन्तापहारिणि शिशिरसुखोत्कम्पकारिणि महति हिमभवने विरचितानि शिशिरपल्लवशयनानि, कल्पितानि शिशिरसुखदमृदून्यासनानि, प्रवेशितः सह लोकसमूहेन विमलकुमारः। ततः समस्तेनापि जनसमुदयेन सहित एव विलिप्तः सरसचन्दनेन, गुण्डितः कर्पूररेणुना, मालितः सुरभिपाटलादामभिर्विराजितो मल्लिकाकुसुमस्तवकैरालिङ्गितः स्थूलमुक्ताफलकलापेन, निवसितः सूक्ष्मकोमलवसनैर्वीज्यमानः शिशिरबिन्दुवर्षिभिस्तालवृन्तैर्लालितः स्वादुकोमलेनाहारेण, प्रीत इव सुरभिताम्बूलेन, प्रमोदित इव मनोहारिकाकलिगीतेन, सानन्द इव विविधकरणाङ्गहारहारिणा नृत्तेन, साह्लाद इव ललितविलासिनीलोककुवलयदललोललोचनमालावलोकेन, प्रविष्ट इव सह लोकेनावगाहितुं रतिसागरम्[1]।

---

૧. આના ભાષા અવતરણ માટે જુઓ પ્ર. ૫. પ્ર. ૧૧. પૃ. ૧૨૨૬–૨૭ (પૃ. ૧૨૨૬ પંક્તિ ૫ થી પૃષ્ઠ ૧૨૨૭ ની પંક્તિ ૯ સુધી.)

આ વાક્યમા જોસ છે, પ્રસાદ છે, ચમત્કાર છે, કાવ્ય છે અને રસ છે ગામની બહાર સુદર ઉદ્યાનમા સખ્ત ઉન્હાળામા 'આનદ ઉપજાવવા માટે હિમગૃહની યોજના જેમણે અનુભવી હશે તેઓ આના પ્રત્યેક શબ્દમા રહેલ આનદ અને મોજ ( અને સાથે વિમળકુમારની યૌગિક અલિપ્તતા ) અનુભવી શકશે એ આખા વર્ણનમા એક પણ અપરિચિત શબ્દ નથી અને છતા એ હિમગૃહની વિશાળ ઘટનાનુ વર્ણન વાચતા ચિત્રપટ રૂપે અત ચક્ષુ સન્મુખ ખડી ન થાય અને જે શાતિ લોકોએ અનુભવી તેનો બરાબર ખ્યાલ ન આપે તો પોતાની કલ્પનાશક્તિના અભાવ સિવાય બીજુ કોઈપણ કારણ વચ્ચે આવી શકે તેમ નથી શરીર પર ચદનનો લેપ, ગળામા પાટલની માળા, ચાલતા સુગધી પખાઓમાથી નીકળતા શીતળ સીકરો, આજુબાજુ થતુ નૃત્ય, વિલાસિની સ્ત્રીઓના કટાક્ષો સાથે કુમાર પ્રવેશ કરે, સખ્ત ઉન્હાળામા શિશિર ઋતુના ભાવો ભજવાય અને આમન તથા વાતાવરણ સખ્ત ગરમીમા ઠડીનુ ભાન કરાવે ત્યારે મારવાડની ગરમીના સમયમા સીમલા, મહાબળેશ્વરની એકાદ વાટિકામા કે ઉદ્યાનમા સતપ્ત વાચકને લઈ ગયા વગર રહે જ નહિ એવો આ સુદર ભાષાપ્રવાહ છે

( ૨ ) ગદ્યને અગે નીચેનો વાક્યપ્રયોગ તદ્દન સાદો પણ અતિ પ્રૌઢ ભાષામા છે, એમા સ્વરૂપદર્શનની સ્પષ્ટતા અને ક્રિયાપદનો પ્રયોગ ખાસ લક્ષ્યમા રાખવા જેવો છે એવા અનેક સ્થાનો આખા ગ્રથમા આવે છે આપણે એવા સરળ પ્રયોગના થોડા દૃષ્ટાન્તો જોઈએ

(क) બુધસૂરિએ પ્ર ૫ પ્ર ૧૩ મા સ્વરૂપદર્શન કરાવ્યા પછી ચૌદમા પ્રકરણમા સાંસારિક સુખ કેવા પ્રકારનુ છે તે બતાવતા કહ્યુ છે કે —

[1]'पर च स्थिते महाराज ' य इमे जिनवचनामृतबहिर्भूता. समारोदरवर्तिनो जन्तवोऽनवरत पराक्या पश्यन्ते दुष्कर्मसन्तान रज्जया, पीड्यन्ते विपयामन्तोपपुभुक्षया, शुष्यन्ति विपयानापि-

૧ એના ભાષાતર માટે જુઓ વિભાગ ૨ જો પ્ર ૫ પ્ર. ૧૪. પૃ ૧૨૫૮-૭

पासया, खिद्यन्ते निरन्तरभवचक्रभ्रमणेन सततोपतप्ताः कषाय- धर्मोष्मणा, गृह्यन्ते मिथ्यात्वमहाकुष्ठेन, तुद्यन्ते परेर्पाशूलेन, जीर्यन्ते दीर्घसंसारावस्थानेन, दन्दह्यन्ते रागमहाज्वरेण, अन्धीक्रियन्ते काम- काचपटलेन, आक्रम्यन्ते भावदारिद्र्येण, अभिभूयन्ते जराराक्षस्या, आच्छाद्यन्ते मोहतिमिरेण, आकृष्यन्ते हृषीकतुरङ्गमैः, पापच्यन्ते क्रोधतीव्रवह्निना, अवष्टभ्यन्ते मानमहापर्वतेन, वेष्ट्यन्ते मायाजालि- कया, प्लाव्यन्ते लोभसागरप्लवेन, परिताप्यन्त इष्टवियोगवेदनया, दोदूयन्तेऽनिष्टसङ्गमतापेन, दोलायन्ते कालपरिणतिवशेन, तन्त- म्यन्ते कुटुम्बपोषणपरायणतया, कदर्थ्यन्ते कर्मदानग्रहणिकैः, अभि- द्रूयन्ते महामोहनिद्रया, कवलीक्रियन्ते मृत्युमहामकरेण ।

આનું પ્રત્યેક ક્રિયાપદ બહુ સુંદર રીતે વપરાયેલ છે. લગભગ સમાન અર્થવાળા ક્રિયાપદનો ભાવ બહુ વિચારવા યોગ્ય છે. શબ્દ- સમૂહ કેટલો બળવાન હશે તે જોવા જેવું છે. ભાષાપ્રયોગ પ્રેરક છે.

( ख ) નીચેના વાક્યમાં કૃદંતનો કેવો સુંદર ઉપયોગ થયો છે તે જુઓ. એવા અનેક વાક્યો આખા ગ્રંથમાં છે. એને અંગ્રેજીમાં Potential passive participles કહે છે. પ્રયોગ બહુ ભાવવાહી છે અને ગ્રંથકર્ત્તાનો વિશાળ શબ્દકોષ બતાવે છે—

सेवनीया दयालुता, न विधेयः परपरिभवः, मुक्तव्या कोपनता, वर्जनीयो दुर्जनसंसर्गः, विरहितव्याऽलीकवादिता, अभ्यसनीयो गुणानुरागः, न कार्या चौर्यबुद्धिः, त्यजनीयो मिथ्याभिमानः,वारणीयः परदाराभिलापः, परिहर्तव्यो धनादिगर्वः, विधेया दुःखितदुःखत्रा- णेच्छा, पूजनीया गुरवः, वन्दनीया देवसङ्घाः, सन्माननीयः परि- जनः, पूरणीयः प्रणयिलोकः, अनुवर्तनीयो मित्रवर्गः, न भाषणीयः परावर्णवादो, ग्रहीतव्याः परगुणाः, लज्जनीयं निजगुणविकत्थनेन, स्मर्तव्यमणीयोऽपि सुकृतं, यतितव्यं परार्थे, सम्भाषणीयः प्रथमं विशिष्टलोकः, अनुमोदनीयो धार्मिकजनः, न विधेयं परमर्मोद्घट्टनं, भवितव्यं सुवेषाचारैः, ततो भविष्यति भवतां सर्वज्ञोपज्ञसद्धर्मा- नुष्ठानयोग्यता ।

આ આખી વાક્યરચના બહુ મનન કરવા લાયક છે. એના પ્રત્યેક શબ્દ પરનો કાબૂ, વિચારની સ્પષ્ટતા, વિચારદર્શનની સર-

ળતા અને ભાષાની પ્રૌઢતા સાથે શબ્દસમૃદ્ધિ મુગ્ધ કરે તેવી છે ભાષા ઉપર અસાધારણ કાબૂ હોવા વગર આવો વાક્યપ્રયોગ અશક્ય છે

( ग ) ક્રિયાપદનો સમાન અર્થ હોય ત્યા અનેક નવા શબ્દો વાપરવા છતા તેઓએ જે ભાષાચમત્કાર બતાવ્યો છે તે પણ તેવો જ ભાવવાહી અને સુદર છે પ્રસ્તાવ ૪, પ્રકરણ ૩૩ મા જૈનપુરના લોકોનુ વર્ણન કરતા કહે[1] છે કે—

એ ભવચક્રના લોકો જેવી રીતે મહામોહ વિગેરેમા આસક્ત છે તેવી જ રીતે જૈનપુરના લોકો પણ આસક્ત જણાય છે એ વાત જણાવતા ભાણેજ પ્રકર્ષ બોલે છે કે—

तथाह्येतेष्वपि जैनलोकेषु दृश्यन्ते सर्वाणि तत्कार्याणि । यस्मादेतेऽपि मूर्छन्ति भगवद्बिम्बेषु, रज्यन्ते स्वाध्यायकरणेषु, स्निह्यन्ति साधर्मिकजनेषु, प्रीयन्ते सदनुष्ठानेषु, तुष्यन्ति गुरुदर्शनेषु, हृष्यन्ति सदर्थोपलम्भेषु, द्विषन्ति व्रतातिचारकरणेषु, क्रुध्यन्ति सामाचारीविलोपेषु, रुष्यन्ति प्रवचनप्रत्यनीकेषु, माद्यन्ति कर्मनिर्जरणेषु, अहंकुर्वन्ति प्रतिज्ञातनिर्वाहणेषु, अवष्टम्भन्ति परीषहेषु, स्मयन्ते दिव्याद्युपसर्गेषु, गूहन्ति प्रवचनमालिन्य, वञ्चयन्तीन्द्रियधूर्तगण, लुभ्यन्ति तपश्चरणेषु, गृध्यन्ति वैयावृत्याचरणेषु, अभ्युपपद्यन्ते सद्ध्यानयोगेषु, तृप्यन्ति परोपकारकरणेषु, निघ्नन्ति प्रमादचौरवृन्दं, बिभ्यति भवचक्रभ्रमणात्, जुगुप्सते विमार्गचारिता, रम्यन्ते निर्वृतिनगरीगमनमार्गे, उपहसन्ति विषयसुखशीलता, उद्विजन्ते शैथिल्याचरणात्, शोचन्ति चिरन्तनदुश्चरितानि, गर्हन्ते निजशीलस्खलितानि, निन्दन्ति भवचक्रनिवास, आराधयन्ति जिनाज्ञायुवर्ति, प्रतिसेवन्ते द्विविधशिक्षाललनाम् ।

ઉપરના વાક્યમા સસારી સામાન્ય પ્રાણીઓના વ્યવહાર અને જૈન લોકોના વ્યવહાર બતાવ્યા છે મૂર્છા, રજન, સ્નેહ, પ્રેમ,

[1] ભાષાતર બહુ સ્પષ્ટ અને સ્વૈર ( free ) છે જુઓ પ્ર ૪, પ્ર ૩૩, પૃ ૧૦૫૦-૧

ક્રોધ આદિ સર્વ મનોવિકારો બન્નેમાં દેખાય છે વિગેરે વાતો કરી છે. તે પર અન્ય પ્રસંગે આ જ ઉપોદ્‌ઘાતમાં ધ્યાન ખેંચશું. અહીં તો ક્રિયાપદનો–ધાતુઓનો કેવો સુંદર ઉપયોગ કર્યો છે તે ખાસ જોવા જેવું છે. એ વાક્ય વાંચતાં એમ લાગશે કે વિચારો એક પછી એક સડસડાટ ચાલ્યા આવે છે અને જાણે લેખકને બહુ બહુ કહેવાનું છે તેમાંથી તે બહુ અલ્પ જ કહે છે. અસાધારણ ભાષાકુશળતા અને વિચારની સ્પષ્ટતા વગર આવું અનેક ભાવોથી ભરપૂર અને સાથે વિચારસમૃદ્ધિથી ભરપૂર વાક્ય નીકળતું નથી અને આવાં વાક્યો તો આખા ગ્રંથમાં ઠામ ઠામ છે અને અનેક છે.

(ઘ) 'પોટેન્શીયલ પાર્ટીસીપલ (निष्ठा)નો બહુ સુંદર ઉપયોગ ગ્રંથમાં અનેક સ્થાને દેખાય છે. પ્રસ્તાવ ૬, પ્રકરણ ૧૪ મું. ઉત્તમ રાજ્યનું વર્ણન કરતાં **तत्र भोः प्रविशतान्तरङ्गराज्ये नरपतिना प्रथममेव प्रष्टव्या गुरवः, सम्यगनुष्ठेयस्तदुपदेशः, विधेयाहिताग्निनेवाग्नेस्तदुपचर्या, कर्तव्यं धर्मशास्त्रपारगमनं, विमर्शनीयस्तात्पर्येण तद्भावार्थः, जनयितव्यस्तेन चेतसोऽवष्टम्भः** થી શરૂ થતું જે લંબાણ વાક્ય આપ્યું છે તે આખું મૂળ અને તેનું ભાષાંતર પૃષ્ઠ ૧૫૯૯–૧૬૦૧ સુધી આપેલ છે તેથી અત્ર તેનું પુનરાવર્તન કરવામાં આવ્યું નથી. તે આખું વાક્ય જરૂર વિચારવા લાયક છે. એના અંદરના ભાવાર્થ પર વિચારણા જુદા પ્રકારની હોઇ અત્ર અપ્રસ્તુત છે. એ વાક્યમાં કૃદન્તનો ઉપયોગ કેવો સુંદર રીતે થયો છે તે બહુ વિચારવા યોગ્ય છે. એવી સુંદર વાક્યપદ્ધતિ અને રચના ક્વચિત જ જોવામાં આવે છે. ખાસ કરીને જ્યાં એવી રચના વાંચવામાં આવે છે ત્યાં એ બહુ કર્ણપ્રિય લાગે છે. વળી તે ભાવવાહી પણ એટલી જ છે તે સદર વાક્ય બરાબર વિચારવાથી જણાશે.

ત્યારપછી એ જ વાક્યની નીચે બીજું મોટું વાક્ય સદર પ્રસ્તાવ ૬ ઠ્ઠામાં પૃષ્ઠ ૧૬૦૧ થી શરૂ થાય છે. **वत्स ! यद्येवं ततो भविष्यति तत्र राज्ये तव प्रवेशः, केवलं ग्रहीतव्यस्त्वयायमन्तरङ्गोऽभ्यासनामा स्वाङ्गिकः सहायः** એમાં અભ્યાસ અને વૈરાગ્યની સહાય લેવાની સૂચના કરતાં જે આખો વાક્યપ્રયોગ કર્યો છે તે ભાષાવતરણમાં પૃષ્ઠ ૧૬૦૧–૩ સુધી મૂળ સાથે આપ્યો છે. એમાં જે કૃદન્તનો પ્રયોગ છે તે ઉપર જણાવ્યું તેવો જ સિદ્ધ અને આકર્ષક

હોવા માટે ભાષાપ્રસાદનો નમૂનો છે એ ઉપરાંત એ આખા વાક્યપ્રયોગમાં બીજું પણ ઘણું આકર્ષક તત્ત્વ છે એમાં એક શહેરથી બીજે શહેર જતાં રાજમાર્ગો આવે, સરોવર, વાવડી અને નદી આવે, નાના રસ્તા આવે, કેડીઓ આવે, ટૂંકા મોટા માર્ગો આવે અને છેવટે જે સ્થાને પહોંચવું હોય તે આવે–તેનો માર્ગ અને તેનું વર્ણન અત્યંત ચોખવટથી અતિ ભવ્ય ભાષામાં કર્યું છે, તે જેઓએ પગપાળા મુસાફરી કરી હોય તેને બહુ મજા આપે તેવું છે આજકાલ રેલ્વેની મુસાફરીમાં તો એવાં દૃશ્યો આવે છે અને ચાલ્યાં જાય છે કે જેથી એને નિરધાર કરી મન પર જમાવવાનો સમય જ મળતો નથી, પણ ગાડામાર્ગે કે પગે ચાલીને મુસાફરી કરનારને માર્ગનો જે અનુભવ થાય છે તેનો ખ્યાલ કરવા જેવો છે એ ખ્યાલ પણ આ વાક્યમાં આવે છે એનો ભાષાપ્રભાવ અને પ્રવાહ બન્ને હૃદય પર સચોટ અસર કરે તેવા છે કોઇ પણ લેખકની સફળતા એને જે કહેવું હોય તે વાચનારના મન પર ચિત્રરૂપે આળેખાઇ જવામાં જ રહેલી હોઇ, એવી અસર ભાષાપ્રયોગથી આ સિદ્ધ લેખક જરૂર ઉપજાવી શક્યા છે એમ સદર પ્રયોગથી લાગ્યા વગર રહેતું નથી

( ૮ ) 'સતિ સપ્તમી' નામનો બહુ સુંદર [1]ભાષાપ્રયોગ સંસ્કૃત ગ્રંથોમાં થાય છે એ પ્રયોગ સાધારણ લેખકો કદી કરી શકતા નથી અને કરે તો તેમાં સ્ખલના થયા વગર રહેતી નથી આ સિદ્ધ લેખકે એનો ભવ્ય પ્રયોગ ઠેકાણે ઠેકાણે કરીને ગદ્યને અતિ સમૃદ્ધ બનાવ્યું છે એના દૃષ્ટાંતોનો પાર નથી દાખલા તરીકે પ્રસ્તાવ ૭ ના સાતમા પ્રકરણમાં ચાર વ્યાપારી કથાનકની વાર્તા ચાલતાં ગુરુમહારાજ એનો ભાવાર્થ કહી બતાવે છે ચારુને હિતજ્ઞ ખરી વસ્તુ ઓળખવાની હકીકત કહે છે તે પ્રસંગે યોગાવંચકતા કેમ થાય તે બતાવતાં હિંસક કાર્યોથી ધર્મસાધન ન થાય એમ બતાવી ગુરુ કહે છે કે તમારે ધર્મબુદ્ધિએ કદી અધર્મનું સેવન કરવું નહિ પછી કહે છે કે—

यत्पुनर्भूय यूय यथा सुखेन वय तिष्ठामो ततो भक्षयामो मास-मित्यादि तदपि मुग्धताविजृम्भितमेव भवता हास्यप्रायं विवेकि-

---

૧ એને અંગ્રેજીમાં Locative Absolute construction કહે છે

नाम्। यतः सन्निहिताशेषापाये काये, वलगत्सु विविधरोगेषु, त्वरागामिन्यां जरायां, मनःशरीरसन्तापकारिषु राज्याद्युपद्रवेषु, यायावरे यौवने, सर्वव्यसनकारिणीषु सम्पत्सु, मनोदाहिनीष्टवियोगे, चित्तवैधुर्यकारिणि विप्रियसम्प्रयोगे, सततमागामुके मरणे, सर्वथाशुचिनिधाने शरीरे, पुद्गलपरिणाममात्रनिःसारेषु विषयेषु, असङ्ख्यदुःखलक्षपरिपूरिते जगति, वर्तमानानामसुमतां कीदृशं नाम सुखं?

તેમજ એ પંક્તિ પછી ત્યાં જ ચાલતા આગળના વાક્યમાં—

भो भद्राः! कृच्छ्रेण प्राप्ते मनुष्यभवे, सन्निहितायां सामग्र्यां, सत्यस्मदुपदेशे स्वाधीने गुणाधाने, प्रकटे ज्ञानादिमोक्षमार्गे, अनन्तानन्दरूपे जीवे, तस्य स्वरूपलाभलक्षणे मोक्षे, ज्ञानश्रद्धानुष्ठानमात्रायत्ते तल्लाभे, न युक्तं भवतामीदृशमात्मवञ्चनं कर्तुम्[1]!

આ વાક્યમાં અસાધારણ બળ સાથે કર્ત્તાએ પોતાનો ભાવ બતાવ્યો છે. એમાં જે સતિ સપ્તમીનો ઉપયોગ કર્યો છે તે હૃદયને બેસી જાય અને મનને જાગૃત કરી દે તેવી પદ્ધતિએ કર્યો છે; છતાં એમાં દીનતા નથી, યાચકભાવ નથી, નિર્માલ્યતા નથી. આવા પ્રયોગો આખા પુસ્તકમાં સેંકડો છે. એ ગ્રંથકર્તાનો ભાષા પર કાબૂ અને સ્વરૂપદર્શનનું યોગ્ય સામર્થ્ય બતાવે છે. એમને જે વાત કરવી છે તે આત્માના મૂળ ગુણો પ્રકટ કરવાની છે, એ તેઓ કેવા કેવા જુદા આકારમાં પુનરાવર્તન ન લાગે તેમ કરી શકે છે તે પણ સાથે જ વિચારી લેવા જેવું છે. શરૂઆતમાં અંજન જળ અને ભોજનથી જે વાત શરૂ કરી છે તે જ વાત આખા ગ્રંથમાં અનેક રૂપે કરી છે, છતાં એ એક જ વાત સર્વત્ર કહી છે એમ કદી લાગશે નહિ, એ ગ્રંથકર્ત્તાનો ભાષારચનાનો ચમત્કાર છે, શબ્દસમૃદ્ધિનું વિશાળપણું છે .અને શૈલીનો સદુપયોગ હોવા સાથે પૃથક્ત્વ છે. આવા સિદ્ધ પ્રયોગના વધારે દાખલા આપવાની આવશ્યકતા નથી. મૂળ ગ્રંથમાં તે સ્થાને સ્થાને માલૂમ પડી આવશે.

( च ) વિચારના વહેતા પ્રવાહ સાથે ક્રિયાપદનો સુંદર ઉપયોગ નીચેના વાક્યમાં જોવા લાયક છે :—

---

૧ આના ભાષાંતર માટે જુઓ પ્ર. ૭. પ્ર. ૭. પૃ. ૧૭૨૧.

નિષ્પુણ્યકના વર્ણનમા કદન્ન વધે તેમ વધારે મેળવવાની અભિલાષા કેવી રીતે વધતી જાય છે તે બતાવતા ભાવપરિપૂર્ણ શબ્દોમા લખે છે કે —

તથા હિ–યદિ કથઞ્ચિદ્દ્રવિણશત સમ્પદ્યતે તતઃ સહસ્રમભિવાઞ્છતિ । અથ તદપિ સઞ્જાયતે તતો લક્ષમાકાંક્ષતિ તત્સમ્પત્તાવપિ કોટીમભિલષતિ, તલ્લાભે રાજ્ય પ્રાર્થયતિ । અથ રાજા જાયતે તતશ્ચક્રવર્તિત્વ મૃગયતે, તત્સમ્ભવેઽપિ વિબુધત્વમન્વિચ્છતિ । અથ દેવત્વમપ્યાસ્કન્દેત્તત. શક્રત્વમન્વેષયતે । અથેન્દ્રતામપિ લભતે તતોઽપ્યુત્તરોત્તરકલ્પાધિપતિત્વપિપાસાપર્યાસિતચેતસો નાસ્ત્યેવાસ્ય જીવસ્ય મનોરથપરિપૂર્તિ ।[1]

એ વાક્યમા એક વિચારની પછવાડે બીજો વિચાર કેવા નૈસર્ગિક અનુક્રમમા સ્થિર પ્રવાહની માફક ચાલ્યો આવે છે અને તે બતાવવા ક્રિયાપદો કેવા અનુરૂપ નીકળી આવે છે તે ખરેખર જોવા જેવુ છે એ પ્રત્યેક ક્રિયાપદનો ઉપયોગ બહુ યોગ્ય રીતે તોળી તોળીને કર્યો છે તે ઊડા ઉતરવાથી સમજાશે ભાષાપ્રસાદ વગર આવો ઉચિત શબ્દપ્રયોગ કદી જોવામા આવતો નથી

( છ ) વિચારના વહેતા પ્રવાહ અને ચમત્કારિક શબ્દપ્રયોગ સાથે વિશિષ્ટ ક્રિયાપદના ઉપયોગ સારુ એક વધારે દષ્ટાત આપી એ પ્રકાર પૂર્ણ કરીએ પ્રસ ગ એક બઠર ગુરુના કથાનકનો લઇ તેનો ઉપનય ઉતાર્યા પછી બુધસૂરિ ધવળરાજના એક પ્રશ્નના જવાબમા આખી કથાઘટના સંસારના મ ડ ળમા કેમ બને છે તે સમજાવવા વર્ણન કરે છે ત્યા પ્રાણીના રાગાદિ જ્વર ઓછા થતા એનામા જ્ઞાનદીપક જાગે છે, એ સમ્યગ્ દર્શન જળ પીએ છે અને તેને ગુરુ ચારિત્રદ ડ આપે છે પછી—

તતોઽયં જીવલોક સજ્જ્ઞાનપ્રદીપોદ્યોતિતસ્વરૂપશિવમન્દિરે મહાપ્રભાવસમ્યગ્દર્શનસલિલપાનનષ્ટકર્મોન્માદો ગૃહીતચારિત્રદણ્ડ-

---

૧ ભાષાતર માટે જુઓ પ્રસ્તાવ પ્રથમનુ પૃ૪ ૭૮ એનો એ જ ભાવ ગુજરાતી ભાષામા ઉપાધ્યાયશ્રી યશોવિજયજી બહુ સુદર રીતે લાવ્યા છે તે સદર પૃષ્ઠની નોટ પરથી જોઇ વાકાને

भासुरो गुरुवचनेनैव निर्दलयति सस्पर्धमाहूय महामोहादिधूर्ततस्करगणः । तं च निर्दलयतोऽस्य जीवलोकस्य विशालीभवति कुशलाशयः, क्षीयन्ते प्राचीनकर्माणि, न बध्यन्ते नूतनानि, विलीयन्ते दुश्चरितानुबन्धः, समुल्लसति जीववीर्यं, निर्मलीभवत्यात्मा, परिणमति गाढमप्रमादो, निवर्तन्ते मिथ्याविकल्पाः, स्थिरीभवति समाधिरत्नं, प्रहीयन्ते भवसन्तानः । ततः प्रविघाटयत्येष जीवलोकचित्तापवरकावरणकपाटं । ततः प्रादुर्भवति स्वाभाविकगुणकुटुम्बं, विस्फुरन्ति ऋद्धिविशेषाः, विलोकयति तानेष जीवलोको विमलसंवेदनालोकेन। ततः सञ्जायते निरभिष्वङ्गानन्दसन्दोहः, समु(त्प)द्यते वहुदोषभवग्रामजिहासा, उपशाम्यति विषयमृगतृष्णिका, रूक्षीभवन्त्यन्तर्यामी, विचटन्ति सूक्ष्मकर्मपरमाणवः, व्यावर्तन्ते चिन्ता, सन्तिष्ठते विशुद्धध्यानं, दृढीभवति योगरत्नं, जायते महासामायिकं, प्रवर्ततेऽपूर्वकरणं, विजृम्भते क्षपकश्रेणिः, निहन्यते कर्मजालशक्तिः, विवर्तते शुक्लध्यानानलः, प्रकटीभवति योगमाहात्म्यं, विमोच्यते सर्वथा घातिकर्मपाशेभ्यः क्षेत्रज्ञः, स्थाप्यते परमयोगे, देदीप्यते विमलकेवलालोकेन, कुरुते जगदनुग्रहं, विधत्ते च केवलिसमुद्घातं, समानयति कर्मशेषं, सम्पादयति योगनिरोधं, समारोहति शैलेश्यवस्थां, त्रोटयति भवोपग्राहिकर्मबन्धनं, विमुञ्चति सर्वथा देहपञ्जरं, ततो विहाय भवग्राममेष जीवलोकः सततानन्दो निराबाधो गत्वा तत्र शिवालयाभिधाने महामठे सारगुरुरिव सभावकुटुम्बकः सकलकालं तिष्ठतीति ।[1]

આ વાક્યની પ્રખર ભાષા, ક્રિયાપદનો ઉપયોગ, વિચારસરણીનું વહન, ભાષાની પ્રૌઢતા, શબ્દની ઉપયોગિતા અને સરળતા સર્વ એકી સાથે વિચારવા યોગ્ય છે. એ હૃદયનો તલસ્પર્શ કરે છે એ વાત હાલ તુરત બાજુએ રાખીએ તો પણ સાહિત્યની નજરે એના પ્રત્યેક શબ્દપ્રયોગમાં ચમત્કાર અને સાર્થકત્વ બતાવે છે અને એ મુખ્યત્વે કરીને સિદ્ધ લેખકની સફળતા છે.

૩. એમના સંભાષણો ( dialogues ) બહુ સરળ અને યોગ્ય

---

૧. આના ભાષાવતરણ માટે જુઓ પ્રસ્તાવ ૫. પ્રકરણ ૧૬, પૃષ્ઠ ૧૨૭૮–૧૨૮૧.

શબ્દોમા છે એને અવતરણમા મે ડાયાલોગ આલાપમ લાપ–સ ભાષણનો આકાર આપ્યો છે એ સભાષણોનો ભાષાપ્રયોગ બહુ સ્પષ્ટ અને અસરકારક આખા ગ્રથમા છે એક બે દાખલા આપી તેનો નામનિર્દેશ કરીએ એટલે તે પર લેખકની ભાષાસમૃદ્ધિને અગે લક્ષ જશે

( क ) પ્રકર્ષ ને વિમર્શ એક ' મિથ્યાભિમાન ' નામના પુરુષને જુએ છે ત્યારે તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થાય છે

अन्यदा मानवावासपुरे राजकुलासन्ने दृष्टस्ताभ्यां पुरुष ।

प्रकर्ष–' माम ! स एष मिथ्याभिमानो दृश्यते ! "

विमर्श–" सत्यं, स एवाय !

प्रकर्ष–" ननु राजसचित्तनगरे किलाविचलोऽय, तत्कथमिहागत ? "

विमर्श–" एवं नाम मकरध्वजस्योपरि सप्रसादो महामोहराजो येनास्य राज्ये यच्चल निजवल तदप्यानीतं। केवल कामरूपितयायं मिथ्याभिधानो मतिमोहश्च यद्यपीहानीतौ दृश्येते तथापि तयोरेव राजसचित्ततामसचित्तपुरयो• परमार्थतस्तिष्ठन्तौ वेदितव्यौ ! "

प्रकर्ष–" माम ! कुत्र पुनरेषोऽधुना गन्तु प्रवृत्त ? "

विमर्श–" भद्राकर्णय ! योऽसौ दृष्टस्त्वया रिपुकम्पन स निहते लोलाक्षेऽधुना राज्येऽभिषिक्त ! तस्य चेद भवन। अतोऽय मिथ्याभिमान केनचित्कारणेनेद राजसदन प्रवेष्टुकाम इव लक्ष्यते। "

प्रकर्ष–" ममापीदं नरपतिनिकेतन दर्शयतु माम "

विमर्श–" एव करोमि "

तत प्रविष्टौ तौ नृपतिगेहे ॥

આ વાક્યની ભાષાસ્પષ્ટતા, એનુ ભાષાસૌષ્ઠવ અને એની ભાષાસફળતા વિચારવા યોગ્ય છે

એનુ ભાષાવતરણ પ્રસ્તાવ ૪ પ્રકરણ ૨૩ પૃ ૯૪૪ મા જોવુ એ વાચતા ગ્રથકર્તાનો ભાષાપર આબાદ કાબૂ જરૂર જણાઈ આવશે

આખા ગ્રંથમાં આવાં વચનવિલાસો તો અનેક છે. એક વધારે દાખલો આપી આ રસમય વિષય પૂરો કરીએ. વિશેષ જિજ્ઞાસુએ ગ્રંથમાં જોઈ લેવું. સગવડ માટે એવી વાતચિત અર્વાચીન પદ્ધતિએ ભાષાંતરમાં આપી છે.

( ख ) પ્રસંગ નિર્મળાચાર્ય અને ગુણધારણ કુમારનો છે. સંપૂર્ણ સુખ પ્રાપ્ત કરાવવાનાં કારણો પર ગુરુએ ખૂબ વિવેચન કર્યું. સંપૂર્ણ સુખ કેવા પ્રકારનું હોય તેની સમજણ આપવા ગુણધારણે વિજ્ઞપ્તિ કરી, તે વખતે નીચેનો આલાપસંલાપ આચાર્ય અને ગુણધારણ વચ્ચે થાય છે. એનું ભાષાસૌષ્ઠવ [1]વિચારવું—

गुणधारण—" यद्ययमपि सुखलवस्तर्हि कीदृशं पुनस्तत्संपूर्णं सुखं स्यादिति सञ्जातो मे मनसि वितर्कः । ततः कथयन्तु भगवन्तः कीदृशं पुनः शरीरिणस्तत्सम्पूर्णं सुखमिति । "

निर्मलसूरि—" महाराजगुणधारण ! स्वानुभवेनैव विज्ञास्यसि त्वं तत्स्वरूपं किं तस्य कथनेन ? "

गुणधारण—" भदन्त ! कथम् ? "

निर्मलसूरि—" महाराज ! परिणेष्यसि त्वं दश कन्यकाः । भविष्यति ताभिः सह सद्भावसारस्ते प्रेमाबन्धः । ततस्तदोद्दामलीलया विलसतस्ते तन्मध्ये यत्सुखं संजनिष्यते तदपेक्षया सुखलव एवायमधुनातनो वर्तते । "

गुणधारण—" भगवन्नवधारितमिदानीं मया यथाहमेनामपि मदनमञ्जरीं परित्यज्य भगवत्पादमूले प्रव्रजितको भविष्यामि तत्कथमहं कन्यकादशकं परिणेष्ये ? "

निर्मलसूरि—" अवश्यं त्वया परिणेतव्यास्ताः कन्यकाः । किंच युक्तमेव ताभिः प्रव्राजयिष्यामो भवन्तं । न विरुध्येत ताभिः सार्धं प्रव्रज्या । किं वा तद्विरहितस्य ते प्रव्रजितेन ? न वलते हि प्रव्रजितो विरहितस्तादृशकुटुम्बिनीभिः । ततस्ताः परिणीय नियमाद्भवता प्रव्रजितव्यमिति ।

---

૧. ભાષાવતરણ માટે જુઓ પ્ર. ૮. પ્ર. ૭. પૃ. ૧૯૨૦–૧.

गुणधारण एतच्चाकर्ण्य किमेवं भगवान् भाषत इति विमर्शेन स्थितो विस्मितः । कन्दमुनिनोक्तं ।

कन्दमुनि–" भदन्त ! कतमास्ता कन्यका या परिणेतव्या महाराजेन ?

निर्मलाचार्य–" यास्ता पूर्व निवेदिता मयास्यैव चिरन्तनवृत्तान्तं कथयता ता एव कन्यकाः, नान्या ।

कन्दमुनि–" भदन्त ! विस्मृतास्ता मेऽधुना । अतो ममानुग्रहेण यत्र ता वर्तन्ते यस्य वा सम्बन्धिन्य यन्नामिका वा सर्वमिद निवेदयितुमर्हन्ति भगवन्तः । "

निर्मलाचार्य–" आकर्णय । "

ત્યારપછી દશે કન્યાઓના નામ, તેના માતપિતાના નામ, તેમના સ્થાનો અને તેમનો જરૂરી સબધ ત્યા બતાવ્યો છે એ દશ કન્યાના નામો અનુક્રમે ક્ષાતિ, દયા, મૃદુતા, સત્યતા, ઋજુતા, અચોરતા, બ્રહ્મરતિ, મુક્તતા, માનમિવિદ્યા અને નિરીહતા છે એના પ્રસગની વાત જુદી છે અત્ર તો સભાષણમા ભાષાની સરળતા અને ભાષા પરનો કાબૂ ખાસ વિચારવા યોગ્ય છે એમા જે સરળતાથી ભાષાપ્રવાહ ચાલ્યો જાય છે તે ઉપરથી એમ બતાવે છે કે જાણે અદર પદાર્થ ઠાસીઠાસીને ભર્યા હોય અને તેમાથી એક પછી એક બહાર જોઈએ ત્યારે ખપજોગા શબ્દો નીકળી આવતા હોય

સભાષણની આ પદ્ધતિના બે મોટો દૃષ્ટાન્તો આપી શકાય સગવડ માટે મે એને આલાપસલાપના આકારમા મૂકી દીધા છે ગદ્ય કથાવિભાગમા ભાષા પરનો કાબૂ કેવો અસાધારણ છે એ બતાવવા આ બાબત રજૂ કરી

(૪) ગદ્ય વિભાગનો વિચાર કરતા એક વાત લક્ષ્યમા ગણવા યોગ્ય લાગે છે તે એ છે કે તેઓ સસ્કૃત ભાષાના સસ્કૃતિ સમય (classical period) પછી થયા છે એટલે સસ્કૃત સાહિત્યના ઇતિહાસના જે સમયમા મધ્યકાલીન મહાન લેખકો થઈ ગયા તે

પછી તેઓ આવે છે, છતાં તેમની ભાષા પ્રથમવર્ગીય લેખકોના જેવી જ વિશિષ્ટ અને કોઇ પણ પ્રકારની ભૂલવગરની તથા અલંકારમય છે. સંસ્કૃત ભાષાનો ઇતિહાસ જેમણે બરાબર વાંચ્યો હશે તેઓ સમજી શકશે કે એના સંસ્કૃતિ સમય પછી જે જે લેખકો થયા છે તેઓ એક સરખી રીતે ભાષાબળ કે મૌલિકતા અવિચ્છિન્ન જાળવી શક્યા નથી. જો કે સંસ્કૃતિ સમયના આપણી બાજુના બીજા છેડા પર આ મહાન્ લેખક આવે છે તેથી તેઓને એ સમયથી બહુ દૂર ન ગણી શકાય, છતાં તેઓ શ્રેષ્ઠ પંક્તિના લેખકોની સર્વ વિશિષ્ટતા જાળવી શક્યા છે અને એક પણ અક્ષર ન્યૂનાધિક લખ્યા વગર તેઓ સાહિત્યની નજરે અતિ ઉત્તમ ગદ્ય નીપજાવી શક્યા છે, એ તેમની મહત્તામાં ખાસ વધારો કરનારી હકીકત છે.

એમના ગદ્ય ભાષાપ્રયોગને અંગે પ્રો. યાકોબીએ એક ધ્યાન ખેંચનારો મુદ્દો રજૂ કર્યો છે અને તે તેમનો ભાષામાં ચાલતા શબ્દપ્રયોગ છે. તેમણે ઉપોદ્ઘાતમાં એવા શબ્દોનું એક પત્રક આપી તે પરથી તેમનો ભાષા પરનો કાબૂ કેવો અસાધારણ હતો તે બતાવ્યું છે. આ વિષય તેમની ભાષાને લગતો હોવાથી એ પર આગળ વિવેચન કરવામાં આવશે. એવા પ્રયોગ ગદ્ય પદ્ય બન્ને વિભાગમાં છે તેથી તેને અંગે ખાસ આગળ વિવેચન કરવામાં આવશે.

### ( b ) પદ્યવિભાગ

શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ગ્રંથમાં ગદ્ય અને પદ્ય બન્નેનો વારાફરતી ઉપયોગ લેખકે કર્યો છે. આખા ગ્રંથને ઉપર ઉપરથી જોતાં એમ જણાય છે કે તેમણે આખા ગ્રંથનો લગભગ અર્ધ ભાગ ગદ્યમાં અને બાકીનો અર્ધ ભાગ પદ્યમાં લખ્યો છે. એમણે એ ઘટનામાં પણ કળા વાપરી છે. ગદ્ય નિરસ થવા દીધા સિવાય પદ્ય ઉપાડ્યું છે અને પદ્યરચના ચાલતી હોય ત્યાં આનંદ થાય તેવી રીતે ગદ્યનો ઉપાડ કર્યો છે. ગદ્યમાંથી સફળ રીતે તેઓ પદ્યમાં ગયા છે અને તેમજ ઊલટી રીતે તેઓ પદ્યમાંથી પાછા ગદ્યમાં આવ્યા છે.

જ્યારે ગદ્ય વિભાગ જોઇએ ત્યારે તેમનો ભાષા પર જે કાબૂ જણાય છે તેવો જ તેમણે પદ્ય વિભાગમાં કાબૂ બતાવ્યો છે. ગદ્ય

કરતા પદ્ય ચઢે કે પદ્ય કરતા ગદ્ય ચઢે એવો પ્રશ્ન થાય તો મને તો એમ લાગે છે કે બન્ને એક બીજા સામે ટક્કર મારે તેવા છે, છતા એનો ખુલાસો જ કરવો હોય તો મને તેમનો ગદ્ય વિભાગ ભાષા સાહિત્યની નજરે વધારે બળવાન ઓજસવાળો અને કળામય લાગ્યો છે જે વિચારપ્રવાહ તેમણે ગદ્યમા જાળવ્યો છે તેવો જ પદ્યમા કર્યો છે, છતા ગદ્યમા મને કળા અને ભાષાનુ જોમ વધારે લાગ્યા છે

હવે આપણે તેમના પદ્ય વિભાગની કેટલીક ખૂબીઓ તપાસી જઇએ

(૧) તેમણે પદ્ય વિભાગનો ઘણો ભાગ શ્લોક અથવા અનુષ્ટુપોમા જ લખ્યો છે બત્રીશ અક્ષરના એ શ્લોકમા તેમણે છદશાસ્ત્રની નજરે એક પણ સ્ખલના કરી હોય એવુ પ્રો યાકોબી જેવા છદશાસ્ત્રના અથાગ અભ્યાસીને પણ જડ્યુ નથી તેટલા માટે તેઓ ઉપોદ્ઘાતના પૃષ્ઠ ૨૪ મા લખે છે કે શ્લોકને લગતા છદશાસ્ત્રના નિયમો શ્રી સિદ્ધર્ષિએ બરાબર જાળવ્યા હોય એમ લાગે છે એમણે હેમચદ્રાચાર્યના પરિશિષ્ટ પર્વની પ્રસ્તાવનામા એક વખત શ્લોકોની છદશાસ્ત્ર પ્રમાણે ટીકા કરી કેટલીક સ્ખલના બતાવી હતી, જો કે ત્યારપછી જ્યારે છદશાસ્ત્રના વિશેષ નિયમો તેમના ધ્યાન પર લાવવામા આવ્યા ત્યારે તેમના ખ્યાલમા આવ્યુ હતુ કે અમુક નિયમો પ્રમાણે શ્લોકના એક પાદમા આઠને બદલે સાત અક્ષર પણ આવી શકે છે આ સર્વ હકીકત તેઓએ જાણી એટલે આ ગ્રથના ઉપોદ્ઘાતમા તેનો સહજ ખુલાસો કર્યો છે જે અત્ર અપ્રસ્તુત છે મુદ્દાની વાત એ છે કે તેમણે શ્રી સિદ્ધર્ષિના શ્લોકોમા છદશાસ્ત્રના તેમની જાણમા નિયમો આવ્યા છે તેને અગે કોઈ પ્રકારનો ભગ કે સ્ખલના તેઓ જોઈ શકયા નથી અને પિગના છદશાસ્ત્ર ઉપર તેઓનો અભ્યાસ એટલો આદર્શ ગણાય છે કે તેઓનો એ અભિપ્રાય વાચનારના ખ્યાલમા લાવવાની જરૂર જણાય

શ્લોકોની રચનામા ભાષાપ્રવાહ કેવો સુદર તેઓ રાખી શકયા છે તેના કાઇક દાખલા આપવા યોગ્ય ગણાય ગમે તે સ્થાનેથી આ દાખલા બતાવ્યા છે એના કઈ વિશિષ્ટતા છે તે સબધી

વિવેચન કર્યું છે પણ દરેકમાં ભાષાપર કાબૂ અસાધારણ છે તે સાથે માલૂમ પડી આવશે.

( a ) કર્મપરિણામ રાજાનું વર્ણન દ્વિતીય પ્રસ્તાવની શરૂઆતમાં કરે છે. એનો શબ્દપ્રયોગ અને વર્ણનશૈલી ફૂલ પુષ્પથી લચી પડતી અથવા મુખમાંથી પ્રવાહરૂપે સરી પડતી દેખાશે. ભાષાપ્રવાહ પણ એનો [1]અદ્વિતીય છે.

तस्यां च मनुजगतौ नगर्यामतुलबलपराक्रमः स्ववीर्याक्रान्तभुवनत्रयः शक्रादिभिरप्रतिहतशक्तिप्रसरः कर्मपरिणामो नाम महानरेन्द्रः ।

यो नीतिशास्त्रमुल्लंघ्य प्रतापकररसः सदा ।
तृणतुल्यं जगत्सर्वं विलोकयति हेलया ॥

निर्दयो निरनुक्रोशः सर्वावस्थासु देहिनां ।
स चण्डशासनो दण्डं पातयत्यनपेक्षया ॥

स च केलिप्रियो दुष्टो लोभादिभटवेष्टितः ।
नाटकेषु परां काष्ठां प्राप्तोऽत्यन्तं विचक्षणः ॥

नास्ति मल्लो जगत्यन्यो ममेति मदविह्वलः ।
स राजोपद्रवं कुर्वन्न धनायति कस्यचित् ॥

ततो हास्यपरो लोकान् नानाकारैर्विडम्बनैः ।
सर्वान्विडम्बयन्नुच्चैर्नाटयत्यात्मनाग्रतः ॥

तेऽपि लोका महान्तोऽपि प्रतापमसहिष्णवः ।
तस्य यद्यदसौ वक्ति तत्तत्सर्वं प्रकुर्वते ॥

ત્યારપછી લોકોને એ કેવા કેવા વેશો લેવરાવે છે, તેમની પાસે એ કેવાં કેવાં નાટકો કરાવે છે, એ નાટકો કેવાં વિચિત્ર હોય છે અને એ જોવામાં તેને કેવી મજા આવે છે, એમાં નાંદિ, વિદૂષક વિગેરેની ગોઠવણ કેવી સુંદર થાય છે—એ સર્વ બહુ મજબૂત ભાષામાં બતાવ્યું છે. આ આખા ગ્રંથમાં સંસારનાટકની રચના બતાવી છે. તેની યોજના કરનાર, તે જોવામાં રસ લેનાર અને છતાં તેમાં

૧ એના ભાષાવતરણ માટે જુઓ પ્ર. ૨. પ્ર. ૨. પૃ. ૨૫૮-૯.

જગ પણ ભેળાઇ નહિ જનાર અને દુનિયામા અપુત્રીયા તરીકે જાણીતા થયેલા એ કર્મપરિણામ મહારાજાનુ આખુ વર્ણન ભાષાસાહિત્યનો નમૂનો છે લબાણુ ટાચણ કરવાનુ સ્થળસકોચથી બની શકયુ નથી પણ જિજ્ઞાસુએ મૂળ ગ્રથમાથી જરૂર જોઇ જવા જેવુ છે

( b ) મહામોહ રાજાનુ વર્ણન તૃતીય પ્રસ્તાવમા કર્યું છે તેમા એનો વ્યાપકભાવ અને સર્વગ્રાહીપણુ બતાવતા જે ભાષાસૌષ્ઠવ બતાવ્યું છે તે ખરેખર સાહિત્યની નજરે બહુ ઉત્તમ છે એ શૈલી ખાસ નમૂનેદાર છે

સ્પર્શનની શોધે ગયેલા બોધ ને વિપાક સાથે વાત થતા એ રાગકેસરીની તૈયારીઓ જુએ છે પછી એ કોણ છે એમ જણાતા એના પિતાનું નામ પૂછે છે–એ વાર્તાલાપમા ગદ્યમાથી એકદમ પદ્યમા કેવી સરળતાથી ગ્રથકર્તા ઉતરી જાય છે એ પણ જોવા જેવુ છે

'मयाभिहित भद्र क' पुनरस्य ( रागकेसरिण॰ ) तातस्ततो विपाकेनाभिहित "आर्य ! अतिमुग्धोऽसि यतस्त्वमेतावदपि न जानीपे यतोऽस्य देवस्य रागकेसरिणो बालाबलादीनामपि सुप्रतीतोऽनेकाद्भुतकर्मा भुवनत्रयप्रकटनामाभिधानो महामोहो जनक॰ ।

तथा हि ।

महामोहो जगत्सर्वं भ्रामयत्येव लीलया ।
शक्रादयो जगन्नाथा यस्य किङ्करता गता॰ ॥
अन्येपा लंघयन्तीह शौर्यविभ्रम्भतो नरा॰ ।
अज्ञानं तु जगत्यत्र महामोहस्य केचन ॥
वेदान्तवादिसिद्धान्ते परमात्मा यथा किल ।
चराचरस्य जगतो व्यापकत्वेन गीयते ॥
महामोहस्तथैवात्र स्ववीर्येण जगत्त्रये ।
द्वेपाद्यरोपलोकाना व्यापकः समुदाहृत' ॥
तत एव प्रवर्तन्ते यान्ति तत्र पुनर्लयम् ।
सर्वे जीवा परे पुसि यथा वेदान्तवादिनाम् ॥

---

૧ આ વિભાગનુ ભાષાવતરણ પ્ર ૩ પ્ર ૪ પૃ ૩૯૧ મા પક્તિ ૭ થી શરૂ થાય છે

महामोहात्प्रवर्तन्ते तथा सर्वे मदादयः ।
लीयन्तेऽपि च तत्रैव परमात्मा स वर्त्तते ॥

अन्यच्च ।

यज्ज्ञातपरमार्थोऽपि वुध्वा सन्तोपजं सुखम् ।
इन्द्रियैर्बाध्यते जन्तुर्महामोहोऽत्र कारणम् ॥
अधीत्य सर्वशास्त्राणि नराः पण्डितमानिनः ।
विपयेपु रताः सोऽयं महामोहो विजृम्भते ॥
जैनेन्द्रमततत्त्वज्ञाः कपायवशवर्तिनः ।
जायन्ते यन्नरा लोके तन्महामोहशासनम् ॥
अवाप्य मानुपं जन्म लब्ध्वा जैनं च शासनम् ।
यत्तिष्ठन्ति गृहासक्ता महामोहोऽत्र कारणम् ॥
विश्रब्धं निजभर्त्तारं परित्यज्य कुलस्त्रियः ।
परेपु यत्प्रवर्तन्ते महामोहस्य तत्फलम् ॥
विलंघ्य च महामोहः स्ववीर्येण निराकुलः ।
कांश्चिद्विडम्बयत्युच्चैर्यतिभावस्थितानपि ॥
मनुष्यलोके पाताले तथा देवालयेष्वपि ।
विलसत्येष महामोहो गन्धहस्ती यथेच्छया ॥
सर्वथा मित्रभावेन गाढं विश्रब्धचेतसाम् ।
कुर्वन्ति वचनं यच्च महामोहोऽत्र कारणम् ॥
विलंघ्य कुलमर्यादां पारदार्येऽपि यन्नराः ।
वर्त्तन्ते विलसत्येष महामोहमहानृपः ॥
यत एव समुत्पन्ना जाताश्च गुणभाजनम् ।
प्रतिकूला गुरोस्तस्य वशे येऽस्य नराधमाः ॥
अनार्याणि तथान्यानि यानि कार्याणि कर्हिचित् ।
चौर्यादीनि विलासेन तेपामेष प्रवर्त्तकः ॥

હજુ પણ આગળ એ જ મોહરાજાનું વર્ણન ચાલે છે. એમાં જે અનેક દૃષ્ટાન્તો આપ્યાં છે તે લેખકનું વિશાળ જ્ઞાન અને અવલોકન શક્તિ બતાવે છે. અનેકદેશીય જ્ઞાન અને વિસ્તૃત અનુભવ વગર આટલા જુદા જુદા જાતિના દાખલા આવે નહિ. એમાં

શબ્દસમૃદ્ધિ અવલોકી હોય તો તેનો પાર નથી, એમા ઊંડાઈ જોઈ હોય તો તેનો છેડો નથી અને એની વિવિધતા વિચારી હોય તો તેમાં થાગ લાગે તેમ નથી

આવા પ્રત્યેક મુખ્ય પાત્રના વર્ણનો આવે છે અને તે તેમને બરાબર ઓળખવા માટે જરૂરી છે એવા વર્ણનોના ટાંચણો આપવા માડીએ તો આ વિષયની હદ રહે નહિ ભાષાસમૃદ્ધિ અને યોગ્ય સ્થાને યોગ્ય શબ્દ જ વાપર્યો છે એટલુ જણાવી પદ્યવિભાગની બીજી ખામીઅતો વિચારીએ આવા પ્રકારના સુંદર વર્ણનોનુ લીસ્ટ અહીં આપી દેવુ પ્રાસંગિક ગણાય નીચે કેટલાક દાખલાજ મૂક્યા છે એમા પદ્યનો કેવો સુંદર ઉપયોગ થયો છે તે જોવા માટે મૂળ [1]જોવુ

( ૨ ) શ્લોક( અનુષ્ટુપ )નો એક બીજો ઉપયોગ બહુ સુંદર રીતે કર્યો છે એક નગર, રાજરાણી અને પુત્રીનુ નામ આપી પ્રત્યેકના ચાર ચાર વિશેષણો આપે તે ગદ્યમા અને તેનો વિસ્તાર શ્લોકમા કરે આની મીઠાશ અદ્ભુત અને અસર સીધી છે એક આખો દાખલો આપુ અને બીજાઓનો નિર્દેશ કરુ એટલે અહીં વક્તવ્ય લક્ષમા આવી જશે

---

૧ આના વ્યક્તિગત વર્ણનોમા નીચેના વિચારવા ગ્રંથમા તે માર્ગ-ત્રિક હોવાથી અને તેનો નિર્દેશ માત્ર જ કર્યો છે અને તે પણ સંપૂર્ણ નથી, માત્ર બહુ થોડા દાખલા રજૂ કર્યા છે જુઓ

( क ) નિષ્પુણ્ય દરિદ્રીવર્ણન ( પ્ર ૧ પૃ ૧૬ )
( ख ) મનુજગતિ વર્ણન ( પ્ર ૨ પ્ર ૧ પૃ ૨૫૫–૭ )
( ग ) કર્મપરિણામ નરેન્દ્રવર્ણન ( પ્ર ૨ પ્ર ૨ પૃ ૨૫૮–૬૨ )
( घ ) સદાગમનુ રૂપ વર્ણન ( પ્ર ૨ પ્ર ૫ પૃ ૨૮૮–૯૧ )
( ङ ) યતિધર્મ, ગૃહીધર્મ ( પ્ર ૪ પ્ર ૨૫ પૃ ૧૦૬૬ થી )
( च ) ચિત્તવિક્ષેપમંડપ ( પ્ર ૫ પ્ર ૧૨ પૃ ૮૫૩–૪ )
( छ ) ભોગતૃષ્ણા સ્વરૂપ ( પ્ર ૩ પ્ર ૭ પૃ ૪૧૯–૨૧ )
( ज ) અનાન બાળ-પાપ-આર્જવ ( પ્ર ૩ પ્ર ૭ પૃ ૪૨૫–૬ )
( झ ) રાગકેસરી વર્ણન ( પ્ર ૪ પ્ર ૧૦ પૃ ૮૬૩–૪ )
( ञ ) મોળ ઉપાય વર્ણન ( પ્ર ૪ પ્ર ૧૬ પૃ ૮૭૮ થી )
( ट ) માનપિતાથી વર્ણન ( પ્ર ૪ પ્ર ૨૮ આખુ પ્રકરણ )

પ્રસ્તાવ ૩, પ્રકરણ ૨૧ માં રૌદ્રચિત્ત નગરે દુષ્ટાભિસન્ધિ રાજા તેની નિષ્પ્રકંપતા દેવી અને તેની હિંસાપુત્રીનું વર્ણન પૃ. ૫૭૧ થી શરૂ છે. જુઓ એ કેવી સુમનોહર રીતે વર્ણન ઉપાડે છે. પ્રથમ રૌદ્રચિત્તપુરને ઓળખાવતાં કહે છે કે—

इतश्च निवासं दुष्टलोकानां, उत्पत्तिभूमिरनर्थवेतालानां, द्वारभूतं नरकस्य, कारणं भुवनसन्तापस्य, तस्करपल्लिप्रायमस्ति रौद्रचित्तं नाम नगरम् ।

આમાં રૌદ્રચિત્ત નગરને ચાર વિશેષણ આપ્યાં : (૧) દુષ્ટલોકનું નિવાસસ્થાન, (૨) અનર્થ વૈતાળની જન્મભૂમિ, (૩) નરકનું દ્વાર અને (૪) ભુવનસંતાપ કારણ. હવે એ ચાર વિશેષણોને વિસ્તારવા નીચેના શ્લોકો આપ્યા.

પ્રથમ વિશેષણ માટે નીચે પ્રમાણે વર્ણન કરે છે:—

उत्कर्तनशिरश्छेदयन्त्रपीडनमारणैः ।
ये भावाः सत्त्वसङ्घस्य घोराः सन्तापकारिणः ॥
ते लोकास्तत्र वास्तव्या रौद्रचित्तपुरे सदा ।
तस्मात्तद्दुष्टलोकानां निवासस्थानमुच्यते ॥

બીજા વિશેષણ માટે નીચે પ્રમાણે વર્ણન કરે છે:—

कलहः प्रीतिविच्छेदस्तथावैरपरम्परा ।
पितृमातृसुतादीनां मारणे निरपेक्षता ॥
ये चान्येऽनर्थवेताला लोके सम्भवनातिगाः ।
ते रौद्रचित्ते सर्वेऽपि सम्पद्यन्ते न संशयः ॥
उत्पत्तिभूमिस्तत्तेषां पत्तनं तेन गीयते ।

ત્રીજા વિશેષણ માટે નીચે પ્રમાણે વર્ણન કરે છે:—

यथा च नरकद्वारं तथेदानीं निगद्यते ॥
ये सत्त्वा नरकं यान्ति स्वपापभरपूरिताः ।
ते तत्र प्रथमं तावत्प्रविशन्ति पुराधमे ॥
अतः प्रवेशमार्गत्वात्तस्य निर्मलमानसैः ।
गीतं तं नरकद्वारं रौद्रचित्तपुरं जने ॥

ચોથા વિશેષણ માટે નીચે પ્રમાણે વર્ણન કરે છે—

ये जीवा क्लीष्टकर्माणो वास्तव्यास्तत्र पत्तने ।
ते स्वय सततं तीव्रदु खग्रस्तशरीरका ॥
तथा परेषां जन्तूना दु खसङ्घातकारिण ।
अतो भुवनसन्तापकारणं तदुदाहृतम् ॥[1]

આ વર્ણનમા ભાષા ઉપરનો કાબૂ, સરળતા અને વિશેષણોને બરાબર સમજાવવાની ગોઠવણ એવી સુંદર છે કે એક વાર જે પ્રાણી રૌદ્રધ્યાન બરાબર સમજ્યો હોય તે એની ખૂબી પારખી શકે એના ચારે વિશેષણો બહુ અર્થસૂચક છે એનો ખુલાસો તદ્દન સમજી શકાય તેવો છે એમા વધારે ખૂબી એ છે કે યોગના અભ્યાસીને એના પ્રત્યેક શબ્દમા ભારે ચમત્કાર લાગે તેમ છે આવુ ભાષાસૌષ્ઠવ અન્યત્ર ક્વચિત જ લભ્ય છે એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ નથી

આવો જ એક સારો દાખલો લઈ આવા પ્રકારના પદ્યવિભાગનો નામનિર્દેશ માત્ર કરી દઈએ સારો દાખલો સાથે બતાવવાનુ કારણ એ છે કે રૌદ્રચિત્તનગરનુ વર્ણન વાચતા મનમા જે ઘૃણા થઈ હોય તેના જોમમા ભાષાસૌંદર્ય પર ધ્યાન ન રહે એટલા માટે મનને પસદ આવે તેવુ એ જ પ્રસ્તાવમા ક્ષાંતિ પુત્રીનુ વર્ણન છે તે પણ સરખામણી ખાતર ભાષાસૌષ્ઠવને અગે વિચારી લઈએ

નદિવર્ધનનો ક્રોધી સ્વભાવ કેમ દૂર થાય તેનો ઉપાય તેના પિતા પદ્મરાજા (પૃ ૩૬૧ મા) જિનમતજ્ઞ નામના નિમિત્તિયાને પૂછે છે તેના જવાબમા તે જણાવે છે કે એક ચિત્તસૌંદર્ય નામે નગર છે તેનો શુભપરિણામ રાજા છે તેને નિષ્પ્રકંપતા રાણી છે તેમનાથી ક્ષાંતિ નામની દીકરી થઈ છે એ દીકરીના લગ્ન નદિવર્ધન સાથે થાય તો વૈશ્વાનર મિત્ર સાથે તેની દોસ્તી છૂટે (પૃ ૩૬૮) આ ચારે વર્ણનો બહુ સુદર છે અને પ્રત્યેકના

૧ આના ભાષાવિવેચન માટે જુઓ પ્ર ૩ પ્ર ૨૧ પૃ ૫૭૧–૨ એનો ખ્યાલ સમુચ્ચયે કરવા જુઓ 'જૈન દૃષ્ટિએ યોગ' પ્રથમ વિભાગ પૃ ૧૩૫–૧૪૨

ચાર ચાર વિશેષણો પદ્યમાં ખુલાસામાં સાથે ત્યાં આપ્યા છે ( પ્ર. ૩. પ્ર. ૨. ) તે પૈકી આપણે ક્ષાંતિકુમારીનું વર્ણન વિચારી જઈએ.

ગ્રંથકર્તા જિનમતજ્ઞ નૈમિત્તિકદ્વારા ક્ષાંતિકુમારીની ઓળખાણ કરાવતાં કહે છે :—

**तयोश्च निष्प्रकम्पताशुभपरिणामयोर्देवीनृपतयोरस्ति प्रकर्षः सुन्दराणामुत्पत्तिभूमिराश्चर्याणां मञ्जूषागुणरत्नराशेः वपुर्वैलक्ष-ण्येन मुनीनामपि मनोहारिणी क्षान्तिर्नाम दुहिता ।**

આ વાક્યમાં કુમારી ક્ષાંતિનાં ચાર વિશેષણો બતાવ્યાં : ( ૧ ) સુંદર વસ્તુઓમાં પણ સુંદર, ( ૨ ) અનેક આશ્ચર્યનું જન્મસ્થાન, ( ૩ ) ગુણરત્નોની પેટી અને ( ૪ ) શરીરની વિલક્ષણતાથી મુનિ-ઓનાં મનને પણ પોતાની તરફ ખેંચનારી. એ વિશેષણો ઘટાવતાં કેવો સુંદર પદ્યરચનાનો સરળ પ્રયોગ કર્યો છે તે વિચારો. [1]પ્રથમ વિશેષણને અંગે નીચે પ્રમાણે વર્ણન છે :—

**यतः सा सततानन्ददायिनी पर्युपासिता ।**
**स्मरणेनापि निःशेषदोषमोषविधायिनी ॥**

**निरीक्षते विशालाक्षी यं नरं किल लीलया ।**
**पण्डितैः स महात्मेति कृत्वा गाढं प्रशस्यते ॥**

**आलिङ्गनं पुनस्तस्या मन्ये यो लप्स्यते नरः ।**
**स सर्वनरवर्गस्य चक्रवर्ती भविष्यति ॥**

**अतश्चारुतरं(रा) तस्या नान्या जगति विद्यते ।**
**प्रकर्षः सुन्दराणां सा विद्वद्भिस्तेन गीयते ॥**

બીજા વિશેષણને અંગે નીચે પ્રમાણે વર્ણન છે:—

**सद्ध्यानकेवलज्ञानमहर्द्धिप्रशमादयः ।**
**लोकानामद्भुता भावा ये चमत्कारकारिणः ॥**

**ते भवन्ति भविष्यन्ति भूताश्चानन्तशो यतः ।**
**तत्प्रसादेन सत्त्वानां तामाराधयतां सदा ॥**

---

૧ આનું ભાષાવતરણ પ્ર. ૩. પ્ર. ૨. પૃ. ૩૬૫–૬ સુધીમાં આવેલ છે તે જુઓ.

उत्पत्तिभूमि. सा तस्मादाश्चर्याणामुदाहृता ।

ત્રીજા વિશેષણ માટે નીચે પ્રમાણે વર્ણન છે —

यथा च रत्नमञ्जूषा तथेदानीं निबोधत ॥

दानशीलतपोज्ञानकुलरूपपराक्रमा ।
सत्यशौचार्जवालोभवीर्यैश्वर्यादयो गुणा ॥

ये केचित्सुन्दरा लोके वर्तन्ते रत्नरूपिण. ।
क्षान्तिरेव हि सर्वेषा तेषामाधारता गता ॥

तेनासौ रत्नमञ्जूषा विद्वद्भि परिकीर्तिता ।
क्षान्तिहीना गुणाः सर्वे न शोभन्ते निराश्रया ॥

અને ચોથા વિશેષણ માટે તો કમાલ કરી છે —

क्षान्तिरेव महादान क्षान्तिरेव महातप ।
क्षान्तिरेव महाज्ञान क्षान्तिरेव महादम ॥

क्षान्तिरेव महाशील क्षान्तिरेव महाकुलम् ।
क्षान्तिरेव महावीर्य क्षान्तिरेव पराक्रमः ॥

क्षान्तिरेव च सन्तोष क्षान्तिरिन्द्रियनिग्रह ।
क्षान्तिरेव महाशौच क्षान्तिरेव महादया ॥

क्षान्तिरेव महारूप क्षान्तिरेव महाबलम् ।
क्षान्तिरेव महैश्वर्य क्षान्तिर्धैर्यमुदाहृता ॥

क्षान्तिरेव पर ब्रह्म सत्य क्षान्तिः प्रकीर्तिता ।
क्षान्तिरेव परा मुक्ति क्षान्ति सर्वार्थसाधिका ॥

क्षान्तिरेव जगद्वन्द्या क्षान्तिरेव जगद्धिता ।
क्षान्तिरेव जगज्ज्येष्ठा क्षान्ति कल्याणदायिका ॥

क्षान्तिरेव जगत्पूज्या क्षान्ति परममङ्गलम् ।
क्षान्तिरौषध चारु सर्वव्याधिनिबर्हणम् ॥

क्षान्तिरेवारिनिर्नाश चतुरङ्ग महाबलम् ।
किं वात्र बहुनोक्तेन क्षान्तौ सर्वं प्रतिष्ठितम् ॥

अत एव तु सा कन्या मुनिलोकमनोहरा ।
गुणाढीदृशरूपाया को न चित्त सचेतन ॥

આ લંબાણ ટાંચણ ખાસ સકારણ આપ્યું છે. લેખકની ભાષાપ્રૌઢતા, ભાષાસ્પષ્ટતા અને ભાષા પરનો કાબૂ અસાધારણ છે તે બતાવવા આ એક દૃષ્ટાન્ત તારવી કાઢયું છે. એમણે ક્ષાંતિદેવીનાં ચારે વિશેષણો ઘણી સુંદર રીતે ઘટાવ્યાં છે, અને તેમાં જોવાની મજા તેમની કળા છે. એમની ભાષાસમૃદ્ધિ અલૌકિક છે અને શબ્દસમૃદ્ધિ અમાપ છે.

આવી રીતે પ્રત્યેક વ્યક્તિ કે સ્થાનનાં ચાર ચાર વિશેષણો સમાસાન્તર્ગત આપી તે પર પદ્યમાં યોગ્ય વિવેચન આપવાનાં અનેક દૃષ્ટાન્તો છે તેને અંગે નીચેના દાખલાઓ વિચારવા. અહીં તે પર વધારે વિસ્તૃત લંબાણ ટાંચણો સ્થળસંકોચથી અપાય તેમ નથી. એમાં વાકયોનાં નિર્બંધો અને શબ્દરચના ખરેખર જોવા લાયક છે. એનું યથાતથ્યપણું તો એથી પણ વધારે આકર્ષક છે પણ અત્યારે કળાની નજરે એમના પદ્યનો આપણે વિચાર કરીએ છીએ તેથી તેટલા પૂરતું જ અત્ર ધ્યાન ખેંચ્યું છે. બાકી ચિત્તસૌંદર્યનગર કે એના શુભપરિણામ રાજા કે એની નિષ્પ્રકંપતા રાણી અને એમને પેટે થયેલી ક્ષાંતિ દીકરી પર તો પુસ્તકો લખાય તેમ છે. યથાસ્થાને એ બાબત જોઇ લેવી. અત્ર પદ્યરચનાની પ્રૌઢતાનાં બીજાં કેટલાંક દૃષ્ટાન્તોનો માત્ર નિર્દેશ કરી અટકી જઇએ.

(a) **ચિત્તસૌંદર્ય**નગરના ચાર વિશેષણો પર પદ્યરચના જોવાયોગ્ય છે. એ નગર ( ૧ ) સર્વ ઉપદ્રવથી રહિત છે, ( ૨ ) સર્વ ગુણોનું નિવાસસ્થાન છે, ( ૩ ) કલ્યાણ પરંપરાનું કારણ છે અને ( ૪ ) મંદભાગી પ્રાણીઓને દુર્લભ છે. એના ભાષાવતરણ વિવેક માટે જુઓ **પ્ર**. ૩. પ્ર. ૨. પૃ. ૩૬૧.

(b) **શુભપરિણામ** રાજાનાં નીચેનાં ચાર વિશેષણો પર પદ્યરચના જુઓ—એ રાજા ( ૧ ) સર્વ લોકોનું હિત કરનાર છે, ( ૨ ) દુષ્ટોને દાબી દેવામાં ખાસ ઉદ્યમ કરનાર છે, ( ૩ ) સારાને પાળવામાં ખાસ ધ્યાન આપનાર છે અને ( ૪ ) કોશ અને દંડની સમૃદ્ધિથી પરિપૂર્ણ છે. એ ચાર વિશેષણોની પદ્યરચનાના ભાષાવતરણ માટે જુઓ **પ્ર**. ૩. પ્ર. ૨. પૃ. ૩૬૨–૩.

(c) એ રાજાની મહારાણી **નિષ્પ્રકંપતા** દેવી માટે નીચેના ચાર વિશેષણો આપ્યા છે એ દેવીએ (૧) શરીરની સુંદરતામાં વિજયધ્વજ પ્રાપ્ત કરેલ છે, (૨) કળાઓમાં કુશળતા મેળવેલી હોઇ તે વડે એણે ત્રણ ભુવનને જીતી લીધેલા છે, (૩) પોતાના નાના પ્રકારના વિલાસોને લીધે એણે કામદેવની પ્રિયા રતિના વિભ્રમોને હસી કાઢ્યા છે અને (૪) પોતાના પતિ તરફ અપૂર્વ ભક્તિને લીધે એણે અરૂંધતીના માહાત્મ્યને તિરસ્કારી કાઢ્યું છે એના ભાષાવતરણ માટે જુઓ પ્ર ૩ પ્ર ૨ પૃ ૩૬૪–૫

(d) રૌદ્રચિત્ત નગરમાં **દુષ્ટાભિસન્ધિ** રાજા હતો તેને માટે ચાર વિશેષણો આપ્યા છે (૧) ચોરોને એકઠા કરનાર, (૨) સારા માણસોનો દુશ્મન, (૩) સ્વભાવથી વિપરીત પ્રકૃતિવાળો અને (૪) નીતિના રસ્તાઓનો લોપ કરનારો એને વર્ણવ્યો છે પછી એ ચારે વિશેષણો માટે સમર્થ ભાષામાં પ્રત્યેક માટે બે બે પદ્ય (શ્લોકો) આપ્યા છે એના ભાષાવતરણ માટે જુઓ પ્ર ૩ પ્ર ૨૧ પૃ ૫૭૨

(e) દુષ્ટાભિસન્ધિ રાજાને **નિષ્કરુણતા** રાણી છે એને માટે ચાર વિશેષણો આપ્યા છે (૧) પારકી પીડાઓને નહિ જાણનારી, (૨) પાપના રસ્તાઓમાં કુશળ, (૩) ચોર ઉપર પ્રેમ રાખનારી અને (૪) પોતાના પતિ ઉપર અનુરક્ત પછી એ પ્રત્યેક વિશેષણ પર બહુ સુંદર શબ્દપ્રયોગ કરી બે બે પદ્યબંધ રચનાના શ્લોકો આપ્યા છે જુઓ પ્ર ૩ પ્ર ૨૧ પૃ ૫૭૩–૪

(f) એની હિંસા દીકરીનું વર્ણન બહુ સુંદર કર્યું છે એના ચાર વિશેષણો આ પ્રમાણે (૧) રૌદ્રનગરની હીન સમૃદ્ધિમાં વધારો કરનારી, (૨) નગરવાસીઓનો મોટો ચાહ મેળવનારી, (૩) માતપિતા તરફ વિનયવાળી અને (૪) ભયંકર આકૃતિવાળી એના સ્પષ્ટીકરણમાં અગિયાર પત્ર શ્લોકો બહુ સુંદર ભાષામાં અને જનસમાજના મનના અભ્યાસીને ખાસ વિચારવા યોગ્ય આપ્યા છે જુઓ પ્ર ૩ પ્ર ૨૧ પૃ ૫૭૪–૫

આ સર્વના મૂળ શ્લોકો ખાસ વાંચવા યોગ્ય છે. એમાં મનુષ્ય-સ્વભાવનો ઊંડો અભ્યાસ અને ભાષા પર અસાધારણ કાબૂ જોવામાં આવશે. ઉપરાંત એમાં રચનાની પદ્ધતિ કળાની નજરે બહુ સુંદર અને વિચારવા જેવી છે અને બહુ સ્પષ્ટ હોવા સાથે પ્રૌઢ છે.

( ૩ ) અનુષ્ટુપની રચનાની ભવ્યતા માટે નીચેના દાખલા ખાસ વિચારવા યોગ્ય મળ્યા છે.

સાત સ્ત્રીઓ–પિશાચીઓ ભવચક્રનગરમાં વર્ણવી છે એમાં એવી યુક્તિ છે એ સાત પિશાચી અને તેની સામેનાં વિરોધી તત્ત્વોમાં આઠે કર્મની કુલ પ્રકૃતિનો સમાવેશ થઇ જાય. ચોથા પ્રસ્તાવનું એ આખું અઠાવીશમું પ્રકરણ રોકે છે. ( પૃ. ૯૯૪–૧૦૧૧ ). જનસ્વભાવનો અભ્યાસ અને ભાષા પર અસાધારણ કાબૂ ધરાવતું એ રૌદ્ર ચિત્રપટ છે. જરાનું વર્ણન એ નીચેની પ્રૌઢ ભાષામાં કરે છે. ( પ્ર. ૪. પ્ર. ૨૮. પૃ. ૯૯૫–૬ ).

सा कालपरिणत्याख्या भार्या या मूलभूपतेः ।
तया प्रयोजिता तावज्जरेयं भुवनोदरे ॥

वाह्यान्यपि निमित्तानि वर्णयन्तीह केचन ।
अस्याः प्रयोजकानीति लवणाद्यानि मानवाः ॥

वीर्यं पुनरदोऽमुष्या यदाश्लेषेण देहिनाम् ।
हरत्यशेषसद्वर्णलावण्यवलशालिताम् ॥

गाढाश्लेपात्पुनर्वत्स ! विपरीतमनस्कताम् ।
कुरुते शोच्यतां लोके देहिनां वीर्यशालिनी ॥

वलीपलीतखालित्यपिप्लुव्यङ्गकुवर्णताः ।
कम्पकर्कशिकाशोकमोहशैथिल्यदीनताः ॥

गतिभङ्गान्ध्यवाधिर्यदन्तवैकल्यरीणताः ।
जरापरिकरः प्रौढो वायुरत्र वलाग्रणीः ॥

अनेन परिवारेण परिवारितविग्रहा ।
जरेयं विलसत्यत्र मत्तावद्गन्धहस्तिनी ॥

ત્યારપછી એના વિરોધી યૌવનનું તેના સંબંધમાં જ અદ્‌ભુત વર્ણન આવે છે :—

तस्या एव महादेव्या विद्यतेऽनुचर· पर ।
यौवनाख्यो महावीर्यश्चरट उद्दामपौरुषः ॥
स च योगी तदादेशात्प्रविश्याङ्गेषु देहिनाम् ।
तनोति बलमौर्जित्यं बन्धुराकारधारिताम् ॥
विलासहासविब्बोकविपर्यासपराक्रमै ।
वल्गनोत्प्लवनोल्लासलासधावनसम्मदै ॥
गर्वशौण्डीर्यखिङ्गत्वसाहसादिभिरुद्धतै ।
युतः पदातिभिर्लोकैर्लीलया स विजृम्भते ॥
तत्सस्वधादमी भोगसम्भोगसुखनिर्भरम् ।
आत्मान मन्वते लोका भवचक्रनिवासिन ॥
ततस्तं निजवीर्येण यौवनाख्यमिय जरा ।
मृद्नाति सपरीवार क्रुद्धा कृन्येव साधकम् ॥
ततस्ते जरसा वत्स ! जना मर्दितयौवना ।
परिता दु खकोटीभिर्जायन्ते दीनविक्लवा ॥
स्वभार्ययाप्यवज्ञाता परिवारावधीरिता ।
उत्प्रास्यमाना स्वापत्यैस्तरुणीभिस्तिरस्कृता ॥
स्मरन्त पूर्वभुक्तानि कासमाना मुहुर्मुहु ।
श्लेष्माणमुद्गिरन्तश्च लुठन्तो जीर्णमञ्चके ॥
परतस(स्ति)परा प्राय क्रुध्यन्तश्च पदे पदे ।
आक्रान्ता जरया वत्स ! केवल शेरते जना ॥

જરા-ઘડપણનુ આવુ સ્વરૂપ અન્યત્ર વાચ્યુ નથી એના પ્રત્યેક શબ્દો અત્યત વિશિષ્ટ અવલોકનને પરિણામે લખાયેલ છે મનુષ્ય-જીવનનો બરાબર અભ્યાસ કર્યો હોય તો જ આ વર્ણન થઈ શકે એમા ઘડપણમા થતી શરીરની સ્થિતિ, કુટુબીઓ તરફથી થતો તિરસ્કાર, મન ઉપર થતી દીનતાની અસર, નાકમાથી નીકળતુ શ્લેષ્મ, કાળા વાળને સ્થાને આવતા પળિયા, કાનની બહેરાશ, આખનુ અધપણુ, દાતનુ બોખાપણુ-વિગેરે વિગેરે સચોટ શબ્દોમા લખ્યુ છે અને જુવાનીના ચાળા, વૈભવ, સાહસ, ધમાલ વિગેરે પણ સુન્દર શબ્દોના લખ્યા છે એના પર તો ભાગ્યે એવો એક એક શબ્દ છે,

પ્રત્યેક શબ્દ સૂચક છે, અર્થથી ભરેલો છે અને અનેક વિચાર અને અનુભવને જાગ્રત કરે તેવો છે. આ પદ્યરચના એવી પ્રૌઢ અને મુદ્દાસરની છે કે એ જો કોઇ ખરા અભ્યાસીના હાથમાં આવે તો એને વાંચીને એ ગજ ગજ ઉછળે.

એવું જ સુંદર વર્ણન બાકીની છએ પિશાચીઓનું એ પ્રકરણમાં આવે છે. એમાં રૂજા ( વ્યાધિ ) સાથે જે વ્યાધિઓનાં નામ ગણાવ્યાં છે તે તેમનું વૈદકશાસ્ત્રનું જ્ઞાન બતાવે છે અને મૃત્તિ (મરણ) ના વર્ણનમાં એ દેવ અને દરિદ્રમાં, જુવાન અને વૃદ્ધમાં ગતિ કરી શકે છે એનું વર્ણન કરતાં અદ્‌ભુત શબ્દપ્રયોગ કર્યો છે. મને એમની **ખલતા** ભારે અદ્‌ભુત ( વર્ણનમાં ) જણાઇ છે. તેઓ એને વર્ણવતાં એને પાપોદયની પ્રેરણાનું પરિણામ કહી પછી એના પરિચારકોમાં શાઠ્ય, પૈશૂન્ય, દુ:શીલ, વૈભાષ્ય, ગુરુવિપ્લવ, મિત્રદ્રોહ, કૃતઘ્નતા, નિર્લજ્જપણું, મદ, મત્સર, મર્મોદ્‌ઘાટન, વૈયાત્ય, ( બેશરમપણું ), પરપીડનનિશ્ચય અને ઇર્ષ્યાને જણાવે છે. એ શબ્દસમૂહ અદ્‌ભુત છે, એને ઓળખવામાં સંસારયાત્રાનું સાફલ્ય છે અને એને સમજવામાં ચાતુર્ય છે. ગરીબાઇ (દરિદ્રતા) એમણે અદ્‌ભુત વર્ણવી છે અને એકંદરે આ આખું પ્રકરણ ખાસ પદ્યરચનાનો સુંદર નમૂનો પૂરો પાડે છે. એ સર્વથી તદ્દન જુદી પડે એવી પદ્યરચના છે અને તે પર ધ્યાન ખેંચવાની ખાસ જરૂર ભાષાપ્રયોગની નજરે જ લાગે છે.

માત્ર સ્થળસંકોચને કારણે વધારે ટાંચણો આ મુદ્દા પર મેં આપ્યા નથી, બાકી એ આખું પ્રકરણ મૂળરૂપે ખાસ આપવા યોગ્ય છે.

### ( ૨ ) પદ્યવિભાગે બીજા છંદોની રચના.

અનુષ્ટુભ શ્લોકોની અવલોકના એ પ્રમાણે થઇ. પદ્યરચનાને અંગે છૂટા છૂટા બીજા પણ છંદો આવે છે, પણ એકંદરે તેની સંખ્યા ઘણી અલ્પ છે તેથી તેના અવલોકનમાં બહુ કહેવા જેવું રહેશે નહિ. દરેક પ્રસ્તાવને છેડે તેમણે બે અથવા ત્રણ શ્લોકો અન્ય છંદમાં લખ્યા છે તે સુંદર છે અને ભાષાવતરણમાં પણ તે લખ્યા છે. ઉપરાંત વચ્ચે વચ્ચે તેમણે દ્રુતવિલંબિત વધારે પ્રમાણમાં લખ્યા છે. તેમનો ભાષાપ્રયોગ તેમાં પણ બહુ સુંદર છે. મને

તેમના ત્રોટક અને દ્રુતવિલમ્બિત છંદો બહુ ગમ્યા છે એના પ્રસંગોચિત શબ્દપ્રયોગ ખાસ ધ્યાન ખેંચે તેવા છે ઉપરાંત શાર્દૂલવિક્રીડિત વિગેરે બીજા છંદોનો પણ અવારનવાર શ્રી સિદ્ધર્ષિએ ઉપયોગ કર્યો છે છંદો સર્વ શુદ્ધ છે એક સ્થાનકે મને છંદ સમજાયો નથી

ત્રોટકનો દાખલો એક આપવો ઉચિત છે પ્રસંગ નંદિવર્ધનના ભવમાં તેનો વિભાકર સાથે યુદ્ધનો છે યુદ્ધ વર્ણવતાં લેખક મહાત્મા [1]કહે છે કે—

तावत्समालग्नमायोधनम्, तच्च कीदृशम्—

शरजालतिरस्कृतदृष्टिपथं पथरोधसमाकुलतीव्रभटम्।
भटकोटिविपाटितकुम्भतटं तटविभ्रमहस्तिशरीरचितम्॥

रचितप्रथितोरुगुहस्तिघटं घटनागतभीरुकृतार्तरवम्।
रवपूरितभूधरदिग्विवरं वरहेतिनिवारणखिन्ननृपम्॥

नृपभिन्नमदोद्धुरवैरिगणं गणसिद्धनभश्चरघुष्टजयम्।
जयलम्पटयोधशतैश्चटुलं चटुलाश्वसहस्रविमर्दकरम्॥

करसृष्टशरौघविदीर्णरथं रथभङ्गविवर्द्धितबोलबलम्।
बलशालिभटेरितसिंहनदं नदभीषणरक्तनदीप्रवहम्॥

આ યુદ્ધનું અદ્દભુત વર્ણન છે એમાં શબ્દાલંકાર પણ બહુ મજાના છે એના પ્રત્યેક ચરણના છેલ્લા બે કે ત્રણ અક્ષરો લઈ તેને બીજા જ અર્થમાં ત્યારપછીના નવા ચરણમાં ગોઠવ્યા છે અને છતાં અર્થચમત્કૃતિ વધારે સુંદર બનવા પામી છે ત્રોટક તરીકે ગાવામાં તેમાં મજા આવે તેમ છે અને એમાં પ્રેરકભાવ છે આવી શબ્દસમૃદ્ધિ બહુધા અન્યત્ર અપ્રાપ્ય છે જે લેખકે એ કડો હજારો અનુષ્ટુપ-શ્લોકો લખ્યા તે આવા અન્ય છંદો લખી શકે તેમાં નવાઈ નથી, પણ નવાઈ શબ્દાલંકાર અને અર્થાલંકારની છે આ દાખલો ખાસ વિચારવા યોગ્ય છે કાવ્ય અને સાહિત્યમાં રસ લેનારને તો અંદરથી જાગૃત કરી દે તેવો છે અને તે અર્થમાં પણ બરોબર સમજવા યોગ્ય અને એના સ્થાન પર તદ્દન પ્રાસંગિક છે

૧ જુઓ પ્ર ૩ પ્ર. ૨૩ પૃષ્ઠ ૫૮૪-૫

ત્રોટક છંદના શબ્દાલંકાર અને અર્થાલંકારના ઘણા બીજા દાખલાઓ આખા ગ્રંથમાં છૂટાછવાયા છે. એક વધારે દાખલો આપીએ.

આઠમા પ્રસ્તાવમાં સંસારીજીવનો ગુણધારણ તરીકે જન્મ થાય છે ત્યારે રાજ્યમંદિરમાં કેવો આનંદ થાય છે તે વર્ણવતાં કવીશ્વર સિદ્ધ લેખક કહે છે:—

**विहितं च नरेश्वरतोषकरं वररासरसलासविलासधरम् ।**
**बहुवादनखादनगानपरं मदिरामदघूर्णितचारुनरम् ॥**
**विलयाजननर्तितवामनकं कृतकुब्जककञ्चुकिहासनकम् ।**
**विहितार्थिमनोरथपूरणकं कृतलोकचमत्कृतिवर्धनकम् ॥**[1]

આ બન્ને દાખલાઓ જોશો તો માલૂમ પડશે કે એમાં પ્રત્યેક શબ્દ યોગ્ય રીતે મુકાયલો છે અને એમાં શબ્દચમત્કૃતિ અતિ સુંદર છે. ખૂબી એનું નામ કહેવાય છે કે એની જગ્યાએ બીજો શબ્દ મૂકવો જડે નહિ અને જડે તો ભળે નહિ. જાણે ખાલી જગા પર ચોંટી જાય તેવી શબ્દરચના હોય એ કળાકારની કારિગરી છે અને એ પ્રત્યેક શબ્દમાં જોવામાં આવશે.

શ્રી સિદ્ધર્ષિને ત્રોટક ઉપરાંત **દ્રુતવિલંબિત** અને **સ્રગ્વિણી** બહુ પસંદ હોય એમ મને લાગ્યું છે. એ લખતાં તેઓશ્રી જરૂર ડોલ્યા હશે એમ લાગે, કારણ કે સહૃદય વાંચનાર એ સમજતાં કે વાંચતાં ડોલ્યા વગર રહે તેમ નથી. એના કોઈ જરૂરી દાખલાઓ આપીએ. સ્રગ્વિણીનો એક દાખલો તામસચિત્ત નગરના વર્ણનમાં ચોથા પ્રસ્તાવમાં છે. જુઓ પ્ર. ૪. પ્ર. ૮. પૃ. ૭૯૫.

**नाशिताशेषसन्मार्गमामूलतस्तेन दुर्गं न लङ्घ्यं परेषां सदा ।**
**सर्वदोद्योतमुक्तं च तद्वर्तते चौरवृन्दं तु तत्रैव संवर्धते ॥**
**वल्लभं तत्सदा पापपूर्णात्मनां निन्दितं तत्सदा शिष्टलोकैः पुरम् ।**
**कारणं तत्सदानन्तदुःखोदधेर्वारणं तत्सदाशेषसौख्योन्नतेः ॥**

આ છંદ બોલતાં એક જુદી જ જાતની અસર થાય છે અને લેખ ઉપજાવનારની ચમત્કૃતિ નમનને યોગ્ય છે એમ જરૂર લાગી આવે છે.

---

૧ એના ગુજરાતી અર્થ માટે જુઓ પ્ર. ૮. પ્ર. ૧. પૃ. ૧૮૫૫. ત્યાં પંક્તિ ૨૪ થી અર્થ શરૂ થાય છે.

શબ્દવર્ણનમા બહુ સુંદર સ્રગ્વિણી ત્રણ આવે છે જુઓ પ્ર ૪ પ્ર ૮ પૃ ૭૮૫–૬ એ ત્યા લખી છે એટલે અત્ર તેનુ પુનરાવર્તન કર્યું નથી

**દ્રુતવિલંબિત** એમનો એટલો જ પ્રિય છંદ છે તેઓ દ્રુતવિલંબિત અને ત્રોટક લખતા જરૂર ડોલ્યા હશે એમ મને લાગ્યુ છે સમજીને વાચવાથી એ ભાવ જરૂર જણાશે એના કોઇક દાખલા આપીએ

શબ્દવર્ણન કરતા તેઓશ્રી દ્રુતવિલંબિત લખે છે — (પ્ર ૪. પ્ર ૮ પૃ ૭૮૬ )

शिखिविरावविरागपरा श्रुति श्रयति हंसकुलस्य कलस्वनम्।
न रमते च कदम्ववने तदा, विपमपर्णरता जनदृष्टिका ॥
लवणतिक्तरसाच्च पराङ्मुखा, मधुरखाद्यपरा जनजिह्विका।
स्फुटमिदं तदहो प्रियताकरो, जगति शुद्धगुणो न तु संस्तव ॥

તેવી જ રીતે હેમંતવર્ણન કરતા લખે છે ( સદર પૃ ૭૮૯ )

प्रियवियोगभुजङ्गनिपातितान् शिशिरमारुतखण्डितविग्रहान्।
पशुगणानिव मर्मुरराशिभि पचति किं निशि भक्षणकाम्यया ॥

એના અર્થ અને એનો ચમત્કાર શબ્દમા પણ વિચારવા યોગ્ય છે આ છંદનો એક સુંદર દાખલો આપી મૂળગ્રંથ વાચવાની ભલામણ કરીએ

વસંતનુ વર્ણન કરતા કવિ કહે છે (પ્ર ૪ પ્ર ૨૧ પૃ ૯૨૩)

विकसिते सहकारवने रत, कुरुवकस्तवकेषु च लम्पट ।
मलयमारुतलोलतया वने, सततमेति न याति अ(गृ)हे जन. ॥
इदमहो पुरलोकशताकुलं, प्रवरचूतवनावलिमध्यगम्।
विलसतीह सुरासवपायिना, ननु विलोकय भद्र ! कदम्बकम् ॥
मणिविनिर्मितभाजनसंस्थितैरतिविनीतजनप्रविढौकितै ।
प्रियतमाधरसृष्टविदर्शनैश्चषकरत्नमयूखविराजितै ॥
सुरभिनीरजगन्धसुवासितै, सुवनितावदनाम्बुरुहार्पितै ।
विविधमधरसैर्मुखपेशलै, कृतमिदं तदहो मदनिर्भरम् ॥

આમાં રમણીય પત્નીના મુખકમળનું વર્ણન કરતાં સિદ્ધ કવિ કેવા શૃંગારરસમાં ઉતરી ગયા છે એ પણ જોઇ લેવા જેવું છે. કેટલાક એમ માને છે કે શૃંગારરસ પર જૈન કવિ લખી શકતા નથી તેમણે આ પ્રસંગ વિચારવા યોગ્ય છે અને લેખક જે પ્રસંગ લે તે તેણે ચીતરવો જ જોઇએ એ હકીકત સ્થિતિચુસ્ત જનોએ પણ વિચારવા યોગ્ય છે. અત્ર પ્રસ્તુત હકીકત એ છે કે કવિ તરીકે આ વર્ણન એમને મહાકવિનું સ્થાન સ્વતઃ પ્રાપ્ત કરાવે છે.

આ દ્રુતવિલંબિતના આવા અનેક દાખલાઓ આપી શકાય. અત્ર તો માત્ર નિર્દેશ કર્યો છે.

ઉપરાંત ગ્રંથકર્તાએ શાર્દૂલવિક્રીડિત, વંશસ્થવિલ વિગેરે છંદો વાપર્યા છે. એ દરેક પ્રયોગમાં વસ્તુરચના વિગેરે ખાસ જોવા લાયક છે. કોઇ કોઇ પ્રસંગે એમણે ચાલુ દેશી રાગો વાપર્યા છે તે પણ સુંદર છે. એમાં હાસ્યરસ પરાકાષ્ઠા પામે છે. બહર ગુરુ સ્થાનકમાં (પ્ર. ૫. પ્ર. ૧૫. પૃ. ૧૨૬૩) એવા પ્રસંગો છે:—

चठरो गुरुरेष गतो वशतां, वसतिं वयमस्य सरत्नशताम् ।
निजधूर्ततया प्रकटं जगतां, खादेम पिबेम च हस्तगताम् ॥

આમાં ભારે મજા છે! એનો લય સાથે સમજાય તો બોલતાં પણ લટકા થાય તેવી તેમાં મસ્તી છે.

રિપુદારણના ગર્વને પ્રતાપે તપન ચક્રવર્તી તેની જે દશા કરે છે તે ભારે આકર્ષક છે. એને શરીરે ગરમાગરમ ચૂર્ણ લગાવી તપનના સેનાનીઓ એના ગર્વના બદલામાં સોટીઓ ફટકાવતા જાય છે અને ગાતા જાય છે. એનો રાસ આખો સાંભળવા લાયક છે—ગાવા લાયક છે. પરમાધામીઓ કેવી મજા કરતા હશે એનો બિભત્સ ખ્યાલ આપનાર છે. (પ્ર. ૪. પ્ર. ૪૦. પૃ. ૧૧૨૫.)

यो हि गर्वमविवेकभरेण करिष्यते ।
बाधकं च जगतामनृतं च वदिष्यते ॥
नूनमत्र भव एव स तीव्रविडम्वनां ।
प्राप्नुवीत निजपापभरेण भृशं जनः ॥

પછી એક પદ્ય બોલી પાછા કોરસની પેઠે સર્વ ઉપરનું ધ્રુપદ—

ધ્રુવક બોલે છે એમાં રસ ખરો જામે છે એનો અંદરનો ભાવાર્થ પણ સુંદર છે અને ટીખળી લોકો એવા સંયોગોમાં કેવી રમત કરે અને બીજાને ભોગે કેવો રસ મેળવે એનો પણ ત્યાં ખ્યાલ આવે છે

એના કોરસના સુંદર પદ ઉપરાંત ચારે કવિતો બિભત્સરસના નમૂના છે એ ચોથા કવનમાં તો ભારે રસ ઊભો કરે છે યોગેશ્વર પોતે રસના કુંડાળામાં આવી બોલે છે —

> न नतोऽसि पितृदेवगणं न च मातरं,
> किं हतोऽसि रिपुदारण ! पश्यसि कातरम् ।
> नृत्य नृत्य विहिताहति देव ! पुरोऽधुना,
> निपत निपत चरणेषु च सर्वमहीभुजाम् ॥

કહે છે કે બાપજી ! કોઈ દિવસ બાપને નમ્યા નથી ! કોઈ દિવસ માતાને નમ્યા નથી ! તો હવે રાંકડા કેમ બની ગયા ? જા બાપા ! હવે ખૂબ નાચ અને સર્વ મહારાજાઓને પગે પડ !

આમ બોલી રહે છે એટલે પાછા સર્વ સેનાનીઓ यो हि गर्वमविवेकभरेण करिष्यते બોલીને આખું ધ્રુવપદ બોલતા જાય છે, એની ફરતા ફેરા મારતા જાય છે અને ચોટીઓ ફટકાવતા જાય છે અને પગની પાટુઓ અને લાતો લગાવતા જાય છે આ સુંદર રીતે મહાગર્વીષ્ટ રાજાની દશાનું જે ચિત્ર ખડું થાય છે તે કોઈ પણ સહૃદય માનવી ઉપર અસર કર્યા વગર રહે તેવું નથી

આવી રીતે પદ્યરચનામાં અર્થ અને અલંકારના અનેક ચમત્કારો, કવિશ્રીએ ઠામ ઠામ કર્યા છે દરેક પ્રસ્તાવને છેડે એમણે બહુ સુભાષિત રીતે પદ્યરચનાદ્વારા આખા પ્રસ્તાવનો મુદ્દો અને ભાવ કહી દીધો છે અને તેની ભાષા પણ પ્રૌઢ છે આવા ઘણાખરા દાખલાઓ ભાષાંતરણમાં લખી લીધા છે તેથી અત્ર તેનું પુનરાવર્તન કર્યું નથી તે સ્થાનેથી જોઈ લેવા અહીં કહેવાનું એ છે કે એ સર્વ મૂળના ટાંચણો જ્યાં જ્યાં કર્યાં છે ત્યાં ત્યાં હેતુસર કર્યાં છે અને તેને આ દૃષ્ટિએ વાંચવાથી ટાંચણ કરવાનો આશય જરૂર પાર પડશે એ બાબત પર ધ્યાન ખેંચવાની આવશ્યકતા છે



III

# કર્ત્તાનું અનેકવિષયગ્રાહી જ્ઞાન

શ્રી સિદ્ધર્ષિ ગણીએ અનેક વિષયોનું જ્ઞાન પુસ્તકમાં બતાવ્યું છે. જે વિષયો લીધા છે તે બાબત સંક્ષેપમાં ઘણું બતાવી શકવાની કુશળતા તેમની કલમમાં છે. આવા પ્રતાપી લેખકો બહુ અલ્પ હોય છે. આના કેટલાક દાખલાઓ જરૂર બતાવવા યોગ્ય છે. એથી જણાશે કે તેઓ કેટલા વિષયોને ન્યાય આપી શકે છે.

× × ×

(૧) **ન્યાય.** ... ... ... ... ... (Logic)

(a) ન્યાયનું જ્ઞાન આખા ગ્રંથમાં ભારોભાર રજૂ થાય છે. એક પ્રસંગ ખાસ જોવા જેવો છે. ચોથા પ્રસ્તાવમાં ષટ્પુરનાં નિર્વૃત્તિમાર્ગો બતાવતાં વિમર્શ મામા જે વાર્તા કરે છે ત્યાં ન્યાય ઉપરનો લેખકનો કાબૂ જણાય છે. **પ્રમાણ** સંબંધમાં તેમની પોતાની પરિભાષા જોઇએ.

**तत्रार्थोपलम्भहेतुः प्रमाणम्। तच्चतुर्धा। तद्यथा। प्रत्यक्षानुमानोपमानशब्दाः प्रमाणानि। तत्र प्रत्यक्षमिन्द्रियार्थसन्निकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यमव्यभिचारि व्यवसायात्मकं प्रत्यक्षम्। तत्पूर्वकं त्रिविधमनुमानम्। तद्यथा। पूर्ववच्छेषवत्सामान्यतो दृष्टं च। तत्पूर्ववत्कारणात्कार्यानुमानं यथा मेघोन्नतेर्भविष्यति वृष्टिरिति। शेषवत्कार्यात्कारणानुमानं यथा विशिष्टान्नदीपूरदर्शनादुपरि वृष्टो देव इति। सामान्यतो दृष्टं नाम यथा देवदत्तादौ गतिपूर्विकां देशान्तरप्राप्तिमुपलभ्य दिनकरेऽपि सा गतिपूर्वकैव समधिगम्यते। प्रसिद्धसाधर्म्यात्साध्यसाधनमुपमानं यथा गौस्तथा गवय इति। आप्तोपदेशः शब्द आगम इत्यर्थः। तदेवमिदं चतुर्विधं प्रमाणमभिहितम्।**

આ પદ્ધતિએ હકીકત આગળ નૈયાયિકદર્શન માટે લખી છે. ન્યાયના અભ્યાસીને એ સમજાય તેવી છે. એના શબ્દાર્થ

માટે જુઓ પ્ર. ૪ પ્ર ૩૧ પૃ ૧૦૨૭ એ વિભાગ એટલો અર્થસૂચક છે કે એના વિવેચન માટે આખુ પરિશિષ્ટ ન. ૩ દાખલ કર્યું છે

( જુઓ દ્વિતીય વિભાગ પૃ ૧૩૯૨ થી આગળ )

ત્યા છ દર્શનનુ જે સ્વરૂપ મૂળમા આપ્યું છે તે તર્કની દૃષ્ટિએ વિચારવુ એના પ્રત્યેક લક્ષણ બહુ મુદ્દાસર આપ્યા છે, જે બતાવે છે કે લેખક મહાશયનો ન્યાયનો અભ્યાસ ઘણો વિસ્તૃત હતો મુદ્દાની વાત એમનો ન્યાયની પરિભાષા પરનો કાબૂ કેવો સુદૃઢ હતો તે તરફ ધ્યાન ખેચવાની છે

(b) આઠમા પ્રસ્તાવમા કાર્યસાધક કારણ સમાજનુ આખુ પ્રકરણ બહુ સારી રીતે તર્કની પરિભાષામા મૂક્યુ છે એમા કનકોદરને સ્વપ્નમા ચાર વ્યક્તિઓ આવે છે અને કુલ ઘરને પાત્ર આવે છે તે પ્રસગ ઉપસ્થિત કરીને નિર્મળાચાર્ય કેવળી-દ્વાર પાપોદય, પુણ્યોદય, કર્મપરિણામ, કાળપરિણતિ, સ્વભાવ, નિયતિ અને ભવિતવ્યતાનું વર્ણન અજબ રીતે કર્યું છે એમા ખૂબી એ છે કે આખુ પ્રકરણ ન્યાયનો વિષય છે છતા સર્વ હકીકત ન્યાયની પદ્ધતિએ સમજાવવા છતા ન્યાયની પારિભાષિક પરિભાષાનો ઉપયોગ એક પણ જગ્યાએ કર્યો નથી

એ વિષયની પરાકાષ્ઠા બહુ સુદૃઢ રીતે ગ્રથકારે આણી છે એ ગ્રથકારનો વિશાળ ભાવ અને શક્તિ બતાવે છે એમનુ ચિતવન કેટલુ સ્પષ્ટ છે તે બતાવવા એ વિભાગ બહુ સુદર નમૂનો પૂરો પાડે છે કારણોમા કર્મ, સ્વભાવ, કાળ વિગેરે આવ્યા એટલે ગુણધારણને સવાલ થયો કે આમા પોતે તો કાઇ ગણાતો જ નથી એટલે એણે પોતે ક્યા છે? પોતાનુ સ્થાન શુ છે? એ પર સવાલ કર્યો[1]

मयोक्त " भगवन्नत्र विधातव्ये शुभाशुभे ।
किमकिञ्चित्करो वर्ते सर्वथाह वतात्मना ॥ "

આ તદ્દન સ્વાભાવિક પ્રશ્ન છે ગુરુમહારાજ કેવળી એનો ન્યાયની

૧ જુઓ પ્ર ૮ પ્ર ૬ પૃ૮ ૧૯૧૧

कापालिकाः क्रियावादा गोव्रता मृगचारिणः ।
लोकायताः शङ्खधमाः सिद्धवादाः कुलंतपाः ॥
तापसा गिरिरोहाश्च शुचयो राजपिण्डकाः ।
संसारमोचकाश्चान्ये सर्पावस्थास्तथापरे ॥
अज्ञानवादिनो ज्ञेयास्तथा पाण्डुरभिक्षवः ।
कुमारव्रतिकाश्चान्ये शरीररिपवस्तथा ॥
उन्कन्दाश्चक्रवालाश्च त्रपवो हस्तितापसाः ।
चित्तदेवा बिलावासास्तथा मैथुनचारिणः ॥
अम्बरा असिधाराश्च तथा माठरपुत्रकाः ।
चन्द्रोद्गमिकाश्चान्ये तथैवोदकमृत्तिकाः ॥
एकैकस्थालिका मङ्खाः पक्षापक्षा गजध्वजाः ।
उलूकपक्षा मात्रादिभक्ताः कण्टकमर्दकाः ॥

એ સર્વ મતોમાં ભેદ કયા કારણોથી પડે છે તે બાબતનું તેમનું પ્રથક્કરણ વધારે મનનીય છે. તેનાં તેઓ સાત પ્રકાર આપતાં જણાવે છે કે ૧ દેવભેદ, ૨ વાદભેદ ( કર્તૃત્વાદિ ), ૩ વેશભિન્નતા, ૪ કલ્પભેદ ( ભક્ષ્યાભક્ષ્યભેદ ), ૫ મોક્ષભેદ, ૬ વિશુદ્ધિ-ભેદ ( પ્રાયશ્ચિત્તાદિ ) અને ૭ વૃત્તિભેદ ( ઉદરનિર્વાહ કેમ કરવો તે )–એ સાત કારણોથી મતભિન્નતા થઇ છે. આ સાત કારણની તારવણી કરવાની પ્રથક્કરણ શક્તિ મેં અન્યત્ર જોઈ નથી. મોટા મોટા દર્શનકારો ભેદો બતાવે છે, પણ એની જડ કયાં છે તે શોધી શકયા નથી. આ સાત કારણોમાંના એક બે કે વધારેમાં મતભેદ એ દર્શનકારોની ભિન્નતાનું કારણ છે. આ સાત ભેદની શોધ કરવાનું માન મારા જાણવા પ્રમાણે શ્રી સિદ્ધર્ષિને જ ઘટે છે. એ ઊંડા અભ્યાસ અને દાર્શનિક તરીકેની તેમની વિશિષ્ટતા બતાવે છે.

એ સાતે મુદ્દા પરનાં તેમનાં દૃષ્ટાન્તો નીચે પ્રમાણે છે.

देव—रुद्रेन्द्रचन्द्रनागेन्द्रबुद्धोपेन्द्रविनायकाः ।
नीजाकूतवशादेतैरिष्टा देवाः पृथक् पृथक् ॥
वाद—ईश्वरो नियतिः कर्म स्वभावः काल एव वा ।
जगत्कर्तेति वादोऽयं सर्वेषां भिन्नरूपकः ॥

वेप—त्रिदण्डकुण्डिकामुण्डवल्कचीवरभेदत. ।
वेप. परस्पर भिन्न स्फुट एवोपलक्ष्यते ॥

कल्प—कल्पोऽपि भक्ष्याभक्ष्यादिलक्षण स्वधिया किल ।
अन्योऽन्य भिन्न एवैषां तीर्थिना वत वर्तते ॥

मोक्ष—विध्यातदीपरूपाभ सुखदु खविवर्जित ।
एपा पापण्डिना भद्र ! मोक्षो भिन्न परस्परम् ॥

विशुद्धि—निजाकूतवशेनैव विशुद्धिरपि तीर्थिकै ।
अमीभिर्भद्र ! सत्त्वाना भिन्नरूपा निवेदिता ॥

वृत्ति—कन्दमूलफलाहारा केचिद्धान्यागिनोऽपरे ।
वृत्तितोऽपि विभिद्यन्ते ततस्ते भद्र ! तीर्थिका ॥

આ માત શ્લોક ઉપર વિવેચન લખનાર હોય તો પુસ્તકો ભરાય એટલી એમા વાત કરી નાખી છે એના સાધારણ અર્થ વિવેચન માટે જુઓ પ્ર ૪ પ્ર ૧૨ પૃ ૮૯૦-૧ એ હકીકત અત્ર તેઓનુ દાર્શનિક તરીકેનુ વિશાળ જ્ઞાન બતાવવા આપી છે દાર્શનિક તરીકેના જ્ઞાન સાથે જ તેઓની પ્રથક્કરણ શક્તિ કેટલી ઊંડી છે એ પણ સાથે જ જોવા જેવુ છે

( ૯ ) એમનુ દાર્શનિક તરીકેનુ સ્પષ્ટ જ્ઞાન ગ્રથના અત ભાગમા બહુ મજાનુ દેખાઈ આવે છે ત્યા પુડરીક મુનિ પરમ તત્ત્વ કયુ ? એવો પ્રશ્ન કરતા પોતાને નાનપણમા કેવા કેવા પ્રકારના તત્ત્વો જણાવાયા હતા તે કહેતા પરમ તત્ત્વોના ભેદો જણાવી દે છે તે તત્ત્વો નીચે પ્રમાણે છે એનો કયા મત સાથે મેળ કરવો એ અભ્યાસ અને અવલોકન ઉપર આધાર રાખે છે એને મળતા અભિપ્રાયો અધુના પ્રચલિત છે એ અવલોકનકારો જોઈ શકશે. મારો મુદ્દો એના સત્યાસત્યાન્વેષણનો નથી, પણ લેખકશ્રીનુ દાર્શનિક તરીકેનુ વિશાળ જ્ઞાન બતાવવાનો છે તેઓ તેમના સમયમા નીચેના ‘ પરમ તત્ત્વો ’ પ્રચલિત હોય એમ બતાવે છે—

१ एके प्राहुर्यथा सर्व हिंसादि क्रियतामिति ।
केवलं बुद्धिलेपोऽत्र रक्षणीयो मुमुक्षुणा ॥

यत । यस्य बुद्धिर्न लिप्येत हत्वा सर्वमिद जगत् ।
आकाशमिव पङ्केन नासौ पापेन लिप्यते ॥

પરિભાષા ન આવે તેવી રીતે પણ સંપૂર્ણ ન્યાયના ઉપયોગથી ભરપૂર જવાબ આપે છે:—

सूरिराह " महाराज ! मैवं मंस्थाः कदाचन ।
परिवारस्तवामूनि भवानेवात्र नायकः ॥

तथाहि ।

भवतां योग्यतापेक्षं चेष्टन्ते सर्वकर्मसु ।
ते कर्मपरिणामाद्यास्त्वच्छुभाशुभहेतवः ॥

ततस्ते निजयोग्यत्वं प्रधानं भूप ! कारणम् ।
सुन्दरेतरवस्तूनां ते पुनः सहकारिणः ॥

राजन्ननादिरूढा सा विद्यते तव योग्यता ।
यया सम्पादितः सर्वः प्रपञ्चोऽयममूदृशः ॥

तया विना पुनः सर्वे सुन्दरेतरवस्तुषु ।
ते कर्मपरिणामाद्याः किं कुर्वन्तु वराककाः ।

ततस्त्वमत्र प्राधान्यात्कारणत्वेन गीयसे ।
सुन्दरेतरकार्याणां सर्वेषामात्मभाविनाम् ॥

આ પરિભાષામાં ઓજસ્ છે, તર્ક છે, વિચારણા છે અને ખુલાસો છે. એમાં પ્રાણીના પુરુષાર્થને શું સ્થાન છે, એની યોગ્યતા પર પાંચે કારણોનો કેટલો આધાર છે એ અસરકારક ભાષામાં આળેખાયેલ છે. આવી અસાધારણ મહત્ત્વની ન્યાયની વાર્તા બહુ સુંદર ભાષામાં સાદી રીતે મૂકવાનું કૌશલ્ય ખરેખર અભિનંદનીય છે.

આખા ગ્રંથમાં આવા અનેક પ્રસંગો આવે છે જે બતાવે છે કે લેખકનું ન્યાયનું જ્ઞાન ઘણું વિશાળ હતું અને એની પરિભાષાનો તેઓ છૂટથી ઉપયોગ કરતા હતા.

**( ૨ ) દર્શન.** ... ... ... ... ( Philosophy )

લેખક મહાશયનું છએ દર્શનનું જ્ઞાન ઘણું ઉત્તમ પ્રકારનું હતું. એનો સીધો પુરાવો ચોથા પ્રસ્તાવનું 31 મું પ્રકરણ પૂરો પાડે છે. ત્યાં તેઓશ્રીએ ષટ્પુરના નિર્વૃતિમાર્ગો પર જે ખડી ભાષામાં વિવેચન કર્યું છે તે તેઓના વિશાળ અભ્યાસ

અને અવલોકનનુ પરિણામ છે દાર્શનિક તરીકેની એમની ભાષા-સમૃદ્ધિના દાખલા જુઓ —

( a ) લોકાયત-નાસ્તિકોના મૂળ તત્ત્વનુ વર્ણન કરતા લેખક મહારાજશ્રી જણાવે છે કે—

लोकायतैः पुनर्वत्स ! सा निर्वृतिनगरी नास्तीति प्रत्यापितं लोकायते । अमी ब्रुवते । नास्ति निर्वृतिर्नास्ति जीवो नास्ति परलोको नास्ति पुण्य नास्ति पापमित्यादि । किं तर्हि पृथिव्याप-स्तेजो वायुरिति तत्त्वानि तत्समुदाये शरीरेन्द्रियविषयसंज्ञा । तेभ्यश्चैतन्य मद्याङ्गेभ्यो मदशक्तिवत् । जलबुद्बुदवज्जीवा. । प्रवृत्तिनिवृत्तिसाध्या प्रीति. पुरुपार्थः । स च काम एव नान्यो मोक्षादि । तस्माज्ञान्यत्पृथिव्यादिभ्यस्तत्त्वमस्ति दृष्टहान्यदृष्टकल्पना-सम्भवादिति । प्रत्यक्षमेव चैकं प्रमाणमिति लोकायतमतसमास ।[1]

આની ભાષા વિચારવા યોગ્ય છે એમા વિશેષ ખૂબી એ છે કે એટલા શબ્દોમા ચાર્વાકમતનુ લગભગ સ પૂર્ણ નિરૂપણ આવી જાય છે

( b ) કુદૃષ્ટિ દેવી એ મિથ્યાદર્શન સેનાપતિની પત્ની થાય એ પતિ જેવા જ પરાક્રમવાળી છે એના પાખ ડો બતાવવા લેખક મહાત્મા નીચેના નામો આપે છે તે તેમનો વિશાળ અભ્યાસ અને અવલોકન બતાવે છે

शाक्यास्त्रैदण्डिका' शैवा गौतमाश्चरकास्तथा ।
सामानिका' सामपरा वेदधर्माश्च धार्मिका ॥

आजीविकास्तथा शुद्धा विद्युद्दन्ताश्च चुञ्चुणा' ।
माहेन्द्राश्चारिका धूमा बद्धवेपाश्च खुखुका ॥

उल्का पाशुपाता कौला काणादाश्चर्मखण्डिका ।
सयोगिनस्तथोलूका गोदेहा यज्ञतापसा ॥

घोपपाशुपताश्चान्ये कन्दच्छेदा दिगम्बरा ।
कासर्टका कालमुखा' पाणिलेहास्त्रिराशिका ॥

---

૧ એના અર્થ માટે જુઓ પ્ર ૪ પ્ર ૩૧ પૃ ૧૦૩૧–૨ અને પરિશિષ્ટ ૭ પૃ ૧૩૮૪–૬

२ अन्ये प्राहुर्यथा सर्वं पापं कृत्वा हि मानवाः ।
मुच्यते क्षणमात्रेण ये.स्मरन्ति महेश्वरम् ॥

यतः । छित्वा भित्त्वा च भूतानि कृत्वा पापशतानि च ।
स्मरेदेकं विरूपाक्षं सर्वपापैः प्रमुच्यते ॥

३ अन्यैस्तु पापशुद्ध्यर्थं विष्णुध्यानमुदाहृतम् ।
तद्ध्यशेषमलक्षालि यतः प्रोक्तमिदं वचः ॥

यतः । अपवित्रः पवित्रो वा सर्वावस्थं गतोऽपि वा ।
यः स्मरेत्पुण्डरीकाक्षं स बाह्याभ्यन्तरः शुचिः ॥

४ अन्ये पापाशनं मन्त्रं प्राहुः पापनिबर्हणम् ।
५ अन्ये वायुजयं प्राज्ञाः प्राहुः मोक्षस्य साधनम् ॥

यथा । ध्यानेनोद्वर्तते यत्तत्पौण्डरीकं हृदि स्थितम् ।
विघाटितदलं रम्यं मनोलिसुखदं परम् ॥

तद्द्वारेण निलीयेत मनोलिः परमे पदे ।
तस्य यो लक्ष्यते नादस्तत्तत्त्वमपरे जगुः ॥

६ तथान्ये पूरकं प्राहुः कुम्भकं रेचकं तथा ।
तस्यैव पुण्डरीकस्य पवनं प्रविघाटकम् ॥

७ अन्ये प्राहुः पुनर्बिन्दुं कुन्देन्दुस्फटिकप्रभम् ।
तिर्यगूर्ध्वमधश्चैव सर्पन्तं ज्ञानकारणम् ॥

८ अन्ये परां शिखां प्राहुरूर्ध्वाधो लेपितां किल ।
परमाक्षरमात्रा सा सैवामृतकलोच्यते ॥

नासाग्रे भ्रूलतामध्ये बिन्दुं देवमथापरे ।
तुषारहारधवलं ध्येयमाहुश्चलस्थिरम् ॥

आग्नेयमण्डले स स्यान्मीलिते रक्तवर्णकः ।
माहेन्द्रे पीतकः कृष्णो वायव्ये वारुणे सितः ॥

तत्र-पीतः सुन्दरचित्तेन रक्तस्तापेषु चिन्त्यते ।
कृष्णोऽभिचारिके कार्ये पुष्टिदो धवलो मतः ॥

९ अन्येऽप्याहुर्यथा साध्यो नाडीमार्गो मुमुक्षुणा ।
इडापिङ्गलयोर्ज्ञेयं नाड्योः सञ्चारकर्म च ॥

नाडीचक्रस्य विज्ञेय प्रचारो दक्षिणेतर ।
तद्द्वारेण च मन्तव्यं वहिष्कालबलादिकम् ॥
१० पद्मासनं विधायोच्चैर्घण्टानादायन कलम् ।
ॐकारोच्चारणं प्राहुरपरे शान्तिदायकम् ॥
तथान्ये प्राहुर्यथा ।
११ आ नाभि सरलं प्राणं विसतन्तुसमं शनैः ।
मूर्धान्तस्तालुरन्ध्रेण निर्गच्छन्तं विचिन्तयेत् ॥
१२ आदित्यमण्डलस्थं वा वक्षोराजीवसंस्थितम् ।
आद्यं पुमासमपरे तथा ध्येयतया विदु ॥
१३ हृद्व्योम्नि सस्थितं नित्य पुमासं परम तथा ।
लसदंशुशताकीर्णं ध्येयमाहुर्मनीषिण ॥
१४ आकाशमात्रमपरे विश्वमन्ये चराचरम् ।(१५)
१६ आत्मस्थं चित्तमित्याहुरपरे ब्रह्म शाश्वतम् ॥ [1]

આ દરેક અભિપ્રાયો અનેક અવલોકન, અભ્યાસ અને પૃથક્કરણનુ પરિણામ છે ઉપનિષદોનો અભ્યાસ, દર્શનનો પરિચય અને મુદ્દા શોધી તેને બહાર લાવવાની આવડતનુ એ પરિણામ છે

દર્શનકાર તરીકેનુ ગ્રથકર્ત્તાનુ વિશાળ જ્ઞાન બતાવવા આટલા મુદ્દા પૂરતા ધાર્યા છે બાકી તો આખા ગ્રથમા અવારનવાર એની છાયા આવ્યા કરે છે તે તે સ્થાનકે તેનો નિર્દેશ કર્યો છે

× × ×

## (૩) આયુર્વેદ—વૈદુ .. (Medicine)

લેખકનું અનેકવિષયગ્રાહી જ્ઞાન હતુ તે અનેક રીતે અનેક બાબતમા તરવરી આવે છે વૈદકની બાબતમા ખૂબી એ છે કે આખા વૈદ્યક ગ્રથોનો સાર તેમણે એક સ્થાનકે બનાવી દીધો છે મારે એક વિદ્વાન વૈદ્યરાજ સાથે આ વિભાગ સબધમા વાત થઇ તેઓએ કહ્યુ કે આ વિભાગમા કુલ વૈદ્યક ગ્રથનો સક્ષેપમા સુદામ રીતે કુલ સાર આવી ગયો છે પ્રસગ હરિકુમારની મન્મથ વ્યાકુળતાનો હતો છઠ્ઠા પ્રસ્તાવના ચોથા પ્રકરણમા પૃ ૧૫૦૯ થી

1 એનુ વિવેચન પ્ર ૮ પ્ર ૧૯ પૃ ૨૦૪૦–૨ મા મળશે

કપોળના મુખમાં આખું વૈદ્યક ગ્રંથોનું-આયુર્વેદનું દોહન આપ્યું છે. ૧૫૧૫ પાને એ વિભાગ પૂરો થાય છે. એનો અર્થવિભાગ બરાબર સમજીને લખ્યો છે અને શંકાસ્થાન પણ બતાવેલ છે. એમની ભાષાનો રસ જાણવા આ વિભાગમાંથી કાંઇક ઉદ્ધરી અત્ર અસલ વાંચી લઇએ.

( a ) અજીર્ણના ચાર પ્રકાર કહ્યા :—

अजीर्णप्रभवा रोगास्तच्चाजीर्णं चतुर्विधम् ।
आमं विदग्धं विष्टब्धं रसशेषं तथापरम् ॥

એના વર્ણનમાં કહે છે કે:—

आमे सदृशगन्धः स्याद्विदग्धे धूमगन्धता ।
विष्टब्धे गात्रभङ्गश्च रसशेषेऽन्नद्वेषता ॥

એના ઉપાય કહે છે:—

आमेषु वमनं कुर्याद्विदग्धे चाम्लकं पिवेत् ।
विष्टब्धं स्वेदनं कुर्याद्रसशेषे तथा स्वपेत् ॥

અનેક વ્યાધિનું મૂળ-સર્વ વ્યાધિનું મૂળ અજીર્ણ હોઇ એની ચર્ચા ખાસ જરૂરી છે; પણ એના કરતાં નિદાન ઉપર ખાસ ધ્યાન આપવાની વાત બહુ સુદ્દાસરની કહી છે. વૈદ્યે શું તપાસવું ?

" वैद्येन ह्यातुरं निरूपयता रोगनिदानमेवमुपलब्धव्यं । आदित एवातुरस्य समुपलक्षणीया प्रकृतिः, पर्यालोच्यं शरीरसारं, विचार्यं संहननं, विज्ञातव्यं प्रमाणं, लक्षयितव्यं सात्म्यं, वेदितव्यं सत्त्वं, मन्तव्याहारशक्तिः, वोद्धव्यं व्यायामसौष्ठवं, परिकलनीयं वयः-प्रमाणमिति ॥

अन्यच्च । सञ्चयं च प्रकोपं च प्रसरं स्थानसंश्रयम् ।
व्यक्तिभेदांश्च यो वेत्ति दोषाणां स भिषग्वरः ॥

એ ઉપરાંત ઋતુભેદ, વાત, પીત્ત, કફના ભેદો, આદાનકાળ અને વિસર્ગકાળ સંબંધી મુદ્દામ ચર્ચા ખાસ મુદ્દામ શબ્દોમાં એવી રીતે કરી છે કે એવી ચર્ચા જો વૈદ્યકજ્ઞાનનો સંપૂર્ણ ખ્યાલ

હોય, અભ્યાસ હોય તો જ એ શબ્દોમા બની શકે તેમ છે આ હકીકત કોઇ પણ નિષ્ણાત વૈદ્યરાજ હોય તે બગબર કહી શકે એવા અભ્યાસી વૃદ્ધ વૈદ્યના કહેવાથી મે આ વિષયમાં તેમનું નિષ્ણાતપણુ અનુભવસિદ્ધ ગણ્યું છે એવી પરિભાષા જ પૂરા અભ્યાસ અને સમન્વયશક્તિ વગર રજૂ કરવી અશક્ય છે

( b ) વૈદકના વિષયનુ વિશિષ્ટ જ્ઞાન તેઓ એક બીજા પ્રસગે પણ બતાવે છે

પ્રથમ પ્રસ્તાવમા નિષ્પુણ્યકનુ વર્ણન કરતા જણાવે છે કે —

सोन्माद' सज्वर कुष्ठी सपाम शूलपीडितः ।
निलय सर्वरोगाणा वेदनावेगविह्वल ॥ २६ ॥
(પ્ર ૧ પૃ ૧૯ )

પછી એની ખરી મજા તો એના વર્ણનમા–વિવેચનમા આવે છે ( જુઓ પ્ર ૧ પૃ ૬૦ )

यत्तून्मादादयस्तस्य द्रमकस्य रोगा निर्दिष्टास्तस्य जीवस्य महामोहादयो विज्ञेया । तत्र मोहो मिथ्यात्वं तदुन्माद इव वर्तते समस्ताकार्यप्रवृत्तिहेतुतया, ज्वर इव राग· सर्वाङ्गीणमहातापनिमित्ततया, शूलमिव द्वेपो गाढहृदयवेदनाकारणतया, पामेव कामस्तीव्रविपयाभिलापकण्डूकारितया, गलत्कुष्ठमिव भयशोकारतिसम्पाद्य दैन्य जनजुगुप्साहेतुतया चित्तोद्वेगविधायितया च, नेत्ररोग इव अज्ञान विवेकदृष्टिविघातनिमित्ततया, जलोदरमिव प्रमाद सदनुष्ठानोत्साहघातकृतयेति ।

આમા ખૂબી એ છે કે પ્રત્યેક વ્યાધિના ચિહ્નો એના નિર્દિષ્ટ સાદૃશ્યને પહોચી વળે છે વૈદકના ઊડા જ્ઞાન વગર આવી મગળતા અને માચ્યતા આવવી અશકય છે અને વૈદકીય ભાષા પરનો કાબૂ એમની વિવિધતા બતાવવા માટે વજનદાર પુરાવો પૂરો પાડે છે ત્યારપછીના દશ પાના વૈદકના જ્ઞાનથી ભરપૂર છે પ્રત્યેક વ્યાધિની વ્યાખ્યાને જીવના વર્તન સાથે સરખાવતા ભારે ચમત્કાર કર્યો છે વળી વૈદક વિષયના છૂટા છૂટા રૂપકો તો આખા ગ્રથમા એટલા આવે છે કે તેનો સગ્રહ કરતા પાર ન આવે મતલબ એ છે કે

વૈદ્યકના વિષયનું તેમનું વિશિષ્ટત્વ તેમણે બતાવી આપ્યું છે અને તે હકીકત તેમના જ્ઞાનની વિવિધતા બતાવે છે.

( c ) વેલ્લહલની કથામાં સમયજ્ઞ નામનો વૈદ્ય આવે છે. ( પ્ર. ૪. પ્ર. ૧૧. પૃ. ૮૨૧. ) એ અજીર્ણવાળા કુમારને વૈદ્ય સમજાવે છે—

देव ! न युक्तं तव भोक्तुं । प्रबलज्वरं ते शरीरं वर्तते । यतोऽत्यन्तमातुराघूर्णते दृष्टिः । आताम्रस्निग्धं वदनकमलं । द्रगद्रगायेते शङ्खौ । धमधमायन्ते सन्धिस्थानानि । ज्वलतीव बहिस्त्वग् । दहतीव हस्तं । ततो निवर्तस्व भोजनात् । गच्छ प्रच्छन्नापवरके । भजस्व निवातं । कुरुष्व लङ्घनानि । पिब क्वथितमुदगं । समाचर विधिनास्य सर्वां प्रतिक्रियामितरथा सन्निपातस्ते भविष्यति ।

આ વાક્ય વાંચનાર વૈદકમાં જરા પણ કુશળ હોય તો લેખકશ્રીનું કૌશલ્ય દીવા જેવું સમજી શકે તેમ છે.

દર્દી પણ કેવો કરી પાળનારો છે તે જુઓ અને આપણો અનુભવ કામે લગાડો. સાથે એની ભાષાની સિદ્ધતા પણ વિચારો. (પૃ. ૮૨૨.)

स तु वेल्लहलो दत्तदृष्टिः पुरतो विन्यस्ते तस्मिन्नाहारविस्तारे एतदेतच्च भक्षयामीति भ्रमयन्नपरापरेषु खाद्यप्रकारेषु स्वीयमन्तःकरणं नाकर्णयति तत्तदा वैद्यसुतभाषितं, नाकलयति तस्य हितरूपतां, न चेतयते तं वारणार्थं लगन्तमपि शरीरे । ततो वारयतो वचनेन धारयतो हस्तेन तस्य समयज्ञस्य समक्षमेव बलात्प्रवृत्तो भक्षयितुमाहारं वेल्लहलः । ततः समुत्कटतयाऽजीर्णस्य प्रबलतया ज्वरस्य न क्रमतेऽसौ गलकेनाहारः । तथापि बलादेव क्रामितः कियानपि वेल्लहलेन । ततः समुद्धूतं हृदयं सञ्जातः कलमलकः सम्पन्नं वमनं विमिश्रितं च तेन वमनेन सर्वमपि पुरतो विन्यस्तं भोजनम् ।

આમાં પરિભાષા અને શબ્દ પરનો અંકુશ બરાબર જોવા જેવો છે. આ વાક્ય વાંચવાથી વૈદ્યકીય વિષયની લેખકશ્રીની પૂરતી માહિતી જણાયા વગર નહિ જ રહે.

( d ) એવો જ એક પ્રસંગ પ્ર. ૪. પ્ર. ૨૩ માં રાજકુમારના જન્મ–મરણને અંગે રિપુકંપનના સંબંધમાં આવે છે. લોલાક્ષનું

રાજ્ય રિપુકંપનને મળ્યું તેને પુત્ર થયો, ખૂબ વધામણીઓ થઇ અને આખુ રાજમ દિર ઝળઝળાયમાન થઇ ગયુ (પૃ ૯૪૬) નાટક અને ગસડા ચાલતા હતા ત્યા સુતિકાગૃહમાથી મોટો કલકલાટ થયો, દોડાદોડી થઈ, સમજાયુ કે નવો જન્મેલો કુવર એકદમ માદો થઇ ગયો છે અને ગળે પ્રાણ આવી ગયા છે ત્યા તો રાજાએ વૈદ્યમ ડળ બોલાવ્યુ પૂછ્યુ કે કુમારને શુ થયુ છે? વૈદ્યમ ડળે જવાબ આપ્યો-(પૃ ૯૫૦)

'देव! समापतितोऽस्य कुमारस्य सद्योघाती बलवानातंक। स च प्रचण्डपवन इव प्रदीपमेनमुपसंहरति लग्न पश्यतामेवास्माक मन्दभाग्यानां।'

नृपतिराह। 'भो भो लोका! शीघ्रमुपक्रमध्व यथाशक्त्या। कुमार यो जीवयति तस्मै राज्यं प्रयच्छामि स्वय च पदातिभावं प्रतिपद्येऽहं।' तदाकर्ण्य सर्वादरेण लोकै प्रयुक्तानि भेपजानि चाहिता मन्त्रा निबद्धानि कण्डकानि लिखिता रक्षा कृतानि भूतिकर्माणि नियोजिता विद्या वर्तितानि मण्डलानि सस्मृता देवता निन्यासितानि तन्त्राणि। तथा कुर्वतामपि च गत पञ्चत्वमसौ दारक॥

આમા સદ્યોઘાતી આતક (જીવલેણ તાવ) અને મ દવાડ વખતે લોકો કેવા કેવા ઉપચાર, ત ત્રો, જ ત્રો કરતા હતા તેનુ આબેહૂબ વર્ણન મળી આવે છે એની પરિભાષા વિચારવા યોગ્ય છે અને સિદ્ધવૈદ્ય અને અનુભવી અવલોકનકારના મુખ વગર અન્યત્ર અલભ્ય છે (પ્ર ૪ પ્ર ૨૩ પૃ ૯૫૦-૧)

× × ×

## (૪) જ્યોતિપ-ફલાદેશ વિભાગ. (Astrology)

આર્યાવર્તમા જ્યોતિપનો વિષય પ્રથમથી ઘણો આકર્ષક મનાય છે ભવિષ્ય જાણવાના જ્ઞાનનો અભાવ, ભવિષ્ય જાણવાની જિજ્ઞાસા અને આશાસૂત્રને અવલ બન કરતુ જીવન એનુ કારણ છે એને લઇને અષ્ટાગ નિમિત્તો-ભવિષ્ય જાણવાના સાધનો લોકો ઘણા મહત્ત્વના ગણે છે અનેક વિભાગો પૈકી કયા નક્ષત્ર, યોગ કે રાશિમા અમુક પ્રાણીનો જન્મ થયો છે અને તેને બીજા ગ્રહો કેવી અસર કરશે એ વિભાગને જ્યોતિપનો ફલાદેશ વિભાગ ગણવામા આવે છે

સાહ્‌લાદ નગરે જીમૂત રાજાને ત્યાં સંસારીજીવનો જન્મ થાય છે ( પ્રસ્તાવ ૭ ), એ પ્રસંગનો લાભ લઇ જ્યોતિષનો આ વિષય ગ્રંથકર્ત્તા જણાવી દે છે. એ પણ જ્યોતિષ ગ્રંથના સાર જેવો વિભાગ છે. પ્રથમ કેટલી ચીવટથી જોશી મહારાજને પ્રશ્નોત્તર થાય છે તે જોઇએ.

જીમૂતરાજ પૂછે છે:—निवेदयत्वार्यः कुमारजन्मनक्षत्रस्य कीदृशी ग्रहावलोकनेति ?

જોશીરાજ સિદ્ધાર્થ કહે છે:—यदाज्ञापयति देवः । समाकर्णयत तावत् । अयमानन्दः संवत्सरः । ऋतुः शरत्कालः । मासः कार्तिकः। तिथिर्द्वितीयेतिभद्रा । वारो ब्रहस्पतिः । नक्षत्रं कृतिका । राशिर्वृषः । योगो धृतिः । सौम्यग्रहनिरीक्षितं लग्नं । उच्चस्थानस्थिताः सर्वे ग्रहाः । ऊर्ध्वमुखा होरा । एकादशस्थानस्थिता शुभेतराः पापग्रहा इति ।

ત્યારપછી રાશિ શી ચીજ છે અને એનો ગુણ શું છે તે વિગતવાર જોશીમહારાજ રાજાને કહે છે. એનું વર્ણન પૃ. ૧૬૫૦–૫૪ સુધીમાં ( પ્र. ૭. પ્र. ૧ માં ) આપ્યું છે. એમનો ભાષા પરનો કાબૂ બતાવવા એક રાશિફળ મૂળગ્રંથમાં આપ્યું છે તેનો નિર્દેશ કરીએ.

સિંહરાશિમાં જન્મેલ માટે કહે છે કે :—

क्षमी मानी क्रियायुक्तो वत्सलो मद्यमांसयोः ।
देशभ्रमणशीलश्च विनीतः शीतभीरुकः ॥
क्षिप्रकोपी सुपुत्रश्च जननीजनकप्रियः ।
व्यसनी प्रकटो लोके सिंहे जातो मनुष्यकः ॥
पञ्चाशत्को म्रियेतासौ यदि वा शतिको मधौ ।
मघासु जीवितं मुञ्चेत्पुण्यक्षेत्रे शनैश्चरे ॥

આ જમાનામાં પોતાની રાશિ જોઇને આ રાશિઓના ફલાદેશની વાતો લોકો ન માને અથવા અર્ધસત્ય માને એ બનવાજોગ છે. લેખકના સમયમાં પણ શંકા થતી જ હશે તે માટે જોશી મહારાજે પ્રથમથી જ કહી દીધું છે કે—

ज्योतिर्ज्ञानं निमित्तं च यच्चान्यदपि तादृशम् ।
अतीन्द्रियार्थं तच्छास्त्रं सर्वं सर्वज्ञपूर्वकम् ॥

ततोऽत्र व्यभिचार स्यात् केवलं नरदोषतः ।
विभागं हि न जानीते शास्त्रस्याल्पश्रुतो नर. ॥

આવી રીતે જ્યા મેળ ન ખાય ત્યા પોતે અલ્પશ્રુત છે, એના વિભાગ-પેટાવિભાગ પોતે સમજતો નથી એમ જાણવુ એ સર્વવાત સર્વજ્ઞોએ પોતાના શિષ્યોને કહેલી છે એમાં 'જો તો' ઘણા આવે છે એટલે જ્યા મેળ ન ખાય ત્યા 'જો' ઉપર જવાનુ જણાય છે પછીના જ શ્લોકમા કહે છે કે—

क्रूरग्रहैर्न दृष्टाश्चेद्बलवन्तश्च राशय ।
ततोऽमीषां गुणा. सत्या नान्यथेत्यवधारय ॥

રાશિઓ બળવાન હોય અને જો તેના ઉપર ક્રૂર ગ્રહની નજર ન પડી હોય તો ઉપર લખેલા ગુણો બરાબર સાચા પડે છે એમા જરા પણ શક નથી આ પ્રમાણે વાત કરી છે એટલે રાશિ જ્યા પોતાના ગુણ ન બતાવે ત્યા ક્રૂર ગ્રહોની નજર આડી આવતી હશે એમ સમજવુ

અગત અનુભવથી આ ઘણો ચર્ચા યોગ્ય વિષય છે એમા 'લાગે ત્યા તીર નહિ તો થોથુ' જેવુ થતુ હશે કે કેમ ? એવી પણ કેટલાક શકા કરે છે એ અતિ ગ્મપ્રદ વિષયને આ ઉપોદ્ઘાતમા સ્થાન નથી અત્ર વક્તવ્ય એ છે કે ગ્રથકર્ત્તા પોતે આ જ્યોતિષના વિષયના પૂરા અભ્યાસી છે, એની પરિભાષા સમજી શકે છે અને વાપરી જાણે છે આ ટૂકા લેખમા આખા જ્યોતિષ વિષયનુ પલ્લવગ્રાહી જ્ઞાન ( superficial view ) આવી જાય તેવુ સુદ્દામસરનુ લખાણ કરી શકે છે એક લેખકને સર્વગ્રાહી બતાવવા માટે આ ઘણી જોગવ લેવા જેવી હકીકત ગણાય જૈન શાસ્ત્રકાર જ્યોતિષના ફલાદેશ વિભાગનો ઉપયોગ સાધુને કરવા ઉત્તેજન આપતા નથી, માત્ર મહાન ધર્મક્રિયાને અગે ઉપયોગ કરે છે એટલે એમણે સુદ્દામસર ટૂકામા પતાવ્યુ જણાય છે, પણ જે થોડી વાત તેમણે જણાવી છે તે પરથી તેમનો જ્યોતિષના વિષયમા સારો પ્રવેશ જણાઇ આવે છે

× × ×

**૫. સામુદ્રિકઃ-નરનારી શરીર લક્ષણ (Body mark Reading)**

ગમે તેવા વિચારવાન વિદ્વાન મનુષ્ય જે વિભાગ વાચવાના કે સાભળવાના પોતાનાં નખ, હાથના તળીઆ વિગેરે તપાસ્યા વગર

ન રહે તેવો આ વિભાગ છે. કાચમાં મુખ જોતાં સમજુઓ પણ ચાળા કરતાં દેખાય છે. એ પાઘડીને ઠીક કરશે, મુખને મલકાવશે અને કાંઇક વાંકું–તેડું જરૂર કરશે એવો આ વિભાગ છે. નરનારીનાં શરીરલક્ષણને સામુદ્રિક કહેવામાં આવે છે. એમાં પગનાં તળીઆથી માંડીને માથાના બાલ સુધીના સર્વ અંગ પ્રત્યંગની સ્થૂળતા, રંગ આદિ પરથી એ મનુષ્ય કેવો હશે એના પર વિવેચન કર્યું છે. એનાં પગનાં તળીઆં, નખ, પગની જાડાઇ, જંઘાનું કદ, ગતિ, ઢીંચણ, પુરુષચિહ્ન, વૃષણ, કેડ, પેટ, કુક્ષી, ડુંટી, છાતી, પીઠ, હાથ, હથેળી, સ્કંધ, ગળું, હોઠ, દાંત, જીભ, તાળવું, સ્વર, નાક, આંખ, ભમ્મર, કાન, કપાળ અને બાલના રૂપરંગાદિ પરથી એ કેવો હશે એનું અવલોકન પરિણામ બતાવ્યું છે. પછી કેટલી ચીજો ગંભીર સારી, કેટલી વિસ્તૃત સારી, કેટલી સૂક્ષ્મ સારી વિગેરે પર વર્ણન આપ્યું છે. આ સર્વ વિભાગ પ્રત્યેકને લાગુ પડતો હોઇ ઘણો રસપ્રદ છે. એના પર અનેક ગ્રંથો લખાયલા છે.

વામદેવ અને વિમળકુમાર ( પ્ર. ૫. પ્ર. ૨. ) ક્રીડાનંદન વનમાં ગયા છે. ફરતાં ફરતાં તેઓએ લતામંડપમાં મધુર અવાજ સાંભળ્યો ( પૃ. ૧૧૪૯ ). કુતૂહળથી મિત્રો એ અવાજ તરફ ગયા ત્યાં એક સુંદર સ્ત્રી–પુરુષનું જોડલું જોયું. એમનો પ્રણયસમય હતો અને એ વાર્તામાં મસ્ત હતા. એમને નખથી શીખસુધી જોઈ બન્ને મિત્રો પાછા ફર્યા. એ પ્રસંગ લઇને નરનારીનાં શરીરલક્ષણનું વર્ણન વિમળે કર્યું છે.

એ શાસ્ત્રનું વર્ણન કરવાનો ઉપોદ્ઘાત કરતાં વિમળકુમાર જણાવે છે.

लक्षग्रन्थसमाख्यातं विस्तरेण वरानन ! ।
पुंलक्षणं झटित्येव कस्तद्वर्णयितुं क्षमः ॥
तथैवलक्षणं नार्या विज्ञेयं बहुविस्तरम् ।
तद्वर्णनं हि को नाम पारयेत्कोऽवधारयेत् ॥

વચ્ચે સુલક્ષણ કુલક્ષણને અંગે તેજ કુમાર કહે છે:—

लक्ष्यते दृष्टमात्रस्य नरस्येह शुभाशुभम् ।
येन तल्लक्षणं प्रोक्तं तद्द्वेधा सुन्दरेतरम् ॥

नत सर्वं समासेन सुखदुःखनिवेदकम्।
शरीरसस्थित चिह्नं लक्षणं विदुषा मतम्॥

तेनापलक्षणस्यापि यदिदं प्रतिपादनम्।
युक्तं तद्भद्र! जानीहि प्रस्तुते नरलक्षणे॥

આવી રીતે એ વિષય સર્વ લોકોને રસપ્રદ થાય છે એમા અપલક્ષણનો પણ સમાવેશ થઈ જાય છે અમુક શરીરલક્ષણવાળા ખૂની, દ્વેષી, લુચ્ચા હોય છે અને ફોજદારી ગુન્હા શોધકખાતુ તેમને તુરત પારખી શકે છે આખ, કાન, નાક, હડપચી એ સર્વના આકાર અદરના ગુણને બતાવનાર છે એમની એ સબધી ભાષા કેવી સરલ છે તે જોવા તેમનો કાઈક પરિચય કરાવીએ

બાહુ–હાથ માટે લખતા કહે છે કે —

उद्बद्धबाहवो दुष्टा दासास्तु लघुबाहव ।
प्रलम्बबाहवो धन्या. प्रशस्ता दीर्घबाहवः॥

(પ્ર. ૫ પ્ર ૨ પૃ ૧૧૫૪)

સ્વર માટે કહે છે—

हंससारसनादानुकारिण. सुस्वरा नरा.।
भवन्ति सुखिन काकखरनादास्तु दु खिता.॥

(પૃ ૧૧૫૬)

દૃષ્ટિ માટે બહુ વાચવા જેવી વાત કરે છે

नीलोत्पलदलच्छाया दृष्टिरिष्टा मनस्विनाम्।
मधुपिङ्गाप्रशस्तैव पापा मार्जारसन्निभा॥

सदृष्टिजिह्मदृष्टिश्च रौद्रदृष्टिश्च केकरा।
दीनातिरिक्तारुक्षा च पिङ्गला च विगर्हिता॥

इन्दीवराभा धन्यानां गम्भीरा चिरजीविनाम्।
विपुला भोगिना दृष्टिरुच्चला स्तोकजीविनाम्॥

काणाद्वरतरोऽन्ध. स्यात्केकरादपि काणक.।
वरमन्धोऽपि काणोऽपि केकगेऽपि न कातर.॥

अवद्धलक्ष्या सतत घूर्णते कारण विना।
रूक्षाभा ग्लानरूपा च सा दृष्टि. पापकर्मणाम्॥

अधो निरीक्षते पापः सरलं ऋजुरीक्षते ।
उर्ध्वं निरीक्षते धन्यस्तिरश्चीनं तु कोपनः ।

( પૃ. ૧૧૫૭ )

આની સાથે જાતિઅનુભવ સરખાવવા યોગ્ય છે.

માથાના વાળ સુધી નરલક્ષણ બતાવી પછી વળી જાડા, લાંબા, કયા સારા વિગેરે વિશેષણો સાથે અંગપ્રત્યંગ બતાવ્યા છે.

उरोमुखललाटानि पृथूनि सुखभागिनाम् ।
गम्भीराणि पुनस्त्रीणि नाभिः सत्त्वं स्वरस्तथा ॥

( પૃ. ૧૧૫૯ )

વળી ધનસુખ ભોગ વિગેરેનાં સ્થાનો પણ બતાવ્યાં છે.

अस्थिष्वर्थाः सुखं मांसे, त्वचि भोगाः स्त्रियोऽक्षिषु ।
गतौ यानं, स्वरे चाज्ञा, सर्वं सत्त्वे प्रतिष्ठितम् ॥

( પૃ. ૧૧૫૯-૬૦ )

આ સામુદ્રિક વર્ણન કરીને સત્ત્વસંવર્ધન ઉપાય બતાવ્યો છે. તેમાં તેમણે જ્ઞાન, વિજ્ઞાન, ધૈર્ય, સ્મૃતિ, સમાધિ, બ્રહ્મચર્ય, દયા, દાન, નિઃસ્પૃહતા, તપ, ઉદાસીનતા ને સત્ત્વનાં કારણ તરીકે ગણાવ્યાં છે.

પછી નારીશરીરનાં લક્ષણોનું વર્ણન કરતાં પગથી જંઘા સુધીનું વર્ણન કરીને અતિ આશ્ચર્યજનક રીતે એ ચાલતો વિષય પડતો મૂકી દીધો છે. તે વખતે ભયંકર આકાર ધારણ કરનારા બે પુરુષો આકાશમાં ઊડતાં અને એ જોડલું કલ્લોલ કરતું હતું ત્યાં ઉતરતાં જણાયા. બન્ને વચ્ચે બોલચાલ થઈ અને આકાશમાં યુદ્ધ ચાલ્યું (**પ્ર.** ૫. પ્ર. ૩. પૃ. ૧૧૬૪-૫). વાત વચ્ચેથી અટકી પડી. ગમે તે કારણે ચાલતો વિષય છોડી દીધો છે, ઘણી અજબ રીતે છોડી દીધો છે, રસમય વિભાગ છોડી દીધો છે. મારું એમ માનવું છે કે આ વિભાગ લખવો સાધુની દૃષ્ટિએ લેખકને ઉચિત લાગ્યો નહિ હોય, સાધુ સ્ત્રીઓનાં અંગપ્રત્યંગનું વર્ણન કરે એ અનુચિત લાગ્યું હશે. ગમે તેમ હોય પણ સકારણ આ આખો બાકીનો વિભાગ લખવો રહી ગયો છે.

છતાં જેટલો ભાગ લખાયો છે તે પરથી સામુદ્રિકના વિષયમાં શ્રીસિદ્ધર્ષિ ગણીનો અભ્યાસ ઘણો સારો દેખાઈ આવે છે. એમની

ભાષાની સરળતા અને સફળતા અપૂર્વ છે અને થોડા શબ્દોમા વિચારો બતાવી દેવાની શૈલી અનુકરણીય છે સામુદ્રિકના અન્ય ગ્રથો સાથે મે એ વિભાગને સરખાવી જોયો છે અને મને જણાયુ છે કે લેખકનુ એ વિષયમા અપૂર્વ જ્ઞાન હતુ એવો ઝળકાટ એમણે જે સુદામરની મીત વાર્તા કરી છે તે પરથી ચોક્કસ જણાઇ આવે છે

આ વિષયના અનેક ગ્રથોનુ દોહન કરીને તેમણે સામુદ્રિક ગ્રથોના પોણા ભાગનો સાર આપ્યો છે આખો આપ્યો હોત તો વિજ્ઞાનની નજરે વધારે ઉપયોગી થાત જે ભાગ આપ્યો છે તે પરથી તેમનુ વિષયને ટુકાણમા મુદ્દાસર રીતે બતાવવાનુ અદ્‌ભુત લેખનકૃત્ય ખરેખર પ્રશસાપાત્ર છે આવા નિમિત્તના વિષયો પોતાની માન્યતાને અનુરૂપ થાય છે કે કેમ તે દૃષ્ટિએ જોવાનુ નથી લેખક એ વિષયને કેવી સુદર રીતે ઝળકાવી શકે છે તે વાત ખાસ વિચારવાની છે અને એ બાબતમા લેખક અવલ પક્તિમા પદ પ્રાપ્ત કરે છે એ વાત બારીકીથી મૂળ લેખ તપાસતા જણાઇ આવે તેમ છે

× × ×

## (૬) નિમિત્તશાસ્ત્ર.

અષ્ટાગ નિમિત્ત ગણાય છે એટલે ભવિષ્ય જાણવા માટે આઠ પ્રકારના નિમિત્તો જુદી જુદી રીતે વર્ણવ્યા છે એ સબધી કેટલાક પુસ્તકો પણ છપાયા છે જૈન શાસ્ત્રકાર પણ એ વાત કવચિત્ બતાવે છે પ્રવચનસારોદ્ધાર ગ્રથના ૨૫૭ મા દ્વારમા એના આઠ પ્રકાર આ રીતે વર્ણવ્યા છે —

૧ **અગ**–શરીરના અગો માથુ, આખ, પગ ફરકે તેના લાભાલાભ સ્ત્રી-પુરુષને

૨ **સ્વપ્ન**–સ્વપ્નમા અમુક ચીજ દેખે, અમુક સમયે દેખે તેના ફળની વિચારણા

૩ **સ્વર**–ષડ્જાદિ સાત પ્રકારના સ્વર કાવા ગાય, ગધેડા અને સ્ત્રીના શબ્દથી ભવિષ્ય નિર્ણય

૪ **ઉત્પાત**–અગારાની વૃષ્ટિ, હાડ, માસ વિગેરેની વૃષ્ટિરૂપ ઉત્પાત જોઇ ભવિષ્યના ભયનો નિર્ણય

૫. **અંતરિક્ષ**–આકાશમાં અમુક ગ્રહચાર થાય તેના બળાબળનો વિચાર કરી ભવિષ્યકથન.

૬. **ભૌમ**–ભૂમિકંપ, જમીનમાંથી અવાજ નીકળવો વિગેરે જમીનની હકીકતથી ભયકથન.

૭. **વ્યંજન**–તલ અને મસાના શરીર પર સ્થાન જોઇ લક્ષણ બાંધવું તે.

૮. **લક્ષણ**–શરીર પર સ્વસ્તિક, ધ્વજા વિગેરેનાં ચિહ્ન અથવા રેખાના વિચારથી ગુણવર્ણન.

આ ઉપરાંત બીજી રીતિઓએ પણ ભવિષ્યકથન કહેવાનું વિજ્ઞાન અસલ કાળમાં પ્રચલિત હતું. નિમિત્તશાસ્ત્રનો આય એક પ્રકાર છે. 'આય' સંબંધી વિદ્યા ભુંસાતી જાય છે એટલે કોઇ આય જાણનારને જાતે મળ્યા વગર એની પરિક્રિયા માલૂમ પડે તેમ નથી. એમાં આઠ આય હોય છે. ધ્વજ, ધૂમ, સિંહ, શ્વાન, બળદ, ખર, હાથી અને કાગ. એનું વર્ણન જોવા માટે એની વિગત જુઓ (**પ્ર.** ૬. પ્ર. ૫. પૃ. ૧૫૧૯–૨૧) એ આઠે પ્રકારની આયના આઠ પ્રકારના બળ હોય છે તેથી નીચેની હકીકતો જાણી શકાય છે.

૧. અમુક હકીકત કેટલામે દિવસે બનશે (**કાળ**)

૨. તે હકીકત કયા વારે (અઠવાડિયાના) બનશે. (**વાસર**).

૩. તે બાબત કેટલા વાગે (કેટલામે ચોઘડીએ કે પહોરે થશે. (**વેળા**)

૪. તે ચોઘડીયામાં પણ કેટલી પળ–વિપળ ગયે બનશે. (**મુહૂર્ત**.)

૫. એ વાત કઇ દિશાએ બનશે. (**દિશા–વિદિશા**).

૬. એ વખતે ચંદ્રનક્ષત્રનું બળ કેવું રહેશે (**નક્ષત્ર**).

૭. એ વખતે જેનું નિમિત્ત જોવાય છે તેનું ગ્રહબળ કેવું રહેશે (**ગ્રહબળ**).

૮. થવાની હકીકતનું પોતાનું બળ કેવું રહેશે (**નિસર્ગબળ**)

એના સંબંધમાં છે કે:—

ध्वजो धूमस्तथा सिंह, श्वा वलीवर्द इत्यपि।
खरो गजेन्द्रो ध्वाक्षश्च, अष्टाया परिकीर्तिता' ॥

एतेषा चाष्टानामप्यायानामष्टविध चल भवति । तद्यथा—

कालावसरवेलाना, मुहूर्त्तककुभोस्तथा ।
नक्षत्रग्रहयोश्चैव, निसर्गवलमष्टमम् ॥

એ પ્રત્યેક આય એક ઉપર બીજો આવે, તેના ફળ આઠે બાબતને અ ગે કેવા થાય એ વાત ત્યારપછી બતાવી છે

આય નિમિત્તશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે

મને આ આય વિભાગનુ દાર્શનિક બિલકુલ જ્ઞાન નથી, છતા જે થોડી વાત ગ્ર થકર્ત્તાએ લખી છે તે વાચતા એમ જણાય છે કે તેમને આય સ બ ધી શાસ્ત્રનુ જ્ઞાન પણ ઘણુ સારુ હોવુ જોઇએ એમના સામાન્ય અન્ય વિષયના જ્ઞાનને આધારે આ નિર્ણય પર હુ આવ્યો છુ. જે થોડી હકીકત બતાવી છે તેથી એમ જણાય છે કે આ શાસ્ત્ર પણ ઘણુ ઘુ ચવણવાળુ હોવુ જોઇએ આપણે લેખકને લેખક તરીકે અત્ર સમજવા પ્રવર્તમાન થયા છીએ ત્યા તો એટલુ જ જણાવવુ પૂરતુ ગણે કે એમણે આયશાસ્ત્રના વિષયમા પણ ઘણો કાબૂ બતાવ્યો છે ટૂકામા મુદ્દાની વાત કરી છે અને જે સર્વગ્રાહી અભ્યાસી તરીકે એમની ગણના અગાઉ કરી છે તેનો આ એક વધારે પુરાવો છે મહાન દાર્શનિક અને અદ્ભુત શાસ્ત્રાભ્યાસી જ્યારે આવા આવા સમાજને ઉપયોગી પરતુ સરખામણીમા અલ્પ ઉપયોગવાળા વિષયમા પણ સ પૂર્ણ સારગ્રાહીતા અને નિષ્ણાતપણુ બતાવે ત્યારે એમના જ્ઞાનની વિવિધતા જરૂર હ્રદય પર અમર કર્યા વગર રહે નહિ એ નજરે આ વિભાગ પણ ખરેખર આશ્ચર્ય પમાડે તેવો છે એમા સમયને કેવી યુક્તિથી પળવિપળ સુધી લઇ આવવાની રચના ઘડી છે તે વિચારવા યોગ્ય છે આયશાસ્ત્ર સમજનાર આ વિષયમા વધારે પ્રકાશ પાડે તે ઇચ્છવા યોગ્ય છે વિષય નવરાશના વખતમા આન દ પમાડે તેવો અને લેખકના અનેકવિધ જ્ઞાન માટે માન ઉત્પન્ન કરે તેવો છે

× × ×

**૭ સ્વપ્નશાસ્ત્ર— ... ... ( Science of Dreams ).**

સ્વપ્નવિચાર અષ્ટાંગ નિમિત્તનો એક ભાગ છે. અત્યારે પણ સ્વપ્ન શી ચીજ છે તે સંબંધમાં અનેક ચર્ચા ચાલે છે. માનસશાસ્ત્રના અભ્યાસીઓ એનો નિર્ણય કરવા અનેક ચર્ચા કરે છે અને અભિપ્રાયો ગોઠવે છે. સ્વપ્નવિચાર પર અનેક શાસ્ત્રો લખાયલાં છે. તીર્થંકર મહારાજની માતા ચૌદ સ્વપ્ન દેખે છે તે પ્રસંગને લઇને જૈન શાસ્ત્રકારોએ સ્વપ્નના સંબંધમાં બહુ લખ્યું છે. કેવા પ્રકારનું સ્વપ્ન આવે ત્યારે અમુક ફળ થાય તે પર હજારો પંક્તિઓ આલેખી છે. કયે સમયે આવે ત્યારે તેનું ફળ ક્યારે મળે ? એક સ્વપ્ન પછી બીજું આવે તો કોનું ફળ મળે ? વિગેરે પર અનેક ઉલ્લેખો થયા છે. અને ખૂદ તીર્થંકર ને ચક્રવર્ત્તીની માતાને ચૌદ મહાસ્વપ્નો આવે છે તેમજ બીજા મહાપુરુષોની માતાને એક, બે, ચાર કે સાત સ્વપ્ન આવે છે. એનો ઉલ્લેખ શાસ્ત્રમાં થયેલો હોઈ પ્રત્યેક શ્રોતા એ સંબંધમાં કાંઇકાંઇ હકીકત જરૂર જાણતા હોય છે.

તદ્દન સામાન્ય ઉલ્લેખ કરે એવા સામાન્ય પ્રતિના લેખક શ્રી સિદ્ધર્ષિ નહોતા. એમને સ્વપ્નવિચાર તો હૃદયંગમ હતો, પણ એમને સ્વપ્નવિચારનો ઉપયોગ એક અતિ મોટા પ્રશ્નનો નિર્ણય કરવામાં કરવો હતો એટલે આ વિષયમાં તેમણે તદ્દન જુદી જ દિશા ( લાઈન ) લીધી જણાય છે. સ્વપ્નવિચારમાં સ્વપ્નમાં હાથી આવે તો અમુક ફળ થાય અને ઘોડો આવે તો અમુક ફળ થાય એ વાર્તા તેમણે ન કરતાં કનકોદર વિદ્યાધરને પોતાની પુત્રી મદનમંજરી માટે પતિશોધનની ચિંતા ઉત્પન્ન કરી. પ્રથમ એને માટે સ્વયંવર રચ્યો તે ભાંગી પડ્યો,[1] પિતા કનકોદરને દુઃખ થયું અને આખી રાત પથારીમાં પછાડા માર્યા. લગભગ સવારે તેના સ્વપ્નમાં ચાર મનુષ્યો—બે પુરુષ અને બે સ્ત્રી આવ્યા અને કહી ગયા કે તેમણે મદનમંજરી માટે વર શોધી રાખ્યો છે. આ હકીકત અહીં રહી ગઇ, પણ મદનમંજરી કોણ છે એની વિગતવાર વાર્તા સંસારીજીવ—ગુણધારણને જ્યારે દાસીએ કહી ત્યારે સાથેસાથે આ વાર્તા પણ કહી દીધી હતી. ( પૃ. ૧૮૬૪ ).

---

૧. પ્ર. ૮. પ્ર. ૨. પૃ. ૧૮૬૪.

પછી ગુણધારણ–મદનમજરીના લગ્ન થઇ ગયા, લડવા આવેલા વિદ્યાધરો સ્તભી ગયા અને નગરપ્રવેશ આનદથી થયો તે રાત્રે કુલધરના સ્વપ્નમા પાચ મનુષ્યો આવ્યા અને તેમણે ગુણધારણને જે સારુ થાય છે તે સર્વના કારણ તરીકે પોતાને બતાવ્યા કુલધર મિત્રે એ વાર્તા ગુણધારણને[1] કહી એ ચાર મનુષ્યો કનકોદર રાજાના સ્વપ્નમા આવનાર કોણ અને એ પાચ મનુષ્યો કુલધરના સ્વપ્નમા આવનાર કોણ ? એ બાબત સમજવાની તીવ્ર જિજ્ઞાસા ગુણધારણને થઈ સભાજનોએ ઉપરચોટીઆ ચોડી વાત કરી ( પૃ ૧૯૮૫ ) પણ એથી ગુણધારણને પૂરો સતોષ થયો નહિ

કદમુનિને પૂછતા તેમણે કેવળી શ્રી નિર્મળાચાર્યનો હવાલો આપ્યો ( પૃ ૧૯૯૪ ) છેવટે પ્ર ૫ પ્ર ૫ મા કેવળી મહારાજ જ્યા પધારે છે ત્યા આ મુદ્દા પર ખૂબ વિચાર ચાલે છે અને અમુક કાર્ય થવામા કાળ, સ્વભાવ, કર્મ, ઉદ્યમ અને ભવિતવ્યતાને શુ સ્થાન છે એ આખો પાચ કારણનો મહાપ્રશ્ન ત્યા ઊકેલવામા આવે છે આ આખો વિભાગ નિમિત્તજ્ઞાનનો હોવા છતા એની આખી ઘટના તત્ત્વચર્ચામા ઉતારી દીધી છે અને તે ખાસ વાચવા-સમજવા યોગ્ય છે (જુઓ પૃ ૧૯૦૧ થી ૧૯૧૬ )

અત્ર કહેવાની મતલબ એ છે કે સ્વપ્નવિચાર જેવા સામાન્ય વિષયના પ્રસગનો લાભ લઇ આખો કાર્યકારણભાવ લેખકે લખી નાખ્યો છે એમા એક વધારે અગત્યના પ્રશ્નનો પણ નીકાલ કરી આપ્યો છે એમા સુસ્થિત મહારાજાએ ત્રણ આજ્ઞાઓ–ત્રિકાળાબાધિત નિયમો ઘડી આપ્યા છે તે ખાસ વિચારવા યોગ્ય છે એ નિયમો વિગતવાર પૃ ૧૯૧૪ મા આપ્યા છે એનો સાર એ છે કે –

“ ચિત્તવૃત્તિને અ ધકાર વગરની અને ચોખ્ખી રાખવી, મહામોહ રાજના લશ્કરને શત્રુ તરીકે ઓળખવુ ને તેને હણવુ અને ચારિત્રરાજના લશ્કરને હિત કરનાર ગણવુ અને તેને પોષવુ

આ આજ્ઞાપાલન-વિધિનિષેધની અસર અને એના ઉલ્લ ઘનના ફળો વિગેરે અનેક બાબતો ચર્ચી છેવટે એ આજ્ઞાના બતાવનાર

---

[1] પ્ર. ૮ પ્ર ૪ પૃ ૧૯૮૪

સિદ્ધ જીવોને અને એ સુસ્થિત મહારાજને સર્વ કાર્યોનાં કારણ તરીકે બતાવ્યાં છે.

આ સ્વપ્નવિદ્યાનો અદ્‌ભુત પ્રસંગ ખરેખર મન પ્રસન્ન કરનાર છે અને એક અપૂર્વ લેખક સાધારણ બનાવને કેટલો ઉચ્ચગ્રાહી બનાવી શકે છે તેનો નાદર નમૂનો પૂરો પાડે છે. પછી એ પ્રસંગનો લાભ લઇ સાતમા પ્રકરણમાં સંપૂર્ણ સુખ ઉપર વિવેચન કરી પોતાના દશ પાત્રો–ક્ષાંતિ, દયા, મૃદુતા, સત્યતા, ઋજુતા, અચૌર્યતા, બ્રહ્મરતિ, મુક્તતા, વિદ્યા અને નિરીહતાને યોગ્ય સ્થાન આપી દે છે. આ મુદ્દા પર આખું પ્રકરણ લખી નાખે છે અને એ દશે કન્યાઓને પ્રાપ્ત કરવાના અનુશીલનીય ગુણોનું વર્ણન પણ કરી આપે છે.[૧] આ આખો પ્રસંગ અદ્‌ભુત છે અને લેખકની અદ્‌ભુત કળાનો નમૂનો છે. એક સાધારણ પ્રસંગને ઘટાવવાની આવી શક્તિ ક્વચિત જ જોવામાં આવે છે. સ્વપ્નવિચાર તો માત્ર પ્રાસંગિક છે. બાકી લેખકનું ઊંડાણ અનેરું જ છે અને એ આ ગ્રંથની ચાવી છે. એ સમજે તેને આ વાત જચે તેમ છે. લેખકના બુદ્ધિવૈભવ અને ભાષાસૌષ્ઠવનો આ વિભાગ ખાસ વિચારવા યોગ્ય પ્રસંગ પૂરો પાડે છે.

× × ×

### ૮. ધાતુવાદ–ભુસ્તરવિદ્યા ... ... (Mineralogy).

જમીનમાં શું છે તે જાણવાની વિદ્યા અસલ કાળમાં સારી રીતે જણાયલી હતી. ગામડાંઓમાં અત્યારે પણ જમીન પર કાન દઇ કૂવો ખોદતાં અંદરથી પાણી નીકળશે કે નહિ તે કહેનારા સાંભળ્યા છે. અમુક પ્રકારના વૃક્ષો ઊગે તો તેની નીચેથી સોનું નીકળે, અમુક આકારે વૃક્ષ ઊગેલ હોય તો તેની નીચેથી સોનામહોરના ચરુ નીકળે વિગેરે બાબતો વહેમ તરીકે નહિ પણ વિજ્ઞાન તરીકે અસલ જણાયલી હતી. વચ્ચેના વખતમાં એવી ઘણી વાતો ભૂલાઇ ગઇ અને લુપ્તપ્રાય થઇ ગઇ એ ખેદની વાર્તા છે. ધાતુવાદ–ખન્યવાદની જે થોડી વાર્તા આ ગ્રંથમાં કરી છે તે પરથી લેખકનો એ વિષયનો ઊંડો અભ્યાસ જણાય છે.

---

૧. પ્ર. ૮. પ્ર. ૭. પૃ ૧૯૨૦–૧૯૩૩.

ધનની શોધમા નીકળી પડેલા ધનશેખરને સ્વપરાક્રમથી દ્રવ્ય મેળવવુ હતુ એ ધનના વિચારમા નિમગ્ન થઇ ઉદ્યાનમા અંદર કિનારે બેઠો હતો ત્યા કેશુડા( કિંશુક )ના ઝાડનો અંકુરો (પ્રારોહ) શાખામાથી નીકળીને પાતળો થતો થતો જમીન સુધી ગયેલો એણે જોયો

तं च किंशुकपादपप्रारोहमवलोक्य स्मृतो मयाभिनवशिक्षित खन्यवाद'। चिन्तित च। नूनमस्त्यत्र किंचिद्धनजातम्। यतोऽभिहित खन्यवादे—

नास्त्येव क्षीरवृक्षस्य प्रारोहो धनवर्जित. ।
स्तोक वा भूरि वा तत्र भुव विल्वपलाशयो ॥
प्रारोहे भूरि तत् स्थूले तनुके स्तोकमुच्यते ।
रात्रौ ज्वलति तद्भूरि सोष्मणि स्वल्पमीरितम् ॥
विद्धे तत्र भवेद्रक्तं यदि रत्नानि लक्षयेत् ।
अथ क्षीर ततो रूप्य पीत चेत्कनक भवेत् ॥
प्रारोहः स्यादुपर्युच्चैर्यन्मात्रेऽधोऽपि तावति ।
प्रदेशे निहित नून विद्यते तन्निधानकम् ॥
उपरिष्टात्तनुश्चेत्स्यादधस्तात् पृथुलो यदि ।
प्रारोहोऽसौ निधिं प्राप्तो विपरीतस्तु सोऽन्यथा ॥

મને સમજણ પડી તે પ્રમાણે મે આનો અર્થ કર્યો છે (પ્ર. ૬ પ્ર ૨ પૃ ૧૪૭૫), પણ એનુ મૂળ સ્થળ મને મળ્યુ નથી એ વિષય પર ઘણું લખાયલુ હોવુ જોઇએ એમ જણાય છે શ્રી સિદ્ધર્ષિ જણાવે છે કે यतोऽभिहितं खन्यवादे એટલે 'ખન્યવાદમા કહ્યુ છે' એટલા ઉપરથી તેમનો ખન્યવાદનો સારો ગૌત અભ્યાસ જણાઇ આવે છે એ કેટલી સહેલાઇથી વાત પકડી લે છે તે જુઓ

ततो निरूपितोऽसौ मया पलाशपादपप्ररोहो यावत्तनुक. तत्र चिन्तित मया। स्तोकमत्र द्रविण। ततो नखशुक्त्या विद्धोऽसौ मया यावन्निर्गतं पीतवर्णं क्षीर तत स्थितं मम मानसे यथा कनकेनात्र भवितव्यम्। तत' प्रेरितोऽहं सागरेण तस्योत्खननार्थं। ततो नमो धरणेन्द्राय नमो धनदाय नमो धनपालायेति मन्त्र पठता खात: प्रदेशो मया। दृष्टं दीनारभृतं ताम्रभाजनम्। परिगणितं प्रयत्नेन यावत्सहस्रमात्रम्।

જે સહેલાઇથી આ વાક્યપ્રયોગ થયો છે તે જોતાં લેખકશ્રી સિદ્ધર્ષિનો આ વિષયમાં ઘણો ઊંડો અભ્યાસ હોવો જોઇએ. સાધારણ રીતે આવા પ્રાસંગિક વિષય ઉપર લખતાં ઘણો સંકોચ થાય છે, પણ જ્યારે એ વિષયનો બારિક અભ્યાસ હોય ત્યારે જ સ્પષ્ટતાથી અને સરળતાથી વાત મૂકાય છે. એ વિચારસ્પષ્ટતા અને વિવેચન-સ્પષ્ટતા લેખકે આ મુદ્દામાં બતાવી પોતાનું ખન્યવાદનું જ્ઞાન બતાવી આપ્યું છે. લેખકના જ્ઞાનની વિવિધતા બતાવવાનો જે પ્રસંગ અત્ર ઉપસ્થિત કર્યો છે તેમાં આ બાબત એક અગત્યનો મુદ્દો પૂરો પાડે છે. ચાલુ વાતોનું જ્ઞાન શિષ્ટ લેખકમાં હોય છે પણ વિશિષ્ટ લેખકો ચાલુ વાત ન હોય તેવી વિજ્ઞાનની વાતોને પણ સરળ ભાષામાં મૂકવાની શક્તિ ધરાવે છે અને એ આ સાદી પણ નાની બાબતથી બરાબર જણાઇ આવે છે. શ્રી સિદ્ધર્ષિના જ્ઞાનવૈવિધ્યને અંગે આ બાબત ખાસ લક્ષમાં રાખવા યોગ્ય લાગે છે. ધાતુવાદને અન્યત્ર સુવર્ણાદિ ધાતુ બનાવવાની વિદ્યા અથવા શાસ્ત્ર કહેવામાં આવે છે તેથી તે પર પણ અનેક ગ્રંથો વિજ્ઞાનની નજરે લખાયલા હોવા સંભવિત છે.

× × ×

## ૯. વિનોદ. ... ... ... (Wit and Humour).

શ્રી સિદ્ધર્ષિ લેખક તરીકે ઘણા ગંભીર વિષયને રમતા રમતા બહલાવી શકે છે. તે ઉપરાંત તેઓ વિનોદી પણ ઘણા છે. તત્ત્વ-જ્ઞાનના અતિ ઊંડા વિષયમાં રમણ કરનાર સાથે સામાન્ય વિનોદ પણ કરાવી શકે એવો યોગ થવો લગભગ અસંભવિત છે. અનુપમ ગાંભીર્ય સાથે પોષક વિનોદ કરનાર લેખકની વિરલતા છે એ બહુ જાણીતી વાત છે. આ તેમની અનુપમ ગંભીરતા સાથે સાદા વિનોદના બે ચાર પ્રસંગો આપી તે પર ધ્યાન ખેંચવાનું કારણ તેમનું વૈવિધ્યદર્શન છે. તેમનો વિનોદ ઘણો ઊંચા પ્રકારનો વિદગ્ધતામય અને રસમય છે તે પણ સાથે જણાવવું યોગ્ય ગણાશે. આપણે તે જરા જોઈ લઈએ:—

(ક) હરિકુમાર વિનોદ (પ્ર. ૬. પ્ર. ૩.)

હરિકુમારને મદનમંજરી તરફ આકર્ષણ થયું છે, મદનમંજરીને હરિકુમાર તરફ થયું છે. દેશ આર્યાવર્ત છે. સંવનનનો સમય છે.

લજ્જામર્યાદાના ખ્યાલો અત્યારની નવીન પ્રજાને ન સમજાય તેવા છે તે પ્રસગે તેના હૃદયનો મર્મ કાઈક સમજનાર અને કાઈક ન સમજનાર છ મિત્રો તેની પાસે આવે છે નામથી જ તેઓ ઓળખાઈ જાય તેવા છે મન્મથ, લલિત, પદ્મકેસર, વિલાસ, વિભ્રમ અને કપોળ એ નામ સાભળ્યા પછી તેઓ કેવા આનદી હશે તે સમજી લેવુ પ્રસગ ફાગણના વસત જેવો છે છતા લેખકે એમા જરા પણ બિભત્સતા ન આવવા દેતા એને નર્મભાષી ( witty ) બનાવી રસ જમાવ્યો છે પ્રથમ ચિત્રપ્રસગમાથી જમાવટ શરૂ કરે છે ( પૃ ૧૪૯૨ ) ત્યા ચિત્ર શબ્દના બે અર્થ પર પ્રથમ ગમત શરૂ થાય છે જુઓ ( પૃ ૧૪૯૩-૪ )

पद्मकेसर' प्राह-यदनया कन्यकया दुर्गममन्यनारीणा दुर्लङ्घ्यमम्बरचरीणामहार्यं किन्नरीणा असाध्यममरसुन्दरीणा अविषयो गन्धर्वादिपुरन्ध्रीणा मदनातुराणामपि सत्त्वैकसारमपहस्तितरजस्तमोविकार कुमारमानसं चित्रविन्यस्तरूपयापि दृढमवगाहित इदमनया कन्यकया चित्र विहित। तच्च मयैव न केवलमवलोकितं किं तर्हि स्फुटतर भवद्भिरपि। विभ्रम प्राह-नन्वाश्चर्यमिद कथं चित्र। पद्मकेसरेणोक्तं-ननु मूर्खचूडामणे! आश्चर्यमेव चित्रशब्देनोच्यते। कपोल प्राह। વિગેરે

આ આખો સવાદ વિનોદથી ભરપૂર છે ટોળટપ્પા કરનાર મિત્રો મળીને મજાક ઊડાવે તેવો છે, છતા એમા, અમર્યાદિત ભાગ જરાપણ નથી કુમારને પોતાના મનની વાત વણત પહેલા બહાર પડે તે ગમતુ નહોતુ એટલે એણે વાત ઊડાવી અને ચારુપ્રશ્નોત્તર કરવા સૂચના કરી

કુમારની સૂચના પ્રમાણે પદ્મકેસરે સવાલ કર્યો—

पश्यन् विस्फारिताक्षोऽपि वाचमाकर्णयन्नपि।
कस्य को याति नो तृप्तिं किं च ससारकारणम्॥

કુમારનુ મન તો કન્યામા લાગેલુ, એટલે સાભળે કોણ? ફરી વાર બોલ્યો, પણ જવાબમા માત્ર હોકારો મિત્રો હસી પડ્યા અને એક બીજા સામી ઇસારત કરી, અર્થસૂચક ઇસારાઓ આખથી કર્યા એ જોઈ કુમાર ચોકયો, જાગ્યો અને ખોખારો ખાધો

જાગ્યો એટલે તો તુરત જવાબ આપ્યો. આ આખો પ્રસંગ વિનોદમય છે, માનસિક રસિકતાનો છે. પછી બીજો પ્રશ્ન થાય છે, પછી પ્રશ્નપ્રહેલિકા થાય છે, પછી ખૂબ ચર્ચા જામે છે અને માનસિક ઝીણવટના નમૂના પૂરા પડે છે. અત્ર તેનું પુનરાવર્તન ન થાય. ગ્રંથના મૂળ શ્લોકો પણ અવતરણમાં સાથે આપ્યા છે ત્યાંથી વિચારી લેવા. એમાં कीदृग्राजकुलं વાળો શ્લોક ( પૃ. ૧૪૯૭ ) ખૂબ આનંદ આપે તેવો છે. આનું નામ ખરો વિનોદ કહેવાય. એ વાંચતાં બાળપણમાં અંત્યાક્ષરિકા વિગેરે અમે કરતા તે યાદ આવે છે, તેની સાથે ગાળેલા નિર્દોષ દિવસો યાદ આવે છે અને આ માનસિક વિનોદની સરસતા સમજાય છે. એક શબ્દાલંકારવાળો પ્રસંગ મૂળમાંથી વાંચવા યોગ્ય છે તે પર જરા ધ્યાન ખેંચીએ:—

मन्मथेनोक्तं । कुमार ! मया स्पष्टान्धकद्वयं चिन्तितं । कुमारेणोक्तं । झटिति पठत्वार्यः । पठितं मन्मथेन ।

दास्यसि प्रकटं तेन गृह्णामि न करात्तव ।
भिक्षामित्युदिता काचिद्भिक्षुणा लज्जिता किल ॥

तथा । करोति कठिनो राजन्नरीभकटघट्टनम् ।
विधत्ते करपालस्ते निर्मूलां शत्रुसंहतिम् ॥

ततो विहस्योक्तं हरिकुमारेण । प्रथमं तावदेवं भज्यते । दासी असि गणिका भवसि तेन कारणेन तव हस्ताद्भिक्षां न गृह्णामि । शेषं स्फुटमेव द्वितीयस्य पुनरेष भङ्गः । करो हस्तोऽतिकठिनो गाढनिष्ठुरस्तव हे राजन् ! अरीभकटघट्टनं शत्रुकरीकुम्भास्फालनं विधत्ते कुरुते तथा करवालस्ते निर्मूलां शत्रुसंहतिं विधत्त इति सम्बन्धः ।

આમાં ભાષાની સરળતા અને બોલનારની વિદ્વત્તા ઓતપ્રોત ઝળકયા કરે છે. આ આખું પ્રકરણ વિનોદથી ભરપૂર છે.

( b ) રિપુદારણ અભિમાનમાં રહી કાંઇ ભણ્યો નહોતો પણ રાજાનો પુત્ર એટલે કળાકુશળતામાં ખોટી ખ્યાતિ પામ્યો. શેખરપુરથી નરસુંદરી તેની વિખ્યાતિથી વ્યામોહ પામી તેને વરવા સિદ્ધાર્થપુરે આવી. આ વખતે રાજસભામાં કુમારની પરીક્ષા થઈ

પણ ત્યા એની ખોટી ખ્યાતિ કામમા આવે તેમ નહોતુ નરસુદરીએ કળા સબધી પ્રશ્ન કરવા એમ વાત થઇ, પણ વિવેકી કુવરી કહી બોલે નહિ, વાત ઉપાડે નહિ આર્યલજ્જાથી એ ભરપૂર હતી એણે વાત કરી ( પ્ર ૪ પ્ર ૩ પૃ ૭૨૯ )

नरसुन्दरी—यदाज्ञापयति तात. । केवलं गुरूणां समक्ष न युक्तं ममोद्ग्राहयितुम् । तस्मादार्यपुत्र एवोद्ग्राहयतु सकला कला' । अहं पुनरेकैकस्या कलायां सारस्थानानि प्रक्ष्यिष्यामि । तत्रार्यपुत्रेण निर्वाह करणीय इति ।

ભારે મજાનો મચોગ ઊભો કર્યો કુમારની પાસે કળા પર વિવેચન કરાવવુ અને પછી પોતે તેમાથી સારસ્થાન પર પ્રશ્નો કરવા આથી જ્ઞાનની બરાબર પરીક્ષા થાય છે ભવિષ્યના વર-કન્યાના માબાપને આ વાર્તા રુચી રિપુદારણના પિતા બોલ્યા—

कुमार ! सुन्दरं मन्त्रितं राजदुहित्रा । तत्साम्प्रतमुद्ग्राहयतु सकला कला, पुरयत्वस्या मनोरथान्, जनयतु ममानन्दं, निर्मलयतु कुलम्, गृह्णातु जयपताकाम् । एषा सा निकषभूमिर्वर्तते विज्ञानप्रकर्षस्येति ।

હવે એ વખતે રિપુદારણના શા હાલ થયા તે જુઓ !

मम तु तदा कलाना नामान्यपि विस्मृतानि । ततो विह्वलीभूतमन्त करण, प्रकम्पिता गात्रयष्टि, प्रादुर्भूता प्रस्वेदबिन्दव, सञ्जातो रोमोद्धर्ष, प्रनष्टा भारती, तरलिते लोचने ।

આ વખતનો રિપુદારણનો દેખાવ કેવો થયો હશે ? પરીક્ષા આપવા જઇએ, મુખની પરીક્ષા ચાલતી હોય અને એક પણ જવાબ મોઢે આવે નહિ એનો જેને ખ્યાલ હોય તે આ અભિમાની રાજપુત્રની દશા સમજી શકે

પછીનો આખો પ્રસગ મજાનો ચિતર્યો છે એના પ્રત્યેક શબ્દમા વિનોદ છે લેખકને અભિમાનીને નીચો પાડવો હતો મિથ્યાભિમાની રાજસભામા વડીલ સમક્ષ મૂર્ખ ગધેડો બન્યો એમા ખરા વિનોદ સાથે અતિ ઊંડાણમા ભારે રહસ્ય રહેલુ છે આ વિનોદ

ખાસ સિદ્ધર્ષિગણિનો ! રાજાએ ક્ષોભનું કારણ પૂછતાં એના કળાચાર્ય બરાબર ખુલાસો કરે છે.

**राजन् ! प्रस्तुतवस्तुन्यज्ञानं मनःक्षोभनिमित्तं । भवत्येव हि वागायुधानां सदसि विदुषां सस्पर्धमाभापितानां ज्ञानावष्टम्भविकलानां मनसि क्षोभातिरेकः ।**

આમાં કમાલ કરી છે. પ્રનષ્ટા ભારતી અને વાગાયુધવાળા માણસોને વિદ્વાનની સભામાં થતો ક્ષોભ એ બે વાક્યો તો વિનોદને એની પરાકાષ્ઠાએ લઇ જાય છે.

( ૯ ) ત્રીજા પ્રસ્તાવમાં પણ એવો સુંદર પ્રસંગ આવે છે. નંદિવર્ધનને અભ્યાસ કરવા પિતાએ કળાચાર્ય પાસે મૂક્યો. તેના અભ્યાસ પર દેખરેખ રાખી રિપોર્ટ કરવા વિદુરને નીમ્યો. વિદુરે કુમાર નંદિવર્ધન પાસે બાળ, મધ્યમબુદ્ધિ અને મનીષિની લંબાણ વાર્તા કરી અને વૈશ્વાનરનો પરિચય છોડી દેવા સૂચના કરી. આવી અદ્ભુત વાર્તા સાંભળ્યા પછી વૈશ્વાનરના રંગે રંગાયલા નંદિવર્ધન પર વૈશ્વાનરનો પરિચય છોડવાની સલાહની શી અસર થાય છે તે જોવા જેવું હતું. અતિવત્સલ વિદુરને એ તમાચો મારી પોતાની અધમતા બતાવે છે. આ પ્રસંગ દિલ ઉશ્કેરનારો છે. વાંચો એ પ્રસંગ ( **પ્ર.** ૩. પ્ર. ૧૮. પૃ. ૫૫૦ ).

**निरीक्षिते च तस्मिन्नवसरे वैश्वानरः साकूतः सन्नभिमुखो मदीयवदनं । लक्षितोऽहमनेन मुखविकारतस्तैर्विदुरवचनैर्दूयमानः । ततः कृता वैश्वानरेण मां प्रति सा पूर्वसाङ्केतिका संज्ञा । भक्षितं मया क्रूरचित्ताभिधानं तद्वटकं । ततस्तत्प्रभावान्मे क्षणेन वृद्धो अन्तस्तापः । समुल्लसिताः स्वेदबिन्दवो, जातं गुञ्जार्धसन्निभं शरीरं, सम्पन्नं विषमदष्टोष्ठं, भग्नोग्रभ्रूकुटितरङ्गमतिकरालं वक्त्रकुहरं । ततो भद्रे अगृहीतसङ्केते ! तथा वैश्वानरवटकप्रभावाभिभूतात्मना मया पापकर्मणा नाकलय्य तस्य वत्सलतामनालोच्य हितभाषितमविगणय्य चिरपरिचयं परित्यज्य स्नेहभावमुररीकृत्य दुर्जनतां सर्वथा निष्ठुरवचनैस्तिरस्कृतोऽसौ विदुरः । यदुतारे दुरात्मन् ! निर्लज्ज ! त्वं मां बालकल्पं कल्पयसि तथाचिन्त्यप्रभावोपेतं परमोपकारकमन्तरङ्गभूतं मे वैश्वानरं तथाविधदुष्टस्पर्श-**

नोपेतं मन्यसे ? अददानस्य च प्रत्युत्तरं विदुरस्य मया दत्ता कपोलदारणी चपेटी । गृहीत्वा च महत्फलकं प्रहर्तुमारब्धोऽहं । ततो भयातिरेकप्रकम्पमानगात्रयष्टिर्नष्टो विदुर ।

આ આખુ દૃશ્ય બગાબર કલ્પો ! રાજાનો બાળક ક્રોધી, અભિમાની પણ હજુ તદ્દન બાળ એક બાજુ ઊભો હોય, તેની સામે વૃદ્ધ વિદુર સમજણનો ભડાર, અનુભવી, ધોળા બાલથી ભરપૂર ખડો હોય—એને કુમાર લપાટ લગાવી દે અને તેને વધારે લગાવવા લાકડી લેવા દોડે—આ આખા દૃશ્યમા વિનોદ છે, રમત છે, ચચળતા છે, અભિમાનનુ ચિત્ર છે આ વિનોદી પ્રસગ અત્યત દિલ ઉશ્કેરનાર છે, છતા એ વિનોદ છે, અને વિનોદ છતા એ શિક્ષણીય છે અભિમાનને એ ઉચ્ચ પદે બતાવે છે, નોકરને એ નિર્બળ બતાવે છે, એમા ઘણુ ઊડુ રહસ્ય છે વિનોદના ચિત્ર તરીકે એ ગમ્મત આપે તેવુ છે

વિનોદના પ્રસગોથી આ ગ્રથ ભરેલો છે બીજા વિનોદ પ્રસગોના નામનિર્દેશ કરી, કોઇ જગ્યાએ સ્થાન નિરૂપણ કરી હવે આ વિષય ખતમ કરીએ

( d ) મિથુનદ્વય અતરકથામા બે રાજા અને બે રાણી બન્ને પોતાની જાતને બેવડાઇ ગયેલી જોઇ દેવપ્રતાપ માને છે ( પ્ર. ૩ પ્ર ૬ પૃ ૪૧૪ )

એમા છૂત મેળવવાના બે પ્રસગો ( પૃ ૪૧૩ )

( e ) સત્ત્વહીન બાળ મદનકદળીની શય્યામાથી પડી જાય છે, તેનો અવાજ થતા પકડાઇ જાય છે શત્રુમર્દન રાજાના વાસભુવનમા આ પ્રસગ બને છે ( પ્ર. ૩ પ્ર ૧૦ પૃ ૪૫૮ )

( f ) ભવચક્રના કૌતુકોમા એવા ઘણા પ્રસગો છે નીચેના જુઓ —

( क ) લોલાક્ષ દારુ પી રતિલલિતાને નાચવાનો હુકમ કરે છે ( પ્ર. ૪ પ્ર ૨૨ પૃ ૯૩૯. )

( ख ) રિપુદારુણ પુત્રજન્મના પ્રસગે નાચે છે ( પ્ર. ૪ પ્ર ૨૩ પૃ. ૯૪૮ )

( ग ) ધનગર્વી મહેશ્વર શેઠ દુષ્ટશીલ પાસેથી ચોરીનો માલ પડાવી લે છે ( પ્ર. ૪. પ્ર. ૨૪. પૃ. ૯૫૯. ).

( घ ) ઇશ્કી રમણ પાન ચાવતો, અત્તર લગાવતો, વેશ્યાને ત્યાં જતો દેખાય છે ( પ્ર. ૪. પ્ર. ૨૫. પૃ. ૯૬૧. ).

( ङ ) રમણ પૈસા આપી પાછો ભિખારી બને છે અને રાજ-પુત્રનો માર ખાઇ મરે છે. ( પ્ર. ૪. પ્ર. ૨૫. પૃ. ૯૬૬. ).

( च ) લક્ષાધિપતિ–ભિખારી કપોતક દ્યૂતમાં હાલહવાલ થાય છે ( પ્ર. ૪. પ્ર. ૨૬. પૃ. ૯૭૧. ).

( छ ) શિકારનો શોખીન લલન, શિકાર પાછળ દોડતો દેખાય છે ( પ્ર. ૪. પ્ર. ૨૬. પૃ. ૯૭૩. ).

( ज ) ઘણા વર્ષે વાસવ અને ધનદત્ત મળી આનંદ–કલ્લોલ કરતા દેખાય છે ( પ્ર. ૪. પ્ર. ૨૬. પૃ. ૯૭૮. ).

( g ) અભિમાની રિપુદારણ, તપન ચક્રવર્તીને નમવા આવતો નથી. તપન ચક્રીને લાગ્યું કે માનસરોવરમાં રહી મોતીનો ચારો કરનાર હંસોનો નાયક કાગડો ન ઘટે, એટલે એમણે યોગેશ્વરને હુકમ આપી દીધો, એ યોગી રિપુદારણ પાસે આવ્યો અને યોગ-ચૂર્ણ મુઠ્ઠી ભરીને મ્હો પર નાખ્યું એટલે એ તદ્દન શૂન્ય થઇ ગયો. પછી એની પાસે નાટક કરાવ્યું, મ્હોઢેથી પદ બોલતા જાય અને ઝીલતા જાય અને ફટકાવતા જાય. આ આખો રાસડો અને ધ્રુવ-પદ કરુણા અને હાસ્યરસમિશ્રિત હોઇ રિપુદારણ તરફ વિનોદ સાથે તિરસ્કાર બતાવે છે. એ મૂળ પદો અસલ અવતરણમાં આપ્યા છે ( પ્ર. ૪. પ્ર. ૪૦ પૃ. ૧૧૨૦–૧૧૨૮. ) તેથી અત્ર તેનું પુનરાવર્તન કર્યું નથી.

( h ) વેલ્લહલ કથામાં કુમારનું શરીર અજીર્ણથી ભરપૂર છે, છતાં ખાતો જાય અને ઉલટી કરતો જાય. રોમના શહેનશાહ ક્લોડિયસ જેવું ચરિત્ર છે. ભારે વિનોદી છે. એ ખાય છે અને વમન કરે છે. **ततो वारयतो वचनेन धारयतो हस्तेन तस्य समयज्ञस्य समक्षमेव बलात्प्रवृत्तो भक्षयितुमाहारं वेल्लहलं । ततः समुत्कटतयाऽजीर्णस्य प्रबलतया ज्वरस्य न क्रमतेऽसौ गलकेना-**

हार । तथापि बलदेव क्रामित कियानपि वेल्लहलेन । ततः समुद्धूत हृदयं सञ्जात· कलमलक· सम्पन्नं वमनं विमिश्रितं च तेन वमनेन सर्वमपि पुरतो विन्यस्तं भोजनं । આ આખો પ્રસગ ઘણા માથે ભારે વિનોદ ઉત્પન્ન કરનાર છે (પ્ર. ૪. પ્ર ૧૧ પૃ ૮૨૨)

(i) ગભરાટ, દભ, ગોટાળા, અસત્ય, મિત્રદ્રોહ અને પ્રપચનું દૃષ્ટાંત વામદેવ પૂરું પાડે છે રત્નને છુપાવી સ્થળ ભૂલી જાય છે અને ત્રીજે દિવસે વિમળ પાસે પાછો આવે છે ત્યારે ખોટા બ્હાના કાઢે છે તે વખતે વનદેવી ઘૂણી એને ઉઘાડો પાડે છે દેવી એને મારી નાખતી હતી તેને બદલે વિશાળભાવી વિમળ એને માફ કરે છે. આમા એની વિશાળતા, સહૃદયતા અને ભવ્યતા વિનોદપૂર્વક દેખાય છે દેવી ઘૂણીને સાચી વાત બોલી ગઈ ત્યારે વામદેવનુ મુખ કેવુ થયુ હશે તે વિચારી લેવુ આમા લેખકનો ખરો વિનોદ છે આખો પ્રસગ બહુપ્રકાર નામના વિકારને દર્શાવનાર અને માનસના અભ્યાસને સમજાવનાર છે (પ્ર. ૫ પ્ર ૮ પૃ ૧૨૦૮)

(j) બઠર ગુરુ ને ચાર પાત્રો, ભિક્ષા અને હેરાનગતિ (પ્ર. ૫ પ્ર ૧૫ પૃ ૧૨૬૩-૬૪)

(k) તુગશિખર પર સાભળવાના રસમા કિન્નરયુગળની ગુફા બ્હાર ઊભેલો બાલિશ પડી જાય છે ત્યારે પકડાઈ જાય છે એ પડવાનો ધડાકો–ધબકારો કાનમા અથડાયા વગર રહે તેમ નથી (પ્ર. ૭ પ્ર ૧૨ પૃ ૧૭૮૩)

આવા પ્રસગોનો પાર નથી આખા ગ્રથમા સેંકડો પ્રસગો છે એ ઉપરથી લેખકની વિવિધતા, જનસ્વભાવનો અભ્યાસ, વિશિષ્ટ દર્શન, ફળદૃષ્ટિમા લાબી નજર અને અનેક પ્રસગે કથાને ઝળકાવવાની અને સમેટવાની અદ્ભુત ખૂબી–એ સર્વ વાત દૃષ્ટિગોચર થાય છે

× × ×

(૧૦) વ્યાપાર . (Trade)

શ્રી સિદ્ધર્ષિ ગણિ વર્તે ત્યાગી અને મુત્સદ્દીના પુત્ર હોવા છતાં વ્યાપારની પદ્ધતિ બરાબર સમજતા હતા અને સમજતા હતા તે દેખાડી પણ શકતા હતા આખા ગ્રથમા છૂટાછવાયા વાક્યોનો

તો પાર નથી, પણ નીચેના પ્રસંગો એની સિદ્ધિમાં બતાવી શકાય. એમના જ્ઞાન અને વૈવિધ્યનો ખ્યાલ આવવા માટે આ વિષયના કેટલાક દાખલા વિચારી જઈએ.

( a ) વ્યાપાર કરનારનાં મનમાં કેવા વિચારો આવે તે ધનશેખર બતાવે છે. એને ' સાગરના કલ્લોલો ' કહેવામાં આવ્યા છે. સ્વોપાર્જિત–દ્રવ્યની મહત્તા ત્યાં એ વિચારે છે.

धनमेव जगत्सारं, धनमेव सुखाकरं ।
धनमेव जगत्श्लाघ्यं, धनमेव गुणाधिकम् ॥

धनमेव जगद्वन्द्यं, धनं तत्त्वमुत्तमम् ।
धनं हि परमात्मेति, धने सर्वं प्रतिष्ठितम् ॥

धनेन रहितो लोके, पुरुषः परमार्थतः ।
तृणं भस्माशुचिर्धूलिर्यद्वा नास्त्येव किञ्चन ॥

धनादिन्द्रो धनाद्देवा, धनादेते महीभुजः ।
अन्येभ्योऽभ्यधिका भान्ति, नान्यत्किञ्चन कारणम् ॥

एको दाता परोऽर्थीति, स्वाम्येकः सेवकोऽपरः ।
पुरुषत्वे समानेऽपि, धनस्येदं विजृम्भितम् ॥

तदत्र परमार्थोऽयं, सर्वयत्नेन तद्धनम् ।
स्वीकर्तव्यं नरेणोच्चैरन्यथा जन्म निष्फलम् ॥

( પ્ર. ૬. પ્ર. ૧. પૃ. ૧૪૬૮. ૯. )

એના ઘરમાં કુલક્રમાગત દ્રવ્યનો પાર નથી, પણ એને એ દ્રવ્ય ન ખપે. એમાંથી એક પાઇ પણ લીધા વગર પોતાના ભુજાબળે ધન મેળવવા પરદેશ જઇ, પુરુષાર્થ કરી, ધન કમાવા પિતાની રજા માગે છે. એ પિતા પુત્રની વાતચીત વાંચવા જેવી છે. પછી દૂર-દેશ કમાવા જનાર દીકરાને વૃદ્ધ પિતા શિખામણ આપે છે તે વ્યવહારુ અનુભવી વ્યાપારીના મુખમાં ખૂબ શોભે તેવી છે, વ્યાપારના પૂરા જ્ઞાનની હાજરી બતાવનારી છે. જુઓ પૃ. ૧૪૭૧ ત્યાં ધનશેખરના પિતા કહે છે કેઃ—

" वत्स ! सुखलालितस्त्वमसि सरलः प्रकृत्या, दवीयो देशान्तरम्, विषमा मार्गाः, कुटिलहृदया लोकाः, वञ्चनप्रवणाः

कामिन्य', भूयासो दुर्जना', विरलविरला' सज्जना, प्रयोगचतुरा धूर्ता, मायाविनो वाणिजका, दुष्परिपाल भाण्डजात, विकारकारि नवयौवनं, दुरधिगमा कार्यगतय', अनर्थरुचि कृतान्त, अनपराधक्रुद्धाश्चौरचरटादय. । तत्सर्वथा भवता क्वचित्पण्डितेन क्वचिन्मूर्खेण क्वचिद्दक्षिणेन क्वचिन्निष्ठुरेण क्वचिद्दयालुना क्वचिन्निष्कृपेण कचित्सुभटेन क्वचित्कातरेण क्वचित्त्यागिना क्वचित्कृपणेन क्वचित्वकवृत्तिना क्वचिद्विदग्धेन सर्वथा परैरलब्धमध्यागाधदुग्धनीराधिधीरगम्भीरधिषणेन भवितव्यम् । ”

આમા અત્ય ત વ્યવહારદક્ષતા, કુશળતા અને સ સારનુ અવલોકન તરવરી આવે છે દુનિયા કેમ ચાલે છે તે ઉઘાડી આખે જોનાર આ વાત દીવા જેવી સમજે, પણ એ વાત એકઠી કરી લખવી એમા કળા છે અને તે લેખકમા ઝળકી રહે છે

( b ) સહાય વગર ધન મેળવવાના આદર્શમા વ્યાપારી ધનશેખરની વ્યાપારી નજર અને સત્ત્વશીલતા બતાવે છે ( પ્ર ૬ પ્ર ૧ પૃ ૧૪૭૨ )

सत्त्वमात्रधनो गत्वा, रूपकेण विवर्जित' ।
आगच्छेयं कृतार्थोऽह, यदि तात ! पुनर्गृहम् ॥
धनशेखरनामाऽहं, तव सूनुर्न सशय ।
अन्यथा मृत एवास्मि, दातव्यो मे जलाञ्जलिः ॥
सार्थभाण्डसहायादिसामग्रीं धनसाधनीम् ।
प्राप्यार्जयति योपापि, धनं किमु युवा नर ॥

સ્વોપાર્જિત ધન મેળવવાની ભાવનાવાળો વ્યાપારી કેવો ? વળી એનો બાપ પણ કેવો જબરો ? એ પોતાની પત્નીને પુત્રને વિદાય આપવામા સ કોચ કરતી જોઈ શુ કહે છે ?

या साहसविनिर्मुक्तमलसं दैवतत्परम् ।
निर्वीर्यं जनयेत्पुत्रं, सा हि रोदितुमर्हति ॥
त्वया तु जनितो धीर, सुतोऽय कुलभूषण ।
निर्व्याजसाहसस्तस्मान्नास्ति रोदनकारणम् ॥
अयं नूनं गुणोऽस्माक, व्यवसायपरायण ।
यद्येष पुत्रको जातस्ततो मुञ्च विषादता ॥

રહે તે કોની મા ? આવા વ્યવસાયપરાયણ પુત્રને જણવા માટે એને અભિનંદન ઘટે. આ વ્યાપારીનાં જ વચન હોય. એનો ભાર, એની વહનિકા, એનું લક્ષ્ય જોવા લાયક છે. ( પૃ. ૧૪૭૨–૩ )

( c ) ધનશેખર જયપુર નગરે આવે છે. બકુલ શેઠ એની પરીક્ષા કરી એને પોતાની પુત્રી પરણાવે છે અને ધનનો માલેક તેને કરવા કહે છે; પણ એને તો પોતાની શક્તિથી રત્નો પેદા કરવાં હતાં. શેઠ બહુ વિનવે છે ત્યારે એ શો જવાબ આપે છે ?

यावन्निजभुजाभ्यां भो ! नार्जिता रत्नराशयः ।
तावत्सर्वामहं मन्ये, भोगलीलां विडम्बनाम् ॥

( પ્ર. ૬. પ્ર. ૨. પૃ. ૧૪૭૭ )

પછી એણે જૂદું ઘર કરી ધન એકઠું કરવા વ્યાપાર માંડ્યો. એની સાથે આ જમાનાનો વ્યાપારી સરખાવવા યોગ્ય છે. એની ધમાલ અને અંતરવૃત્તિ વર્ણવતાં કહે છે કે ( પ્ર. ૬. પ્ર. ૨ પૃ. ૧૪૭૮–૯ )

ततः प्रारब्धोऽहं वाणिज्यं विधातुं । मे विवर्धन्ते मनोरथकल्लोलाः, विलगति धर्मबुद्धिः, अपसरति दयालुता, नश्यति सरलता, प्रभवति धने तत्त्वबुद्धिः, विघटते दाक्षिण्यं, प्रलीयते सन्तोषोऽपीति । ततः सङ्गृह्णामि धान्यानि, भाण्डशालयामि कार्पासतैलादिकं, स्वीकरोमि लाक्षां, व्यवहरामि गुलिकया, पीडयामि जन्तुसंसक्ततिलान्, दाहयाम्यङ्गारान्, छेदयामि वनं, जलपाम्यलीकं, मुष्णामि मुग्धजनं, वञ्चयामि विश्रब्धक्रायकं, करोमि न्यूनाधिकं मानोन्मानेन विनिमयं । सर्वथा

न पिबामि तृषार्तोऽपि, न भुञ्जे च बुभुक्षितः ।
रात्रावपि न सुप्तोऽहं, धनोपार्जनलोलुपः ॥
नैव भृङ्गायितं तस्याः, कमलिन्याः क्वचिन्मया ।
वदनाम्बुरुहे दिव्ये, धनाघूर्णितचेतसा ॥

ગમે તેવા જૂઠા બોલનાર, લેવા વેચવાના કાટલાં જુદાં રાખનાર, વિશ્વાસુને ભોળવી તેનું ગળું કાપનાર ધનના દાસો કેવાં કેવાં કાર્યો કરે છે તેનો આ નમૂનો છે. એને કર્માદાનના ધંધાનો સંકોચ રહેતો

નથી, એને પાણી પીવાની ફુરસદ નથી, એને પગલેલી જિંદગીનો લ્હાવો લેવો નથી, એને ખાવાના ઠેકાણુ નથી એનો જીવનમંત્ર ધન ધન અને ધન છે વ્યાપારીનુ આ વર્ણન જરા પણ અતિશયોક્તિ-ભરેલુ નથી, જમાનાઓ થયા પછી અત્યારે પણ લગભગ સાચુ છે અને લેખકની લેખનશૈલી, અનુભવ અને વૈવિધ્યના નાદર નમૂના પૂરા પાડે છે

( d ) એ ધનશેખર અનેક પાપધધા કરી કરોડ રૂપીઆ મેળવે છે ત્યારે રત્નદ્વીપે જઇ રત્નનો ઢગલો ભરી લાવવાના મનોરથ કરે છે એના મમરા એને સતોષ રાખવા અને આરામ લેવા ભલામણ કરે છે ત્યારે આ લોભી વાણીઓ શો જવાબ આપે છે? એ ખાસ વિશિષ્ટ જવાબ છે, વ્યાપારીના મુખમા હોય તેવો સ્વાભાવિક છે, લેખકના જ્ઞાનને અનુભવાવે તેવો છે ( પ્ર ૬ પ્ર ૨ પૃ ૧૪૮૨ )

यावन्नरो निरारम्भस्तावल्लक्ष्मी' पराङ्मुखा ।
सारम्भे तु नरे लक्ष्मी' स्निग्धलोलविलोचना ॥
आश्लिष्टमपि मुञ्चेत्सा नरं साहसवर्जितम् ।
कुलटेव विटभ्रान्त्या गृहीत दुर्भगं नरम्॥
निर्माप्य कार्ये योऽन्यत्र दत्तधीस्तं निरीक्षते ।
कमला कुलबालेव व्याक्षिप्त लज्जया प्रियम् ॥
विषमस्थोऽपि यो धीरो धनोत्साहं न मुञ्चति ।
यक्ष स्थले पतत्युच्चैस्तस्य लक्ष्मी स्वयंवरा ॥
यो बध्नाति धिया धीरो विक्रमेण नयेन च ।
पद्मा प्रतीक्षते तं भो ! यथा प्रोषितभर्तृका ॥
यस्तु स्तोका समासाद्य लक्ष्मीं तुष्यति मानव ।
तं तुच्छप्रकृतिं मत्वा सा लक्ष्मीर्नाभिवर्धते ॥
इत्येवं स्वगुणैः पद्मा यो नरो नैव रञ्जयेत् ।
सिद्धोऽपि न भवेत्तस्य प्रेमायन्धश्चिरं तथा ॥
तस्माद्य तोष कर्तव्यो विदुषा धनसङ्ग्रहे ।

આ લબાણુ ટાંચણુ વ્યવહારુ છે, વેપારીના મુખમા સ્વાભાવિક છે, ધન ધન કરતા દોડાદોડીવાળા આ જમાનામા ખાસ

વિચારણીય છે અને યાદ રાખવા જેવું છે કે અગાઉ પણ ધન માટે લગભગ આવા જ વિચાર કરનારા હતા. વ્યાપારનું, વ્યાપારી હૃદયનું, વ્યાપારની હીલચાલનું અને વ્યાપારી માનસનું ઊંડું જ્ઞાન હોય તેવો લેખક જ આ વિચારો એની સિદ્ધ ભાષામાં લખી શકે. એના લક્ષ્મી માટેના શબ્દો પણ કેટલા! કોઈ વાર એને 'પદ્મા' કોઇ વાર 'કમલા' અને કોઈ વાર પ્રોષિતભર્તા સ્ત્રી સાથે, કોઇ વાર કુલટા સાથે અને કોઇ વાર કુલબાલા સાથે સરખાવી ભારે વ્યવહારુપણું બતાવ્યું છે. આ એક જ વિચાર શ્રી સિદ્ધર્ષિની વિવિધતા બતાવવા માટે પૂરતો ગણાય તેમ છે.

(e) દેશ પરદેશનો વ્યાપાર કેમ થતો હશે તેનો એમને ખરો ખ્યાલ છે. કેટલાક ધારે કે એ સમયમાં પરદેશથી સોનું લાવતા હશે, પણ એમ નહોતું. અહીંની ચીજ ત્યાં લઇ જઇ બદલામાં ત્યાંની ચીજ જ લવાય. એના નફા તો અહીં થાય. આંતરરાષ્ટ્રિય વ્યવહાર એમ જ પતે. ધનશેખરે રત્નદ્વીપે ઉતરીને શું કર્યું તે જુઓ. (પ્ર. ૬. પ્ર. ૨. પૃ. ૧૪૮૫.)

**ततः समुत्तीर्णा वाणिजकाः । गृहीतं दर्शनीयं । दृष्टो नरपतिः । विहितोऽनेन प्रसादः । वर्तितं शुल्कं । परिकलितं भाण्डं । दत्ता हस्तसंज्ञाः । विक्रीतं स्वरुच्या । गृहीतं प्रतिभाण्डं ।**

આમાં શુલ્ક, ભાંડ, પ્રતિભાંડ, હસ્તસંજ્ઞા—એ અનુભવી વ્યાપારી વગર ન સુઝે તેવા શબ્દો છે. હાથો આપતાં—ભાવો પઠવતાં વ્યાપારીને જોયા હોય તેને આ સહેજે સમજાય તેવી વાતો છે.

(f) હરિકુમાર રાજપુત્ર સાથે ધનશેખરને સુંદર મૈત્રી થઇ, આનંદ પણ ખૂબ થતો, ગોષ્ઠિ પણ સારી જામતી, પણ એને તો ધન રળવું હતું, રત્નો એકઠાં કરવાં હતાં, એટલે એને એ મિત્ર પણ આંખમાં ખટકતો હતો. પછી એ વિચારે છે કેઃ—

**यदुतार्थोपार्जनक्षतिहेतुरेष मम हरिकुमारसम्बन्धः । न सुन्दरो मे ग्रहगोचरः । अनर्थपर्युपस्थितोऽयं । कृतोऽहमात्मनो निर्मूल्य कर्मकरोऽनेन हरिणा । न विपठितास्ते मयेहापि प्राप्तेनाभीष्टाः रत्नसञ्चयाः । तदिदमापतितं यद्गीयते लोके । यदुत**

रासभ किल सम्प्राप्त, स्वर्गे सर्वसुखाकरे ।
यावत्तत्रापि सम्प्राप्तो, रजको दामहस्तकः ॥

( પ્ર ૬ પ્ર ૬ પૃ ૧૫૨૮–૯ )

આવા વિચારો વ્યાપારીને જરૂર થાય છે વેપારમા એને આનંદ, સુખ, મૈત્રી કે વિલાસ સર્વ વિઘ્ન કરનારા લાગે છે આમા વ્યાપારી હૃદયનો અભ્યાસ છે

( g ) ચાર વ્યાપારી કથાનક ( પ્ર ૭ પ્ર ૬ અને પ્ર ૭ )મા આખી વ્યાપારીની જ કથા છે ચાર વ્યાપારીઓ રત્ન મેળવવા ત્યા જાય છે એમના વિચાર અને વ્યવહાર વ્યાપાર કરનારના ચાર પ્રકાર બતાવે છે એક ધ ધામા જ મશગૂલ રહે છે ( ચારુ ) અને છેલ્લો (મૂઢ) તો હરવાફરવામા અને લહેર કરવામા જ વખત કાઢે છે એ ચારે પ્રકારના વ્યાપારીની વાત અને પુરુષાર્થના ખેલો વેપારનુ ઊંડુ જ્ઞાન બતાવે છે શરૂઆતમા જ કહે છે ( પૃ ૧૭૦૧ )

तत्रापि न विनोपाय, प्राप्यन्ते रत्नराशय ।
को हि हस्त विना भुक्ते, पुरोवर्त्यपि भोजनम् ॥

વ્યાપારમા વેપારની ચીજોના પૂરા જ્ઞાનની જરૂર અને નફામા મોજશોખને તિલાંજલી આપવાની વાત વેપારીને મુખે કહેવરાવી લેખકે પોતાનુ વ્યાપારી માનસનુ જ્ઞાન બતાવી આપ્યુ છે પ્રથમના આઠ પૃષ્ઠો ( ૧૭૦૧ ૮ ) આ બાબતમા વાચવા યોગ્ય છે

( h ) પ્ર ૪ પ્ર ૨૪ મા મામા ભાણેજ ભવચક્રના કૌતુકો જુએ છે ત્યા મહેશ્વર શેઠનુ આબેહૂબ વ્યાપારી તરીકેનુ વર્ણન કરવામા આવ્યુ છે જુઓ પૃ ૯૩૫–૬

उत्तुङ्गविष्टरे रम्ये निविष्ट किल लीलया ।
विनीतरङ्गुभिर्दक्षैर्वणिक्पुत्रैर्निचेष्टित• ॥
वज्रेन्द्रनीलवैडूर्यपद्मरागादिराशिभि ।
पुरत स्थापितैस्तुङ्गैर्नाशितारोपतामस ॥
निष्कैर्हाटकस्तोमै राजतैश्च पुर स्थितै ।
दीनारद्रम्मदाष्कैर्गणितोऽग्रे नियतिभि ॥

प्रकर्षेणोदितं " माम ! किमित्येष महेश्वरः ।
उन्नासितैकभ्रूर्मन्दं वीक्षते मन्थरेक्षणः ॥
अर्थिनां वचनं किं वा सादरं बहुभाषितम् ।
एष वाधिर्यहीनोऽपि नाकर्णयति लीलया ॥
कृतप्राञ्जलयो नम्रा य एते चाटुकारिणः ।
एतान्नो वीक्षते कस्मात्तृणतुल्यांश्च मन्यते ॥
दृष्ट्वा दृष्ट्वा च रत्नानि किञ्चिद् ध्यात्वा मुहुर्मुहुः ।
स्तब्धाङ्गः स्मेरवदनः किं भवत्येव वाणिजः ॥ "

ભવ્ય વર્ણન છે. ગાદીતકીએ બેઠેલા શેઠ આખા જગતને તૃણ તુલ્ય ગણે–માગનાર સામે આંખ ઊંચી પણ ન કરે અને રત્ન મણિ માણેકના ઢગલા ઉપર જોયા કરે. એ જ આપણા શેઠીઓ. વાંચતા લાગશે કે લેખકશ્રીએ દુકાન ઉપર બેઠેલા મોટી ફાંદવાળા અભિમાની શેઠોને ખૂબ જોયા હશે અને એમના માનસનો અભ્યાસ કર્યો હશે.

પછી એ આખા ભુવનને કેવું ભિખારી માને છે, એ લોભમાં તણાઇને ચોરીનો માલ ઓછે મૂલ્યે જાણી જોઇને ખરીદે છે, પકડાય છે અને ભિખારી થઇ તદ્દન હતજીવન થઇ જાય છે. આ સર્વ વ્યાપારીના મગજની સ્થિતિ અને વિચારણા બતાવે છે. બધા વ્યાપારી આવા હોય છે એમ કહેવાનો આશય નથી, પણ આવો પ્રકાર–આવા વિચારો અને આવો વ્યવહાર લગભગ સાર્વત્રિક છે એ આપણે ' વાણીઆ ' શબ્દ સાથે સમજી જઇએ છીએ. લેખકનો વિશાળ અનુભવ બતાવવા માટે આટલાં દૃષ્ટાન્તો પૂરતાં છે.

× × ×

## ( ૧૧ ) દુર્ગુણ—દુર્વ્યસન ( Misbehaviour ) ( Anti-aryan conduct. )

શ્રી સિદ્ધર્ષિ ગણિ નૈતિક લેખક છે એટલે એમણે સદ્ગુણોને ચિતર્યાં હશે એમ ધારી શકાય, પણ સદ્ગુણની સામે દુર્ગુણ અને દુર્વ્યસનનાં ચિત્રો ન મૂકયાં હોય ત્યાંસુધી બરાબર સરખામણી થતી નથી. લેખક સર્વગ્રાહી અને વિશાળ દૃષ્ટિવાળા હતા એટલે એમણે ચિત્રો ચિતરવામાં ખામી રાખી નથી. દુર્ગુણ અને દુર્વ્યસનનાં ચિત્રો તો એમણે પાર વગરનાં ચિતર્યાં છે અને એક રીતે

જોઇએ તો એમણે દુર્ગુણના ફળ બતાવવા માટે એને જ ખૂબ ચિતર્યા છે નદિવર્ધનની વૈશ્વાનર સાથે મૈત્રી કે રિપુદારણની શૈલરાજ સાથે મૈત્રી કે વામદેવની બહુલિકા સાથે મૈત્રી અથવા સાગરની સાથે ધનસાગરનો સ્નેહ એ મહાન દુર્ગુણોના ચિત્રો છે, અતર મનોવિકારના તુચ્છ આવિર્ભાવો છે, તેવી જ રીતે **હિંસા, મૃષા, ચોરી, મૈથુન, પરિગ્રહ** એ પણ ભયકર દુર્ગુણો છે અને ત્રીજાથી સાતમા પ્રસ્તાવમા એને વિગતવાર ચિતર્યા છે

એ ઉપરાત ત્રીજા પ્રસ્તાવમા બાળની સ્પર્શન સાથે મૈત્રી, ચોથામા જડની રસના સાથે મૈત્રી, પાચમામા મદની ઘ્રાણ સાથે દોસ્તી, પાચમા પ્રસ્તાવમા અધમનો દૃષ્ટિદેવી સાથે સ્નેહ અને છઠ્ઠા તથા સાતમા પ્રસ્તાવમા બાલિશની શ્રુતિ સાથેની સહચરતા એ મુખ્ય દુર્ગુણોને બતાવે છે એ હકીકત આગળ ચિત્તવિદ્યાના અભ્યાસને અગે વિચારવાની છે એ ઉપરાત દુર્વ્યસનો બીજા પણ ઘણા ચિતર્યા છે તે જરા આપણે વિચારી જઇએ એટલે લેખકના અનેકવિષયગ્રાહી જ્ઞાનનો વધારે સ્પષ્ટ ખ્યાલ થાય

(a) **વેશ્યાગમન** (Prostitution) રમણ અને ગણિકા (પ્ર ૪ પ્ર ૨૫) ભિખારીનો દીકરો રમણ થોડા પૈસા મળતા મુખમા પાન, હાથમા ગોટો, ગળામા હાર અને સુગધી પદાર્થો લઈ ઈશ્કી ટટ્ટુ બની બજારમા નીકળી વેશ્યાને ત્યા જાય છે અને ચાલતા ચાલતા પોતાના શરીર પર જોતો જાય છે, (પૃ ૯૬૧) બાલ સમારતો જાય છે અને સુગધી સુઘતો જાય છે ઈશ્કમા એણે સર્વ ધન ગુમાવ્યુ છતા હજુ પણ ઇશ્કનો રસિયો રહ્યો છે વેશ્યાગમન કરવાના દુર્વ્યસનનુ આ અતિમ દૃષ્ટાત છે અતે તો એના ઘણા માઠા હાલહવાલ થાય છે ને તે દરરોજના અનુભવનો વિષય છે

(b) **દ્યૂત.** (Gambling) પ્ર ૪ પ્ર ૨૬ મા જુગટાને અગે કપોતકનો દાખલો બહુ સુદર રીતે આપ્યો છે 'હાર્યો જુગારી બમણુ રમે' એ કપોતક બતાવી રહ્યો છે અને નાસવા માગે છે ત્યારે છૂટી શકતો નથી મૂકવાની કોઇ ચીજ ન રહે ત્યારે એ છેવટે પોતાનુ માથુ મૂકે છે ધર્મરાજે દ્રૌપદીને કેમ મૂકી હશે તેની એ યાદ આપે છે સટ્ટો ખેલનારે યાદ રાખવા જેવા નીચેના

શ્લોકો અત્ર લખી નાખવા સ્થાને ગણાય. ( એના ભાષાંતર માટે જુઓ પ્ર. ૪. પ્ર. ૨૬. પૃ. ૯૭૨. )

द्यूतं हि देहिनां लोके, सर्वानर्थविधायकम् ॥
धनक्षयकरं निन्द्यं, कुलशीलविदूषणम् ।
प्रसूतिः सर्वपापानां, लोके लाघवकारणम् ॥
संक्लिष्टचेतसो मूलमविश्वासकरं परम् ।
पापैः प्रवर्तितं द्यूतं किमनेन न लक्षितम् ॥

( c ) **મૃગયા–શિકાર.** ( Hunting ) એ જ પ્રકરણમાં ( પ્ર. ૪. પ્ર. ૨૬. પૃ. ૯૭૨. ) શિકારનો ત્રાસ, હેરાનગતિ, દુઃખ અને ભયનો ખ્યાલ આપ્યો છે, એ વ્યસનને લાગેલા એમાં એટલા ઉતરી જાય છે કે હેરાન થાય તોપણ ' હાલ જાય હવાલ જાય પણ બંદેકા ખેલ ન જાય '–એ કહેવતને સત્ય કરે છે. ( પૃ. ૯૭૩. ) અત્યારે શિકાર કરતાં પ્રાણ ગુમાવવાના દાખલા અનેક વાર સાંભળીએ છીએ. એ તો જંગલમાં રખડે, તડકા ખમે અને હેરાન થાય ત્યારે જ એ દુર્વ્યસનથી વ્યસનવાળાને થતા ત્રાસ અને જંગલના પશુઓના ત્રાસનો ખ્યાલ આવે.

( d ) **માંસભક્ષણ.** ( Meat-eating ) એ જ પ્રકરણમાં અને એ જ પેટા પ્રકરણમાં માંસભક્ષણનો ખ્યાલ આપ્યો છે. નજરે જોતાં ઉલટી આવે એવી એ ચીજના સંબંધમાં નીચેનું વર્ણન યાદ રાખવા યોગ્ય છે. ( પૃ. ૯૭૪. )

बीभत्समशुचेः पिण्डो निन्द्यं रोगनिबन्धनम् ।
कृमिजालोल्बणं मांसं भक्षयन्तीह राक्षसाः ॥
यैस्त्विदं धर्मबुद्ध्यैव भक्ष्यते स्वर्गकाम्यया ।
कालकूटविषं नूनमद्युस्ते जीवितार्थिनः ॥
अहिंसा परमो धर्मः स कुतो मांसभक्षणे ।
अथ हिंसा भवेद्धर्मः स्यादग्निर्हिमशीतलः ॥
धर्मार्थं रसगृद्ध्या वा मांसं खादन्ति ये नराः ।
निघ्नन्ति प्राणिनो वा ते पच्यन्ते नरकाग्निना ॥

આ ચાર શ્લોકમાં બહુ મુદ્દાની વાત કરી છે. એમાં ધર્મબુદ્ધિ

ધરનારની અથવા એવા છીભલડીના રસિયાની શી ગતિ થાય છે તેનુ આ આબેહૂબ વર્ણન છે અને માસની વ્યસનતા કેવી ચીજ છે એ પર યોગ્ય દૃષ્ટાન્ત આપ્યું છે

( e ) **ચોરી.** ( Theft ) કરનાર દુષ્ટશીલ, તેને મદદ કરનાર અને ચોરીના માલ પડાવી લેનાર મહેશ્વર શેઠ મફતમા માલ પડાવી લેવા કેવા લલચાય છે અને જાતે ગરીબ તરફ કેવા પ્રતિકૂળ વલણવાળા છે તથા ચોરી કરનાર અને તેને ઉત્તેજન આપનારના અ તે કેવા હાલ થાય છે એ વાત ભવચક્રના કૌતુકોમા ઠીક કહી દીધી છે (પ્ર ૪ પ્ર ૨૪) એમા ધનનુ સ્વરૂપ અને તે જવા બેસે છે ત્યારે કેવુ શીઘ્ર ચાલ્યુ જાય છે એ વાત તો ભારે મજાની કહી દીધી છે મામા ભારે જબરા છે, મહાઅનુભવી છે, ખૂબ જોઇને સમજાવી શકનાર છે (પૃ ૯૫૭–૮) એમનુ કથન મનન કરવા યોગ્ય છે ચોરીના મોટા દુર્ગુણ પર આના કરતા પણ વધારે સબળ દૃષ્ટાન્ત પાચમા પ્રસ્તાવમા વામદેવને અ ગે આવે છે એ વિમળના રત્નને કેવુ સતાડે છે અને ચોરને પોટલે અ તે ધૂળની ધૂળ કેવી થાય છે એ આખી વાર્તા મનન કરી સમજવા યોગ્ય છે ( પ્ર ૫ પ્ર ૮ ) આ ચોરીનો મહાદુર્ગુણ છે અને એને લેખકે બરાબર વર્ણવ્યો છે

( f ) **પરસ્ત્રીગમન** ( Adultery ) વેશ્યા સર્વ સામાન્ય સ્ત્રી–પણ્યસ્ત્રી છે અન્યને પરણેલી હોય તેની સાથે વિષયસુખ સેવનાર તેના પતિને પણ મોટો અન્યાય કરે છે લોલાક્ષ રાજા પ્ર ૪ પ્ર ૨૨ મા પોતાના સગા ભાઇની સ્ત્રી રતિલલિતા ઉપર નજર બગાડે છે રતિલલિતાની પછવાડે એ પડે છે ત્યારે સ્ત્રીની નૈસર્ગિક બુદ્ધિ–પ્રેરણાથી એ એની કામવાસના સમજી જાય છે ( પૃ ૯૪૦ ) અ તે બન્ને સગા ભાઈઓ તરવારબાજી ખેલે છે અને લોલાક્ષ પડે છે, રાજ્યથી ભ્રષ્ટ થાય છે અને લોકોની નજરમા હલકો પડે છે પરદારાગમનમા મદનકદળી તરફ બાળનુ આકર્ષણ અને આખરના હાલહવાલ એ જ પરિણામો સૂચવે છે (પ્ર ૩ પ્ર ૧૦)

( g ) **સુરાપાન.** (Alohohol) જેમ મોટા વિષયમા શ્રીસિદ્ધર્ષિની કલમ ચાલી છે તેમ દુનિયાના નાનામા નાના કે મોટામા મોટા દુર્ગુણને એ ભૂલ્યા નથી ક્રોધ, માન, માયા, લોભને તો એમણે ખૂબ ચિતર્યા છે અને તે માટે ત્રીજા, ચોથા, પાચમા અને

છઠ્ઠા પ્રસ્તાવનો મોટો ભાગ રોકયો છે અને મુખ્ય પાત્રદ્વારા એના અંતરમાં ઊતરી ગયા છે, પણ દારુ પીવાથી થતાં પરિણામ જેવી બાબતને પણ એ ચૂકયા નથી. એમનું અવલોકન કેટલું સ્પષ્ટ હતું એ બતાવવા આ હકીકત એક દૃષ્ટાન્ત તરીકે મૂકી છે.

દારુનો પ્રથમ પ્રસંગ લોલાક્ષ રાજાના વર્ણનમાં આવે છે, વસંત ફાલી રહ્યો છે, લોકો નગરની બહાર નીકળી પડ્યા છે, વૃક્ષ-ઘટા નીચે બેસી દારુ પીએ છે અને મનમાં આવે તેમ વર્તે છે.

પ્ર. ૪. પ્ર. ૨૧. પૃ. ૯૨૩–૨૪ માં એનું વર્ણન આવે છે. એ વર્ણન વાંચતાં વસંતઋતુ લોકોમાં કેવો ઉન્માદ ઉત્પન્ન કરે છે એનો બરાબર ખ્યાલ આવે છે. મૂળ શ્લોક અને વિવેચન ત્યાં આપ્યું છે તેથી અત્ર તેનું પુનરાવર્તન કરવાની જરૂર નથી. એ વસંતરાજનું આખું વર્ણન અને ખાસ કરીને સુરાપાનની મંડળીઓ, સ્ત્રીઓ સાથેના વર્તાવો, સ્ત્રીઓની સ્વતંત્રતા અને ચારે તરફ વર્તી રહેલો આનંદ વાંચતાં તે જમાનામાં લોકો ઉલ્લાસ કેમ કરતા હશે તેનો ખ્યાલ આવે છે.

લોલાક્ષ રાજા ખૂબ-દારુ પી મકરધ્વજની અસર નીચે વસંત ખેલી રહ્યો છે, એણે મર્યાદા મૂકી દીધી છે, એ પરવશ થયો છે, તે વખતે એની ગંભીરતા નાશ પામી ગઇ છે અને એ બાળક જેવી ચેષ્ટા કરે છે. ( પૃ. ૯૩૯ ) એ વખતે એના નાના ભાઇ રિપુકંપને દારુની અસર નીચે પોતાની સૌંદર્યશાળી સ્ત્રીને ( રતિલલિતાને ) નાચવાનો હુકમ કર્યો. પછી તો કહેવું શું ? લોલાક્ષ રતિલલિતા પર આસક્ત થયો, વિવેક ભૂલ્યો, એના લાવણ્યપર વિફર્યો અને શું કરે છે તેના વિવેક વગરનો થઈ તેની પછવાડે પડ્યો. રતિલલિતા નાશીને ચંડિકાની મૂર્ત્તિ પછવાડે ભરાઇ ગઇ, રાજાએ પ્રમત્તપણામાં દેવીની મૂર્ત્તિને તરવારથી ઉડાડી દીધી, રતિલલિતાને બૂમ મારી, રિપુકંપન દારુના ઘેનમાંથી જાગ્યો અને મોટું ધમસાણ થયું. અનેક મરાયા, કપાયા અને લોલાક્ષ પણ જમીન પર પડ્યો અને હેરાન થયો. સગા ભાઇઓનો સ્નેહ વીસ-રાવનાર દારુ માટે છેવટે લેખક કહે છે કે:—

मद्ये च पारदार्ये च ये रताः क्षुद्रजन्तवः ।
तेषामेवंविधानर्थान् वत्स ! कः प्रष्टुमर्हति ॥

मद्यं ही निन्दितं सद्भिर्मद्य कलहकारणम् ।
मद्यं सर्वापदा मूलं मद्यं पापशताकुलम् ॥
न त्यजेद्व्यसनं मद्ये पारदार्ये च यो नर. ।
यथाय वत्स लोलाक्षस्तथासौ लभते क्षयम् ॥
मद्य च पारदार्य च य पुमांस्तात मुञ्चति ।
स पण्डित. स पुण्यात्मा स धन्य स कृतार्थकः ॥[1]

આ આખો વિભાગ દારુ પીનારની સ્થિતિના બારિક અવલોકન વગર લખી શકાય તેવો નથી એની ભાષા અને વર્ણનનુ સચોટ-પણુ બહુ સુદર છે વર્ણનદૃષ્ટિએ એમા કાવ્ય અને ગૂઢ શક્તિ છે આખો પ્રસગ પ્ર ૪ ના ત્રેવીશમા પ્રકરણમાથી સમજવા યોગ્ય છે

દારુના પીઠાનુ ખરુ વર્ણન પ્ર ૭ પ્ર ૩ મા આવે છે ત્યા એક મુનિ પોતાને દીક્ષા લેવાના કારણમા દારુનુ પીઠુ જોયુ એ વાત કરે છે અને તેથી પોતાને ઉપદેશ લાગ્યો એમ કહે છે એના અગત્યના મૂળ શ્લોકો પ્ર ૧૬૬૭ મા આપ્યા છે એટલે અત્ર ફરી વાર પુનરાવર્તન કરતો નથી દશમા સૈકામા દારુના પીઠા કેવા ચાલતા હશે, ત્યા લોકો શુ કરતા હશે, કેમ વર્તતા હશે એનો બરાબર ખ્યાલ આપે એવુ આ વર્ણન છે એના ઊંડા આશયની સાથે આપણે અત્યારે કામ નથી અહી તો વાત એ છે કે શ્રી સિદ્ધર્ષિએ જે જોયુ હશે તેને લખી જણાવવાનુ તેમનુ કૌશલ્ય ભારે જબરુ છે પછી એમા જુદા જુદા પ્રકારના લોકોને દારુની ઓછીવધતી અસર થાય છે તેનુ પણ ભારે વર્ણન આવે છે

આ સર્વ હકીકત દારુની અસર તળે માણસોના કેવા હાલ થાય છે તે બતાવે છે અને લેખકની એ વર્ણવવાની શક્તિ બતાવે છે આ સર્વ પ્રસગોનો જ્યારે સમન્વય કરવામા આવે ત્યારે લેખકની વિશિષ્ટતાનો ખ્યાલ આવી શકે જે લેખક શૈલેશીકરણની અને વાદરના બચ્ચાની પણ વાત કરી શકે છે તે લોલાક્ષ જેવા સ્રીલપટ દારુડીઆ અવિવેકીને પણ ચિતરી શકે છે એ એમના

---

૧ જુઓ પ્ર ૪ પ્ર ૨૩ પૃ ૬૪૩

જ્ઞાનની વિશાળતા, સ્વયં નિર્લેપતા અને વૈવિધ્યની છાપ હૃદય પર પાડ્યા વગર રહે નહિ. ગ્રંથના વધારે ઊંડાણવાળા વાંચનથી આવી તો અનેક નાની નાની બાબતો મન પર આવે તેમ છે.

(h) **મિત્ર–દ્રોહ.** ( Treaclery ) ધનશેખરે હરિકુમારના વિશ્વાસનો–સ્નેહનો ખ્યાલ કર્યા વગર એની સ્ત્રીને અને એના રત્નોને પચાવી પાડવા એને દરિયામાં નાખી દીધો. એનાં પરિણામ એને તુરતજ ચાખવાં પડ્યાં. ( **પ્ર.** ૬. પ્ર. ૭. ) એ મિત્ર–દ્રોહનું દૃષ્ટાન્ત આબાદ છે. એ જ પ્રકારનું બીજું દૃષ્ટાન્ત વામદેવનું **પ્ર.** ૫. પ્ર. ૮ માં આવે છે. વિમળકુમાર સૌજન્યનો નમૂનો છે, ત્યારે આ ભાઇ ધનશેખર મિત્ર–દ્રોહ કરનાર છે. એ દૃષ્ટાન્ત પણ ખરેખર વિચારવા યોગ્ય છે. એવો જ પ્રસંગ કનકશેખરને અંગે નંદિવર્ધન મિત્ર હોવા છતાં કનકશેખર સાચાં વચન કહે છે તે માટે નંદિવર્ધન તરવાર પર રાજસભામાં હાથ નાખે છે. ( **પ્ર.** ૩. પ્ર. ૨૫. પૃ. ૬૧૮. ) મિત્રતાનો એ ખરો દ્રોહ છે.

(i) **કૃતઘ્નતા.** ( Ungratefulness ) ઉપકાર કરનાર પર ઉપકાર કરવાને બદલે અપકાર કરનાર અતિ અધમ માનસિક દશાના પુરુષો જગતમાં કૈક હોય છે. એનું દૃષ્ટાન્ત સદર વામદેવ ( **પ્ર.** ૫. પ્ર. ૮. ) પૂરું પાડે છે. વિમળકુમારથી એ વધેલો એનાં જ રત્નની ચોરી કરે છે અને એને જ છેતરે છે. એનાં કરતાં ધનશેખરની કૃતઘ્નતા તો હદ વગરની છે. એનું આખું જીવન કૃતઘ્નતાનો નમૂનો છે. એ પહેરેલે કપડે સ્વોપાર્જિત દ્રવ્ય મેળવવા નીકળી પડે છે ત્યારે માતાને તો જવાબ પણ આપતો નથી. ( **પ્ર.** ૬. પ્ર. ૧. પૃ. ૧૪૭૨ ) એને નમન કરે છે એટલી પણ એની વિશિષ્ટતા ગણાય. કમલિનીને પરણ્યો પણ ધનદત્ત શેઠની પુત્રીને સુખ ન આપ્યું. શેઠે એકની એક દીકરીને સુખી કરવા એને રાખ્યો હતો પણ એની નજર તો ધન પર જ હતી. એ શેઠને ઘેર પણ ન રહ્યો અને ધન ધન કરતો સોનૈયા ભેગા કરવા લાગ્યો. કમલિનીને એણે જરા પણ સુખ આપ્યું હોય એમ લાગતું નથી. અંતે કરોડો મળ્યા તો પણ બૈરીને એના બાપને ઘેર મૂકી. ( પૃ. ૧૪૮૪. ) એ ત્યારપછી કમલિનીને ભેગો થયો નહિ અને તવંગર બાપની સુશીળ દીકરી છતે ધણીએ વૈધવ્યનાં દુઃખ ભોગવી મરી ગઈ હશે એમ

કલ્પી લેવુ પડે છે એ ધનશેખરે વિમળ સાથે મિત્રદ્રોહ કેવો કર્યો તે ઉપર જોયુ, તેમા કૃતઘ્નતા પણ આવી જાય છે. કૃતઘ્નતાનુ ખરુ વર્ણન પ્ર. ૪ પ્ર ૨૮ મા પિશાચી ખલતાને અગે કર્યુ છે જુઓ પૃ ૧૦૦૩

(j) **વિશ્વાસઘાત.** વિશ્વાસઘાતી પણ ધનશેખર જબરો એણે હરિકુમારને દરિયામા ધકેલી દીધો એ તો વિશ્વાસઘાતની પરાકાષ્ઠા કહેવાય (પ્ર. ૬ પ્ર ૭)

એ ઉપરાત નાના મોટા અનેક દુર્ગુણો આખા ગ્રથમા એવી યુક્તિથી વણી દીધા છે કે બરાબર વિચાર કરી પ્રથક્કરણ કરવામા આવે તો જણાય કે કોઇ પણ દુન્યવી દુર્ગુણ શ્રી સિદ્ધર્ષિના માનસ ક્ષેત્રમા આવ્યા વગર રહેલ નથી માત્ર એને માટે એમનો ગ્રથ જરા વધારે કાળજીથી અને ઊડા ઊતરીને વાચવાની જરૂર પડે તેમ છે એમને લગભગ દરેક દુર્ગુણનુ પ્રદર્શન કરાવવુ હતુ અને તે તેમણે કથાદ્વારા અતિ સુદર રીતે કરાવ્યુ છે દાખલા તરીકે નીચેના નામો વિચારીએ અત્ર માત્ર નામ અને સ્થાનનો નિર્દેશ જ શક્ય છે

અતિ ખાઉકણુપણુ (Overeating) વેલ્લહલ (પ્ર. ૪ પ્ર ૧૧ પૃ ૮૨૧)
ઊંટવૈદુ (Quackery) શાતિશીવ (પ્ર. ૪ પ્ર ૧૦ પૃ ૮૧૬–૭)
ભોળપણુ (Simplemindedness) કાળજ્ઞ–વિચક્ષણા (પ્ર. ૩ પ્ર ૬ પૃ ૪૧૦–૨)
ગરજખટપટ (Strategy) દુર્મુખ (પ્ર. ૩ પ્ર ૧૯ પૃ ૫૫૮–૯)
વચનભગ (Promise-breaking) પ્રભાવતી–વિભાકર (પ્ર. ૩ પ્ર ૨૦ પૃ ૫૬૮–૯)
જ્ઞાનનો અપચો (Pride) મિહાચાર્ય (પ્ર ૮ પ્ર ૧૦ પૃ ૧૯૬૨–૩)
ખલતા (Roguery) પિશાચી (પ્ર. ૪ પ્ર ૨૮ પૃ ૧૦૦૨–૩)
વિકથા (Tale-telling) દુર્મુખ (પ્ર. ૪ પ્ર ૨૬ પૃ ૯૭૫–૮)
વિષાદ (Condolence) ધનદત્ત (પ્ર. ૪ પ્ર ૨૬ પૃ ૯૭૮–૮૪)
શોક (Sorrow) તામમચિત્તે (પ્ર. ૪ પ્ર ૮ પૃ ૭૬૬–૮)
„ ( „ ) ધનવાહન (પ્ર. ૭ પ્ર ૧૩ પૃ ૧૭૮૭–૮)

વહેમી મન ( Doubting mentality ) નિષ્પુણ્યક
( પ્ર. ૧. પીઠબંધ. પૃ. ૧૨૨–૫ )

મિથ્યાભિમાન ( Pride ) રિપુકંપન ( પ્ર. ૪. પ્ર. ૨૩. પૃ. ૯૪૪ )

આ સર્વ બાબતો લેખકનું જ્ઞાનવૈવિધ્ય અને દુનિયાનો અનુભવ તથા વ્યવહાર વ્યક્ત કરવાની શક્તિને એના સાદા, સ્પષ્ટ અને આકર્ષક આકારમાં બતાવે છે.

× × ×

**( ૧૨ ) લગ્ન.** ... ... ... ( Marriage )

સંસારનો પાયો લગ્ન પર છે. આર્થિક પ્રશ્નમાં લગ્ન અને મિલ્કત એ મુખ્ય સ્થાન ભોગવે છે. લગ્નના પ્રસંગો આખા ગ્રંથમાં એટલા અને એવા આવે છે કે લગ્નના વિષયમાં લેખકશ્રી તદ્વિત-નિષ્ણાત ( specialist ) હોય એમ કહી શકાય. એમના ગ્રંથમાં લગ્નના અનેક પ્રકાર આવે છે અને દરેકની ખાસીઅતો જુદી છે. એ પ્રસંગ પર બહુ મુદ્દાસરનું ટૂંકું જરૂરી વિવેચન કરી માત્ર વસ્તુ-નિર્દેશ કરવાથી તેઓનું વિશાળ જ્ઞાન કેટલું વિવિધ હતું તે બતાવાશે. નીચેના પ્રસંગો આ બાબતને અંગે વિચારવા:—

( a ) નરસુંદરી–રિપુદારણ લગ્ન ( પ્ર. ૪. પ્ર. ૩ ).

આ લગ્નમાં લગ્ન કરવા સારુ વરની ખ્યાતિ સાંભળી કન્યા રાજપુત્રી હોવા છતાં પરીક્ષા કરવા માટે તેને મળવા આવે છે, રાજસભામાં પ્રશ્ન કરવાની હિંમત કરે છે, કળાનો અભ્યાસ કેટલો છે તેની પરીક્ષા કરે છે અને છેવટે પિતાના હુકમને તાબે થઇ વગર તપાસે પરણી જાય છે. આમાં સંમતિ લગ્ન, પસંદગી લગ્ન, સ્રીની મર્યાદા, પિતાની આજ્ઞાનું પાલન આદિ અનેક પ્રશ્નો અંતર્ગત છે; પણ લગ્નની એક પદ્ધતિ તરીકે આ બાબત ખાસ વિચારવા યોગ્ય છે. આ પસંદગીના લગ્ન છે, પણ એના ઉપર મા–બાપનો અંકુશ છે અને તે અંકુશ આખરે પસંદગી કરતાં વધારે આકરો થઇ જાય છે. ( પૃ. ૭૩૭. ) આવા પ્રકારનાં લગ્નો પણ શ્રી સિદ્ધર્ષિના સમયમાં પ્રચલિત હશે એમ ધારી શકાય. પસંદગી છતાં વડીલોનો અંકુશ ચાલુ રહે છે તેની અંતર્ગત કુટુંબભાવના કેવી હશે તે ચર્ચવા યોગ્ય પ્રશ્ન છે.

( b ) વિશાળા નગરીના રાજા નદનને વિમલાનનના નામની પુત્રી થઇ તેના જન્મ પહેલા તેને વિભાકર સાથે પરણાવવાનું પિતાએ નક્કી કર્યું હતુ ( પ્ર ૩ પ્ર ૨૦ પૃ ૫૬૭ ) પણ એ કનકશેખરનો નામમહિમા સાભળી તેને વરવા ઇચ્છા કરે છે ત્યારે પિતા પુત્રી તરફનો ધર્મ વિચારી આપેલ વચનનો ત્યાગ કરી વિવાહની વાત તજી દે છે પણ પોતે લગ્નમા ભાગ લેતા નથી મત્રીઓ સાથે દીકરીને કનકપુર મોકલી આપે છે ( પૃ ૫૬૯ ) કનકપુરથી કુમાર કનકશેખર રીસાઇ પરદેશ ગયો છે ત્યાથી આવી તે વિમલાનનાને પરણે છે ( પૃ ૫૮૨ ) આ લગ્ન પુત્રીની ઇચ્છા પ્રમાણે નામશ્રવણથી થયેલા આકર્ષણને અગે થયેલ છે એમા પ્રેમ કરતા મોહનુ તત્ત્વ વધારે છે અને લગ્નમા પિતાનુ સ્થાન શુ હોવુ જોઇએ અને પુત્રીનું હિત કેમ ઇચ્છાય તે સબધી દશમી સદીના વિચારો બતાવનાર હોઈ લગ્નનો એક અવનવો પ્રકાર રજૂ કરે છે પિતાના વ્યવહારુ વિચાર જરૂર વાચવા લાયક છે ( પૃ ૫૬૮ )

( c ) નદિવર્ધન અને રત્નવતીના લગ્ન વિચિત્ર સયોગમા થાય છે એ રત્નવતી સદર વિમલાનનાની બહેન છે એને પરણવુ છે વિમલાનનાના કોઇ મિત્ર સાથે કારણ બહેન જેને પરણે તેની સાથે જ પોતે પરણે તો શોક્ય થાય એ વાત એને ગમતી નહોતી ( પ્ર. ૩ પ્ર ૨૦ પૃ ૫૬૯ ) એના લગ્નમા ઇચ્છા જેવુ–પસદગી જેવુ કાઇ નથી કનકશેખર સાથે નદિવર્ધન આવ્યો એટલે એ તેને પરણી ગઈ આ લગ્નમા કાઈ પણ ધોરણ કે મુદ્દો નથી એમા બહેન બહેનનો પ્રેમ કાઇક વિચારવા જેવો ગણાય બાકી એ લગ્ન વગરધોરણનુ છે દશમી સદીના આદર્શલગ્નમા એને કાઇ સ્થાન લાગતું નથી એ લગ્ન બહુ આડબરથી થયા છે એમા નદિવર્ધનના પિતાએ બહુ ભાગ લીધો હોય એમ લાગતુ નથી (પ્ર. ૩ પ્ર ૨૨ પૃ ૫૮૨ )

( d ) વૈશ્વાનરની પ્રેરણાથી રસ્તે પ્રયાણ કરતા રૌદ્રચિત્તપુરમા નદિવર્ધનના લગ્ન હિંસાકુમારી સાથે થાય છે ( પ્ર. ૩ પ્ર ૨૧ પૃ ૫૭૭ ), પણ એ અતરગ નગરના લગ્ન છે અને તે વખતે કનકશેખર વિગેરે મિત્રો પણ લગ્નમા ભાગ લઇ શકયા નથી ( પૃ ૫૭૭ ) અને છડી સ્વારીએ એકલો જઈ કુમાર નદિવર્ધન તેને પરણી આવ્યો છે એ લગ્ન અત્યારે કોઈ દૂર દેશમા જઈ પરણી

આવે છે અથવા વર અને અણુવર માત્ર બે જ જણા સાથે જઇ કન્યાને પરણીને લઈ આવે છે તેવા પ્રકારના છે. આવા પ્રકારના લગ્ન અત્યારે પણ થાય છે. એવાં લગ્નનો પ્રકાર તુચ્છ કોટિમાં આવે છે અને લગ્નની પહેલાં પૂરતી જાહેરાત થતી ન હોવાથી નિષિદ્ધ ગણાય છે. એના લગ્ન તદ્દન ખાનગી રહ્યા જણાય છે, નહિ તો તુરતમાંજ રત્નવતી નંદિવર્ધનને પરણુત નહિ.

( e ) વિભાકર સાથેના યુદ્ધમાં સમરસેન અને દ્રુમને હરાવી મારી નાખ્યા અને છેવટે વિભાકરને પાડ્યો ત્યારે નંદિવર્ધનની કીર્તિ ઘણી વધી ગઇ અને નગરપ્રવેશ થતાં કુમારી કનકમંજરી સાથે તારામૈત્રક થયું. એ કનકશેખરની બ્હેન થાય. એણે નંદિવર્ધનની આંખમાં મોહ–પ્રેમ જોયો અને એ પ્રેમમાં મૂંઝાઇ ગઈ. એણે આકરી કામદશા અનુભવી. એના પિતાએ એને નંદિવર્ધન સાથે પરણાવી. આ મોહથી થયેલા પ્રેમલગ્ન કહેવાય. દશમી સદીમાં આવા લગ્ન આદર્શ ગણાતા હશે. ( પ્ર. ૩. પ્ર. ૨૪. ) એનાં હસ્તમેળાપ વખતે એ ઉઘાડે મુખે માયરામાં બેસે છે, એના શરીર પર વસ્ત્રો એવાં છે કે એમાંથી એનું પેટ પણ દેખાય અને એનું વર્ણન વાંચતાં ( પૃ. ૬૧૩ ) અત્યારની પતંગીઆ જેવી સ્ત્રીઓ ( butterfly કે flapper ) યાદ આવે. એમ બનતું હશે એમ કદાચ આજ ન માનવામાં આવે, પણ દશમી સદીમાં પડદા કે ઘુમટો નહોતો એ તો ઐતિહાસિક વાત છે. આ લગ્ન માત્ર લગ્નની નજરે જોઇએ તો આદર્શ ગણાય. એમાં મંજરી ભૂલી હતી તે જુદી વાત છે, પણ લડાઈમાં વિજય મેળવનારને સુંદરીઓ ખૂબ ચાહતી હતી એ લડાઇના ભોગનો બદલો ગણાય. એમ લાગે છે કે કનકમંજરીને કદાચ ખબર પણ નહિ હોય કે રત્નવતીને તો વરરાજા પરણી ચૂકેલા હતા. ગમે તેમ હોય પણ 'યુદ્ધ લગ્ન' તરીકે આ લગ્નપ્રકાર એક અવનવી ભાત પૂરી પાડે છે અને એ ખાસ જાણવા યોગ્ય છે. ( પ્ર. ૩. પ્ર. ૨૪ મું. એ આખું પ્રકરણ આ રીતે વિચારવા યોગ્ય છે. )

( f ) વિદ્યાધર રત્નચૂડના લગ્ન ચૂતમંજરી સાથે થયેલા વર્ણવ્યા છે ( પ્ર. ૫. પ્ર. ૪. પૃ. ૧૧૬૯–૭૦ ) તેમાં બે પ્રકાર છે: એક તો રત્નચૂડ સ્વધર્મી હતો અને લક્ષણયુક્ત શરીરવાળો

હતો કન્યાનો પિતા રત્નશેખર અનેક અગવડ અને ઉપાધિ વહોરીને પણ દીકરીને આવા ઉત્તમ ધર્મીષ્ટ પતિ સાથે જોડી આપે અને દીકરીની તેમા સમતિ લે તે લગભગ ‘આદર્શલગ્ન’ અને ‘ધર્મલગ્ન’ વ્યવહારની નજરે કહેવાય સ્થૂળ લગ્નમા આ લગ્નનો પ્રકાર પ્રથમ પંક્તિએ આવે છે આતરલગ્નો કથાપ્રસંગમા આવે છે તેની તો જાતિ જ જુદી છે વ્યવહારમા આ ધર્મલગ્ન ઉચ્ચ કોટિમા આવે

(g) છઠ્ઠા પ્રસ્તાવમા હરિકુમાર અને મયૂરમજરીના લગ્ન પણ એ જ રીતે પ્રથમ કોટિમા આવે મજરીનો સ્નેહ હરિકુમાર પર ઘણો છે, બાળકાળના મિત્રો છે, મામા ફૈના છોકરા થાય છે, વિરહદશાનો સાક્ષાત્કાર માતાને થાય છે (પૃ ૧૫૧૮) અને માતા પુત્રીને હૃદયવલ્લભ મેળવી આપવાનુ બધુલાદ્વારા વચન આપે છે (પ્ર. ૬ પ્ર ૫ પૃ ૧૫૨૨) અને પિતાની પરવાનગીથી ઉત્સવપૂર્વક હરિ-મજરીના લગ્ન થાય છે એ લગ્નપ્રકાર પણ સુદર ગણાય (પૃ ૧૫૨૬-૭) ગજદરબારમા તો પસદગી લગ્નને ઘણુ ઉચ્ચ સ્થાન હતુ એમ અનેક પ્રસગે જણાય છે સામાન્ય જનતા તેનું અનુકરણ કેટલે દરજ્જે કરતી હતી તેનો ખ્યાલ આવતો નથી

(h) ગુણધારણ કુમાર મદનમજરી વિદ્યાધરપુત્રીને પરણે છે તેમા પ્રેમલગ્નને સ્થાન છે પણ મોહ વધારે છે પ્રથમ દૃષ્ટિએ મળતા પ્રેમ થઈ જાય તેમા ઘણી વાર મોહનો પ્રકાર વધારે હોય છે એમા ઉન્મત્તતાનો ભાવ વધારે અને લાગણીના ઉછાળા વધારે હોય છે વિદ્યાધરને અન્યની ભીતિ પણ ઘણી રહે છે એ લગ્ન પણ એકદમ થઇ જાય છે, જગલમા થાય છે અને ધમાલમા ગુણધારણના પિતાને નગરમાથી બોલાવવાનો પણ વખત મળતો નથી (પ્ર. ૮ પ્ર ૩ પૃ ૧૮૭૭) એ લગ્ન સુખી નીવડે છે એ અકસ્માત છે, બાકી એ લગ્ન ચાર પ્રકારના આસુરલગ્નની કક્ષામા એ જાય એ લગ્નને માત્ર લગ્નની નજરે જોઇએ તો હીન પ્રકારમા એ આવે

(i) ઉપરત નીચેનાં લગ્નો આતર નગરના છે એના પર વિવેચન કરવુ નકામુ છે ગ્રથલેખનમા એને અગત્યનુ સ્થાન છે પણ લગ્નના પ્રકારમા એનો ઉપયોગ નથી કેટલાક તો ભવિષ્યમા થનાર

લગ્નોની સંકલના માત્ર છે, કેટલાંક માત્ર વિચારપથના આવિર્ભાવો છે અને કેટલાંક પ્રગતિના માર્ગસૂચક કલ્પનાજાળો છે. એ કોટિમાં નીચેનાં લગ્નો આવે.

ક્ષાંતિકુમારી સાથે ભવિષ્ય લગ્ન નંદિવર્ધનનું ( પ્ર. ૩. પ્ર. ૨. )
દયાકુમારી સાથે ભવિષ્ય લગ્ન નંદિવર્ધનનું ( પ્ર. ૩. પ્ર. ૨૭. )
મૃદુતા સાથે ભવિષ્ય લગ્ન રિપુદારણનું ( પ્ર. ૪. પ્ર. ૩૯. )
સત્યતા સાથે ભવિષ્ય લગ્ન રિપુદારણનું ( પ્ર. ૪. પ્ર. ૩૯. )
ઋજુતા સાથે ભવિષ્ય લગ્ન વામદેવનું ( પ્ર. ૫. પ્ર. ૨૧. )
અચોરતા સાથે ભવિષ્ય લગ્ન વામદેવનું ( પ્ર. ૫. પ્ર. ૨૧. )
મુક્તતા સાથે ભવિષ્ય લગ્ન ધનશેખરનું ( પ્ર. ૬. પ્ર. ૯. )
બ્રહ્મરતિ સાથે ભવિષ્ય લગ્ન ધનશેખરનું ( પ્ર. ૬. પ્ર. ૯. )
વિદ્યા સાથે ભવિષ્ય લગ્ન ઘનવાહનનું ( પ્ર. ૭. પ્ર. ૧૪. )
નિરીહતા સાથે ભવિષ્યલગ્ન ઘનવાહનનું ( પ્ર. ૬. પ્ર. ૧૪. )

એ સર્વ લગ્નની વાત પ્ર. ૮. પ્ર. ૬ માં આવે છે તે પણ વાંચવા જેવી છે, પણ લગ્નની પ્રથા કેવી હશે તે સમજવા માટે એ હકીકતને સ્થાન નથી.

લગ્નના પ્રસંગો પણ સુંદર ચિતર્યા છે અને લગ્નનાં વર્ણન પણ મજાનાં છે. લગ્ન કેવી રીતે કરવામાં આવતા હશે, તે પ્રસંગે મહોત્સવ કેવા થતા હશે, રીતરિવાજ કેવા કરવામાં આવતા હશે, જોશી મહારાજનું એમાં શું સ્થાન હશે, માયરામાં કન્યાને કેમ બેસાડવામાં આવતી હશે વિગેરે અનેક બાબતો દશમા શતકના રીતરિવાજ સમજવા માટે ઉપયોગી ગણાય.

અત્યારે ' લગ્ન ' નો પ્રશ્ન તદ્દન જુદા જ રૂપમાં સમજવા યોગ્ય છે, લગ્નથી પ્રાણી જીવનના ઘણા પ્રશ્નોનો એક પ્રકારે નિર્ણય કરી દે છે, તેથી તે પ્રશ્નને આપણા સાંસારિક તેમજ આર્થિક પ્રશ્નો સાથે ઘણો મહત્ત્વનો સંબંધ છે. જેમ મિલ્કત ( Property ) નો સવાલ, તેની માલિકી, તેના પર વારસા હક્કો, તે કોને જવી જોઇએ તે નિર્ણય કરવાનો હક્ક અત્યારે ઘણો અગત્યનો ગણાય

છે અને સામ્યવાદ( Communism )ના સિદ્ધાન્ત પછી એના પર અનેક અવનવા પ્રકાશ પડેલા છે તે જ પ્રમાણે લગ્નનો પ્રશ્ન ઘણો અગત્યનો છે એ પ્રશ્નની વિચારણા કરવા માટે દશમી સદીના અગત્યના વિચારો ઉપયોગી થઈ પડે તેમ છે તેથી તે પર આ સ્પષ્ટ ઉલ્લેખ છે એ ઉપરથી જણાશે કે આ લેખક મહાત્મામા અનેક પ્રકારનુ વૈવિધ્ય હતુ અનેક હકીકત જણાવવાની, ઝળકાવવાની અને વ્યક્ત કરવાની તેમની શક્તિ અસાધારણ હતી

× × ×

## ( ૧૩ ) યુદ્ધનીતિ. . ( War strategy )

શ્રી સિદ્ધર્ષિનો આ ખાસ વિષય જણાય છે તેઓ યુદ્ધનીતિ–વિગ્રહનીતિના જ્ઞાનમા નિષ્ણાત ( expert ) જણાય છે એમના આખા ગ્રથમા મહામોહરાજ એક બાજુએ અને ચારિત્રરાજ બીજી બાજુએ લડે છે તે તેમને બતાવવાનુ છે એ બતાવવા માટે તેમણે યુદ્ધનુ આખુ નીતિશાસ્ત્ર જુદા જુદા પ્રસગો લઈને લખી નાખ્યું છે અને કેટલીક વાત વાચનારની સમજ ઉપર ગર્ભિતપણે રાખી છે તે કાર્ય તેઓ કેવી સફળતાથી બજાવી શક્યા છે તે જરા વધારે વિગતથી તપાસવુ પડશે, કારણ કે લડાઇ–વિગ્રહ એ એમનો ખાસ વિષય જણાય છે અને એક નજરે જોઇએ તો આખા ગ્રથનો એ ખાસ મુદ્દો છે મારા મતે આ આખો ગ્રથ ‘ લડાઇ ’–વિગ્રહનો હોઇ, લેખકને ખરા આકારમા બતાવવા માટે આ વિગ્રહનીતિ અને રાજનીતિ પર ખાસ લખાણથી વિવેચન સ્થાને ગણાશે

પ્રથમ એમનો પરિચય કરવાનો માર્ગ નીહાળીએ બહુ યુક્તિસર તેઓ બન્ને બાજુના પાત્રોનો–સામ સામે લડનારાઓનો પરિચય કરાવે છે ત્રીજા પ્રસ્તાવમા સ્પર્શનની મૂળ શોધ કરવા માટેનો પ્રસંગ લઇ અતિ વૃદ્ધ મોહરાજાનુ જોર, એની લડાઈ કરવાની તીવ્ર જિજ્ઞાસા, સાર્વત્રિક વિજય કરવાનો નિર્ણય બતાવી વૃદ્ધ રાજાએ બે પુત્ર રાગકેસરી અને દ્વેષગજેન્દ્રને રાજ્ય આપેલ હોવા છતા અડીને વખતે ખોખારો કરી હથિયાર હાથમા લેતા અને કૂચ કરતા એને એમણે બતાવ્યા છે છતા ખૂબી એ છે કે તેઓ કોની સામે લડવા

જાય છે તે જાણતા નથી. સંતોષે ભવજંતુને મોક્ષમાં મોકલી આપ્યો એટલે તેઓ લડવા-વિજય કરવા નીકળી પડે છે અને પ્રથમ કાર્ય કરવા વિષયાભિલાષ મંત્રી પોતાના પાંચ પુરુષોને આગળ કરે છે. એ પાંચ તે સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ અને કર્ણ છે. લડાઇ કરવા મહામોહરાજા અને રાગકેસરી સાથે ઉપડે છે. એમના લશ્કરની લડાઇની તૈયારીનો અવાજ બતાવી એ વાત ત્યાં [1]છોડી દે છે. ( પૃ. ૩૯૪. )

લડાઇનાં સ્થાનો અને પાત્રોનું વર્ણન ચોથા પ્રસ્તાવમાં કરે છે. ચિત્તવૃત્તિ અટવીમાં પ્રમત્તતા નદીની અંદર એક તદ્વિલસિત નામનો બેટ છે, તેમાં ચિત્તવિક્ષેપ નામનો મંડપ નાખી, તેમાં તૃષ્ણાવેદિકા મૂકી તે પર વિપર્યાસ સિંહાસન પર મહાપ્રતાપી મોહરાજાનું સ્થાન બતાવે છે. એના બે દીકરા રાગકેસરી અને દ્વેષગજેંદ્ર. ઘરડા ડોસા અને મહાબળવાન બે પુત્રોનો આખો પરિવાર ત્યાં બતાવવામાં આવે છે, એના આખા સામંતચક્રનું વર્ણન [2]કરે છે.

એ મહામોહરાયના સાતે સંબંધી રાજાઓ( Allies )નું પણ વર્ણન કરે છે. ( પ્ર. ૧૮ ) આવી રીતે એક બાજુનાં લશ્કરનું વર્ણન કર્યા પછી બીજા પક્ષના લશ્કરનું વર્ણન કરતાં ચિત્તવૃત્તિ અટવીને નાકે સાત્ત્વિકમાનસપુરમાં વિવેકપર્વતના અપ્રમત્તતા શિખર પર જૈનપુર બતાવી, એમાં ચિત્તસમાધાન મંડપ વચ્ચે નિઃસ્પૃહતા વેદિકા ઉપર જીવવીર્ય સિંહાસન ( **પ્ર.** ૪. પ્ર. ૩૩ ), તેની ઉપર ચારિત્રરાજ નામના રાજા ( **પ્ર.** ૪. પ્ર. ૩૪ ) અને એના બે પુત્રો યતિધર્મ અને ગૃહિધર્મ જોવામાં આવે છે. ( **પ્ર.** ૪. પ્ર. ૩૫ ), ત્યાં સમ્યગ્દર્શન સેનાપતિ અને સદ્બોધમંત્રી અગત્યના પાત્રો છે. ( સદર. પ્ર. ૩૬ ) આવી રીતે બન્ને બાજુના લશ્કરનો પરિચય ખૂબ વિસ્તારથી બતાવ્યો છે. આ પરિચય ખૂબ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે.

પાંચમા પ્રસ્તાવમાં યુદ્ધનીતિનું ખરું પ્રદર્શન થાય છે. સંયમને સખ્ત ઘા [3]પડ્યા છે અને તેને બીજા લોકો ઉપાડીને લઇ જાય છે.

---

૧. **પ્ર.** ૩. પ્ર. ૪. ૨. **પ્ર.** ૪. પ્ર. ૧૭. પૃ. ૮૮૩-૮૮૭.
૩. **પ્ર.** ૫. પ્ર. ૧૯. પૃ. ૧૩૦૦.

દુશ્મનોએ સયમને ખૂબ માર્યો એ હકીકતની ખબર રાજસભામા ચારિત્રરાજ અને તેના અધિકારીઓ પાસે આવે છે એટલે ત્યા તો મોટો ખળભળાટ થઇ જાય છે (પૃ ૧૩૦૨) જરા શાતિ થાય છે એટલે સત્ય શૌચ વિગેરે રાજાઓ શત્રુને ઉખેડી નાખવાની વાત મક્કમપણે જણાવે છે પછી ચારિત્રરાજે પોતાની ખાસ કાઉન્સીલ (Council of war or cabinet) બોલાવી લડાઇખાતાના ઉપરી સેનાધિપતિ સમ્યગ્દર્શને પ્રથમ ધડાકો કર્યો એને તો એક ઘાના બે કટકા કરવાની જ વાત હતી લશ્કરી માણસો ઘણા આવેશમા આવી જનાર હોય છે અને એને સ્વમાનનો ખ્યાલ ઘણો ઉત્કટ હોય છે પછી રાજાએ સદ્બોધ મત્રી તરફ જોયુ એ તો દિવાની બાજુનો (સિવિલિયન) હતો, મહામુત્સદ્દી હતો અને જરા પણ આવેશમા આવ્યા વગર ધમાલમા પણ મગજને સમતોલ રાખી શકે તેવો હતો એણે યુક્તિથી સેનાધિપતિના વખાણ કર્યા, એના ઉત્સાહને પ્રેરણા આપી (પૃ ૧૩૦૫) અને લશ્કરી તૈયારીઓના વખાણ પણ કર્યા પછી મુદ્દાની વાત કરવા માંડી આ સર્ગમા એનુ મુત્સદ્દીપણુ ઝળકે છે એણે વાતને ઉઠાવવા પ્રથમ પ્રસ્તાવ કર્યો

प्रस्तावरहितं कार्यं, नारभेत विचक्षण ।
नीतिपौरपयोर्यस्मात्प्रस्तावः कार्यसाधक ॥

અવસર વગર કાર્ય આદરવુ યોગ્ય નથી એમ કહી યુદ્ધનીતિ જણાવવા માડી પછી યુદ્ધનીતિને અગે છ ગુણો, પાચ અગો, ત્રણ શક્તિ, ત્રણ ઉદય સિદ્ધિઓ અને ચાર પ્રકારની નીતિ તથા ચાર પ્રકારની રાજવિદ્યા બતાવી તે બતાવતા કર્ત્તા મહાશય કહે છે કે—

स्थानं यानं तथा सन्धिर्विग्रहश्च परैः सह ।
सश्रयो द्वैधभावश्च षड्गुणा परिकीर्तिता ॥
उपाय कर्मसंरम्भे विभागो देशकालयो ।
पुरुषद्रव्यसम्पच्च प्रतीकारस्तथापदाम् ॥
पञ्चमी कार्यसिद्धिश्च पर्यालोच्यमिद किल ।
अङ्गाना पञ्चक राज्ञा मन्त्रमार्गे विजानता ॥
उत्साहशक्ति प्रथमा प्रभुशक्तिर्द्वितीयिका ।
तृतीया मन्त्रशक्तिश्च शक्तित्रयमिद परम् ॥

शक्तित्रितयसम्पाद्यास्त्रय एवोदयास्तथा ।
हिरण्यमित्रभूमीनां लाभाः सिद्धित्रयं विदुः ॥
सामभेदोपदानानि दण्डश्चेति चतुष्टयम् ।
नीतीनां सर्वकार्येषु पर्यालोच्यं विजानता ॥
आन्वीक्षिकी त्रयी वार्ता दण्डनीतिस्तथा परा ।
विद्याश्चतस्रो भूपानां किलैताः सन्ति गोचरे ॥

આ આખો વિભાગ ઘણો પારિભાષિક છે. એનો અર્થ કરવામાં મનુઃસ્મૃતિ ટીકા આદિનો આધાર લઈ આ સાત શ્લોકનું વિવરણ પૃ. ૧૩૦૯–૧૩૧૦ માં કર્યું છે અને જરૂરી નોટ પણ આપી છે. આ સર્વ સૂત્રસિદ્ધાન્ત જેવી વાત છે અને લડાઈમાં ઉતરનારાએ તો એને બરાબર જાણવી જોઈએ.

પછી સદ્‌બોધ મંત્રીનો ખરો ધડાકો આવે છે. એ કહે છે કે–આ રાજનીતિ તો શાસ્ત્રમાં કહી છે તે તમે અને અમે બધા જાણીએ છીએ; પણ ખરી વાત તો એ છે કે—

केवलं ज्ञातशास्त्रोऽपि स्वावस्थां यो न बुध्यते ।
तस्याकिंचित्करं ज्ञानमन्धस्येव सदर्पणः ॥

આ વાતનું શાસ્ત્ર જાણનાર હોય છતાં પોતાનું સ્થાન સમજનાર ન હોય, પોતે ક્યાં છે એનો ખ્યાલ કરનાર ન હોય તો તેનું જ્ઞાન નકામું છે, વંધ્ય છે, નિરર્થક છે. પછી એ કહે છે કે ભાઈઓ! તમે આ બધી દોડાદોડ કરો છો અને લડાઈની વાત કરો છો, પણ બધો આધાર તો સંસારીજીવ ઉપર છે અને એ તો આપણને–તમને ઓળખતો પણ નથી! ત્યારે આ બધી ધાંધલ શાની? માટે દોટ મૂકો એ પહેલાં ગજનિમીલિકા કરો–અવલોકન કરો. ( પૃ. ૧૩૧૧. )

લશ્કરી માણસને આવી પોચી સલાહ ગમે? એ કહે કે આજે તો આપણા સંયમ સુભટને માર્યો અને કાલે આપણો બધાનો ઘાણ દુશ્મન કાઢી નાખશે ત્યારે શું કરશો? જવાબમાં ઠંડા મગજના સદ્‌બોધ મંત્રીએ સલાહ આપી કે આગળ જતાં સંસારીજીવને કર્મપરિણામ રાજા ઠેકાણે લઈ આવશે. એમ થશે ત્યારે આપણે દુશ્મનને આપણા હાથ બતાવશું. ( પૃ. ૧૩૧૨ ).

પણ લશ્કરી ખાતાને આ વાત કેમ ગળે ઉતરે ? એ સેનાપતિ કહે કે ત્યારે દૂતને મોકલો એ કહે છે કે—

यद्येव प्रेष्यतां तावद्दूतस्तेषां दुरात्मनाम् ।
न लङ्घयन्ति मर्यादां येन ते दूतभर्त्सिता ॥

સેનાપતિના મનમા એમ કે દૂત જઈને જરા દમ આપશે એટલે દુશ્મન દબાયલો રહેશે પણ સદ્‌બોધ મત્રી કહે છે કે દૂત પણ અત્યારે મોકલાય નહિ હાલ તો એમ્ની રહેવુ જ સારુ છે

પછી તો સેનાપતિ ઉછળ્યા–'અરે એવી નમાલી વાત શુ કરો છો ? એ માગ જોવાને શુ કરનાર છે ? અને આપણે લડાઈની વાત ન કરવી, સમજાવટની વાત કરવી એમા શો વાધો છે ?' પણ સદ્‌બોધ મત્રી તો ચુસ્ત હતા એણે કહ્યુ—

कोपाध्माते कृत साम कलहस्य विवर्धकम् ।
जाज्वलीति हि तोयेन तप्त सर्पिर्न सशय• ॥

પોતાના મત પ્રમાણે જ્યારે સામાને ક્રોધ ચઢેલો હોય ત્યારે સમજાવટની વાત કરવાથી ક્રોધ વધારે વધે છે, અગ્નિમા ઠડુ ઘી નાખવાથી ભડકો વધારે મોટો થાય છે, છતા એ વિચારનુ પ્રત્યક્ષ પરિણામ બતાવવા દૂત મોકલવાનો ઠરાવ થયો ( પૃ ૧૩૧૪ )

ચિત્તવૃત્તિ અટવીમા પ્રમત્તતા નદીના મડપમા મોહરાજા પાસે દૂત આવ્યો એનુ નામ 'સત્ય' હતુ અને એણે સાચી વાતો કહી એણે કહ્યુ કે આ ચિત્તવૃત્તિ અટવીને રાજા તો સસારીજીવ છે અને આપણે સર્વે તો તેના કિકર છીએ, માટે આપણે અદરઅદર લડવુ ઉચિત ન ગણાય આપણે તો સ્વામીનુ હિત થાય તેમ અદરઅદર સપીને રહેવુ ઘટે ( પૃ ૧૩૧૫ ) આવી વાતો સાભળી મોહરાજાના સભાજનો ક્રોધમા આવી ગયા અને સામા ધુરકવા લાગ્યા કે સસારીજીવ તે વળી સ્વામી કેવો ? પછી લડાઈનું આહ્‌વાન કર્યું બન્ને બાજુનુ લશ્કર ચિત્તવૃત્તિ અટવીને નાકે એકઠુ થઈ ગયુ અને બન્ને લડ્યા, ભયકર લડાઈ થઈ અને તેમા ચારિત્રરાજ હાર્યા ( પૃ ૧૩૧૬–૧૭ ) અને ચારે તરફથી ઘેરામા સપડાઈ ગયા

આ આખા પ્રકરણમાં લડાઈની નીતિ–રીતિ–પદ્ધતિનો બહુ સારો અભ્યાસ લેખકે બતાવ્યો છે. એમાં ખરી ખૂબીની વાત દુશ્મનો એક બીજાને ઓળખતા પણ નથી એ જોવામાં આવે છે. દૂતનું કાર્ય વિચારવા યોગ્ય છે અને લડાઈનું વર્ણન આશ્ચર્યકારક છે. એના પર અન્યત્ર વિવેચન થયું છે. અત્ર તો યુદ્ધનીતિના વિષયમાં લેખક મહાત્મા કેટલા નિષ્ણાત હતા તે ચર્ચવાનું પ્રસ્તુત છે. આવી રીતે પાંચમા પ્રસ્તાવમાં ચારિત્રરાજના આખા લશ્કરને ચિત્તવૃત્તિ અટવીને છેડે ઘેરાયલી હાલતમાં મૂકે છે.

એ વાર્તા સાતમા પ્રસ્તાવમાં આગળ ચાલે છે.[1] ચારિત્રરાજ અંધકારથી ભરેલી ચિત્તવૃત્તિ અટવીમાં ઊભા હતા, ચારે બાજુએથી ઘેરાઇ ગયા હતા, પણ તેમની ઇચ્છા સ્વામી ( સંસારીજીવ )નું શ્રેય કરવાની હતી. સદ્બોધ મંત્રી મહાનીતિવેત્તા હતા. એને ચિંતા એક જ હતી કે પોતાના સ્વામીનું આખું લશ્કર સંસારીજીવને મદદ કરવા તૈયાર હતું, પણ એ તો આ લશ્કરને ઓળખતો પણ નહોતો. હવે એનો વિકાસ થતો હતો અને અંદર અંધકારને સ્થાને પ્રકાશ થતો હતો. એ જોઈ એ( સંસારીજીવ )ની પાસે કોઇ મુદ્દામ માણસને મોકલવાની સલાહ એણે મહારાજાને આપી. પ્રથમ સદાગમને મોકલવાનું ઠર્યું. સમ્યગ્દર્શન જવા તૈયાર હતો, પણ સદ્બોધ શાણા મંત્રીએ પ્રસ્તાવ વગરનું કામ હાથ ન ધરવાની સલાહ આપી. એણે પ્રથમ ઓળખાણ અને પછી રુચિ થવાની વાર્તા કહી બતાવી. ( પૃ. ૧૭૬૭–૮. ) આ રાજનીતિ ખાસ વિચારવા યોગ્ય છે. દૂર દેશમાં ધર્મપ્રચાર કરવો હોય તો પ્રથમ સદાગમને ત્યાં મોકલવાની જરૂર છે. ( જુઓ પૃષ્ઠ ૧૭૬૮ ની નીચે કરેલી નોટ. ) મંત્રી સદ્બોધના મનની શાંતિ ખાસ વિચારવા યોગ્ય છે. સદાગમ કોણ છે અને તેના પ્રસંગથી શા લાભ છે એનો પરિચય અહીં મુદ્દામ રીતે થાય છે. મન વગર અન્યને ખુશી કરવા આ પરિચય થયો છે અને તેને જૈન પરિભાષામાં દ્રવ્યાનુષ્ઠાન કહેવામાં આવે છે. સદાગમના આવવાથી જ્ઞાનસંવરણ રાજા દબાયો.

મહામોહરાયને ગભરાવનાર સદાગમ કોણ હતો તેનો પરિચય અકલંક કરાવે છે તે વિચારી જવા યોગ્ય છે.

---

૧. પ્ર. ૭. પ્ર. ૧૦. પૃ ૧૭૬૫–૬.

ज्ञापिताश्चाकलङ्केन यथा भो घनवाहन ! ।
आराधनीय साधूनामेषामेष सदागमः ॥
एते ह्यस्य सदादेशं कुर्वन्ति नतमस्तका· ।
एषोऽस्य सूरिर्जानीत गुणसम्भारगौरवम् ॥
तदेष ते हितो भद्र ! धर्माधर्मविवेचक ।
अत सदुपदेशार्थमेव विज्ञातुमर्हसि ॥
ममामीषा च साधूना सूरेश्चास्य परिस्फुटम् ।
यज्ज्ञानं भद्र ! तज्जातमस्मादेव सदागमात् ॥[1]

આવી રીતે સર્વ સાધુઓને પણ ધર્માધર્મની પીછાન કરાવનાર છે તેટલા માટે તેમને પણ પૂજ્ય સદાગમ જરૂર ઓળખવા યોગ્ય છે

એના આગમનથી જ્ઞાનસવરણ દબાઇ ગયો મોહરાયનો મોટો મિત્ર રાજા દબાયો એટલે એની છાવણીમા મોટો ખળભળાટ થયો રાગકેસરી રાજા જે મોહરાયનો મોટો પુત્ર હતો તેણે મ ત્રી તરીકે રાજાને સલાહ આપી—

एतावन्तं वय काल निश्चिन्ता देव ! सस्थिता· ।
यद्बलेन स वित्रस्तो ज्ञानसवरणो नृप ॥
यत । दृष्ट सदागमस्तत्र गत्वाभ्यर्णे व्यवस्थित· ।
देव ! ससारिजीवस्य विरुद्ध स च भूपते ॥
नोपेक्षणीयं देवेन तस्मादेतत्प्रयोजनम् ।
कुठारच्छेद्यतां कुर्यान्नखच्छेद्यं न पण्डित ॥[2]

આ વાતમા મહાનીતિ છે જે કામ સહેલાઇથી બને તેવુ હોય તેને મુલતવી રાખવાથી આકરુ થઈ પડે છે, માટે તુરત એનો ઉપાય કરવો જોઇએ

આ બાજુ મહામોહનુ આખુ લશ્કર તૈયાર થઇ ગયુ અને હુકમ માગવા લાગ્યુ પણ વીર મહાયોદ્ધા વૃદ્ધ મહામોહને આ વખતે વધારે શૂરાતન છૂટયુ અને પોતે જાતે યુદ્ધમા ઉતરવાની તૈયારી કરી એની નિય ત્રણા જબરી હતી અને લશ્કરી જાપતો સારો

---

૧ જુઓ પ્ર ૭ પ્ર ૧ પૃ ૧૭૭૦ ૨ પ્ર ૭ પ્ર ૧૧ પૃ ૧૭૭૨

હતો. સર્વે સાંભળી રહ્યા. મહાપરિગ્રહને હોસાગે સાથે લીધો અને સંસારીજીવ પાસે બન્ને આવી પહોંચ્યા. ( પ્ર. ૭. પ્ર. ૧૧. પૃ. ૧૭૭૩ ) નીકળતાં પહેલાં એમણે સર્વ સૈનિકોને જાગૃત-તૈયાર રહેવાની સૂચના આપી દીધી હતી.

સંસારીજીવ ધનવાહન જેને તે જ વખતે પિતાના મરણથી રાજ્ય મળ્યું હતું તેને શરીરવિષય વિભૂતિ સંબંધમાં ત્રણે શિખામણ સલાહ આપે છેઃ—

"સદાગમ"—............यथेदं क्षणभङ्गुरम् ।
दुःखात्मकं मलक्लिन्नं निःस्वभावं वहिश्चरम् ॥
तदत्र मूर्छां मा कार्षीर्मा कार्षीर्धनवाहन ! ।
आत्मा ते ज्ञानसद्वीर्यदर्शनानन्दपूरितः ॥
ततस्तत्रैव युक्तस्ते चित्तावन्धो नरोत्तम ! ।
येन त्वं निर्वृतिं यासि सतताह्लादसुन्दराम् ॥[1]

"મહામોહ"—महामोहस्तु मे सर्वं तद्राज्यं ताश्च सम्पदः ।
गात्रं शब्दादिभोगांश्च यच्चान्यदपि तादृशम् ॥
स्थिरं सुखात्मकं चारु निर्मलं हितमुत्तमम् ।
इत्येवं कथयत्युच्चैरुपदेशं च यच्छति ॥
" नास्ति जीवो न वा देवो न मोक्षो न पुनर्भवः ।
न पुण्यपापे सद्भूते भूतमात्रमिदं जगत् ॥
अतो यावदयं देहो विद्यते धनवाहन ! ।
यथेष्टचेष्टया तावत्खाद पिव दिवानिशम् ॥
सद्भोगैः प्रीणयात्मानं मानयामललोचनाः ।
सुखं भुंक्ष्व यथाकामं मा मूढवचनं कृथाः ॥ "[2]

"પરિગ્રહ—" परिग्रहस्तु मां ब्रूते यथा भो धनवाहन ! ।
हिरण्यधान्यरत्नादिसम्भारं कुरु यत्नतः ॥
यः प्राप्तं पालयत्यर्थमप्राप्तं ढौकयत्यलम् ।
न च सन्तोषमादत्ते तस्य सौख्यमनारतम् ॥

---

૧. પ્ર. ૭. પ્ર. ૧૧. પૃ. ૧૧૭૪. ૨. પૃ. ૧૭૭૪–૫.

આમા કઇ સલાહ ગમે? લહેર કરવી, ખાવુપીવુ, મ્હાલવુ અને પૈસાના સોનાના ઢગલા કરવા એ સલાહ કોને ન ગમે? મહામોહની આ યુદ્ધનીતિ છે ધનવાહનનો સદાગમ પરનો પ્રેમ હજુ અતરનો પ્રેમ નહોતો, એમા આ મહામોહ અને પરિગ્રહનુ આક્રમણ થયુ એટલે એ તો સર્વ વાત ભૂલી ગયો અને એની સદાગમ તરફ રુચિ હતી તે ઓછી થતી ચાલી (પૃ ૧૭૭૬) ત્યારપછી એની પાસે સદાગમનુ માહાત્મ્ય કહેવામા આવ્યુ, પણ એ વાત પણ એને ઊલટી પડી છતા દેખાવ માત્ર એણે દ્રવ્યાચાર સ્વીકાર્યો, પણ અદરખાનેથી એની મોહપરિગ્રહ તરફ પ્રેમવૃત્તિ ઘટી નહિ

પછી મોહરાયે બીજી બાજુએથી ફટકો માર્યો પોતાના ચાલ-દાર 'શોક'ને મોકલી એણે તકનો લાભ લઇ સસારીજીવ (ધન-વાહન)ને સદાગમથી પરાઙ્મુખ બનાવ્યો (પ્ર. ૭ પ્ર ૧૩ પૃ ૧૭૮૭) વળી મિત્ર મુનિ અકલકના સદુપદેશથી કાઇ ઠેકાણે આવ્યો પણ તે વખતે મોહરાજાના લશ્કરમાથી માયા અને સાગર આવ્યા અને સાથે કૃપણતાને લેતા આવ્યા એટલે સસારીજીવે હદ કરી ગુરુને યાદ આપવા લાગ્યો કે માસકલ્પ પૂરો થયો છે તેથી તેમણે સીધાવવુ યોગ્ય છે (પૃ ૧૭૯૪) ચોરો અદરથી ખૂબ મજામા આવી ગયા અને છેવટે સદાગમને દૂર દૂર જવુ પડ્યું પછી મહામોહરાજાએ ભય કર મારો ચલાવ્યો, જબરૂ આક્રમણ કર્યું એનુ વર્ણન પ્ર ૭ પ્ર ૧૫ મા જરૂર વાચવા યોગ્ય છે પછી મોહરાયના પ્રત્યેક સેનાનીઓએ પણ જબરો મારો આદર્યો (પૃ ૧૮૦૧-૧૮૧૦)

ખરી લડાઇ આઠમા પ્રસ્તાવમા થાય છે ભીષણ આતરયુદ્ધ થાય છે સદ્બોધમત્રી જાતે આવે છે અને વિદ્યાકન્યા સાથે લગ્ન કરાવે છે એ સદ્બોધ આવવા નીકળ્યો છે એવા મોહરાયની છાવણીમા સમાચાર મળતા મોટો ખળભળાટ થાય છે અને પરસ્પર મત્ર વિચારણા થાય છે (પ્ર. ૮ પ્ર ૮ પૃ ૧૯૩૬—૭) પણ આ વખતે દુશ્મનોમા ઐક્ય ન રહ્યુ જ્ઞાનસવરણ રાજા ઓછી તૈયારીએ આગળ વધી ગયો, બીજાની મદદ ન રહી, પાપોદય વિગેરે તેની પછવાડે મદદે ખેચાઇને આવ્યા આ વખતે મોહરાજાના સૈન્યમા સપ નહોતો અને લડાઈ કેમ કરવી તેનો નિશ્ચય નહોતો

સદ્બોધ મંત્રી અને ચારિત્રરાજનું લશ્કર ચાલ્યું આવતું હતું ત્યાં જ્ઞાનસંવરણ રાજા સાથે એનો ભેટો થયો. એક લશ્કર સફેદ છે, બીજું કાળું છે. ભયંકર લડાઇ જામી. લડાઇમાં ચારિત્રરાજનું સૈન્ય વધારે જોર પકડતું ગયું અને તેણે પાપોદય વિગેરેનાં હાડકાં ખોખરાં કરી નાખ્યાં અને એ રીતે એ લશ્કર હારીને બેસી ગયું (પૃ. ૧૯૩૯). પણ વાત એ બની કે એ સર્વનો નાશ ન થયો પણ ભાગીને એ લોકો અંદર છુપાઇને બેસી ગયા.

હવે સંસારીજીવ (ગુણધારણ) તો સદ્બોધની સલાહ લેવા લાગ્યો અને આખરે કર્મપરિણામ રાજાની અનુકૂળતાથી લગ્ન નિમિત્તે એનો ચિત્તવૃત્તિ અટવીમાં પ્રવેશ થયો. જે અટવીનો એ પોતે માલેક હતો ત્યાં અત્યાર સુધી એનો પ્રવેશ પણ નહોતો. લગ્નનો પ્રસંગ અને ચિત્તવૃત્તિપ્રવેશની હકીકતે મોહરાજાના સૈન્યમાં ઘણો ખળભળાટ ઉત્પન્ન કર્યો.

**अत्रान्तरे संजातो महामोहादिबले सर्वसमाजः । प्रवृत्तः पर्यालोचः । अभिहितं विषयाभिलाषेण । " देव ! यद्यनेन संसारिजीवेनेमाः क्षान्त्यादिकाः कन्यकाः परिणीताः स्युस्ततः प्रलीना एव वयमिति मन्तव्यं । अतो नास्माभिरुपेक्षात्र विधेया कर्तव्यः सर्वथा यत्नोऽवलम्बनीयं साहसं मोक्तव्यो विषादः ।**

**भयं हि तावत्कर्तव्यं यावदन्तो न दृश्यते ।**
**प्रयोजनस्य तत्प्राप्तौ प्रहर्तव्यं सुनिर्भयैः ॥ "**

આ ખરી યુદ્ધનીતિ છે. જો છેડો દેખાતો હોય તો પછી કેસરીઆં પણ કરવાં. અને જો પ્રયોજનની પ્રાપ્તિ થતી હોય તો વગર બીકે ઘા કરવો. (પ્ર. ૮. પ્ર. ૯. પૃ. ૧૯૪૩).

પછી દેવી ભવિતવ્યતાની સલાહ લીધી. દેવી પણ જબરી ! એ સંસારીજીવની પત્ની થાય છતાં પતિને સારી રીતે રખડાવવાનું કામ કરી રહી હતી. પ્રાપ્તકાળની સલાહ આપતાં એ સંસારીજીવના પનોતાં પટ્ટરાણી બોલ્યાં.

**भद्राः ! न युक्तस्तावद्भवतां रणारम्भः । यतः समाहतोऽयमधुनार्यपुत्रः कर्मपरिणामेन मिलिता विशेषतः शुभपरिणामादयः**

सजातमार्यपुत्रस्याधुना विशेपतो निजवलदर्शनौत्सुक्यं दर्शयिष्यति तदपि कर्मपरिणाम करिष्यत्यार्यपुत्रस्तस्य पोपण ततोऽधुना रणे लगता भवता सर्वप्रलय संपत्स्यते। तस्मात्कालयापनां कुर्वन्तस्तावददृष्टसेवया तिष्ठत यूयं । यदा तु भवतां प्रस्तावो भविष्यति तदाहमेव निवेदयिष्ये । दत्तावधाना हि भवत्प्रयोजने सकलकालमहं वर्त्ते । का भवता चिन्ता ।

આ સલાહથી તેઓએ ઉઘાડી લડાઇ કરવાની વાત મુલતવી રાખી ( પૃ ૧૯૪૩—૪ )

સદ્બોધે વખત સાધ્યો, મોહને કલ્લોલે ચઢેલા ગુણધારણ પાસે તે વખતે સદબોધ આવ્યો અને એનુ લશ્કર જે એણે ( સસારીજીવે ) કદી જોયુ નહોતુ તે બતાવ્યુ આવુ લશ્કર જોઇ સસારીજીવ મલકાયો અને તુરત લડાઇના આદર થયા ( પૃ ૧૯૪૬ ) ચારિત્રરાજના આખા લશ્કર સામે મોહરાજનુ સૈન્ય ઊભુ રહી શક્યુ નહિં, નાસી ગયુ ચારિત્રના લશ્કરે એમને રહેવાના સ્થાનો ભાગી નાખ્યા અને આખી ચિત્તવૃત્તિ અટવીને સાફ કરવી

વળી પાછા જોરમા આવી ભાગેલા મ ડપો એ ચોરો બાધે છે અને એવી ભાગફોડ ચાલે છે ( પ્ર ૮ પ્ર ૧૦ )

આ આખો વિભાગ યુદ્ધનીતિથી ભરપૂર છે એના પ્રત્યેક શબ્દમા યુદ્ધનીતિના પારિભાષિક શબ્દો છે અને એના વિસ્તારમા નીતિ અને કુટિલતાનુ સામ્ય છે, સ દર્શન છે ખાસ એટલો જ વિભાગ જુદો તારવી છપાવ્યો હોય તો લડાઇ કેમ થાય ? દૂત કેમ મોકલાય ? વ્યૂહરચના કેમ ગોઠવાય ? સલાહ કેમ થાય ? મુત્સદ્દીપણાને અને લડાઇને શો સ બ ધ છે ? કેવા ગોટાળા થાય છે ? કેમ રાસડા પોટલા બાધી નાસવુ પડે છે ? ક્યા છુપાઈ જવાય છે ? અને લાગ આવ્યે કેમ છાતી કાઢી બહાર અવાય છે ? તેમજ સ્વસ્થાપન કેમ થઇ શકે છે ? આવી અનેક વાતોનુ અત્ર પ્રદર્શન છે યુદ્ધનીતિમા શ્રી સિદ્ધર્ષિ ઘણા કુશળ હતા અને તેમનો એ વિષયનો અભ્યાસ ચમત્કારી હતો, એ વાતનો પુરાવો આમાનો કોઇ પણ પ્રસ ગ પૂરો પાડે તેમ છે

અત્યારે લંબાણ ન થતું હોત તો નીતિના અન્ય ગ્રંથોમાંથી બતાવી શકાત કે એમનું યુદ્ધનીતિનું જ્ઞાન કેટલું પૂર્ણ છે. પુસ્તક સાથે નીચે કરેલી નોટમાં ક્વચિત્ એનું સંદર્શન કરાવ્યું છે. બાકી લડાઈની પદ્ધતિ અને લખવાની—ઉકેલવાની લેખકની શક્તિ અપાર છે, અગાધ છે, અવર્ણ્ય છે. એ મુદ્દા પર ઘણો વિસ્તાર થાય તેમ છે, પણ મૂળ મુદ્દો કહી દીધો, બાકી મૂળ ગ્રંથવાંચનથી એ બાબતમાં ભાષા પરના કાબૂનો ખ્યાલ વધારે આવી શકે તેમ છે. યુદ્ધકળાનો વિષય એક નિષ્ણાત તરીકે લેખકે લખ્યો છે એ સંબંધમાં વિગતવાર ગ્રંથવાંચન સાક્ષી પૂરે તેમ છે. એનાં સ્થળો ટાંકી આ વિષયને લંબાવી શકાય, પણ સ્થળસંકોચથી તેમ બની શકે તેવું નથી.

એક રીતે એમ પણ કહી શકાય કે આખો ગ્રંથ **મોહ** અને **ચારિત્ર**નું યુદ્ધ બતાવવા માટે જ લખાયો છે. એમનો મુખ્ય ઉદ્દેશ એ જ છે કે આપણા મનમાં જે તુમુલ યુદ્ધ વારંવાર ચાલે છે તેમાં અવારનવાર એક વિચારપ્રવાહની યા બીજાની ફતેહ આપણી નબળાઈ કે મક્કમતા પ્રમાણે થાય છે. આ માનસપ્રવાહમાં શી ચીજો, કયા ભાવો અને શા આશયો રહ્યા છે તે બતાવી તેનું પૃથક્કરણ કરવું અને તેનો ચિતાર સમજાવી લોકોને સ્વપ્રાપ્તિ અને પરત્યાગને માર્ગે દોરવા. એટલા કારણે આ મુદ્દા પર જરા વિશેષ સ્પષ્ટતાપૂર્વક લંબાણ ખુલાસો અત્ર લખવો પ્રસ્તુત ગણ્યો છે.

× × ×

## ૧૪ રાજનીતિ... .... .... ( Politics & Strategy. )

હવે સામાન્ય રીતે રાજનીતિનો વિષય વિચારી લઇએ. રાજ-કારભાર ચલાવવામાં અર્થશાસ્ત્ર અને સામદામાદિ નીતિનો ઉપયોગ સારી રીતે સમજવો પડે છે અને એનો પ્રયોગ આખા ગ્રંથમાં સાર્વત્રિક છે. એવા થોડા પ્રસંગોનો નિર્દેશ કરવો સ્થાને ગણાશે. રાજનીતિ અને યુદ્ધનીતિ ક્વચિત્ એક બીજાના ક્ષેત્રો પર આક્રમણ કરે તો વસ્તુસ્વભાવે તે તદ્દન બનવાજોગ છે.

( a ) રાજ્યની સલામતી માટે લડાઇ વખતે મદદ માટે મિત્ર-રાજ્યો હોવા જોઇએ એ એક રાજનીતિ છે. મોહરાજાએ સાત

રાજાઓ સાથે સધિ-પ્રસગ ગખ્યો છે એ સાતે રાજાઓ તે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અતરાય છે[1] એને ગજા સ્થાન આપે છે, પ્રત્યેકને સિંહાસન આપે છે, છતા મોહરાજાના દરબારમા એનુ સ્થાન બહિર્ભૂત પદાતિનુ છે અત્યારે અગ્રેજ સરકાર જેમ સાર્વભૌમ સત્તાધારી છે અને આપણા દેશી રાજાઓ જેમની રાજવ્યવસ્થામા જી સી એસ આઇ, કે સી એસ આઈ કહેવાય છે તેમ એ વ્યવસ્થા સમજવી સાર્વભૌમ સત્તામા એ તો ગ્રાડ કમાન્ડર કે નાઇટ કમાન્ડર જ કહેવાય એ પદ્ધતિના સદર સાત મિત્રરાજ્યો છે એને મે ભાષાતરમા ભાયાત રાજાઓ કહ્યા છે (પૃ ૮૮૮)

(b) મહામોહ રાજા વૃદ્ધ થયો છે તેથી પુત્ર રાગકેશરીને રાજ્ય આપ્યુ છે (પ્ર ૩ ૪ પૃ ૩૯૧), છતા અવસર આવતાં એ જાતે પણ લડવા ઉતરી પડે છે એ વૃદ્ધ થયો છે પણ એનો રાજ્યલોભ જરા પણ ઘટ્યો નથી (પ્ર ૭ પ્ર ૧૫) એણે જે વખતે મહાઆક્રમણ કર્યું ત્યારે પ્રત્યેક સેનાનીને તૈયાર રાખ્યા હતા. આમા જબરી રાજનીતિ છે જ્યારે જરૂર જણાય ત્યારે એક એક સેનાનીને મોકલે છે પણ અસાધારણ પ્રસગ પ્રાપ્ત થતા વૃદ્ધ રાજા પોતે સમરાગણમા ઉતરી પડે છે નીચેના પ્રસગો આ વાત સ્પષ્ટ કરે છે

૧ રાગકેશરી રાજા વિષયાભિલાષ મત્રીને કહી જગતને વશ કરવા મત્રીના પાચ અગત માણસોને જગત તરફ મોકલી આપે છે (પ્ર ૩ પ્ર ૪ પૃ ૩૮૮) સ્પર્શનનુ ત્યા ઓળખાણ થાય છે.

૨ રસનાનો એવો જ પરિચય મામા ભાણેજને થાય છે (પ્ર ૪ પ્ર. ૨૦ પૃ ૯૧૧)

૩ ધનવાહન પાસે મહારામને મોકલવાનો પ્રસગ (પ્ર ૭ પ્ર ૧૦)

૪ મહામોહ રાજા જાતે ચાલ્યા ત્યારે પરિગ્રહને સાથે લીધો. (પ્ર ૭ પ્ર ૧૧)

---

૧ જુઓ પ્ર. ૪ પ્ર. ૧૮ પૃ ૮૮૯-૯૩

૫. બહલિકાની મદદ લઈ અકલંક મુનિ પાસે વિહાર કરાવ્યો.
( પ્ર. ૭. પ્ર. ૧૪. પૃ. ૧૭૬૪ ).

૬. મહામૂઢતા વિગેરે પ્રત્યેક ક્રમસર આવીને અસર કરે છે.
( પ્ર. ૭. પ્ર. ૧૫. ).

આવા પ્રસંગોનો પાર નથી. જરૂર વખતે તેનો ઉપયોગ કરવાની નીતિ વૃદ્ધ અનુભવી રાજા બરાબર સમજે છે.

( c ) રાજાઓએ પોતાના થાણાઓ સુરક્ષિત રાખવા ઘટે અને ત્યાં અમલદાર તરીકે યોગ્ય માણસને મૂકવા જોઇએ.

રાજસચિત્તનો ગરાસ એટલા માટે મિથ્યાભિમાનને આપ્યો છે ( પ્ર. ૪. પ્ર. ૮. ), તામસચિત્તનો ગરાસ ક્રૂટાયાકુમાર દ્વેષગજેન્દ્રને આપ્યો છે. ( પ્ર. ૪. પ્ર. ૮. પૃ. ૭૯૬. ).

એ થાણાઓ સુરક્ષિત હોય છતાં લડાઇ વખતે સર્વને લડવા જવું પડે છે. એ વખતે ત્યાં બીજા **શોક** સામંતની યોજના કરી છે. દ્વેષગજેંદ્રની અવિવેકિતા ભાર્યાએ ગર્ભ ધારણ કરેલો હોવાથી એની યોજના પણ કરવી જોઇએ. એટલે એને રૌદ્રચિત્તપુરે મોકલાવી દેવામાં આવે છે અને ત્યાં એ વૈશ્વાનરને જન્મ આપે છે. ( પૃ. ૩૪૬ ) આ રીતે વૈશ્વાનર તે દ્વેષ અને અવિવેકિતાનો પુત્ર થાય. લડાઇની ધમાલ વખતે એનો જન્મ થયેલો એટલે એ તેજસ્વી અને શૂરવીર જરૂર રહે. આ સર્વ રાજનીતિના હિસાબો છે.

( d ) ઊગતા શત્રુને અને થતા વ્યાધિને દબાવવો જોઇએ.

એ નીતિ લક્ષ્યમાં રાખી સંતોષ જેવા એક સાધારણ દુશ્મનના સેનાનીને હઠાવવામાં શરૂઆતથી જ પ્રચંડ યોજના કરે છે. એવા એક સેનાની–લશ્કરીને પણ ઉવેખી મૂકવામાં આવતો નથી. ( પ્ર. ૩. પ્ર. ૪. ).

એવી જ રીતે સંયમને એકલવાયો જોઇ દુશ્મનો એને વાંખી નાખે છે, ઘાયલ કરે છે, પણ એના સમાચાર ચારિત્રરાજને ત્યાં આવે છે કે તેઓ પણ ચોંકી જાય છે અને ઉપાય ચિંતવે છે. ( પ્ર. ૫. પ્ર. ૧૯. પૃ. ૧૩૦૦ અને પૃ. ૧૩૦૩–૪. ) મતલબ

એવો પ્રસગ પ્રાપ્ત થતા એક સાધારણ વાત પણ જતી કરવામા આવતી નથી એ ખરી રાજનીતિ છે

( e ) રિપુદારણને દીકરી આપવા આવેલા નરકેસરી રાજાએ રાજસભામા જોઇ લીધુ કે રિપુદારણ કળાનો જાણકાર નથી, છતા બન્ને રાજાઓની ખોટી વાતો ન ચાલે તે સારુ પરીક્ષામા નપાસ થયેલા રિપુદારણને દીકરી આપી ( પ્ર ૪ પ્ર ૪ પૃ ૭૩૬ ) રાજનીતિજ્ઞ માણસ આમ જ કરે, અત્યારના જમાનામા એ વાત ન બેસે, પણ અમલ તો નીતિ હતી કે—**आत्मानं सर्वथा रक्षेद्दारैरपि धनैरपि** તો પછી પુત્રીનો ભોગ આપે તેમા તો નવાઈ પણ શી ? એને કદાચ મનમા લડાઇનો પણ ભય લાગ્યો હોય અને તે કાઇ લડવાની તૈયારી સાથે ત્યા આવેલો નહોતો ગમે તેમ પણ શરમથી અને ભયથી પુત્રીનો ભોગ આપી ગયો એ નીતિ તે વખતે વ્યવહાર-કુશળ માણસો માટે વ્યવહારુ ગણાતી હતી

( f ) લશ્કરમા ભરતી કરવાના નિયમની યોજના કર્મપરિણામ રાજાએ કરી રાખી છે અસ વ્યવહાર નગરની જમીનદારી તીવ્ર મોહોદય અને અત્યત અબોધને આપી તેમને ત્યાના સરસૂબા બનાવ્યા છે, પણ સાથે ગોઠવણ કરી રાખી છે કે જેટલા પ્રાણીઓને સદાગમ નિર્વૃત્તિનગરીએ મોકલે તેટલાને અસ વ્યવહારથી મોકલી આપવા એ આખી વ્યવસ્થા બહુ મજાની છે એના વિસ્તાર માટે જુઓ પ્ર ૨ પ્ર ૭ પૃ ૩૦૪ ગ્રથકર્ત્તાના શબ્દોમા એ ગોઠવણ નીચે પ્રમાણે છે —

**यथास्ति तावदेषोऽस्माकं सर्वदा परिपन्थी कथञ्चिदुन्मूलयितुमशक्य सदागम परमशत्रुः । ततोऽयमस्मद्बलमभिभूय क्वचिदन्तरान्तरा लब्धप्रसरतयास्मदीयभुक्तेर्निस्सारयति काश्चिल्लोकान् स्थापयति चास्माकमगम्यायां निर्वृतौ नगर्या । तत प्रकटीकरोत्यस्माकमयश. । तन्न सुन्दरमेतत् । अतो भगवति लोकस्थिते ! त्वयेदं विधेय । अस्ति ममाविचलितरूपमेतदेव प्रयोजनमपेक्ष्य सरक्षणीयमसंव्यवहारं नाम नगरं । ततो यावन्त सदागमेन मोचिता सन्त मदीयभुक्तेर्निर्गत्य निर्वृतिनगर्यां गच्छन्ति लोका-**

**स्तावन्त एव भगवत्या तस्मादसंव्यवहारनगरादानीय मदीयशेषस्थानेषु प्रचारणीयाः । ततः प्रचुरतया सर्वस्थानानां सदागममोचितानां न कश्चिद्वार्तामपि प्रश्नयिष्यति । यतो न भवत्यस्माकं छायाम्लानिरिति ।**

આમાં લશ્કરમાં ભરતી કરવાની વ્યવસ્થા રાખવી જોઇએ અને રાજાએ પોતાનું સ્વમાન અને દેખાવ બરાબર જાળવી રાખવો જોઇએ તેમજ પોતાની કોઇ વાત મોળી હોય તો પણ દેખાવા દેવી ન જોઇએ એ નીતિનો વિચાર છે.

( g ) બે કાર્યમાં ગૂંચવણ પડતી હોય ત્યારે વખત કાઢી નાખવો, સહસા કામ કરવું નહિ. **संशयापन्नचित्तेन भिन्ने कार्यद्वये सता । कार्यः कालविलम्बोऽत्र दृष्टान्तो मिथुनद्वयम् ।** એના ઉપર મુગ્ધ અકુટિલાની વાર્તા કહી દીધી. ( પ્ર. ૩. પ્ર. ૯. ) આ બહુ વિચારવા લાયક રાજનીતિ છે. એને અનુસરવાથી કોઇ પણ વખતે ભરાઇ પડાતું નથી અને સાહસ કરી વિમાસણ કરવાનો પ્રસંગ આવતો નથી. મુગ્ધકુમાર અને અકુટિલા ખેવડાઇ ગયાનો પ્રસંગ તો હસવા જેવો છે, પણ એના અંતરમાં રહેલ વ્યવહારુ શિક્ષા બહુ ઉપયોગી છે અને એ વ્યવહારુ રાજનીતિનો અગત્યનો ભાગ છે.

( h ) રાજાને વહાલા થવા દુર્મુખ જેવા સેવકો કેવી યુક્તિઓ કામે લગાડે છે અને રાજાના માનીતા થઇ અન્ય પાસે પૈસા કેવી રીતે ઓકાવે છે એ રાજનીતિનો એક વિભાગ છે. પુત્રપ્રેમી પિતા છોકરાને સ્વાતંત્ર્ય આપે છે તે પણ નીતિ છે અને ગુરુના ઉપદેશને અનુસરી કનકશેખર સ્વધર્મીને કરમુક્ત કરે છે તે પણ રાજનીતિ છે. ચાડી ખાનારો દુર્મુખ રાજા પાસે વહાલો થવા જઇ દંભી લોકો જૈન થાય છે એમ કહે છે. એમાં તેનો સ્વાર્થ જણાય છે. પુત્રવત્સલ પિતા મ્હોંરખા હતા. એ પુત્રને કદી કહી શકે નહિ એ પણ વ્યવહાર છે. દુર્મુખ કુમારને સાચાં વચન કહી ગયો પણ કુમારને મક્કમ જોતાં પાછો હઠી ગયો, પરંતુ એના હૃદયની પરીક્ષા કુમારને થઇ ગઇ હતી એટલે એ પ્રપંચ સમજ્યો. આ કુટીલ નીતિ છે. કુમાર એ જાણે છે. એનો એ મહાનુભાવ કદી ઉપયોગ ન કરે પણ સમજે બરાબર. કુમાર કેવા સંયોગમાં દેશવટે નીકળી

પડે છે, રૂમણે ચઢી જાય છે એ આખી વાત રાજનીતિની છે, રાજનીતિનો વિભાગ છે (પ્ર ૩ પ્ર ૧૯ પૃ ૫૫૫–૫૬૩)

એવાજ પ્રસગે રાજ્ય છોડી ચાલ્યા જવાનો પ્રસગ હરિકુમારના સબધમા પણ બને છે (પ્ર ૬ પ્ર ૭) મામા કરતા હરિકુમારની ખ્યાતિ વધી એટલે રાજા મામાને દ્વેષ થયો વૃદ્ધ મત્રીએ કુમારને સલાહ આપી કે તેણે પરદેશ ચાલ્યા જવુ એ વખતે એને મનમાં જરા પણ બીક નથી, પણ ઉછેરનાર મામા ઉપર બીજુ શુ કરાય? એ વિચારે એ તુરત ચાલી નીકળ્યો એ પ્રસગમા રાજનીતિના ઘણા સૂત્રો આવ્યા છે **अर्धराज्यहरं भृत्यं यो न हन्यात्स हन्यते ।** અને **अयुक्ते न प्रवर्तन्ते बुद्धयो हि महात्मनाम्।** તથા રાજ્યમોહ વિગેરેની ઘણી વાતો એમા થઇ ગઇ (પૃ ૧૫૩૯)

નીતિના પ્રસગોનો પાર નથી નીતિના સૂત્રો આખા ગ્રથમાં છૂટાછવાયા ખૂબ વેર્યા છે રાજનીતિના વિષયમા લેખક પરિપૂર્ણ હતા એ બતાવવાનો મારો આશય છે એ કાર્ય એમણે સાગોપાંગ પાર ઊતાર્યું છે કોઇ પણ નીતિ–વ્યવહારનો ગ્રથ હાથમા લઇ એક પછી એક સૂત્ર હાથમા લેવામા આવે તો એનુ પ્રદર્શન આ ગ્રથમાથી નીકળ્યા વગર રહે તેમ નથી એવો કોઈ પ્રસગ મળશે તો એ પર આખુ પુસ્તક લખાશે, અત્ર તો નિર્દેશ માત્ર કરવાનો ઉદ્દેશ છે, બાકી વિદ્વાન વાચકોએ સ્વય સમજી લેવુ લેખક સીધી રીતે રાજનીતિના સૂત્રો તો ક્વચિત જ આપે છે, બાકી એમની મજા તો અદરથી રહસ્ય શોધી લેવામા છે અને એ ગ્રથપદ્ધતિ નામથી જ જણાય છે એટલે બધો આધાર તો વાચનારની તદ્વિષયમા નિષ્ણાતતા અને ઉપનય શોધી કાઢવાની શક્તિને અવલબે છે

× × ×

## (૧૫) અવલોકન. (Power of observation)

આ શિર્ષક નીચે ઘણી બાબતો લખી શકાય તેમ છે કહેવાની બાબત એ છે કે કોઈ પણ હકીકત જોઇને વિવેચન કરવાની શક્તિ લેખકમા અજબ છે એના કોઇ કોઈ પ્રસગનો નિર્દેશ કરી બાકીની બાબત વાચનારની ગ્રહણશક્તિ પર છોડીએ આપણે સર્વ દુનિ-

ચામાં આંખો ઉઘાડી રાખી ચાલીએ છીએ, છતાં કવિની નજરે જોઈ શકતા નથી અથવા જોઇએ તો વર્ણવી શકતા નથી, કારણ અવલોકનની કળા અભ્યાસ અને અંદરની શક્તિ પર આધાર રાખે છે. આને માટે સેંકડો દાખલા આખા ગ્રંથમાં છે. થોડા જોઇ તે પર જાતિનિર્દેશ કરીએ.

## ( a ) આગ—

આગ થાય ત્યારે અત્યારે કોળાહળ થાય છે, બંબાઓ દોડે છે એ આપણે જોઇએ છીએ. શ્રી સિદ્ધર્ષિના વખતમાં શું થતું હશે તે માટે જુઓ. **પ્ર.** ૭. પ્ર. ર. પૃ. ૧૬૫૮–૯.

**तत्र च ग्रामे रात्रौ समन्ताल्लग्नं प्रदीपनकं। प्रसर्पितं धूमवितानं। प्रवृद्धो ज्वालाकलापः। समुल्लसितो वंशस्फोटरवः। समुत्थिता लोकाः। सञ्जातः कोलाहलः। रुदन्ति डिम्भरूपाणि। धावन्ति महेलाः। आरटयन्तेऽन्धाः। क्रोशन्ति पङ्गवः। किलकिलायन्ते षिड्गाः। मुष्णन्ति तस्कराः। दह्यन्ते सर्वस्वानि। परिदेवन्ते कृपणाः। सर्वत्र सञ्जातममातापुत्रीयमिति।**

આ વર્ણન સુંદર છે. ગામડાઓમાં આગ થાય ત્યારે આને મળતો દેખાવ અત્યારે પણ થાય છે. દોડાદોડી ઘણી થાય, આંધળા-પાંગળા હેરાન થઈ જાય, ચોર લોકોને ચોરી કરવાની તક સાંપડે, છોકરાંઓ રડવા મંડી જાય અને ચારે તરફ ધમસાણ લાગી જાય અને ગોટાળો થઈ જાય. આ હકીકતને તદ્યોગ્ય શબ્દોમાં ચિતરવાની શક્તિ એ લેખકની વિશિષ્ટતા છે અને એ એમની અવલોકન-શક્તિનું પરિણામ છે.

## ( b ) દારૂનું પીઠું—

દારૂના પીઠામાં દારૂના મદ્યપાત્રોની આપ–લે, દારૂ પીનારાઓનું નાચવું કુદવું, તોફાની લોકોના હાકોટા, દારૂડીઆનાં ગાયનો અને દારૂ પીનારાઓની શરીરસ્થિતિનું જે વર્ણન **પ્ર.** ૭. પ્ર. ૩ માં કર્યું છે તે અવલોકનશક્તિનો નાદર નમૂનો પૂરો પાડે છે. એમાં મૂળ શ્લોકો પૃ. ૧૬૬૬–૭ પર આપ્યા છે એટલે અત્ર તેનું પુનરાવર્તન કરવાની જરૂર નથી. એ વર્ણન વાંચતાં લેખકની વર્ણન-

શક્તિ અને અવલોકનશક્તિ કેટલી ઊંડી હશે અને તે વ્યક્ત કરવાનો કેટલો સારો અભ્યાસ હશે તે બરાબર ખ્યાલમા લેવા યોગ્ય છે દારૂના પીઠામા અને બહાર રહેનાર તેર પ્રકારના લોકોનુ વર્ણન અવલોકન દૃષ્ટિએ ખાસ વાચવા જેવુ છે એમા નવમો અને દશમો પ્રકાર તો બહુ સુદર શબ્દોમા ચિતરાયો છે ( પૃષ્ઠ ૧૬૬૯–૧૬૭૦ અનુક્રમે ) અવલોકન અને રજુઆતના એ નાદર નમૂના છે

( c ) રેંટ—

અરઘટ્ટ ઘટી. બહુ સાધારણ બાબત છે એને વર્ણવીને લેખકે જબરુ કૌશલ્ય બતાવ્યુ છે ( જુઓ પ્ર. ૭ પ્ર ૪ )

પૃ ૧૬૮૨ થી રેંટનુ વર્ણન ચાલે છે એના ચાર સાથીઓ ( કર્ષક ), એનો ઉપરી હળપતિ, એને ખેચનાર બળદો, એના કર્મકારકો, એના તુબા, એના આરા, જે કૂવામાથી પાણી ખેચે છે તે કૂવો, એને ચલાવવાનુ ઘટિયત્ર, એની પરનાળ, પાણી એકઠુ થવાની કુડી, એનો ખાળ, એમાથી નીકળતી નીક, ખેતરમા જતુ પાણી, ખેતરમા બી, એને વાવનારો, એનાથી થતી ધાન્યનિષ્પત્તિ—આ આખુ વર્ણન અવલોકનશક્તિ બતાવે છે રેંટો અમે તમે ઘણા જોયા હશે, પણ એને વ્યક્ત કરવા એ કુશળતાનુ કામ છે અને એને વૈરાગ્યના પ્રસગમા જોડી દેવા એ તો એથી પણ વધારે કુશળતાની હકીકત છે સાધારણ બાબતને અવલોકનનો વિષય કરતા એનાથી કેવુ સુદૃઢ પરિણામ નીપજાવી શકાય છે તે અત્ર ખાસ જોવા લાયક છે ગ્રથકર્ત્તાના ગૌરવમા આવી નાની નાની બાબતો પણ ઘણો મોટો વધારો કરે છે

( d ) નદી—

જુઓ પ્ર. ૪ પ્ર ૯ પૃ ૮૦૫–૬ ત્યા પ્રમત્તતા નદીનુ વર્ણન છે એના ઉપનયની વાત બાજુ ઉપર રાખીએ, પણ નદી તરીકે એ વર્ણનમા બાહ્ય અવલોકનના પરિણામ છે એની બન્ને બાજુની ભેખડો, એમા નિરતર વહેતુ પાણી, એ પાણીનો પ્રવાહ, એમા થતા તરગો, એ મડા નદીના મત્સ્યો, એ નદીની ખેચી જવાની શક્તિ, એમાના આવર્તો, એ નદીના મૂળ અને મુખ, એ નદીનો સમુદ્ર સાથે સગમ—આ સર્વ વર્ણન નદીના બાહ્ય અવલોકનનુ પરિણામ છે

એવાં વર્ણનોનો પાર નથી. દાખલા તરીકે જુઓ—

અટવી વર્ણન. પ્ર. ૪. પ્ર. ૯. પૃ. ૮૦૪–૫.

બેટ વર્ણન. પ્ર. ૪. પ્ર. ૯. પૃ. ૮૦૬–૭.

મંડપ વર્ણન. પ્ર. ૪. પ્ર. ૯. પૃ. ૮૦૭. અને
પ્ર. ૪. પ્ર. ૩૩. પૃ. ૧૦૫૫.

વેદિકા વર્ણન. પ્ર. ૪. પ્ર. ૯. પૃ. ૮૦૮–૯ અને
પ્ર. ૪. પ્ર. ૩૩. પૃ. ૧૦૫૫–૬.

સિંહાસન વર્ણન. પ્ર. ૪. પ્ર. ૯. પૃ. ૮૦૯–૧૦ અને
પ્ર. ૪. પ્ર. ૩૩. પૃ. ૧૦૫૬–૭.

એ સર્વની અંદરના રહસ્યની બાબત અત્ર પ્રસ્તુત નથી. નદીને નદી તરીકે કેવી વર્ણવી છે એ અત્ર જોવાનું છે. એ જ પ્રમાણે બેટ, મંડપ, વેદિકા વિગેરે માટે સમજી લેવું.

**( e ) નગર—**

નગરનાં વર્ણનો પરિપૂર્ણ છે. અદૃષ્ટમૂળપર્યંત નગર પ્રથમ પ્રસ્તાવમાં પૃ. ૧૩ માં વર્ણવ્યું છે. એમાં આવી રહેલાં ઘરો, બજારો, દેવાલયો, એનો અવાજ, એનો કિલ્લો, એની ફરતી ખાઈ, એની અંદર તળાવો, કૂવાઓ અને એની ફરતાં દેવવનો એ સર્વ નગરવર્ણનને ચિત્રમય બનાવે છે.

આવાં નગર વર્ણનના પ્રસંગો તો ઘણા આવે છે. પ્રત્યેકને ચિતરવાની જરૂર નથી. નામનિર્દેશ કરી દઈએ તેટલું અત્ર પૂરતું છે.

મનુજગતિ નગરી પ્ર. ૨. પ્ર. ૧. પૃ. ૨૫૨–૫૬.

આનંદપુર. પ્ર. ૬. પ્ર. ૧. પૃ. ૧૪૬૫–૬.

સાહ્લાદ નગર. પ્ર. ૭. પ્ર. ૧. પૃ. ૧૬૪૫.

સપ્રમોદ નગર. પ્ર. ૮. પ્ર. ૧. પૃ. ૧૮૫૪–૫.

રાજસચિત્ત નગર. પ્ર. ૪. પ્ર. ૮. પૃ. ૭૯૦–૩ ( વિચિત્ર

તામસચિત્ત નગર. પ્ર. ૪. પ્ર. ૮. પૃ. ૭૯૫–૬. ( વિચિત્ર )

| | |
|---|---|
| માનવાવાસ<br>વિબુધાલય<br>પશુસ્થાન<br>પાપીપિંજર | પ્ર. ૪ પ્ર ૨૭ આખુ પ્રકરણ (અસાધારણ) |
| સાત્વિકમાનસપુર | પ્ર. ૪ પ્ર ૩૩ પૃ ૧૦૪૫ (અલૌકિક) |
| વર્ધમાનપુર | પ્ર. ૫ પ્ર ૧ પૃ ૧૧૪૦ |
| રૌદ્રચિત્તપુર | પ્ર. ૩ પ્ર ૨૧ પૃ ૫૭૧-૨ |

એ ઉપરાંત ઘણા નગરવર્ણનો અવાતર છે એ પ્રત્યેકમા જુદી જુદી ખૂબીઓ છે કોઈ જગ્યાએ પુનરાવર્તન નથી અને નગરવર્ણનમા કાવ્યત્વનો ભાવ જાળવી અનેક મહાન સત્યોની વાર્તા કરી છે

## (f) જન્મોત્સવ—

હિંદુસ્તાનમા પુત્રજન્મ બહુ ઉજવાય છે એ પ્રસગે લોકો ખૂબ ખર્ચ કરે છે અને અનેક પ્રકારના આનદના જલસાઓ કરાવે છે એવા પુત્રજન્મના પ્રસગો કેવા ઉજવાતા હતા તેનુ વર્ણન વાચવા માટે નીચેની બાબતો જોવા જેવી છે

(1) સુમતિ જન્મ (પ્ર. ૨ પ્ર ૩ પૃ ૨૭૨)

માતાને સ્વપ્ન આવે, દોહદ થાય, પુત્રજન્મ થાય, વધામણીઓ અપાય, દાન દેવાય, ગુરુપૂજા થાય, સગાસબધીઓ ઉત્સવમા ભાગ લે, કેદીને છોડી દેવાય, લોકો નાચે કુદે ખેલે રમે–એ સર્વનુ વર્ણન બારિક અવલોકન બતાવે છે ઘડપણમા છોકરા આવે ત્યારે આવી રીતે પુત્રજન્મ ખાસ ઉજવાય છે

(2) ઘણું સુદર પુત્રજન્મનુ વર્ણન નદિવર્ધનના જન્મપ્રસગે કર્યું છે (જુઓ પ્ર. ૩ પ્ર ૧ પૃ ૩૪૪૫) એ વિભાગ આખો અસલ ઉતારી લેવા જેવો છે જન્મ થયા પછી શું બન્યુ ?

निवेदितं प्रमोदकुम्भाभिधानेन दासदारकेण नरपतये । प्रादुर्भूत सुतो मम इति समुत्पन्नस्तस्याप्यनुराय. । हर्षविशेषादुल्लसितो

गात्रेषु पुलकोद्भेदः। दापितं निवेदकदारकाय पारितोषिकं। समादिष्टो मज्जन्ममहोत्सवः । ततो दीयन्ते महादानानि, मुच्यन्ते बन्धनानि, पूज्यन्ते नगरदेवताः, क्रियन्ते हट्टद्वारशोभाः, शोध्यन्ते राजमार्गाः, आहन्यन्त आनन्दभेर्यः, आगच्छन्ति विशेषोज्ज्वलनेपथ्या राजकुले नागरकलोकाः, विधीयन्ते तदुपचाराः, प्रयुज्यन्ते समाचाराः, आस्फाल्यन्ते तूर्यसङ्घाताः, गीयन्ते धवलमङ्गलानि, नृत्यन्ति ललनालोकाः सहकञ्चुकिवामनकुब्जादिभिर्नरेन्द्रवृन्देनेति ।

આ વર્ણનમાં અજબ મીઠાશ અને ઊંડો અભ્યાસ છે. રાજવારસનો જન્મ થાય ત્યારે આવી રીતે પુત્રજન્મ ઉજવાતા હતા.

( 3 ) રાજવારસના જન્મપ્રસંગની ઉજવણીનો એવો જ પ્રસંગ રિપુદારણના જન્મ વખતે બને છે(**પ્ર.** ૪. પ્ર. ૧. પૃ. ૭૦૩-૪). ત્યાં પણ સંક્ષેપમાં મુદ્દાસર જન્મોત્સવનું વર્ણન છે.

( 4 ) વાણીઆને ત્યાં-શેઠ લોકને ત્યાં પુત્રજન્મ થાય ત્યારે કેવો મહોત્સવ થાય છે તે માટે જુઓ વામદેવ જન્મ-વર્ણન. **પ્ર.** ૫. પ્ર. ૧. પૃ. ૧૧૪૨. વાણીઆને ત્યાં જન્મનું બહુ જ સારું વર્ણન ધનશેખરના જન્મપ્રસંગે પણ આવે છે. જુઓ. **પ્ર.** ૬. પ્ર. ૧. પૃ. ૧૪૬૭.

( 5 ) અણમાનીતી અથવા દ્વેષ કે ઈર્ષ્યાનો ભોગ બનેલી રાણી જંગલમાં પુત્રને જન્મ આપે ત્યારે ત્યાં કેવું ચિત્ર ખડું થતું હશે એનું આબેહૂબ વર્ણન હરિકુમારના જન્મ પ્રસંગે કર્યું છે. ( **પ્ર.** ૬. પ્ર. ૩. પૃ. ૧૪૮૭. ) હૃદય ભેદી નાખે એવું એ શોકમય વર્ણન છે.

**( g ) વંધ્યા સ્ત્રીને છોકરાના લ્હાવા—**

આર્યાવર્તમાં છોકરા માટે બહુ ઝંખના રહેલી હોય છે એમ જોવામાં આવે છે. શ્રી સિદ્ધર્ષિના વખતમાં પણ તેમજ હશે. **પ્ર.** ૨. પ્ર. ૩. માં દેવી કાળપરિણતિને મુખે બોલાવે છે તે આર્ય સ્ત્રીની ભાવના-ઈચ્છા દરરોજના અનુભવનો વિષય છે.

**भुक्तं यन्नाथ ! भोक्तव्यं पीतं यत्पेयमञ्जसा ।**
**मानितं यन्मया मान्यं साभिमानं च जीवितम् ॥**

नास्त्येव तत्सुखं लोके यस्य नास्वादितो रस ।
प्राप्तं समस्तकल्याणं प्रसादाद्देवपादयो. ॥
दृष्ट दृष्टव्यमप्यत्र लोके यन्नाथ ! सुन्दरम् ।
किं तु पुत्रमुखं देव ! मया नाद्यापि वीक्षितम् ॥
यदि तद्देवपादानां प्रसादादेव जायते ।
ततो मे जीवितं श्लाघ्यमन्यथा जीवितं वृथा ॥

આ રીતે સર્વ મળે પણ પુત્ર ન હોય તો જીવતર ઝેર જેવુ થઈ જાય છે એ ખાસ પૌર્વાત્ય વિચાર છે અને યોગ્ય રીતે આળેખાયો છે

પુત્રમોહનો એવો જ સુદર તાદૃશ્ય ખ્યાલ કમળસુદરીના સબધમા બને છે પ્ર. ૬ પ્ર ૩ પૃ ૧૪૮૭ ત્યાક મળસુદરી પુત્રની ખાતર પતિને છોડી જગલનો આશ્રય લે છે આ પરિસ્થિતિ ખરેખર પૌર્વાત્ય છે અને અવલોકનથી જોનાર રહસ્ય સમજી શકે તેવી છે

× × ×

## (૧૬) માનસવિદ્યા. (Psychology)

આ શબ્દનો અર્થ 'આન્વીક્ષિકી' અથવા આત્મવિદ્યા થાય એને 'ચિત્તવિદ્યા' પણ કહેવામા આવે છે જનસ્વભાવના અદરના રહસ્યનો–માનસનો અભ્યાસ જેને હોય તેને અગ્રેજીમા 'સાઈકોલોજીસ્ટ' કહે છે એનો અભ્યાસ જેમ વધારે હોય તેમ લેખક વધારે સફળ થાય છે મોટા શેક્સપિયર કે કાળીદાસ જેવા નાટકકારો વખણાય છે તે આ વિદ્યાના ઊડા અભ્યાસી હોઈને છે કોઈ પણ નવલ નવલિકા કે અદ્ભુત કાવ્ય લખનાર જનસ્વભાવનો અભ્યાસી હોય તો પોતાના વિષયમા ખરેખર ઝળકી ઊઠે છે અને એમા જેટલે અશે એની કચાશ હોય તેટલે અશે એનુ કાર્ય અપૂર્ણ રહે છે આ જનસ્વભાવના અભ્યાસની પરિપૂર્ણતા જો કોઈ ગ્રથમા જોઈ હોય તો તે આ ગ્રથમા છે શ્રી સિદ્ધર્ષિનો સ્વભાવ-અભ્યાસ આબેહૂબ છે અને એને જેમ જેમ વિચારીએ છીએ તેમ તેમ એ બાબતની છાપ પડે તેમ છે એક સાધારણ વાતા ઉપાડીને એના અતરમા ઊડા અભ્યાસની વાત અવાતરમા કરતા જવી એ સાધારણ બાબત નથી

આ બાબતના પ્રથમ થોડા દાખલા આપી પછી એમના એ સ્થાન પર પરામર્શ કરીએ. પ્રથમ પાંચ ઈંદ્રિયો લઇએ.

( a ) 'સ્પર્શન 'ને બહુ મજાની રીતે ફાંસી ખાતો ઓળખાવે છે. પછી એ પોતાની જાતને ઓળખાવે છે. ભવજંતુ કેવી રીતે તેનાથી વિરુદ્ધ થઇ ગયો તે વર્ણવે છે:--

अन्यथा दृढतरं पर्यालोच्य सदागमेन सह किञ्चिदेकान्ते त्रोटितो मया सह सम्बन्धः सर्वथैव भवजन्तुना । परिच्छिन्नोऽहं चित्तेन । त्यक्तानि मम वल्लभानि मद्वचनेनैव गृहीतानि यानि पूर्वं कोमलतूलीगण्डपिधानादिसनाथानि शयनानि । विरहितानि हंसपक्ष्मादिपूरितान्यासनानि । मुक्तानि वृहतिका प्रावाररल्लिकाचीनांशुकपट्टांशुकादीनि कोमलवस्त्राणि । प्रत्याख्यातानि मम सुखदायीनि शीतोष्णर्तुप्रतिकूलतया सेव्यानि कस्तूरिकागुरुचन्दनादीनि विलेपनानि । वर्जितः सर्वथा ममाह्लादातिरेकसम्पादकः कोमलतनुलताकलितो ललनासङ्घातः । ततः प्रभृति स भवजन्तुः करोति केशोत्पाटनं, शेते कठिनभूमौ, धारयति शरीरे मलं, परिधत्ते जरच्चीवराणि, वर्जयति दूरतः स्त्रीगात्रसङ्गं, कथञ्चिदापन्ने तस्मिन् करोति प्रायश्चित्तं, सहते माघमासे शीतं, गृह्णाति ज्येष्ठाषाढयोरातापं, सर्वथा परमवैरिक इव यद्यत्किञ्चित्मे प्रतिकूलं तत्सर्वमाचरति ।

આના અવતરણ માટે જુઓ **પ્ર.** ૩. પ્ર. ૩. પૃ. ૩૭૭-૮. આ વર્ણન અદ્ભુત છે અને ઊંડા અભ્યાસનું પરિણામ છે. સ્પર્શન હોય ત્યાં શું હોય અને એનો ત્યાગ કેવો હોય તેનું વર્ણન આથી વધારે સ્પષ્ટ કલ્પવું મુશ્કેલ છે.

સ્પર્શનની યોગશક્તિ, એનું અંદર દાખલ થવું અને તેની હાજરીમાં થતા ફેરફારોનું વર્ણન **પ્ર.** ૩ ના પ્ર. ૫ માં એટલું જ સુંદર કર્યું છે. એમાં આખો યોગ બતાવ્યો છે. મુનિઓ યોગમાં જેમ ધ્યાન ધારણા આદિ કરે છે તેમ આ સ્પર્શન પણ લીન થઇ જાય છે અને પછી શું શું કરે છે તેનું વર્ણન પૃ. ૪૦૧ માં કર્યું છે. જનસ્વભાવનું અવલોકન કર્યું હોય તે કહી શકશે કે સ્પર્શનમાં આસક્તિ થાય ત્યારે એમજ થાય છે. યોગીને એકાગ્રતા

લાવવામા અભ્યાસ કરવો પડે છે અને આ લીનતા તો સહજ છે એ સુખમા પડેલો બાળ શુ વિચારે છે?

**अहो मे सुखं अहो मे परमानन्द । ततो मिथ्याभावनया परमसुखसन्दर्भनिर्भर. किलाहमिति वृथा निमीलिताक्षोऽनाख्येयं रसान्तरमवगाहते ।**

આ તો દરરોજના અનુભવના દશ્યો છે, દુનિયાદારીમા નવીન નથી, પણ એને વર્ણવવા–ઓળખવા અને રજૂ કરવા ઘણા મુશ્કેલ છે

નિજવિલસિત ઉદ્યાન અને પ્રમોદશેખર મદિરનો તફાવત જ્યારે સુબુદ્ધિ મત્રી બતાવે છે ત્યારે આ આખા યોગાભ્યાસ-અધ્યાત્મજ્ઞાનની પરિસીમા પ્રાપ્ત [1]થાય છે બાકી એ સ્પર્શન વિષયાભિલાષ મત્રીનો સબધી પુરુષ છે અથવા એનો નોકર છે એમ કહી એનો કર્મપરિણામ રાજા સાથેનો મબધ શોધવામા જે ઊડો અભ્યાસ અને અધ્યાત્મજ્ઞાન બતાવ્યુ છે તે ખરેખર અદ્ભુત છે લેખકનો અભ્યાસ એ વિષય પર ઘણો જબરજસ્ત હોવાનો પુરાવો આ સ્પર્શનની વાતા અને તેને અગે બાળના ખેલો, બાળની માતા અકુશળમાળાની સલાહ અને મનીષીના ત્યાગમા દૃષ્ટિગોચર થાય છે, ખરેખર આખ સન્મુખ ચિત્રપટરૂપે રજૂ થાય છે અને વિચારે તેને ઊડા ઉતારી નાખે તેવો છે

બાળનુ આખુ ચરિત્ર સ્પર્શનનો ઊડો અભ્યાસ બતાવે છે મદનકદળી ઉપર તેનુ આકર્ષણ, કામદેવના મદિરમા ખાલી શય્યા પર સૂવુ, મદનકદળીના મહેલમા રાત્રે પ્રવેશ કરવા નીકળવુ વિગેરે પ્રસગો પ્રસ્તાવ ૩ જાના પ્ર ૮ ૯ મા વર્ણવ્યા છે તે આ જનસ્વભાવના બારિક અવલોકનનુ પરિણામ છે જ્યારે પ્રાણી સ્પર્શનમા આસક્ત થાય છે ત્યારે એ કુળમર્યાદા મૂકી દે છે, રખડુ થઇ જાય છે અને વિવેકભ્રષ્ટ થાય છે એ સર્વ વાત દરરોજના અનુભવનો વિષય છે, છતા આળેખવી એટલી જ મુશ્કેલ છે

(b) રસનાનો પ્રસગ આથી પણ વધારે ઊડા અભ્યાસ

---

૧ પ્ર. ૩ પ્ર ૧૬ પૃ ૫૨૭-૮

બતાવે છે. પ્ર. ૪. પ્ર. ૭. ની શરૂઆતમાં એ શરૂ થાય છે. વદન-કોટર નામના બગીચામાં રસના દેખાય છે ( પૃ. ૭૬૭ ) તેની સાથે તેની દાસી લોલતા છે. રસના તો બેઇંદ્રિયથી માંડીને સર્વ પ્રાણીની સાથે હોય છે. એનું રહેવાનું સ્થાન વદનકોટર છે. આ ભારે વાત કરી ! એની ઉત્પત્તિ આ પ્રાણી દ્વિહૃષિક નગરે હતો ત્યારથી થયેલી છે અને ત્યારથી એ સાથે લાગેલી છે. એની અસરનું વર્ણન પૃ. ૭૭૩ માં બહુ સુંદર કર્યું છે. લોલતાનું રસના સાથે સ્થાન શું છે અને તે હોય અને ન હોય ત્યારે કેવાં જુદાં જુદાં પરિણામો આવે છે એનું વર્ણન વિચારતાં સમજાય છે કે રસના તો સર્વને છે પણ એની સાથે લોલતા આવે ત્યારે એ મહાભયંકર બને છે. આ આકારમાં હકીકત રજૂ કરવામાં જબરજસ્ત મૌલિકતા છે.

રસનાના મૂળની શોધ કરવા જાય છે ત્યાં જનસ્વભાવની ઘણી વાતો અજબ રીતે કરી છે તેમાંની કોઇ કોઇ વાત તો જરૂર નોંધી રાખવા જેવી છે. દાખલા તરીકે પ્ર. ૪. પ્ર. ૨૦ માં કહે છે એ અંતરંગ રાજ્યના લોકો તો યોગી જેવા છે અને મરજી આવે ત્યારે અંતર્ધાન થઈ શકે છે અને ધ્યાન પહોંચે ત્યારે ગમે તે સ્થાનકે પ્રકટ થઇ આવે છે. એમનામાં પરપુરપ્રવેશ કરવાની યોગશક્તિ પણ હોય છે. ( પ્ર. ૪. પ્ર. ૨૦. પૃ. ૯૧૦-૧ ). આ વાતમાં ખૂબી છે. એ લોકો ચિત્તવૃત્તિ અટવીમાં હોય, બીજે હોય, ત્રીજે હોય. એનો ખુલાસો આ યોગની પરિભાષામાં ભારે સુંદર રીતે આપ્યો છે.

જનસ્વભાવનું બારિક અવલોકન પ્ર. ૪. પ્ર. ૩૮ માં થાય છે. ત્યાં વિમળાલોક અંજનના પ્રયોગથી વિચક્ષણને સાત્વિકમાનસપુરે મોકલે છે એ વાત ખરેખર અનુભવવા જેવી છે. એ નગરે અંજનના પ્રયોગથી જ જઇ શકાય તેમ છે. અને લોલતાની પ્રેરણાથી જડે મનુષ્યનું માંસ પણ હોંશથી ખાધું ત્યાં તો રસનાના ખેલનો ઉત્કૃષ્ટ ચિતાર અપાયો છે ( પૃ. ૧૧૦૬ ). આ સર્વ વાર્તામાં લોલતાનું પાત્ર આંતરવિદ્યાનો ઉત્કૃષ્ટ અભ્યાસ, પૃથક્કરણ શક્તિ અને વિવેચનકળા બતાવે છે.

( ૮ ) નિજ ક્ષેત્રમાં રમતાં રમતાં બુધ અને મન્દ એ ક્ષેત્રના છેડા પર આવેલા લલાટપટ નામના પર્વત પર રમવા ગયા. એ પર્વત

ઉપર એક શિખર અને તેના ઉપર કબરી નામની ઝાડી જોઈ એ ઝાડીમા તેમણે લાબી શિલાઓથી બનેલી નાસિકા નામની ગુફા જોઈ ( પ્ર પ પ્ર ૧૮ પૃ ૧૨૮૭-૮ )

આ વર્ણનમા મૌલિકતા છે મુખ પર મૂછો અને તેની અદર ગુફા આ વાતમા કળા છે નાસિકાને ગુફા સાથે સરખાવવાનો ખ્યાલ જેને તેને આવે તેમ નથી એને પાછા બે ઓરડા છે ગુફાઓ જોઈ હોય તે આ સમજી શકે તેમ છે

વધારે ખૂબી ભુજગતાના પાત્રની છે ઘ્રાણની એ દાસી થાય. ( પૃ ૧૨૮૯ ) એની પ્રેરણાથી સુગધીમા આસક્તિ થાય છે કેવી થાય છે તે માટે જુઓ પૃ ૧૨૯૨ એ ઘ્રાણ વિષયાભિલાષનો પુત્ર થાય છે એના પ્રત્યેક પુત્ર જગતને વશ કરવાની શક્તિવાળા છે એ વાત ખરી, પણ ભુજગતા દાસી વગર એ લગભગ અકિંચિત્કરની સ્થિતિમા રહે છે એ વાત પણ થઈ જાય છે આ પ્રસગ પણ જન-સ્વભાવનો અભ્યાસ બતાવે છે

( d ) શ્રોત્રની હકીકત ચિત્તવિદ્યાના અભ્યાસ પૂરતી જોઈ જવા લાયક છે ( પ્ર. ૭ પ્ર ૧૨ ) એમા લેખકે કોવિદ બાલિશના પાત્ર પાસે કમાલ કામ કરાવ્યુ છે નિજદેહ નામના પર્વત પર મૂર્ધા નામનુ શિખર અને તેની બન્ને બાજુએ ‘ શ્રવણ ’ નામના બે ઓરડા બતાવ્યા છે ( પૃ ૧૭૭૮ ) એ શ્રુતને રહેવાનુ સ્થાન છે એ દેવી તો ઓરડો છોડે જ નહિ, બાલિશને ઇચ્છા થાય ત્યારે વહાલી પત્નીને ઓરડે જાય અમલગગશીઆ કે મોગલ શહેનશાહો જેમ અત-પુરમા કે જનાનામા જતા એવો એનો ગદ્દ દેખાય છે એની સાથે સબધ કરાવનાર ‘ સગ ’ નામનો દાસ હતો અને એના ઉપર બાલિશને ખૂબ સ્નેહ હતો ( પૃ ૧૭૮૦ ) એ શ્રુતિ કોણ હતી? કેવી હતી? ક્યાથી આવી? કેમ પ્રસિદ્ધ થઈ? કેવો પ્રપચ તેના સબધમાં રચાયો છે? તે ‘ચિત્તવિદ્યા’ નો અગત્યનો વિષય છે અને સર્વ ઇંદ્રિયને લાગુ પડે છે તેથી અત્ર તે સ્વાગમના શબ્દમા નોધી લઈએ. એનો વિશેષ ભાવ પૃષ્ઠ ૧૭૮૦-૧ મા જોવામા આવશે.

" એ શ્રુતિ સગ સાથે હોય ત્યારે જરા પણ વિશ્વાસ કરવા લાયક નથી રાગકેસરીના મત્રીએ એને જગતને છળવા મોકલેલી

છે અને એ મોટા ચોરની દીકરી છે, છતાં દુનિયામાં મોટા કર્મ-પરિણામ રાજાની દીકરી તરીકે જાણીતી થઈ છે. એને તો પરણ્યા પછી છોડી શકાય નહિ, પણ સંગ નોકરને દાખલ કરવો નહિ. એ સંગ સાથે હોય ત્યારે બહુ નુકશાન કરનારી થઇ પડે છે. સંગ ન હોય ત્યારે પણ પતિ સાથે રહે છે પણ મધ્યસ્થતા જાળવી શકે છે."

આ શબ્દોમાં શ્રુતિનો ઊંડો અભ્યાસ છે. સાંભળવું તે ખરાબ નથી, પણ તેના ઉપર આકર્ષણ થવું, તેમાં પરોવાઇ જવું અને તેમાં ઓતપ્રોત થવું એ ઘણું ભયંકર છે. આ આંતરરાજ્યની વિશિષ્ટતા અને ગંભીરતા ચિત્તવિદ્યાના અભ્યાસકે બહુ મનનપૂર્વક વિચાર કરવા યોગ્ય છે.

( e ) હવે અંતરંગ રાજ્યમાં જઇને ચિત્તવિદ્યાનો અભ્યાસ લેખકશ્રીનો જોઇએ. પ્રથમ 'વૈશ્વાનર'ને તપાસીએ. એ અવિવેકિતા બ્રાહ્મણીનો પુત્ર થાય (પૃ. ૩૪૬) એનું વર્ણન લેખક નીચે પ્રમાણે કરે છે:—

**ततो मयासौ धारयन् वैरकलहाभिधानौ विषमविस्तीर्णचरणौ, दधानः परिस्थूलकठिनह्रस्वे ईर्ष्यास्तेयाभिधाने जङ्घे, समुद्वहन्ननुशयानुपशमनामानौ विषमप्रतिष्ठावूरू, बिभ्राणः पैशुन्यसंज्ञकमेकपार्श्वोन्नतं कटीतटं, दर्शयन् परमर्मोद्घट्टननामकं वक्रविषमं लम्बमुदरं, कलितोऽन्तस्तापनामकेनातिसङ्कटेनोरःस्थलेन, युक्तः क्षारमत्सरसंज्ञाभ्यां विषमपरिह्रस्वाभ्यां बाहुभ्यां, विराजमानः क्रूरतारूपया वक्रया सुदीर्घया च शिरोधरया, विडम्ब्यमानोऽसभ्यभाषणादिरूपैर्विजितदन्तच्छदैर्विरलविरलैर्महद्भिर्दशनैर्विगोप्यमानश्चण्डत्वासहनत्वनामकाभ्यां शुषिरमात्ररूपकाभ्यां कर्णाभ्याम्, उपहास्यस्थानं तामसभावसंज्ञया स्थानमात्रेण लक्ष्यमाणयातिचिपिटया नासिकया, बिभ्रद्भासुरतां रौद्रत्वनृशंसत्वसंज्ञाभ्यामतिरक्ततया गुञ्जार्धसन्निभाभ्यां वर्तुलाभ्यां लोचनाभ्यां, विनाट्यमानोऽनार्याचरणसंज्ञकेन महता त्रिकोणेन शिरसा, यथार्थीकुर्वाणो वैश्वानरतां परोपतापसंज्ञकेनातिपिङ्गलतया ज्वालाकलापकल्पेन केशभारेण दृष्टो वैश्वानरो ब्राह्मणदारकः ।** ( પ્ર. ૩. પ્ર. ૧. પૃ. ૩૪૬–૭. )

આ વૈશ્વાનરનું આખું વર્ણન સમજાય તો ચિત્તવિદ્યાનો અજબ

પાર પમાય તેવુ છે એ વાત બાજુ પર રાખીએ તો પણ જે વર્ણન અત્ર કર્યું છે એ ખરેખર અભ્યાસીને વિચારમા નાખી દે તેવુ છે એમા ભાષાની ખૂબી ઉપરાંત ચિત્તવિદ્યાનો ઊંડો અભ્યાસ છે અને ખરેખરો ઊંડો પરિચય તેથી શક્ય છે

પણ એ પરિચયની પરાકાષ્ઠા ‘ ક્રૂરચિત્ત ’ નામના વડાની યોજનામા છે એ વડાનો ઉપયોગ વૈશ્વાનરે એ બતાવ્યો કે ‘ જ્યારે કોઈ પ્રસ ગ પ્રાપ્ત થાય અને હુ ર હીને હુ સ જ્ઞા કરુ ત્યારે તારે જરા પણ સ કલ્પવિકલ્પ કર્યા વગર આ વડાઓમાથી એક વડુ ખાઈ લેવુ ’ ( પૃ ૩૫૪ ) આ વાતમા ભારે રહસ્ય છે ક્રોધી માણસ આખો વખત ક્રોધ કરતો નથી, પ્રસ ગ મળતા એ વૈશ્વાનરની અમર નીચે આવી જાય છે આ વાતનો મેળ ભારે યુક્તિથી મેળવ્યો છે પછી વિદુરને તમાચો મારે કે સહાધ્યાસીને તાડના તર્જના કરે કે છેવટે આખા ગામને બાળે એ સર્વ વૈશ્વાનરના આવિર્ભાવો હોઈ એનુ વર્ણન કરવા અત્ર ન રોકાઈએ એવા પ્રસ ગો તો આખા ત્રીજા પ્રસ્તાવમા ઠાસી ઠાસીને ભર્યા છે નિર્બળ ક્રોધી કેવી નિર્જીવ બાબતમા ક્રોધ કરે છે તેનો એક ભવ્ય પ્રસ ગ પ્ર ૨૮ મા છે ત્યા અમુક બે નગર ( જયસ્થળ અને શાર્દૂલપુર ) વચ્ચે અ તર કેટલો તેની હોસાતોસીમા એક ગાઉના વાધાએ ન દિવર્ધન સ્ફુટ વચનનુ માથુ ઉડાવી નાખે છે ( પૃ ૬૩૯ ) ‘ આગ ઊઠે જે ઘરથકી તે પહેલુ ઘર બાળે, જળનો જોગ જો નવિ મળે, તો પાસેનુ પ્રજાળે ’ આ વાત આખા પ્રસ્તાવમા છે

એના પર વિજય મેળવવા માટે નિમિત્તિઆએ ‘ ક્ષાતિ ’ કુમારીનુ વર્ણન કરી તેના લગ્નની હકીકત કહી છે તે બહુ મનન કરવા યોગ્ય અને ચિત્તવિદ્યાના અભ્યાસનો નાદર નમૂનો પૂરો પાડે છે ( પ્ર ૩ પ્ર ર ) આ અ તર ગ મનોવિકારના અભ્યાસનો મુખ્ય પ્રસ ગ થયો

આ ત્રીજા પ્રસ્તાવમા ક્રોધ અને હિંસાના પ્રસ ગો પરસ્પર ગુ ચવાઈ ગયા છે એટલે કોઈ સ્થળે એને કોનો આવિર્ભાવ ગણવો તે કહેવામા મુશ્કેલી પડે તેવુ છે, પણ હિંસાને અને ક્રોધને એટલો ગાઢો સ બ ધ છે કે એક બીજામા ઓતપ્રોત થઈ જાય તો તેમા નવાઈ જેવુ નથી

( f ) ચોથા પ્રસ્તાવમાં શૈલરાજનો જન્મ દેવી અવિવેકિતાની કુખે થાય છે. એ આઠ માથાવાળો છોકરો બહાર નીકળતી છાતીવાળો છે. એ વાક્યમાં જ શૈલરાજનું આબેહૂબ વર્ણન થઇ જાય છે ( પ્ર. ૪. પ્ર. ૧. પૃ. ૭૦૫ ) એની સાથે મૈત્રી થતાં કેવા કેવા વિચારો રિપુદારણને આવે છે તે પૃ. ૭૦૬–૭. માં આળેખ્યા છે એ ચિત્તવિદ્યાના અભ્યાસકને યોગ્ય છે પણ એની પરાકાષ્ઠા ' સ્તબ્ધચિત્ત ' લેપની યોજનામાં આવે છે. એ લેપ હૃદય પર લગાડ્યા પછી પ્રાણી કેવો અક્કડ થઇને ચાલે છે તે તો આપણે દુનિયામાં દરરોજ જોઈએ છીએ. એનું વર્ણન બહુ માર્મિક ભાષામાં ગ્રંથકર્ત્તાએ કર્યું છે તે પ્ર. ૪. પ્ર. ૧ને છેડે આવે છે. ત્યારપછી આચાર્યના આસન પર બેસવાની ધૃષ્ટતા કરે એ તો શૈલરાજનો આવિર્ભાવ જ હોય ( પૃ. ૭૧૭ ) અને નરસુંદરી ચાલી ચલાવીને વરવા આવી ત્યારે રાજસભામાં એનો જે ફેસતો થયો તેનું વર્ણન ચિત્તવિદ્યાના અભ્યાસનો ઉત્તમ પ્રસંગ પૂરો પાડે છે ( પ્ર. ૪. પ્ર. ૩. પૃ. ૭૨૯ ). પછી એ મહાત્મા લખી નાખે છે કે—

निरक्षरोऽपि वाचालो, लोकमध्येऽतिगौरवम् ।
वागाडम्बरतः प्राप्तो यः स्यादन्योऽपि मानवः ॥
यः सर्वो निकषप्राप्तः प्राप्नोत्येव विडम्बनां ।
महाहास्यकरीं मूढो यथायं रिपुदारणः ॥

આ વાત પણ દુનિયાના દરરોજના અનુભવનો વિષય છે; ખૂબી એ વાતને એ પ્રકારે ચિતરવામાં છે. એનો નરસુંદરી સાથે સંબંધ, પોતાનું અજ્ઞાન પ્રકટ થઇ જતાં રોષ, સ્ત્રીની સ્વાભાવિક નબળાઇ, અભણ અભિમાનીના તુચ્છ વિચારો અને નબળો માટી બૈરપર શૂરો થાય એનું વર્ણન. એ પ્રસ્તાવના પાંચમા પ્રકરણમાં ચિત્તવિદ્યાનો ખરો નમૂનો પૂરો પાડે છે. ( પૃ. ૭૪૦–૩ ) એ અભિમાની કળાન્વિત સુશિક્ષિત નરસુંદરીને તજે, એ માતાને પાટુ મારે અને નરસુંદરી આર્ય સ્ત્રીને છાજે તેવી રીતે જીવનનો અંત લાવે ( પૃ. ૭૫૧ ) એ સર્વ ચિત્તવિદ્યાનો ખરો અભ્યાસી જ લખી શકે તેમ છે. એના હાલ પણ અભિમાનીને યોગ્ય જ થયા, રાજપુત્ર હોવા છતાં એની પોતાની રખડપાટી પણ સારી થઈ અને એને તિરસ્કારો પણ ખૂબ મળ્યા. ( પૃ. ૭૫૫ ) એને રાજ્ય મળ્યું ખરું,

પગ તુ એ પણ આખરે એણે અભિમાનમા ગુમાવ્યુ , તપન ચક્રવર્તીના ઝપાટામા આવી ગયો ( પૃ ૧૧૨૪ ), એણે નાટક કર્યું , હલકા લોકોને પણ પગે પડ્યો અને છેવટે લોહીની ઉલટી કરી મરણ પામ્યો ( પૃ ૧૧૨૮ ) આ સર્વ ચિત્તવિદ્યાના અસાધારણ અભ્યાસ અને બારિક અવલોકનનુ પરિણામ છે આવી જ હકીકત બહુલિકા અને સાગરની લખાય, પણ સ્થળસકોચથી તેમ કરાય તેમ નથી સાગરના આવિર્ભાવોમા તો ગ્રથકર્તાએ ખરેખર કમાલ કરી છે

( g ) નીચેના છૂટાછવાયા દાખલાઓ ચિત્તવિદ્યાના અભ્યાસને અગે માત્ર નિર્દેશ કરી આ વિષય સક્ષેપી લઈએ

(1) મૃષાવાદને અગે લેખકશ્રી કહે છે (પ્ર ૪ પ્ર ૨ પૃ ૭૨૦)

लुब्धमर्थप्रदानेन, क्रुद्ध मधुरभाषणै. ।
मायाविनमविश्वासात्स्तब्धं विनयकर्मणा ॥
चौर रक्षणयत्नेन सद्बुद्धया पारदारिकम् ।
वशीकुर्वन्ति विद्वांस शेषदोषपरायणम् ॥
न विद्यते पुन कश्चिदुपायो भुवनत्रये ।
असत्यवादिनः पुंस कालदष्ट स उच्यते ॥

આ વાત બારિક અભ્યાસ વગર લખી શકાય નહિ અસત્ય બોલનારને ' કાલદષ્ટ ' કહેવાય અને એને અસાધ્યની કોટિમા મૂકાય એ વાત તદ્દન સત્ય છે પણ અનુભવ, અભ્યાસ અને અવલોકન વગર વ્યક્તરૂપે તે આકારમા નીકળી શકે તેવી નથી

(2) પ્ર. ૪ પ્ર ૨૮ મા જગ રૂન્ત વિગેરે સાત પિશાચીના વર્ણનમા ચિત્તવિદ્યાનો અઠગ અભ્યાસ પ્રત્યેક વાક્યમા દૃષ્ટિગોચર થાય છે અસાધારણ અવલોકનશક્તિ, અનુભૂશક્તિ અને વાચકશક્તિ વગર એ વર્ણન અશક્ય છે વર્ણનનો પ્રત્યેક શબ્દ ઊંડો અભ્યાસ બતાવે છે

(3) વિમળકુમાર પિતાનો આનદ જોઈ સર્વ લોકોના દુખ દૂર કરવાની યોજના કરે છે એ ત્રિભુવન યોજના વાત્સલ્યવાળા પિતાના પ્રેમનો આવિર્ભાવ બતાવનાર શાન્તિસ્થાન છે ચિત્ત-

વિદ્યાનો ઊંડો અભ્યાસ બતાવે છે. બાપા ગમે તેમ કરી દીકરાને ઘરે રાખવા માગતા હતા. (પ્ર. ૫. પ્ર. ૧૧. પૃ. ૧૨૨૬).

(4) સહૃદય વિમળકુમાર વામદેવની શોધ કરાવે છે અને વનદેવી ઘૂણી સર્વ પોગળ ઉઘાડું પાડે છે, તો પણ એ પોતાની હૃદયવિશાળતા છોડતો નથી..ઉત્તમ પુરુષોનું ચરિત્ર એ જ પ્રકારનું હોય. એવા માણસો પણ દુનિયામાં દેખાય છે અને વામદેવોનો તો કાંઈ પાર નથી. ( પ્ર. ૫. પ્ર. ૮. પૃ. ૧૨૦૪–૫ ).

(5) હરિકુમારે વાત બદલવા કાંઇ વિદ્વત્તાભરેલી ચર્ચા આદરવા સૂચના કરી, પણ મિત્રો ચર્ચા ઉપાડવા પ્રશ્ન કરે ત્યારે પોતે કાંઇ સાંભળતો નથી. એક બાબતમાં મન ચોંટી જાય ત્યારે કેવી વિહ્વળતા થાય છે તેનો આ ખરો નમૂનો છે. ( પ્ર. ૬. પ્ર. ૩. પૃ. ૧૪૯૫ )

(6) ધનવાહન, પોતાના મિત્ર અને ઉપદેશક અકલંક મુનિને કહે છે 'સાહેબ ! હવે માસકલ્પ પૂરો થયો છે, તો મહાત્મા કોવિદાચાર્યનું આપના સંબંધમાં મન ઊંચું થશે અને અમને ઠપકો મળશે કે વિહારનો સમય થયો છતાં અમે આપશ્રીને વધારે વખત રોકી રાખ્યા. તો સાહેબ ! હવે આપશ્રી વિહાર કરો. '( પ્ર. ૭. પ્ર. ૧૪. પૃ. ૧૭૯૪ ) આમાં તો ખરી કમાલ કરી છે. આવા લોભીઆઓ ભોળા સાધુને પણ કેવા પ્રપંચથી છેતરે છે તે જોવા જેવું છે. આપણા અનુભવનો વિષય છે.

આવા પ્રસંગોનો પાર નથી. લખતાં પાર આવે તેમ નથી. આખો ગ્રંથ ચિત્તવિદ્યાના અભ્યાસથી ભરેલો છે. એને જેમ જેમ વિચારીએ તેમ તેમ તેમાંથી રહસ્યના ઢગલા નીકળી પડે તેમ છે. ગ્રંથનું ખરું ઊંડાણ અને તેની સાચી ગંભીરતા આ સ્વભાવજ્ઞાન અને ચિત્તવિદ્યાના અભ્યાસમાં છે અને ગ્રંથકર્ત્તા આપણને બહુ દૂર સુધી લઇ જઇ શકે છે.

( h ) સરખામણી કરવા યોગ્ય ચિત્તવિદ્યાના અભ્યાસના પ્રસંગોનો પાર નથી. જુઓ:—

રત્નચૂડ ગાંધર્વલગ્ને ચૂતમંજરીને પરણ્યો ત્યાં લડાઈ જાગી. તે લડવા આકાશમાં ઊડ્યો, કારણ કે પોતે વિદ્યાધર હતો. એણે અચળ

ચપળને હગવ્યા દરમ્યાન અત્યત સૌદર્યશાળી ચૂતમ જરી જમીન પર એકલી રહી વિમળકુમાર નિર્જન વનમા દહીંનું ઠામ જોઇને લલચાતો નથી પણ રક્ષણ કરે છે ચૂતમ જરીને પણ એને જોતા સહાય માગવાનુ સૂઝે છે એને એમ મનમા થતુ નથી કે ચૂલામાથી કદાચ ઓલામા પડવાનુ થશે ( પૃ ૧૧૬૫) નિસ્પૃહી માણસોની મુખમુદ્રા જ વિશ્વાસ ઉત્પન્ન કરે તેવી હોય છે પછી પ્ર ૫, પ્ર ૫ મા જે પરસ્પર પ્રેમ વિમળ અને રત્નચૂડને થાય છે તે ખરેખર નિર્મળ છે, આકર્ષક છે, અનુકરણીય છે મહાનુભાવતાનું દૃષ્ટાન્ત પૂરુ પડે તેવો આ પ્રસગ છે ( પ્ર ૫ પ્ર ૫ પૃ ૧૧૭૫-૬ ) ચૂતમ જરી ભારે વિવેકથી એના વસ્ત્રને છેડે રત્ન બાધી દે છે ( પૃ ૧૧૭૭ ) આ મહાનુભાવતા, નિસ્પૃહતા, ઔદાર્ય અને દાક્ષિણ્યના અપ્રતિમ દાખલા પૂરા પાડે છે એની સાથે વામદેવની તુચ્છતા, ધનસ્પૃહા અને દુર્જનતાની સરખામણી થયા વગર રહે તેમ નથી ( પ્ર ૫ પ્ર ૮ ) દુનિયામા વામદેવો ઘણા હોય છે અને વિમળકુમારો તો કોઇ કોઈક જ હોય છે એને યથાપ્રકારે ચિતરવા એ અભ્યાસનુ કાર્ય અને પરિણામ છે આવા પ્રસગોનો પાર નથી લગભગ ગમે તે દુર્વ્યસન અથવા દુર્ગુણને આ ગ્રથમા સ્થાન મળ્યુ છે એમ ન હોય તો લેખક આખા સસારનો વિસ્તાર શી રીતે બતાવે ? એ સર્વ માનસવિદ્યાનો અભ્યાસ બતાવે છે

આ મોળ મુદ્દા ઉપરાત બીજા અનેક મુદ્દા લેખકને અગે જણાવી શકાય દાખલા તરીકે તેમનુ પ્રાણીવિદ્યા(Zoology)નુ જ્ઞાન, તેમનુ કર્મસિદ્ધાતનું જ્ઞાન, તેમનુ કાર્ય કારણનુ જ્ઞાન વિગેરે અનેક બાબતો તેમણે ગ્રથમાં રેડી દીધી છે એ બતાવવાનો ઉદ્દેશ એ છે કે લેખક પોતે સર્વગ્રાહી, સર્વગ્રાહક અને સર્વવિવેચક હતા એમણે સસારના કોઇ બાહ્ય કે અભ્યતર વિષયને લગભગ છોડ્યો નથી દરેક સારા ભાવ કે વિચારને ચર્ચ્યા છે અને દરેક દુર્ગુણ તેમજ અનેક આતરભાવને પણ ચર્ચ્યા છે એમનુ વૈવિધ્ય બતાવવા માટે આટલી હકીકત હાલ તુરતને માટે પૂરતી ધારવામા આવી છે આવા વૈવિધ્યભરપૂર સર્વગ્રાહી લેખક અન્યત્ર અનુપલબ્ધ છે એમ વિના સકોચે કહી શકાય તેમ છે લેખક તરીકેની એમની વિશિષ્ટતાઓ હવે બીજી નજરે જોઇએ

IV

# લેખક અને કળાકાર

એમનું અનેકવિષયગ્રાહી જ્ઞાન આપણે જોયું. હવે લેખક તરીકે તેમણે કેવી કળા બતાવી છે તે જોઈએ. કળાકારની ખરી ખૂબી પાત્રોને ચિતરવામાં, સ્થળના નિર્માણમાં અને બીજી નાની મોટી બાબતોમાં હોય છે. શ્રી સિદ્ધર્ષિનો હવે આપણે કળાકાર તરીકે પરિચય કરીએ.

× × ×

**૧. પાત્રાલેખન.** ... ( Delineation of characters. )

શ્રી સિદ્ધર્ષિગણિના આ ગ્રંથનો વિચાર કરતાં એમનું પાત્રાલેખન અને સ્થળવર્ણન ખાસ ધ્યાન ખેંચે તેવું છે.

તેમના ગદ્યપદ્ય સંબંધી અને તેમની ભાષા પરની પ્રભુતા સંબંધી કેટલોક ઉલ્લેખ ઉપર થઇ ગયો. હવે તેમણે પાત્રાલેખનમાં કેવી કળા વાપરી છે તે પર વિચાર કરી જઇએ. એ કરવા માટે ગ્રંથની વસ્તુમાં વધારે ઊંડા ઉતરવું પડશે અને તેમ થશે ત્યારે એની ખરી મહત્તા ખ્યાલમાં આવશે. એમાં લેખકની કળા ક્યાં છે અને એ કેવી રીતે વિકાસ પામી છે તે પર ધ્યાન ખેંચવાનું છે. છેવટે ગ્રંથસમૃદ્ધિમાં એમણે દરેક ચિત્ર કેવી યુક્તિથી રજૂ કર્યાં છે અને તેમ કરવા સારુ તેમને સમય અને સ્થળનું વૈવિધ્ય કરવાની જરૂર હતી તે તેઓએ કેવા પ્રસાદથી એ કાર્ય બજાવ્યું છે તે કળાકારની નજરે આ આખો મહત્ત્વનો વિષય છણવો છે. જરા મારી સાથે ચાલી એમની કળા જોવા વિજ્ઞપ્તિ છે. એમના શબ્દચિત્રનો ખ્યાલ આપવા હું પ્રયાસ કરું છું. લેખક તરીકે એ મહાત્મા કેવા પ્રતાપી અને પ્રસાદપૂર્ણ હતા તે જોવાનો આ પ્રસંગ છે. થોડા મુદ્દા ચર્ચી બાકીનું વિદ્વાન વાચકની વિશાળ બુદ્ધિ પર રાખીશ.

આ વિષય પર વિચાર કરતાં એક અતિ મહત્ત્વની વાત સંક્ષિપ્ત ઉપોદ્ઘાત તરીકે કહી દેવાની છે. શ્રી સિદ્ધર્ષિને સર્વ પ્રકારના મનો-

વિકારો, સદ્‌ગુણો, વ્યસનો અને દુર્ગુણોને પુરુષાકારે બતાવવા હતા, એમના પુસ્તકમા કોઈ પણ ચાલુ બનાવ કે ભાવ પ્રાય બાકી ન રહે તે તેમની પ્રતિજ્ઞા હતી, પરતુ ભાવો તો અનત પ્રકારના હોવાથી એનો છેડો આવે નહિ અને વક્તવ્ય તો દેશ-કાળની હદે બધાય છે અને વાચનારની ધીરજ અને પુસ્તકનુ યોગ્ય કદ તેમના વર્ણનના વિચાર પ્રમાણે સકલિત હતુ એ સર્વ વાત લક્ષમા લઈ તેમણે નાના ક્ષેત્રમા સર્વ વાર્તા કરી નાખી છે આ સૂત્ર તેમના ગ્રથને સમજવાની ચાવીરૂપ છે તેમને વાર્તા-અદ્‌ભુત કથા તો ચાલુ રાખવી હતી તેમનો ગ્રથ ઊંડાણમા ઉતરનાર ન સમજે તો પણ વાર્તાના રસની ક્ષતિ ન થવી જોઈએ એ તેમનું લક્ષ્ય હતુ અને સાથે એમને શાસ્ત્રપદ્ધત્તિથી જરા પણ ચાતરવુ નહોતુ આ સર્વ મુદ્દા લક્ષમા રાખીએ ત્યારે એમનુ વિશિષ્ટ પાત્રાલેખન કળાકારની નજરે કેવુ જણાય તેનો કાઇક ખ્યાલ કરાવી શકાય તેમ છે આટલી વાત નજરમા રાખી આપણે તેમની કળા સબધી કાઈક વિચાર કરીએ

× × ×

## ( a ) અભિધાનકરણ—

પાત્રાલેખનને કળાદૃષ્ટિએ વિચારતા તેમણે આપેલા નામો સર્વથી પ્રથમ ધ્યાન ખેચે તેમ છે તેમને અતરગના પાત્રો સાથે કામ લેવાનુ હતુ અને બાહ્યને છોડવા નહોતા એને લઈને તેમણે કેટલાક નામો પ્રચલિત આપ્યા, પણ ઘણા નામો એમને જોડી કાઢવા પડ્યા છે એમનાથી ચારિત્ર કે મોહના નામ તો ફેરવાય તેમ હતુ જ નહિ, તેમને ફેરવવા જતા તેમનુ ક્ષેત્ર કે અવકાશ ( scope ) ફરી જાય તો મોટો ક્ષોભ થઇ જાય, એટલે એવા પ્રચલિત નામો તેમણે કાયમ રાખ્યા એ વિચારણામા—એ નિર્ણયમા તેમણે બહુ દીર્ઘદૃષ્ટિ વાપરી છે અને એ જ તેમની કળા છે બીજો સાધારણ લેખક હોત તો એ નવા નામોની કલ્પના જરૂર કરવા જાત અને તેમ કરવા જતા એ જરૂર થપ્પડ ખાઇ જાત પ્રચલિત નામોના ઉપયોગમા દાખલા તરીકે એમણે નીચેના નામો શાસ્ત્રસપ્રદાયમાથી લીધા છે —

**મહામોહરાજ, ચારિત્રરાજ, જ્ઞાનસવરણ, દર્શનાવરણ, વેદનીય, આયુ, નામ, ગોત્ર, અતરાય, યતિધર્મ,**

મહાગૂઢતા છે. બ્રહ્મરતિ અને મુક્તતા એક જ માબાપને પેટે જન્મે છે. આવી રીતે પ્રત્યેક નામકરણમાં બહુ ઊંડાણ છે, ભારે જબરી કળા છે અને નામો વાંચ્યાં હોય તો અંદર ઉતરી જાય તેવાં છે, એકવાર ચોટયાં પછી ન ભૂલાય તેવાં છે અને સાદાં સરળ હોવા છતાં આશયભરપૂર છે. મતલબ એ છે કે જે નામો એમણે સંપ્રદાયમાંથી લીધાં છે તે અને જે નામો તેમણે પોતે ઘડી કાઢયાં છે, યોજ્યાં છે. તે પ્રત્યેક રસ અને કળાનાં નમૂના છે. નામોનું પત્રક દરેક પ્રસ્તાવની શરૂઆતમાં આપ્યું છે અને સમુચ્ચયે આ ઉપોદ્‌ઘાતને છેડે આપ્યું છે તે વાંચવાથી આ વાર્તા સિદ્ધ થયેલી સમજાશે. આ નામકરણની તેઓની ખાસ વિશિષ્ટતા છે અને તેથી નોંધ કરવા લાયક છે.

× × ×

(b) **પાત્રો જીવતા છે—**

શ્રી સિદ્ધર્ષિના પ્રત્યેક પાત્ર જીવતા છે. એ મરેલ જેવા કે સડદાલ નથી. એ દરેક પોતાનો ભાગ બરાબર ભજવે છે અને ભજવે ત્યારે એમાં ચૈતન્ય જણાય છે. એમના **કર્મપરિણામ** જેવા રાજા હોય કે **વૈશ્વાનર** જેવા મોટા પાત્ર હોય, એમના **માર્ગાનુસારિતા** જેવા નાના પાત્ર હોય કે **બાળ કે મન્દ** જેવા મૂર્ખ પાત્ર હોય, એમની **મૃતિ** કે **ઋજા** જેવી પિશાચી હોય કે **સદ્‌ગુણરક્તતા** જેવી ફૂટાયાની ધર્મપત્ની હોય, પણ એ દરેક પોતાનું કાર્ય યથાસ્થિત બજાવે છે અને જ્યારે જ્યારે રંગભૂમિ પર આવે છે ત્યારે ત્યારે પોતાની જાતને પૂરતા બહારમાં વ્યક્ત કરે છે. એના **મકરધ્વજને** કે **યૌવનને** બરાબર જોયા વિચાર્યા હોય તો એની ધમાલ જ ઓર અને એના **મૃષાવાદ** કે **પરિગ્રહને** જોયા હોય તો એની કાલીમા ઓર દેખાય. રંગભૂમિ પર આવનાર એનો કોઇ પણ પાત્ર ઠંડો નથી કે મૃતપ્રાય નથી. આ એમની પાત્રને આળેખવાની કળા છે. એમણે દુર્ગુણો કે દુર્વ્યસનોને બતાવ્યાં ત્યારે એમને પણ ખોટી બાજુએ પૂર બહારમાં બતાવ્યાં છે. એ મોહરાજનું સૈન્ય ચિત્તવૃત્તિમાં છુપાઇ જાય છે ત્યારે પણ એ બહાદુરીથી પાછું હઠે છે. પાત્રાલેખનની અદ્‌ભુત કળા છે. માત્ર

કોઇ કોઇ પાત્રોના નામો જ માત્ર બતાવ્યા છે, પણ રંગભૂમિ પર એમને લાવવામા આવ્યા નથી ત્યા એ નિયમ લાગુ પડે નહિ દાખલા તરીકે એમના શુભપરિણામ કે શુભાભિસન્ધિ રાજા કે એમની રાણીઓ માત્ર નામનિર્દેશ પૂરતી જ છે એ રંગભૂમિ પર આવતા નથી, માત્ર તેમની પુત્રીઓનો તેમની સાથે સંબંધ દર્શાવાય છે એ પાત્રોને બાદ કરીએ તો શ્રી સિદ્ધર્ષિના દરેક પાત્ર જીવતા દેખાય છે, તેજસ્વી દેખાય છે, પોતાનુ કાર્ય સમજનાર દેખાય છે અને સારો કે ખરાબ તેમનો જે પાઠ હોય તે બરાબર ભજવી બતાવનાર માલુમ પડે છે

×          ×          ×

## ( ૯ ) ઉત્ક્રાતિના નિયમે વ્યક્ત થાય છે.

( Evolutionary Manifestation )

પાત્રોનુ વૈવિધ્ય ઘણુ છે અને આખો સંસારવિસ્તાર વિષયભૂત હોઇને તે જરૂરી છે, છતા એમા પ્રત્યેક પાત્ર ક્રમસર વ્યક્ત થાય છે અથવા એનો પ્રસાર વિકાસક્રમના નિયમને અનુસરતો છે એમણે ચારિત્રરાજના આખા પરિવાર સાથે પરિચય તો ચોથા પ્રસ્તાવમા કરાવી દીધો, પણ એનો પૂરબહાર તો આઠમા પ્રસ્તાવમા વ્યક્ત થાય છે એ પાત્રોને વિકાસ થવાનો એ જ માર્ગ હતો ત્યારે ત્રીજા ચોથા પ્રસ્તાવમા વૈશ્વાનર કે મોહરાજા, રૌલરાજ કે મકરધ્વજ ઘૂમે છે, ત્યારે આઠમામા **ચારિત્રરાજ** મુખ્યસ્થાને આવે છે એમના **બાળ**, જડ, **મંદ** શરૂઆતના પ્રસ્તાવોમા વિલાસ કરે છે, પણ એમણે **ચારિત્રરાજનો** જે વિલાસ આઠમા પ્રસ્તાવમા બતાવ્યો છે તે ખરેખર અદ્ભુત છે **મોહરાજાનો** બહાર તો સાર્વત્રિક છે, પણ એની રાજ્યસત્તાની ઉત્કૃષ્ટ હદે એ સાતમા પ્રસ્તાવના પંદરમા પ્રકરણમા ( મહામોહનુ મહાન્ આક્રમણ ) દેખાતા હોય એમ કદાચ લાગતુ હશે, પણ એ વાત ખરી નથી એ તો મોહરાજાના છેલ્લા છેલ્લા હવાતીઆ છે મોટા દાવ તે વખતે તે ખેલી લે છે, પણ એનો પૂરબહાર તો ચોથા પ્રસ્તાવમા જ આવે છે

**ચારિત્રરાજની** નાની રમતો તો ત્રીજા પ્રસ્તાવમા ભવજતુ

**ગૃહિધર્મ, સ્પર્શન, રસના, ઘ્રાણ, દૃષ્ટિ, શ્રોત્ર, માર્ગાનુસારિતા, પુણ્યોદય, પરિગ્રહ, સમ્યગ્દર્શન** વિગેરે.

એ નામાભિધાનમાં લેખક તરીકેની એમની કળા એમના વર્ણનમાં છે. દાખલા તરીકે એમણે મહામોહરાજને ઘરડા બતાવવામાં જબરી કળા વાપરી છે. એ રાજાને રાજ જરૂર કરવું છે, પણ એના ઘરમાં રાગ–દ્વેષ છે. એક રીતે વિચારતાં આખો સંસાર રાગ–દ્વેષ પર ચાલે છે. સંસારચર્યામાંથી રાગ દ્વેષ લઈ લઇએ તો સંસારમાં કાંઈ રહેતું નથી. ત્યારે એમણે રાગ–દ્વેષને મોહરાજાના પુત્રોનું સ્થાન આપ્યું. પણ એટલાથી કામ પતે તેમ નહોતું. રાગ–દ્વેષ ગમે તેવા તો બચ્ચાં જેવાં છે. સમજુ લડવૈયા એમને જરૂર ઓળખી જાય. એવો પ્રસંગ આવે ત્યારે મોહરાજા પોતે ખૂબ ઘરડા થઈ ગયા હતા તો પણ હજુ હથિયાર હાથમાં ન લેવાની પ્રતિજ્ઞા લઇને કે વાનપ્રસ્થ થઇને જંગલમાં ચાલ્યા ગયા નહોતા. અવસરે એનામાં લડવાનું જોર અને પોતાના અધિકારની સંરક્ષણ વૃત્તિ પૂરતાં હતાં એટલે રાજસિંહાસને એને મૂક્યા છે, પણ દીકરાને રાજ્ય ભળાવી દીધું છે. એના તાબાના રાજસચિત્તનો અધિકાર રાગકેસરીને આપ્યો અને તામસચિત્તનો દ્વેષગજેંદ્રને આપ્યો. આમાં ખૂબી એ કરી કે બન્ને બળવાન દીકરાને જરૂર પડે ત્યારે પિતા સહાય કરતા અને રાજ્ય જુદાં થઈ ગયાં એટલે કેસરીસિંહ કદી ગજેંદ્ર સાથે લડતો નહિ. આ રીતે બાપાની હયાતીમાં પુત્રને લડાઇ ન થાય તેવી યોજના કરી અને બાપા મહાસિંહાસને ચાલુ જ હતા. નામાભિધાનની આ વિશિષ્ટતા છે. દરેકને નામ આપવા સાથે એનું કાર્ય પણ મુકરર કરી આપ્યું છે અને એમાં જરા પણ ગોટાળો ન થાય તે જોવાની લેખકે અગમચેતી વાપરી છે.

એ જ પ્રમાણે ચારિત્રરાજનું આખું લશ્કરશાસ્ત્ર સંપ્રદાયમાંથી લીધું. પણ એ કાંઇ દુનિયાના ચાલુ પ્રદેશમાં ન હોઇ શકે એટલા માટે પર્વતના શિખર પર એનું સિંહાસન ગોઠવ્યું. પર્વતના શિખરે સિંહાસન ગોઠવતાં સાત્ત્વિક મનોદશાને કાંઈ સ્થાન રહેતું નહોતું એટલે એ પર્વત ઉપર સાત્ત્વિકમાનસપુર ગોઠવ્યું અને તેમાં ચિત્તસમાધાન મંડપ ગોઠવ્યો. આ ગોઠવણ કરવામાં બહુ ગંભીરતા વાપરી છે અને તે ગોઠવતાં લેખકે બહુ વિચાર કર્યો હશે એમ સહજ અનુમાન થાય છે.

ચાલુ નામો ઉપગત ભાવો વહન કરવા માટે લેખકને અનેક નામો યોજવાની જરૂર પડી એમાના કેટલાક નામ પરથી ભાવ સૂચવે છે અને કેટલાકનુ વર્ણન વાચી વિચાર કરી તેનુ નામ ગોઠવવુ પડે છે આ યોજાયલા નામોનો પાર નથી દાખલા તરીકે નીચેના નામો વિચારવા —

**શુભ્રમાનસ નગર (પ્ર ૪) શુદ્ધાભિસધિ રાજા (પ્ર ૪) વરતા, વર્યતા, મૃદુતા, સત્યતા, ક્ષાંતિ, દયા, ઋજુતા, અચોરતા, મુક્તાતા, બ્રહ્મરતિ, વિદ્યા, નિરીહતા, શ્રદ્ધા, મેધા, વિવિદિષા, સુખા, વિજ્ઞપ્તિ, કરુણા.**

આ તો એક સ્થાનેથી નામો લીધા છે, પણ એ ઉપરાત **ક્લિષ્ટમાનસ, ચિત્તસમાધાન મડપ, જીવવીર્યસિહાસન** વિગેરે ભવ્ય કલ્પનાઓ કરી છે તે પ્રત્યેકના નામોની યોજના કરવામા અસાધારણ કળા વાપરી છે ઉપર દર્શે કન્યાના નામ આપ્યા તેના માબાપના નામો, તેમના સ્થાનોના નામો એ સર્વ નવીન છે, છતા ભાવવાહી છે એના પર વધારે વિવેચન કરવા અહીં નહિ રોકાઇએ વક્તવ્ય એ છે કે પ્રત્યેક પાત્ર અને સ્થાનની યોજના કરવાને અગે જે નામો યોજ્યા છે તે પૂરેપૂરા ભાવવાહી છે અને બહુ સુદર રીતે યોજ્યા છે એક દૃષ્ટાત આપી આ અતિ આકર્ષક વિષય પૂરો કરીએ

નીચેના નામો આખો બધ કરી વિચારી જાઓ —

| નગર | રાજા | રાણી | પુત્રી |
|---|---|---|---|
| ચિત્તસૌંદર્ય | શુભપરિણામ | નિષ્પ્રકપતા<br>ચારુતા | ક્ષાતિ<br>દયા |
| શુભ્રમાનસ | શુભાભિસન્ધિ | વરતા<br>વર્યતા | મૃદુતા<br>સત્યતા |
| વિશદમાનસ | શુદ્ધાભિસન્ધિ | શુદ્ધતા<br>પાપભીરુતા | ઋજુતા<br>અચોરતા |
| શુભ્રચિત્ત | સદાશય | વરેણ્યતા | બ્રહ્મરતિ<br>મુક્તાતા |

આ નામ લઇએ તો પણ મન પવિત્ર થઇ જાય તેવુ છે એમા દરેક રાજાને બે બે સ્ત્રીઓ છે ત્યારે સદાશયને એક જ છે એમા પણ

મહાગૂઢતા છે. બ્રહ્મરતિ અને મુક્તતા એક જ માબાપને પેટે જન્મે છે. આવી રીતે પ્રત્યેક નામકરણમાં બહુ ઊંડાણુ છે, ભારે જબરી કળા છે અને નામો વાંચ્યાં હોય તો અંદર ઉતરી જાય તેવાં છે, એકવાર ચોટયાં પછી ન ભૂલાય તેવાં છે અને સાદાં સરળ હોવા છતાં આશયભરપૂર છે. મતલબ એ છે કે જે નામો એમણે સંપ્રદાયમાંથી લીધાં છે તે અને જે નામો તેમણે પોતે ઘડી કાઢયાં છે, યોજ્યાં છે, તે પ્રત્યેક રસ અને કળાનાં નમૂના છે. નામોનું પત્રક દરેક પ્રસ્તાવની શરૂઆતમાં આપ્યું છે અને સમુચ્ચયે આ ઉપોદ્‌ઘાતને છેડે આપ્યું છે તે વાંચવાથી આ વાર્તા સિદ્ધ થયેલી સમજાશે. આ નામકરણની તેઓની ખાસ વિશિષ્ટતા છે અને તેથી નોંધ કરવા લાયક છે.

× × ×

## ( b ) પાત્રો જીવતા છે—

શ્રી સિદ્ધર્ષિના પ્રત્યેક પાત્ર જીવતા છે. એ મરેલ જેવા કે મડદાલ નથી. એ દરેક પોતાનો ભાગ બરાબર ભજવે છે અને ભજવે ત્યારે એમાં ચૈતન્ય જણાય છે. એમના **કર્મપરિણામ** જેવા રાજા હોય કે **વૈશ્વાનર** જેવા મોટા પાત્ર હોય, એમના **માર્ગાનુસારિતા** જેવા નાના પાત્ર હોય કે **બાળ કે મન્દ** જેવા મૂર્ખ પાત્ર હોય, એમની **મૃતિ** કે **ઋજા** જેવી પિશાચી હોય કે **સદ્‌ગુણરક્તતા** જેવી ફૂટડાયાની ધર્મપત્ની હોય, પણ એ દરેક પોતાનું કાર્ય યથાસ્થિત બજાવે છે અને જ્યારે જ્યારે રંગભૂમિ પર આવે છે ત્યારે ત્યારે પોતાની જાતને પૂરતા બહારમાં વ્યક્ત કરે છે. એના **મકરધ્વજને** કે **યૌવનને** બરાબર જોયા વિચાર્યા હોય તો એની ધમાલ જ ઓર અને એના **મૃષાવાદ** કે **પરિગ્રહને** જોયા હોય તો એની કાલીમા ઓર દેખાય. રંગભૂમિ પર આવનાર એનો કોઇ પણ પાત્ર ઠંડો નથી કે મૃતપ્રાય નથી. આ એમની પાત્રને આળેખવાની કળા છે. એમણે દુર્ગુણો કે દુર્વ્યસનોને બતાવ્યાં ત્યારે એમને પણ ખોટી બાજુએ પૂર બહારમાં બતાવ્યાં છે. એ મોહરાજનું સૈન્ય ચિત્તવૃત્તિમાં છુપાઇ જાય છે ત્યારે પણ એ બહાદુરીથી પાછું હઠે છે. પાત્રાલેખનની અદ્‌ભુત કળા છે. માત્ર

કોઇ કોઇ પાત્રોના નામો જ માત્ર બતાવ્યા છે, પણ રંગભૂમિ પર એમને લાવવામા આવ્યા નથી ત્યા એ નિયમ લાગુ પડે નહિ દાખલા તરીકે એમના શુભપરિણામ કે શુભાભિસન્ધિ રાજા કે એમની રાણીઓ માત્ર નામનિર્દેશ પૂરતી જ છે એ રંગભૂમિ પર આવતા નથી, માત્ર તેમની પુત્રીઓનો તેમની સાથે સબધ દર્શાવાય છે એ પાત્રોને બાદ કરીએ તો શ્રી સિદ્ધર્ષિના દરેક પાત્ર જીવતા દેખાય છે, તેજસ્વી દેખાય છે, પોતાનુ કાર્ય સમજનાર દેખાય છે અને સારે કે ખરાબ તેમનો જે પાઠ હોય તે બરાબર ભજવી બતાવનાર માલુમ પડે છે

×                    ×                    ×

## ( ૮ ) ઉત્ક્રાંતિના નિયમે વ્યક્ત થાય છે.

( Evolutionary Manifestation )

પાત્રોનુ વૈવિધ્ય ઘણુ છે અને આખો સસારવિસ્તાર વિષયભૂત હોઇને તે જરૂરી છે, છતા એમા પ્રત્યેક પાત્ર ક્રમસર વ્યક્ત થાય છે અથવા એનો પ્રસાર વિકાસક્રમના નિયમને અનુસરતો છે એમણે ચારિત્રરાજના આખા પરિવાર સાથે પરિચય તો ચોથા પ્રસ્તાવમા કરાવી દીધો, પણ એનો પૂર્ણબહાર તો આઠમા પ્રસ્તાવમા વ્યક્ત થાય છે એ પાત્રોને વિકાસ થવાનો એ જ માર્ગ હતો જ્યારે ત્રીજા ચોથા પ્રસ્તાવમા વૈશ્વાનર કે મોહરાજા, શૈલરાજ કે મકરધ્વજ ઘૂમે છે, ત્યારે આઠમામા ચારિત્રરાજ મુખ્યસ્થાને આવે છે એમના બાળ, જડ, મદ શરૂઆતના પ્રસ્તાવોમા વિલાસ કરે છે, પણ એમણે ચારિત્રરાજનો જે વિલાસ આઠમા પ્રસ્તાવમા બતાવ્યો છે તે ખરેખર અદ્દભુત છે મોહરાજાનો બહાર તો સાર્વત્રિક છે, પણ એની સત્યસત્તાની ઉત્કૃષ્ટ હદે એ સાતમા પ્રસ્તાવના પદરમા પ્રકરણમા ( મહામોહનુ મહાન્ આક્રમણ ) દેખાતો હોય એમ કદાચ લાગતુ હશે, પણ એ વાત ખરી નથી એ તો મોહરાજાના છેલ્લા છેલ્લા હવાતીઆ છે મોટા દાવ તે વખતે તે ખેલી લે છે, પણ એનો પૂર બહાર તો ચોથા પ્રસ્તાવમા જ આવે છે

ચારિત્રરાજની નાની સેનો તો ત્રીજા પ્રસ્તાવમા ભવજનુ

નિર્વૃત્તિએ જાય છે ત્યાંથી શરૂ થાય છે પણ એનો ખરો બહાર તો આઠમા પ્રસ્તાવમાં જ આવે છે. ત્યાં જ્યારે આઠમા પ્રકરણમાં ભીષણ આંતરયુદ્ધ થાય છે ત્યારે **ચારિત્રરાજ** પોતાનો ઉચ્ચ પ્રયોગ કરે છે અને લગ્નનું પ્રકરણ તેનો ઉચ્ચ વિકાસ બતાવે છે. આ વિકાસની નજરે જોઇએ તો **મોહરાજ**નું ચરિત્ર સપરિવાર પ્રત્યેક પ્રસ્તાવે વિકાસ પામતું જાય છે અને એનો વિકાસ પાછા પડવામાં થતો જાય છે; જ્યારે **ચારિત્રરાજ**ના આખા પરિવારનો સીધો વિકાસ ક્રમસર થતો જાય છે. આમાં કોઈ કોઈ નાના બનાવો વચ્ચે વધારે પડતા વિકાસના આવી જાય તે રણમાંના લીલાપ્રદેશ ( Oases ) તુલ્ય સમજવા. એમ કરવાની પણ લેખકને જરૂર પડે છે. એકંદરે આ પ્રત્યેક મોટા પાત્રનો વિકાસ કળાકારની નજરે બહુ આકર્ષક લાગે તેવો છે. એના ગર્ભમાં જે ઉપદેશ છે તે તો અધિકાર પ્રમાણે સમજી લેવાનો છે, પણ તે બોજારૂપ કોઇને માથે ન થઇ પડે એની સંભાળ લેખકશ્રીએ ચીવટથી રાખી છે એમ એમના ગ્રંથની પ્રત્યેક પંક્તિ વાંચતી વખત લાગ્યા વગર રહે તેમ નથી.

× × ×

### ( d ) **પાત્રોનું વ્યક્તિત્વ.** ... ... ( Individuality )

દરેક પાત્ર પોતાનું વ્યક્તિત્વ બરાબર જાળવે છે. કોઇ પણ પાત્ર એક બીજામાં ભળી જતો નથી, બીજાની સાથે ગોટવાઈ જતો નથી કે ઘુંચવાઇ જતો નથી. બાહ્ય સૃષ્ટિના પાત્રો કે અંતરંગ રાજ્યના પાત્રો પ્રત્યેક જુદા છે અને પ્રત્યેકના કાર્યવિભાગ જુદા છે. એમાં **સાગર** કે **શૈલરાજ**, **બહુલિકા** કે **અકુશળમાળા** કોઈ એક બીજામાં ગોટવાઇ જતા નથી કે ઘુંચવાઇ જતા નથી. કોઈ વખત **મંદ** ને **જડ** કે **બાળ** ને **બાલિશ**માં સામ્યતા લાગશે, પણ જરા ચીવટથી અંદર ઉતરતાં એ પ્રત્યેકનું વ્યક્તિત્વ જણાશે. **બાળ** સ્પર્શનનો રસિયો છે, મદનકંદળીનો ભોગી છે અને ભોગ ખાતર ગમે તેવું જોખમ ખેડવા તૈયાર છે, ત્યારે **જડ** રસનાનો રસીઓ છે, પણ અક્કલ વગરનો છે. **બાળ**માં દુર્ગુણ છે પણ સાહસ છે અને **જડ** તો બેસે ત્યાંથી ઊઠે નહિ તેવો છે. **બાળ** રંગભૂમિ પર આવે છે ત્યારે **જડ** ઘણુંખરું કલ્પનામાં જ રહે છે. આવી રીતે બીજા ઘણા

તદ્ભાવતો બન્ને વચ્ચે છે દરેક પાત્ર આ રીતે પોતાનુ વ્યક્તિત્વ બતાવે છે અને જ્યારે રગભૂમિ ઉપર આવે છે ત્યારે એકદમ સર્વનું ધ્યાન ખેચી રહે છે આ આકર્ષક કળા એ લેખકની ખરી પાત્રાલેખનની કળા છે

એમાં વિચક્ષણના પિતા **શુભોદય** અને માતા **નિજચારુતા**ને એક બાજુએ અને મનીષીના પિતા **કર્મવિલાસ** અને માતા **શુભસુદરી**ને બીજી બાજુએ રાખીએ તો તેમના વચ્ચે સામ્ય લાગશે, તેવી જ રીતે જડના પિતા **અશુભોદય** અને માતા **સ્વયોગ્યતા** એક બાજુએ અને બાળના પિતા **કર્મવિલાસ** અને માતા **અકુશળમાળા** બીજી બાજુએ ધરીએ તો તેમની વચ્ચે પણ સામ્ય જણાશે, પણ જરા વધારે ઊંડા ઉતરતા જણાશે કે તેમ નથી બાળ અને જડનો પિતા એક જ છે ( કર્મપરિણામ ) અને એ પાત્રઘટનામા તો વળી એક ઘણી ચમત્કારી વાત મધ્યમબુદ્ધિને સર્જવીને ઉત્પન્ન કરી છે એની સામાન્યરૂપા માતા એને એવી રીતે પરદેશથી બોલાવી દાખલ કરે છે ( પ્ર. ૩ પ્ર ૬ ) કે એને રગભૂમિ પર પ્રકટ કરવાની બાબત જ આખી વિચારવા યોગ્ય છે ( પૃ ૪૦૮ ) મતલબ કહેવાની એ છે કે એમનુ પ્રત્યેક પાત્ર પોતાનુ વ્યક્તિત્વ જુદુ પાડે છે અને એમના નાના નાના પાત્રો છે તે પણ પ્રત્યેકના જુદા જુદા કાર્યને અગે યોજાયલા છે કોઇ વાર વસ્તુના દુરન્વયથી આ વાત ન સૂઝે તો વિચારીને ઘટાવવા યોગ્ય છે પણ દ્વિર્ભાવ કે પુનરાવર્તન કર્યા વગર પ્રત્યેક પાત્રને ઉપયોગી કાર્યવિભાગ લેખકશ્રીએ આપ્યો છે અને તે સાર્વત્રિક રીતે પરસ્પર અલગ હોઈ અદર અદર સકલિત છે આ રહસ્ય ઊંડા ઊતરીને સમજવા યોગ્ય છે અને કોઇ વાર ન બેસે તો બહુશ્રુતની મદદ લઈ સમજવા યોગ્ય છે એ બગબર સત્ય છે એમ અત્ર ભાર મૂકીને વક્તવ્ય છે

× × ×

## ( ૦ ) પાત્રાલેખનમાં લેખકની સર્જનશક્તિ—

એમના રગભૂમિ ઉપર આવનાર દરેક પાત્ર જીવતા અને વ્યક્તભાવે હોવા ઉપરાત એ દરેક મુખ્ય પાત્ર સર્જકશક્તિ બતાવે છે લેખકમા નવીન ઉત્પન્ન કરવાની મૌલિક શક્તિ હોય ત્યારે જ એવા પાત્રોની કલ્પના શક્ય છે એમના પુણ્યોદય કે

અકુશળમાળા, એમના પાપોદય કે સામાન્યરૂપા એમના કર્મપરિણામ કે કાળપરિણતિ, કોઇ પણ પાત્ર જુઓ તો એમાં ઘણું ઊંડાણ અને અસાધારણ સર્જકશક્તિ અને વેગ દેખાયા વગર રહેશે નહિ. એમનો મોહરાજા નવો નથી કે એમનો વૈશ્વાનર નવો નથી, છતાં એ પાત્રાલેખનમાં સર્જનશક્તિ જરૂર દેખાશે. એ એમના ભાષા-કૌશલ્ય અને વક્તવ્ય સ્પષ્ટ કરવાની શક્તિને આભારી છે અને એ એમની સર્જનશક્તિ એમના સાંપ્રદાયિક પાત્રાલેખનમાં કે નવીન પાત્રરચનામાં ઓતપ્રોત થયેલ દેખાશે. મોહરાજાનો ગમે તેવો ખ્યાલ હોય પણ ચોથા પ્રસ્તાવના નવમા પ્રકરણમાં તૃષ્ણાવેદિકા પર મૂકેલા વિપર્યાસ સિંહાસન પર એને બેઠેલા જ્યારે પ્રથમ જોઇએ છીએ ( પૃ. ૮૧૦-૧૧ ) ત્યારે એનું અવિદ્યાશરીર આપણને નવો જ ચમકારો આપે છે, એની પરાક્રમ પદ્ધતિ આશ્ચર્યમાં ગરકાવ કરે છે અને એવા તાદૃશ્ય આકારમાં મોહરાજાને કદી ઓળખ્યો નહોતો અથવા એવો સ્પષ્ટ ખ્યાલ એના સંબંધમાં થયો નહોતો એમ લાગ્યા વગર રહેતું નથી. એ સર્જનશક્તિ છે. ખરી સર્જન-શક્તિ તો પ્રજ્ઞાવિશાલા અને અગૃહીતસંકેતાના પાત્રોને જીવતાં કરવામાં છે. આ દુનિયામાં આ બે પ્રકારના પ્રાણીઓ જોવાય છે: એક મહાજ્ઞાની અને વસ્તુના ઊંડા રહસ્યમાં ઉતરનાર અને બીજા હકીકતને જુએ તેવી સ્વીકારનારા. એ પાત્રનો વાર્તા સમજાવવામાં ઉપયોગ પણ સારો કરે છે અને એ માટે પ્રસંગો પણ ઠીક ઉત્પન્ન કરે છે. કોઇ પણ પાત્રને લેતાં એમાં મૌલિકતા જણાયા વગર રહેશે નહિ. કર્મપરિણામ સર્વ ચક્ર ચલાવે છતાં એ વંધ્ય ગણાય, એ નાટકોનો ભારે શોખીન હોય અને છતાં એના પાત્રો-નાટક કરનારાઓની સંખ્યા રંગભૂમિ પર ઘટી ન જાય તે માટે એણે તીવ્રમોહોદય સાથે કરેલી યોજના સર્જનશક્તિનો નમૂનો છે. એમના પ્રત્યેક નાના મોટા પાત્રની યોજનામાં આ રીતે સર્જનશક્તિ, કળા, ઔચિત્ય અને પ્રસાદ જોવામાં આવશે.

× × ×

**( f ) પાત્રોના અવસરે આવિર્ભાવ—**

જે અવસરે જે પાત્રનો સમયધર્મ પ્રાપ્ત થાય છે તે વખતે તે રંગભૂમિ પર આવી મુખ્ય ભાગ ભજવે છે અને પાછો અંદર બેસી

જાય છે નાટકકારની આ કળાનો જબરો ઉપયોગ શ્રી સિદ્ધર્ષિએ કર્યો છે સાધારણ રીતે જુદા જુદા પ્રસ્તાવમા વૈશ્વાનર, શૈલરાજ, બહુલિકા અને સાગરને વ્યક્ત કર્યા એ વાત તો જાડી થઈ, પણ અવસરે પાત્રોના આવિર્ભાવના નીચેના દાખલા ખાસ આકર્ષક છે

પ્ર. ૭ પ્ર ૧૧ મા મોહરાજા પોતે લડાઈમા નીકળી પડ્યા ( પૃ ૧૭૭૨ )

પ્ર. ૭ પ્ર ૧૪ મા પરિગ્રહની મદદે બહુલિકા અને કૃપણતા દોડી આવ્યા ( પૃ ૧૭૯૨ )

પ્ર. ૭ પ્ર ૧૫ મા મોહરાજાનો પરિવાર અને તેનુ લશ્કર એક પછી એક આવ્યુ ( પૃ ૧૮૦૩-૮ )

જ્યારે જ્યારે જેનો અવસર થાય ત્યારે ત્યારે તે પાત્ર વખતસર રગભૂમિ પર હાજર થઈ જાય એટલે કામમા ગોટાળો થતો નથી અને રગભૂમિ પાત્ર વગરની ખાલી રહેતી નથી મોહરાજાના આ આખા નાટકમા એ ભારે ખૂબી છે કે ગમે તે પાત્ર રગભૂમિ પર આવે, પરતુ કોઇ પણ વખતે રગભૂમિ પાત્ર વગરની ન રહે. આપણે નાટકમા પણ એ જ ખૂબી જોઇએ છીએ દેખનાર વર્ગને આખો વખત વ્યાપૃત ( engaged ) રાખવો જ જોઇએ નાટ્યસકલનાનો એ અબાધિત નિયમ છે ચાલતે ખેલે ડ્રોપસીન પાડવો પડે કે નવો પડદો ચડતા પાત્રને આવતા વખત લાગે તો તેવી કપની 'અવ્યવસ્થિત' કપની કહેવાય છે આ સર્જનશક્તિવાળો લેખક અવ્યવસ્થિત કપનીમા પોતાની ગણના કદી કરાવે તેમ નથી

પુણ્યોદયનો જન્મ, આવિર્ભાવ, પાતળા પડવાપણુ અને વિદાયગીરી વગેરે તે તે પ્રસગે નોધવા લાયક છે એક દાખલો જુઓ' એ નદિવર્ધન સાથે જ જન્મ્યો, ( પ્ર. ૩ પ્ર ૧ પૃ ૩૪૫ ), સાથે જ ઉછર્યો, સાથે રહ્યો, પણ નદિવર્ધને એને કદી ઓળખ્યો નહિ વૈશ્વાનર સાથેની નદિવર્ધનની મિત્રતાથી એને ખેદ થયો પણ અદેખાઈ ન આવી બગાધિપતિની લડાઇ વખતે પુણ્યોદય હાજર હતો, એના લગ્ન વખતે હાજર હતો, પણ એ પાતળો પડતો જતો હતો અને આખરે એ રીસાઈ ગયો (પ્ર. ૩ પ્ર ૨૮) આવી

રીતે પુણ્યોદયનું આવવું જવું ચોથા પાંચમા પ્રસ્તાવમાં પણ મનન કરવા યોગ્ય છે. ખૂબી એ છે કે એને એના મિત્રો કદી ઓળખતા નહિ. એને પ્રથમ કુલંધરે ઓળખ્યો. એના સ્વપ્નમાં પાંચ આવ્યા તેમાં તે એક હતો. ( પ્ર. ૮. પ્ર. ૫. ) એનું કારણ-સમાજમાં ક્યાં સ્થાન છે તે પ્રકરણ છમાં ( પ્ર. ૮ ) બતાવે છે. આ પુણ્યોદય પાત્રના આવિર્ભાવ અને રીસામણ ખરેખર કળાથી ભરપૂર છે અને આપણા આગળ વધવાના તથા પાછળ હઠવાના ગુપ્ત ભેદોની ચાવીરૂપ છે. આવી રીતે જ્યારે જે પાત્રનું કામ પડ્યું છે ત્યારે તેને લેખકે રંગભૂમિમાં રજૂ કર્યાં છે અને બાકીનો વખત એને નેપથ્યમાં રાખ્યા છે. એ ભારે કળા અને સર્જનના નમૂના છે.



## ૨. સ્થળવૈવિધ્યમાં કળા

પાત્રાલેખન જેટલી જ અગત્યની બાબત કોઈ પણ લેખકને માટે સ્થળનિર્ણયની છે. આ ગ્રંથકર્ત્તાને આખો સંસારવિસ્તાર સામાન્ય રીતે અને મનુષ્યગતિ વિશેષે કરીને પોતાના લેખનો વિષય કરવાની હતી એટલે એમણે આખી કથા મનુજગતિ નગરીમાં એક ચોરના મુખમાં મૂકી દીધી. એ ચોર તો ખરેખર ચક્રવર્ત્તી હતો પણ એ વાત તો છેવટે જણાય છે. ત્યારપછી વાર્તામાં એમને **બે પ્રકારનાં સ્થળો** લાવવાનાં હતાં: એક **બાહ્ય** અને બીજા **આંતર.** એટલા માટે એમણે નીચેનાં સ્થળો વર્ણવ્યાં. પ્રથમ બાહ્ય નજરે જોઇએ તો નીચેનાં નગરો તેમણે મુખ્યત્વે વર્ણવ્યાં છે.

મનુજગતિ નગરી ( **પ્ર.** ૨. પ્ર. ૧ ).
અસંવ્યવહાર નગર ( **પ્ર.** ૨. પ્ર. ૭ ).
એકાક્ષનિવાસ નગર ( **પ્ર.** ૨. પ્ર. ૮ ).
વિકલાક્ષનિવાસ નગર ( **પ્ર.** ૨. પ્ર. ૯ ).
પંચાક્ષપશુસંસ્થાન ( **પ્ર.** ૨. પ્ર. ૧૦ ).
ભરતે–જયસ્થળ ( **પ્ર.** ૩ પ્ર. ૧ ).
ભરતે–કુશાવર્તપુર ( **પ્ર.** ૩. પ્ર. ૨૪ ).
સિદ્ધાર્થનગર ( **પ્ર.** ૪. પ્ર. ૧ ).

ભવચક્રનગર ( પ્ર ૪ પ્ર ૨૧ )
વર્ધમાનપુર ( પ્ર. ૫ પ્ર ૧ )
આનંદપુર ( પ્ર. ૬ પ્ર ૧ )
રત્નદ્વીપ ( પ્ર. ૬ પ્ર ૨ )
જયપુર ( પ્ર. ૬ પ્ર ૨ )
આહ્લાદપુર ( પ્ર. ૭ પ્ર ૧ )
સપ્રમોદપુર ( પ્ર. ૮ પ્ર ૧ )
ક્ષેમપુરી ( મહાવિદેહે ) ( પ્ર. ૮ પ્ર ૧૨ )

મધ્યમા આતર નગરે તેમણે નીચેના મુખ્ય સ્થળો વર્ણવ્યા છે

ચિત્તસૌંદર્ય ( પ્ર ૩ પ્ર ૨ )
ક્ષિતિપ્રતિષ્ઠિત ( પ્ર. ૩ પ્ર ૩ )
રાજસચિત્ત ( પ્ર ૩ પ્ર ૪ ) ( પ્ર. ૪ પ્ર ૮ )
રૌદ્રચિત્ત ( પ્ર. ૩ પ્ર ૨૧ )
ક્લિષ્ટમાનસ ( પ્ર. ૪ પ્ર ૨ )
ભૂતળ ( પ્ર. ૪ પ્ર ૯ )
તામસચિત્ત ( પ્ર. ૪ પ્ર ૮ )
સાત્ત્વિકમાનસપુર ( પ્ર. ૪ પ્ર ૩૩ )
ધરાતળ ( પ્ર. ૫ પ્ર ૧૭ )
ક્ષમાતળ ( પ્ર. ૭ પ્ર ૧૨ )

નામનિર્દેશ તો તેમણે અનેક સ્થળોનો કર્યો. તેમા નીચેનાં નામો વાચતા મનને શાતિ થાય છે

ચિત્તસૌંદર્ય પ્ર ૩ પ્ર ૨ શુભ્રમાનસ ( પ્ર ૪ પ્ર ૩૬ )
વિશદમાનસ ( પ્ર ૫ પ્ર ૨૧ ) શુભ્રચિત્ત ( પ્ર ૯ પ્ર ૧૮ )

એ નગરના સ્વામી વિગેરે ઉપર બતાવાઈ ગયા છે

સ્થળનિર્દેશમા પણ લેખકે કમાલ કરી છે વાર્તાનો રસ જાળવવા બહુ નગરો લાવવા ન જોઈએ અને બહુ નગરો ન આવે તો સર્વ મનોવિકાર, સર્વ ઇન્દ્રિયો અને સર્વ આશ્રવોને ન્યાય આપવાનું બને નહિ, એટલે એમણે આતર અને બાહ્ય નગરની ભવ્ય કલ્પના

કરી બાહ્યમાં આશ્રવો અને મનોવિકારોને ચિતર્યા અને ઇંદ્રિયોને ચિતરવા માટે આંતરનગરની યોજના કરી અને છતાં વાર્તા પૂરા રસબહારમાં ચાલુ રાખી. નવલકથા કે અદ્ભુતકથાને જરા પણ ક્ષતિ ન આવે તેવી રીતે રૂપકકથા કરી. સ્થળવર્ણનમાં આ તેમની અદ્ભુત કળા થઈ.

સ્થળનિર્દેશમાં એમણે બીજી એક ભારે ખૂબી કરી છે. એમાં નીચેના પ્રસ્તાવોમાં એમણે ઉદ્યાન–બગીચા–ઉપવન આણ્યાં છે. ત્યાં કોઈ અસાધારણ સત્ત્વશીલ ચારિત્રવાન વ્યક્તિને રજૂ કરીને કાં તો તેમનું ચરિત્ર કહેવરાવવાનો પ્રસંગ ઉપસ્થિત કર્યો છે, અથવા શાસ્ત્રના મુદ્દામ વિષયોના તેમની મારફત ખુલાસા કર્યા છે.

આ ઉદ્યાનનાં નામો જ મનને–વાંચનારને પવિત્ર કરે તેવાં છે.

| ઉદ્યાન. | આચાર્ય કે કેવળી. | સ્થાન. |
|---|---|---|
| નિજવિલસિત. | પ્રબોધનરતિ | ( પ્ર. ૩. પ્ર. ૧૯. ) |
| મલવિલય. | વિવેક | ( પ્ર. ૩. પ્ર. ૩૦. ) |
| લલિત. | વિચક્ષણાચાર્ય | ( પ્ર. ૪. પ્ર. ૬. ) |
| મનોનંદન. | બુધાચાર્ય | ( પ્ર. ૫. પ્ર. ૧૧. ) |
| બુધનંદન. | કોવિદાચાર્ય | ( પ્ર. ૭. પ્ર. ૧. ) |
| આહ્લાદમંદિર. | કંદાચાર્ય | ( પ્ર. ૮. પ્ર. ૪. ) |
| ચિત્તરમ. | સમંતભદ્ર | ( પ્ર. ૮. પ્ર. ૧૨. ) |

આ ઉદ્યાનનાં નામો વાંચતાં મન કોઇ નવીન તરંગો અનુભવે તેમ છે. એ ઉદ્યાનો માનસિક છે, મનનો વેગ દર્શાવનાર છે, આત્મવિદ્યા અથવા માનસિક વિદ્યાના સાક્ષી છે. જ્યારે પ્રાણી પોતે નિજવિલસિતમાં વિલાસ કરે કે મનોનંદનમાં આનંદ પામે અથવા આહ્લાદમંદિરમાં આહ્લાદ પામે ત્યારે જ એના સર્વ પ્રસંગો સફળ થાય છે. એમાં આચાર્ય કે કેવળી પણ એવા જ વિલાસી ( આત્મા ) આવે છે અને એનાં નામો પણ એવાં જ સુંદર છે. પ્રસ્તાવ પાંચમાના બીજા પ્રકરણમાં એક ક્રીડાનંદન બગીચો આવે છે. એ સ્થૂળ છે, સ્થૂળ આનંદનું સ્થાન છે. બાકીના સર્વ બગીચાઓ માનસિક છે અને મનની ગતિ–મનનો વેગ અને મનની શાંતિ–

પ્રસંગે મૂકીને એમણે મોક્ષનગરીમાં અચૂક રસ બતાવ્યો છે અને સાથે સૃષ્ટિકર્તૃત્વના પ્રશ્નનો બહુ સુંદર રીતે નીકાલ ઘણી આટ-કતરી પણ માર્મિક રીતે કરી નાખ્યો છે. સુસ્થિત મહારાજાને પીઠ-બંધમાં સાતમે માળે બેઠેલા દાખવ્યા છે. જુઓ પ્રથમ પ્રસ્તાવ વિભાગ સાતમો ( પૃષ્ઠ ૧૮ અને ૮૪ ) અને પ્ર. ૮. પ્ર. ૬. પૃ. ૧૯૧૨. સુસ્થિત મહારાજનું સ્થાન ખરેખર સમજવા યોગ્ય છે. એ રાગદ્વેષ રહિત છે છતાં એમની આજ્ઞા કેવી સિદ્ધ છે અને સર્વ કારણોનું એ પરમ કારણ કેવી રીતે થાય છે એ બતાવવામાં નિર્મળા-ચાર્યે ભારે વિદ્વત્તા અને ન્યાયનું જ્ઞાન વાપર્યું છે. નિર્મળા-ચાર્ય તો માત્ર શ્રી સિદ્ધર્ષિના કલ્પિત પાત્ર હોઈ એ સ્થાન શ્રી સિદ્ધર્ષિ જ બતાવે છે. એ રીતે એમણે સિદ્ધના સ્થાનમાં પણ મહારસ દાખવ્યો છે.

બીજા પ્રસ્તાવમાં સંસારીજીવને અસંવ્યવહાર નગરથી ( પ્ર. ૭ ) લઈને એકાક્ષનિવાસ નગરમાં ( પ્ર. ૮ ) અને વિકલાક્ષ નગરના ( પ્ર. ૯ ) દ્વિહૃષીક ત્રિકરણ અને ચતુરક્ષ પાડામાં ફેરવી એને જ્યારે પંચાક્ષપશુસંસ્થાને ( પ્ર. ૧૦ ) લઈ આવે છે ત્યારે સર્વ સ્થાનોમાં તેમનો રસ જરૂર વ્યક્ત થાય છે અને ચોથા પ્રસ્તાવના ૨૭ મા પ્રકરણમાં ચાર અવાંતર નગરોમાં માનવાવાસ ઉપરાંત બીજી ગતિઓને પણ લઈ લે છે તેમજ રિપુદારણનો રખડપાટો ( પ્ર. ૪. પ્ર. ૪૦ ) તથા વામદેવના હાલહવાલ ( પ્ર. ૫. પ્ર. ૨૨ ) બતાવતાં તેમજ ધનવાહનનો રખડપાટો ( પ્ર. ૭. પ્ર. ૧૬ ) અને ગુણ-ધારણનો રખડપાટો ( પ્ર. ૮. પ્ર. ૧૧ ) બતાવતાં પાપીપિંજર અને પંચાક્ષપશુસંસ્થાનને યોગ્ય ન્યાય આપી દીધો છે.

એ સર્વ વાર્તા બરાબર છે, પણ તેમનો ખરો રસ અને તેમની વાર્તાનું મંડાણ તો **મનુજગતિ** નગરી પર જ છે. એ મનુષ્યને એના જુદા જુદા બાહ્ય તથા અંતરંગ આકારમાં ચિતરવા માગતા હતા અને તે જુદા પ્રકારોને ચિતરી તેમનાં પરિપાકો અને વિપાકો બતાવી તે દ્વારા પોતાના ઉપદેશનો મુખ્ય મુદ્દો સિદ્ધ કરવા માગતા હતા. આ મુદ્દાને અંગે તેમણે કળાકાર તરીકે કમાલ કરી છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. એ કાર્ય બજાવવા

તેમણે મનુષ્યને જુદા જુદા સ્વરૂપે રંગભૂમિ પર દાખલ કર્યા છે આ તેમની કળામય રચના ખરેખર વિચારવા યોગ્ય છે

## ૩. સમયનો સક્ષેપ

પાત્ર અને સ્થળના જેટલો જ અગત્યનો વિષય ટાઇમ-સમયનો છે કોઇ પણ ગ્રંથકર્તા વાર્તાનો સમય પસંદ કરવામાં કેવા પ્રકારની ગોઠવણ કરે છે તે પર તેમનો કળાનો ખ્યાલ કેવો હતો તે માટે મત બંધાય છે સાધારણ લેખક એક રાજાનું ચરિત્ર લખવા બેસે તો એ જન્મે અથવા તો માની કુક્ષીમાં આવે ત્યારથી વાર્તા આદરી જાણે જીવનચરિત્ર એ સાલવારી નોંધનો ઇતિહાસ હોય તેમ તેના જન્મની વધામણીથી માંડીને એ ગુજરી જાય ત્યાં સુધીના બનાવો વર્ણવે છે એમાં કાંઇ કળા નથી કળાકાર લેખક એક બનાવ લઇ તેની આસપાસ એવી ગૂંથણી કરે કે બધી વાર્તા એક કે બે દિવસમાં બનતી ચિત્રપટ પર દેખાય અને છતાં જન્મથી મરણ સુધીની સર્વ વાર્તા તેમાં આવી જાય. એ કળાનો વિષય છે બનાવોને કેંદ્રસ્થ કેવી રીતે કરવા તે લેખકની બુદ્ધિ અને રચનાકળા પર આધાર રાખે છે

શ્રી સિદ્ધર્ષિને એક રાજાનું એક ભવનું ચરિત્ર રજૂ કરવું નહોતું, એમને તો સર્વ મનોવિકારો, ઇંદ્રિયો, આશ્રવો, અંતરંગ ભાવો, લેશ્યાઓ, પરિણતિઓ વિગેરે સર્વ એક જ ગ્રંથમાં બતાવવા હતા, સદ્‌ગુણોનો બદલો બતાવવો હતો, દુર્ગુણના પરિણામો ચિતરવા હતા અને આખો ઉત્ક્રાંતિક્રમ વિકાસની નજરે ચિતરવો હતો આ સંસારમાં બનતા વિચિત્ર બનાવો કે અંતરંગ ભાવોમાં કોઇ પણ ભાવ સાધારણ રીતે બાકી ન રહે તે પ્રકારે તેમને ચિત્ર રજૂ કરવું હતું, પણ એમ કરવા જાય તો તો પાત્રની સંખ્યાની મર્યાદા ન રહે અને આખા ભવ સુધી કથા વાંચે તો પણ વાર્તાના ઉદ્દેશ્યવિભાગનો એક અંશ પણ પૂરો થાય નહિ, કારણ કે ભાવો અનંત અને તેનાના અનંત તો અવક્તવ્ય અને વક્તવ્યમાંના કહેવા બેસે તો વાણી એક વખતે અનેક ભાવો વ્યક્ત ન કરી શકે

આ સર્વ મુશ્કેલી લેખકને જરૂર લાગી હોવી જોઈએ. એટલે એમણે એક ઘણી વિશિષ્ટ યોજના કરી. એક જ્ઞાની ગુરુનું નામ 'સદાગમ' આપ્યું. વસ્તુતઃ એ શ્રુતજ્ઞાનને પુરુષાકારે બતાવનાર મહા પ્રાજ્ઞ પુરુષ છે. તેની પાસે બે સ્ત્રી પાત્ર રજૂ કર્યાં; એક વૃદ્ધા અને વિશાળ બુદ્ધિવાળી અંદરનું રહસ્ય સમજનાર પ્રજ્ઞાવિશાળા અને બીજી ભોળી સાદી કુમારી અગૃહીતસંકેતા. જાતે એક બ્રાહ્મણી છે અને બીજી કુમારી રાજકન્યા છે. એમનો પરિચય કરાવી એ ગુરુમહારાજ પાસે હોય છે ત્યાં રસ્તા પર મોટો કોલાહલ મચે છે અને એક ચક્રવર્ત્તી અનુસુંદર ચોરને વેશે ત્યાં આવે છે (પ્ર. ૨ પ્ર. ૬). તે પોતાની વાર્તા રાજકુમારીના પૂછવાથી કહી સંભળાવે છે. એ ચોર તે ચક્રવર્ત્તી છે અને તે સંસારીજીવ છે. બીજા પ્રસ્તાવના સાતમા પ્રકરણથી એ પોતાનું ચરિત્ર કહેવાનું શરૂ કરે છે તે આઠમા પ્રસ્તાવના પંદરમા પ્રકરણની આખરે પૂર્ણ થાય છે. એટલે પૃષ્ઠ ૩૦૦ થી ૨૦૦૪ સુધી એનું ચરિત્ર ચાલે છે. આવી રીતે ૧૭૦૫ પૃષ્ઠમાં ચાલેલું ચરિત્ર એ ગુરુકૃપાથી ત્રણ પહોરમાં પૂરું કરે છે. (જુઓ પૃ. ૨૦૦૪). મૂળ ગ્રંથમાં આ બાબતની શરૂઆતની હકીકત નીચે પ્રમાણે કહી છે તે વિચારવા યોગ્ય છે. જુઓ (પ્ર. ૨. પ્ર. ૬. પૃ. ૨૯૯)

पृष्टोऽगृहीतसङ्केतया ! 'भद्र ! कतमेन व्यतिकरेण गृहीतस्त्वमेभिः कृतान्तसदृशै राजपुरुषैरिति ।'

सोऽवोचत् । 'अलमनेन व्यतिकरेण । अनाख्येयः खल्वेष व्यतिकरः । यदि वा जानन्त्येवामुं व्यतिकरं भगवन्तः सदागमनाथाः । किमाख्यातेन ? ।'

सदागमेनोक्तं । 'भद्र ! महत्कुतूहलमस्याः । अतस्तदपनोदार्थं कथयतु भवान् । को दोषः ।'

संसारिजीवेनोक्तं । 'यदाज्ञापयन्ति नाथाः । केवलं जनसमक्षमात्मविडम्बनां कथयितुं न पारयामि । ततो विविक्तमादिशन्तु नाथा इति ॥'

એટલે અત્યારે પાર્લામેન્ટનો સ્પીકર જેમ ગેલેરી ક્લીયર કરાવે

તેમ સર્વ લોકો ત્યાથી ચાલ્યા ગયા માત્ર કથા કહેનાર, બે સ્ત્રીઓ સાભળનાર, કુમાર મુમતિ અને આચાર્ય ગુરુ—એટલા વાર્તા વખતે ત્યા રહ્યા પછી સ સારીજીવ કથા કહે છે, એના પરિભ્રમણનો કાળ તો અન ત છે, એક ભવ અને બીજા ભવ વચ્ચે અનેક ગબડપાટા થયા છે અને ત સપ્રયોજન બતાવવામા આવ્યા છે

પૃ ૨૦૦૩-૪ મા એ જ સ સારીજીવ કહે છે કે-ગત્રુવર્ગને ભેદીને મારી પાસે સદ્બોધ મ ત્રી આવી પહોચ્યો પછી—

तत प्रवृत्तो मे विमर्श.। यदुत किमेषा भगवती जल्पतीति। ततश्चोहापोहमार्गेण गवेपण कुर्वतो मे समुत्पन्न जातिस्मरण । स्मृता गुणधारणावस्था । ततस्तदनुसारेण वर्धमानशुभाध्यवसायस्य मे समागत सद्बोधवयस्यो विनिर्जित्यात्मप्रतिपक्षमवधिज्ञानावरणं तद्‌बलेन दृष्टा मयासख्येया द्वीपसमुद्रा । विलोकितोऽसख्येय एव भवप्रपञ्च , प्रादुर्भूत सिंहाचार्यकालाभ्यस्त चतुर्दशपूर्वपर्यन्तं सहातिशयै समस्तश्रुत, आकलित परिस्फुट इव निर्मलसूरिनिवेदित समस्तोऽप्यात्मसंसारविस्तार । तदारात् पुनरसख्येयतया दृष्ट साक्षादेव निजपरिभ्रमणवृत्तान्त'। तत पूर्वोक्तेन कारणेन विरचय्येत्थं तस्कररूपतया बहिरपि विडम्ब्यमानमात्मानं समागतोऽहमिह समं महाभद्रया । तदारात्प्रतीत एव ते मदीयव्यतिकर ।

આ વાક્યમા શ્રુતજ્ઞાનની હદ કેટલી હોય, આત્મપ્રત્યક્ષ અવધિજ્ઞાનનો કેટલો વિષય હોઈ શકે, જાતિસ્મરણ જ્ઞાનમા વધારેમા વધારે કેટલા ભવ યાદ આવે એ મ બ ધી શાસ્ત્રશૈલીને બરાબર અનુસરી અસ ખ્ય ભવની વાતો કરવા માટે અવધિ અને જાતિસ્મરણની યોજના કરી છે તેના વડે અસ ખ્ય દ્વીપસમુદ્ર જોયા છે અને નિર્મળસૂરિને ખાસ ર ગભૂમિ પર અન ત કાળની વાતો યાદ કરાવવા લાવવા પડ્યા છે ( પ્ર. ૮ પ્ર ૬ ) આ યુક્તિદ્વારા અન તકાળને મ કલિત કર્યો છે બીજી પણ અન ત કાળની વાતો થોડા કલાકમા કરવા માટે એક વધારે યુક્તિ કામે લગાડી છે આગળ વાચો ( એ જ પૃષ્ઠ પર )

ततो भद्रे सुललिते' मदनमञ्जरीयमिति प्रसर्पितस्नेहतन्तुना, अत्यन्तमुग्धेयमदृष्टपरमार्था वराकीति सञ्जातकरुणातिरेकेण सर्व-

ऽऽगमगोचरबहुमानेन क्लिष्टकर्मविलयतो भवत्वस्यास्तपस्विन्याः प्रतिबोध इति भगवतोऽस्य सदागमस्य पादप्रसादादखिलं मयेदमवधारितमिति सदागमे बहुमानमुत्पादयता संक्षेपेणाप्यनन्ततया षण्मासीककथनीयो भगवन्माहात्म्यादेव प्रहरत्रयेणैव निवेदितोऽयमगृहीतसङ्केते इत्युल्लपता मया कुतूहलपरायै भवत्यै स्वयमपि संवेगोपात्तेन समस्तोऽप्यात्मभ्रमणप्रपञ्चः ।

અગૃહીતસંકેતાને ઉદ્દેશીને, એ મદનમંજરી હોવાથી એના ઉપર પ્રેમ લાવીને અનુસુંદર ચક્રવર્તી ચોરને રૂપે કહે છે કે–આખી વાર્તા જે રૂપે કહેવાઈ છે તે કહેતાં છ માસ થાય તે સદાગમની કૃપાથી ત્રણ પહોરમાં–નવ કલાકમાં પૂરી કરી. એટલે કે પૃ. ૩૦૦ થી ૨૦૦૪ સુધીની વાર્તા નવ કલાકમાં કહી. આ રીતે આખી વાર્તા નવ કલાકમાં કહેવાઈ છે. સદાગમની કૃપાની બાબતનો સ્વીકાર કરવામાં સંકોચ થાય તેમ નથી. એક વાર્તા સપાટાબંધ કહેવામાં આવે તો સમય ટૂંકો થાય છે, પણ ૧૭૦૦ પૃષ્ઠ ભાષાંતરનાં રોકે તેટલો કથાવિભાગ નવ કલાકમાં વાંચી શકાતો પણ નથી, બોલવાનાં તો એક અક્ષર પછી જ બીજો અક્ષર બોલાય એટલે વધારે વખત લાગે છે. એ વાત ગમે તેમ બની હોય તે અત્ર વિચારવાની જરૂર નથી, પણ એક વાત બહુ અગત્યની અત્ર નીકળે છે અને તે એ છે કે અનંત કાળની વસ્તુને ઘણા મર્યાદિત સમયમાં ચિત્રપટ પર રજૂ કરવામાં લેખકશ્રીએ જાતિસ્મરણજ્ઞાન, અવધિજ્ઞાન અને નિર્મળકેવળીમહારાજનો ઉપયોગ કર્યો છે. એમ જો ન કરવામાં આવે તો આ ચિત્ર અશક્ય હતું. જાતિસ્મરણમાં પણ અમુક જ ભવો દેખી શકાય, પણ અનંત કાળનું જ્ઞાન કૈવલ્ય વગર અશક્ય છે. આ શાસ્ત્રસંપ્રદાયની વાતનો વિરોધ ન આવે તેવી રીતે અનંતકાળની વાત સંસારીજીવના મુખમાં મૂકી છે અને સદાગમની કૃપાથી નવ કલાકમાં કહી છે. આપણે છ માસ માનીએ તો પણ વાતને એવી ટૂંક સમયમાં લાવવાની ખાસ જરૂર કળાની નજરે તેમને લાગી જણાય છે એટલે તેના 'માહાત્મ્ય' ની વાર્તા પણ કરી નાખી.

આવી રીતે અનંત સમયને ગૂંથવામાં તેમણે કળા વાપરી છે, અને તે કળા ઉપરના વાક્યમાં બરાબર વ્યક્ત થાય છે.

ખૂદ કથામાં સમયવિધાન ચાલુ પદ્ધતિએ હોઇ તે સબંધમાં ખાસ ધ્યાન ખેંચવા જેવું લાગતું નથી ચાલુ રીતે પ્રત્યેક પ્રસ્તાવને પરસ્પર સ્વતંત્ર ગણીએ તો પછી ખાસ વિચારણીય નૂતનતાનો પ્રશ્ન રહેતો નથી



## ૪. મહાન સત્યો : અર્થાંતરન્યાસો—

શ્રી સિદ્ધર્ષિની લેખનકળામાં અનુભવના પરિણામો બહુ સુંદર, તલસ્પર્શી અને યોગ્ય શબ્દોમાં મૂકાયા છે પ્રાચીન લેખકોની શૈલીમાં એ એક પ્રમાદ હતો કે તેઓ પોતાના અનુભવના ઉદ્દગારો બહુ સચોટ ભાષામાં મૂકતા અને એ સત્યો એવા હોય કે એમાં અપવાદ ન સંભવે એવા કહેવત જેવા થઇ ગયેલા પ્રસંગોને **અર્થાંતરન્યાસ અલંકાર** કહેવામાં આવે છે આવા મહાન સત્યો અને નવ કલાકમાં અનુભવના ઉદ્દગારો આખા ગ્રંથમાં એટલા છે કે એનુ પત્રક આપવું અશક્ય છે ભાષાંતરમાં તે વણ ખરું બ્લાક-જાડા અક્ષરથી છાપ્યા છે બહુ થોડા નમૂના અત્ર રજૂ કરી બાકીનું ગ્રંથવાચન પર છોડીએ એ વાક્યોને **ઉપયુક્ત** (પ્રસંગને અનુરૂપ) વાક્યો કહેવામાં આવે છે

> प्रस्तावरहितं कार्यं नारभेत विचक्षण ।
> नीतिपौरुषयोर्यस्मात्प्रस्ताव कार्यसाधक ॥

ડાહ્યો માણસ અવસર વગર કોઇ પણ કામ કદી શરૂ કરતો નથી, કારણ કે નીતિ અને પુરુષત્વનો અવસર જ બરાબર કામ સાધી આપે છે ( પ્ર. ૫ પ્ર ૧૯ પૃ ૧૩૦૬ )

> यत्कृत्यं सदनुष्ठानं तन्न कुर्वन्ति मूढका ।
> वारिता अपि कुर्वन्ति पापानुष्ठानमञ्जसा ॥

મૂઢો કરવા યોગ્ય સારું અનુષ્ઠાન કરશે નહિ અને તેમને વારશો-અટકાવશો તો પણ પાપ અનુષ્ઠાન જરૂર કરશે ( પૃ ૧૨૪૭ )

> समानशीलव्यसनेषु सख्यम्

સમાન વર્તન અને સરખા વ્યસનવાળાને જ દોસ્તી થાય છે ( ૩-૧૯. ૫૨૫ )

मरिष्यामो मरिष्याम इत्येवं भावनापराः ।
मुधैव जीवितं हित्वा म्रियन्ते सत्त्ववर्जिताः ॥

મરી ગયા, મરી ગયા–એવા વિચારથી ભય પામ્યા કરનારા જીવો સત્ત્વ વગરના થઈને નકામા જીવનનો પણ ત્યાગ કરી બેસે છે. ( ૪–૧૫. ૮૭૪ )

यदा येनेह यल्लभ्यं शुभं वायदि वाशुभम् ।
तादवप्नोति तत्सर्वं तत्र तोषेतरौ वृथा ॥

પ્રાણીને જ્યારે આ દુનિયામાં અમુક વસ્તુ પ્રાપ્ત થવાની જ હોય છે તે વસ્તુ સારી અથવા ખરાબ ગમે તેવી હોય પણ તે વખતે તે તેને જરૂર મળે છે; માટે તે સંબંધમાં સંતોષ ધારણ કરવો કે અસંતોષ ધારણ કરવો એ તદ્દન નકામો છે. ( ૪–૪. ૭૩૬ )

भयं हि तावत्कर्तव्यं यावद्न्तो न दृश्यते ।
प्रयोजनस्य तत्प्राप्तौ प्रहर्तव्यं सुनिर्भयैः ॥

જ્યાં સુધી આપણા કામનો છેડો ન દેખાય ત્યાં સુધી જ બીક રાખવી, પણ જો એક વખત પ્રયોજન જ પ્રાપ્ત થઈ જાય તો પછી જરા પણ બીક રાખ્યા વગર ઘા કરી નાખવો ( ૮–૯. ૧૯૪૩ ).

प्राप्य चिंतामणिं नैव नरो दारिद्र्यमर्हति ।

એક વાર ચિંતામણિ રત્ન પ્રાપ્ત થઈ જાય પછી તેને દળદર પ્રાપ્ત થતું જ નથી. ( ૫–૧૦. ૧૨૧૭ )

भवत्येव हि सद्गुरूणामपि निष्फलतया
कुपात्रगोचरो महाप्रयासश्चित्तखेदहेतुः ।

કુપાત્ર પ્રાણીને ઉપદેશ આપવા માટે મોટો પ્રયાસ કર્યો હોય છતાં તે નિષ્ફળ થતો જણાય ત્યારે સદ્ગુરુને પણ ચિત્તમાં તે ખેદનું કારણ થાય છે. ( ૨–૫. ૨૮૨ )

सर्वं सत्त्वे प्रतिष्ठितम् ।

સર્વ બાબતનો આધાર સત્ત્વ ઉપર છે. ( ૫–૨. ૧૧૯૦ )

विचित्ररूपाः प्राणिनां चित्तवृत्तयः ।

પ્રાણીઓની ચિત્તવૃત્તિ વિચિત્ર પ્રકારની હોય છે (૬–૩ ૧૪૯૩)

सर्वं हि महतां महत् ।

મોટાનું સર્વ મોટું જ હોય છે (૮–૧૦ ૧૯૬૧)

यो हि दद्यादपात्राय संज्ञानममृतोपमम् ।
स हास्य· स्यात् सतां मध्ये भवेच्चानर्थभाजनम् ॥

જે અમૃત સમાન જ્ઞાનને યોગ્ય ન હોય તેવા કુપાત્રને જ્ઞાન આપે છે તે લોકોમાં હાસીને પાત્ર થાય છે અને અનર્થ સહન કરવાને લાયક બને છે (૪–૨ ૭૧૯)

आत्मस्तुति· परनिन्दा पूर्वक्रीडितकीर्तनम् ।
विरुद्धमेतद्राजेन्द्र ! साधूनां त्रयमप्यलम् ॥

પોતાના વખાણ, પારકાની નિન્દા અને પૂર્વ કાળમાં પોતે ક્રીડા કરી હોય તેની કથા સાધુને કરવાની મનાઇ છે (૪–૬ ૭૬૧)

सर्वं दु ख परायत्त सर्वमात्मवश सुखम् ।
वहिश्च ते पराधीन स्वाधीनं सुखमात्मनि ॥

જેમાં પારકા ઉપર આધાર રાખવો પડે તે સર્વ દુ ખ છે અને પોતાને કબજે હોય તે સર્વ સુખ છે, બહારનું તે પરાધીન છે, પોતામાં હોય તે સ્વાધીન છે (૮–૭ ૧૭૪૬)

को हि हस्त विना भुङ्क्ते पुरोवर्त्यपि भोजनम् ॥

પાસે ભોજન આવીને પડેલું હોય તો પણ જો પ્રાણી પોતાનો હાથ ન ચલાવે તો ભોજન ખાઈ શકતો નથી (૭–૬ ૧૭૦૧)

આવા દાખલાઓ વધારે ટાકવા હોય તો ઓછામાં ઓછા પાંચસો નીકળી આવે કહેવાની મતલબ એ છે કે લેખક પોતે ઘણા અનુભવી, પોતે દુનિયાને સારી રીતે જોયેલી અને જોયેલ વાત મ ગ્રહી બતાવી શકે તેવી આવડતવાળા છે એટલે એમના આખા ગ્રંથના અનુભવના ઉદ્ગારો અને મહાન સત્યો ઠામ ઠામ નજરે પડે છે અને તે એવી સારી રીતે વહેંચાઇ ગયેલા છે કે જ્યારે વાંચીએ ત્યારે

અપૂર્વ આહ્‌લાદ બતાવ્યા વગર રહે નહિ. આવાં સત્યો સામાન્ય લેખક લખી શકતા નથી અને લખે તો અન્યના ઉતારા અથવા પર્યાય શબ્દો હોય છે. મૌલિકતા એ તદ્દન જુદી જ ચીજ છે અને આ મહાન સત્યોની બાબતમાં પણ બીજી અનેક બાબતની પેઠે ગ્રંથકર્ત્તાની મૌલિકતા જરૂર જણાઇ આવે છે.

આવાં વચનોનો કાંઇક સંગ્રહ શેઠ દેવચંદ લાલભાઇ સીરીઝવાળી ઉપમિતિની છાપેલી પ્રતમાં ઉપોદ્‌ઘાતમાં નાના પાયા પર થયો છે તે યોગ્ય છે. પણ એવા ઉપયુક્ત વચનો આખા ગ્રંથમાં એટલા છે કે એનો એક જુદો સંગ્રહ જ થાય. અત્ર તેનો સંગ્રહ કરવાનો ઉદ્દેશ નથી, નિર્દેશ લેખકની કળાવિશિષ્ટતા અને મૌલિકતા બતાવવાનો છે. કોઇ સહૃદય વાંચનારે મૂળ અને અવતરણ પરથી એવો સંગ્રહ કરી ભાષાંતર સામે જ હોય તે રીતે છપાવી પ્રસિદ્ધ કરવા યોગ્ય છે.

કળાની નજરે આવાં મહાન સત્યોનો ઉપયોગ ઘણો મોટો છે. એક હકીકત કથારૂપે કહી જવી તે અન્ય વાત છે અને તેની સાથે ત્રણ કાળમાં અબાધિત સત્યોને સંકળી લેવા એ તદ્દન જુદી વાત છે. કથા વાર્તા કરવામાં ખાસ કળાનો ઉપયોગ નથી, પણ અનુભવના પરમ સત્યોને અતિ સંક્ષેપમાં મૂકવા એમાં બહુ વિશાળ જ્ઞાન, અવલોકન અને ભાષા પરના કાબૂની જરૂર પડે છે. શ્રી સિદ્ધર્ષિની કળા આ મહાન સત્યોને અંગે અસાધારણ છે અને પ્રત્યેક સત્યો આરપાર નીકળે તેવા ચોખ્ખા અને સચોટ છે. મહાન લેખક અને કળાકાર તરીકે શ્રી સિદ્ધર્ષિને ચિતરવા માટે આ એક જ હકીકત બહુ અગત્યની ગણાય.

આ મહાન સત્યોની બાબતમાં તેના અંતરમાં નીચેની વિગતોનો સમાવેશ થાય છે.

( a ) જનોક્તિ. ( Proverbs. )

( b ) લોકવાદ. ( Generalizations. )

( c ) અર્થાન્તરન્યાસો.( Universal truths.)

( d ) અનુભવના ઉદ્‌ગારો. ( ઉપદેશની પદ્ધતિએ. )

( e ) મહાન ઉપદેશો. ( આચાર્યાદિના મુખે. )

આ સર્વના એકડા દાખલાઓ મળશે અને પ્રત્યેકમા મૌલિકતા, નૂતનતા અને કળા દેખાશે એ શોધવાનો પ્રયાસ કરવામા પણ ભારી મજા છે, મોજ છે, જ્ઞાનચર્ચા છે આ અતિ આનંદદાયક વિષયની શોધ ઉદ્યોગી વાચક ઉપર ગણી કળાકાર તરીકેના બીજા મુદ્દા તરફ વળીએ

## ૫ અવાંતર કથાઓ—

શ્રી સિદ્ધર્ષિ ગણિને પ્રત્યેક આશ્રવ, ઇંદ્રિય અને મનોવિકારને ચર્ચવા હતા, એમના અનિષ્ટ પરિપાકો બતાવવા હતા, એટલા માટે તેઓએ અવાતર કથાઓનો ખૂબ ઉપયોગ કર્યો છે વાર્તામાથી વાર્તા અને તેની અદર વાર્તાની પદ્ધતિ તેમણે સ્વીકારી પોતાનુ કાર્ય કર્યું છે એમ ન કરે તો એમનો અનંત વિષય હોઈ તેઓ પોતાનુ કાર્ય પાર પાડી શકે તેમ નહોતુ, આથી તેમને અવાતર કથાઓનો ઉપયોગ કરવાની જરૂર જ હતી એને અગે તેઓએ નીચેની કથાઓ કહી છે

૧ સર્વથી મુખ્ય તત્ત્વ તરીકે તેમણે પાચે ઇંદ્રિયોની કથા કરવા સારુ લબાણ અંતરકથાઓ જોડી પ્રત્યેક ત્રીજા–ચોથા–પાચમા–છઠ્ઠા અને સાતમા પ્રસ્તાવને દીપાવ્યો અને તે માટે નીચેની કથા કરી

(a) ત્રીજા પ્રસ્તાવમા **સ્પર્શન**નુ સ્વરૂપ બતાવવા બાળ, મધ્યમ અને મનીષીની કથા કહી ( પ્ર. ૩ થી પ્ર. ૧૮ સુધી ) એ કથા વિદુરના મુખમા મૂકી અને સંસારીજીવ નંદિવર્ધનને સાભળી એમા અકુશળમાળા, સામાન્યરૂપા અને શુભસુંદરીને યોગિની જેવી શક્તિવાળી બતાવી અને પ્રતિબોધકાચાર્યને કથાસ્વામી બતાવ્યા, ત્યારે ઉદ્યાન મોહવિલય બન્યુ

(b) ચોથા પ્રસ્તાવમા **રસના**નુ સ્વરૂપ બતાવવા લલિત ઉદ્યાનમા વિચક્ષણ ને જડનુ ચરિત્ર કહેતા પ્રકર્ષ અને વિમર્શને ભવચક્રનગર તરફ મોકલી અદ્ભુત નવલકથા કહી દીધી એમા બુદ્ધિદેવીનો

ભાઈ વિમર્શ અને દીકરો પ્રકર્ષ કમાલ કરે છે. એમાં ચિત્તવૃત્તિ અટવી અને સાત્ત્વિકમાનસપુર પ્રધાનસ્થાને આવે છે અને વિચક્ષણ પોતે જ આચાર્ય—સ્વામી બને છે. એ આખી વાર્તા રિપુદારણના પિતાને કહી ત્યારે રિપુદારણ બાજુમાં બેઠો હોય એમ જણાય છે. ( પ્ર. ૪. પ્ર. ૩૯. પૃ. ૧૧૧૫. )

(c) પાંચમા પ્રસ્તાવમાં **ઘ્રાણનું** સ્વરૂપ બતાવવા બુધ અને મંદનું ચરિત્ર બુધાચાર્ય કહી સંભળાવે છે ( પ્ર. ૧૭–૧૮–૧૯. ) એ ચરિત્ર વિમળને ઉદ્દેશીને કહ્યું ત્યારે સંસારીજીવ—વામદેવ હાજર હતો. ( પૃ. ૧૩૨૭. )

(d) છઠ્ઠા પ્રસ્તાવમાં **દૃષ્ટિનું** સ્વરૂપ બતાવતાં છ પ્રકારના પુરુષો પૈકી બીજા અધમ નામના પુરુષનો ઉપયોગ કરી ઘણી ટૂંકી હકીકતદ્વારા માત્ર એક જ પ્રકરણમાં ( પ્ર. ૧૨ ) એ ચરિત્ર પૂરું કરી દે છે. સંકેત સમજી ગયેલા શ્રોતા પાસે નકામી વાતો ન કરવાનો આ નમૂનો છે.

(e) સાતમા પ્રસ્તાવમાં **શ્રુતિ** ઇંદ્રિયના સ્વરૂપમાં કોવિદ અને બાલિશની કથા રસથી કરે છે. આમાં પૂરું એક આખું પ્રકરણ પણ લીધું નથી; ( પ્ર. ૧૨. ) છતાં કિન્નરમિથુનના ગાન વાંચનારને કાનમાં પણ વાગ્યા વગર નહિ રહે.

એ પાંચે કથા વખતે મૂળ પુરુષ મુખ્ય પાત્ર ( Hero ) હાજર છે અને તેણે જે સાંભળ્યું હતું તે તે કહી બતાવે છે. આ રીતે એ કથાઓ તેના મુખમાં મૂકીને તેમને પ્રસ્તુત બનાવી છે.

૨. મિથુનદ્વય અંતરકથા ( પ્ર. ૩. પ્ર. ૬ અને ૭ ) કોઈ બાબતમાં વહેમ પડે તો સમય પસાર કરવો. સમય સર્વ ગુંચવણનો નીકાલ કરી આપે છે.

૩. ભૌતાચાર્ય કથા. ( પ્ર. ૪. પ્ર. ૧૦ ) કથા ચાલતી હોય ત્યારે તેનો કોઈ ભાગ ન સમજાય તો તુરત ખુલાસો પૂછી લેવો જેથી કાંઈ ગોટાળો ન થાય. પ્રકર્ષના મુખ પરથી લાગ્યું કે વિમર્શ કથા કહેતા હતા ત્યારે ભાણેજ ચૂપ હતો એટલે આ મજાની અંતરકથા તેની જાગૃતિ માટે કહી.

૪ વેલ્લહલ કથા ( પ્ર. ૪ પ્ર ૧૦ ) અકરાતીઆ રાજકુમારની કથા કહી તે પરથી ચિત્તવૃત્તિ અટવી આદિનુ આતર બાહ્ય સ્વરૂપ અને તેની વિગતો સમજાવી

૫ બાઠરગુરુ કથાનક ( પ્ર. ૫ પ્ર ૧૫ ) મહામોહાદિને યથાસ્વરૂપે જાણવા છતા લોકો શા માટે યોગ્ય રસ્તો લેતા નહિ હોય તેવા પ્રશ્નના જવાબમા બુધસૂરિ ધવળરાજ પાસે આ બહુ સુદર વાર્તા કહે છે એની ચારે પાડાની ભીખ, મૂળમા પ્રકરણમા તેનો ઉપનય અને પછી તે ૮ પ્રકરણમા ઉત્તરકથા ખાસ ધ્યાન ખેચવા લાયક છે.

૬ ષડ્પુરુષકથાનક ( પ્ર. ૬ પ્ર ૧૦ થી ૧૫ ) અતરગ લોકોનું પરિબળ બતાવનાર આ અદ્ભુત કથા છે એને બીજી રીતે અન્ય સાધુએ જુદી પણ લખી છે ( જુઓ પૃષ્ઠ ૧૫૫૭ ની નોટ ) આ ચરિત્ર અનેક રીતે અને અનેક દૃષ્ટિબિન્દુથી વિચારવા યોગ્ય છે. એ પર આગળ પાછળ આ ઉપોદ્ઘાતમા નોટ આવશે

૭ છ મુનિના વૈરાગ્ય પ્રસગો એ છએ કથાઓ ૮ છે ( પ્રસ્તાવ સાતમો ), તેમા પણ નીચેની અવાતર કથાઓ ખાસ નોધવા લાયક ગણાય

( a ) પાચ કુટુબીઓનુ ભોજન ( પ્ર. ૭ પ્ર ૫ )

( b ) ચાર વ્યાપારી કથાનક ( પ્ર. ૭ પ્ર ૬ ૭ )

( c ) મસાર બજાર ( પ્ર. ૭ પ્ર ૮ ૯ )

૮ વૈદ્ય કથાનક ( પ્ર. ૮ પ્ર ૨૦ ) ધ્યાનયોગની વિશિષ્ટતા, અનુષ્ઠાનોની ભિન્નતા અને ભેદ હોવા છતા સર્વ દર્શનોની સાધ્ય એકતા પર અતિવિશાળ બુદ્ધિનુ દૃષ્ટાન્ત છતા એ દ્વારા જૈનદર્શનની વ્યાપકતાસિદ્ધિ

એ તો મુખ્ય અવાતર કથાઓ થઈ તેમા કથામા કથા અને તેની અદર કથાઓ આવે છે કોઈ કોઈ વાર આ હકીકત લક્ષ્યમાં ન રહે તે સારુ નોટમા કયા કીએ તે જણાવવુ પડ્યુ છે આદરેલી કોઈ પણ કથા લેખક અધૂરી છોડી નથી, કોઈ કથા અદર અદર ઘુચવાઈ ગઈ નથી અને કોઈ પણ પાત્રને અન્યાય થયો લાગતો નથી.

એ ઉપરાંત સાત વ્યસનીની વાતો ચોથા પ્રસ્તાવમાં કહી છે તેને એક રીતે અંતરકથા કહી શકાય, પણ હું એને અંતરકથામાં ગણતો નથી. એ તો ભવચક્રના કૌતુકોમાં વાર્તાના પ્રવાહમાં જ આવી જાય છે.

વાર્તાઓમાં અંદર અંદર નાનું દૃષ્ટાન્ત આવે તેને આમાં ગણવામાં આવતું નથી. અત્ર વક્તવ્ય મુખ્ય અવાંતર વાર્તાને અંગે છે.

એમાં લેખકની કળા એ છે કે એ પોતાનો કહેવાનો મુદ્દો ટૂંકા શબ્દોમાં કહી દે છે અને કોઇ પણ વિષયને નિરસ થવા દીધા વગર એ પોતાની હકીકત કહ્યે જાય છે અને મૂળ વાર્તાને જરા પણ ક્ષતિ ન આવે તે પ્રકારે એ વાર્તામાં વાર્તા અને તેમાં વાર્તા કરી પાછો સર્વનો મેળ મેળવી શકે છે. એક દાખલો આપી આ વિષય પૂરો કરીએ.

ચોથા પ્રસ્તાવમાં (પ્ર. ૧૦) શાંતિશિવ–લૌતાચાર્યની કથા ચાલે છે. શાંતિશિવને જ્યારે એનો શિષ્ય કોરડા મારતો હતો અને આચાર્ય આરડતા હતા (પૃ. ૮૧૬) ત્યારે આપણે ક્યાં છીએ એ વિસરી ન જઇએ. એ વાત પ્રકર્ષને જાગૃત કરવા વિમર્શ કહે છે, એ આખી વાર્તા રસનાનો ખેલ બતાવવા-વિચક્ષણસૂરિ નરવાહન રાજા સમક્ષ કહે છે, એ આખી વાર્તા સંસારીજીવ સદાગમ સમક્ષ કહે છે. પ્રથમ વાતનો મેળ એ પ્રકરણને અંતે મળે, બીજી વાતનો એ પ્રસ્તાવના ૩૮ મા પ્રકરણમાં મળે અને ત્રીજી વાતનો આઠમા પ્રસ્તાવના દ્વિતીય વિભાગમાં મળે. આવી રીતે લેખકે લાંબી વાતા કરી છતાં કોઇ પણ જગ્યાએ ઘુંચવણ કે ગોટાળો થયો નથી. કળાની દૃષ્ટિએ વાર્તાના કહેનાર તરીકે દૃષ્ટાન્તથી વાર્તા ખીલવવાની પ્રણાલિકા હિંદમાં પ્રચલિત છે અને એ પદ્ધતિ બહુ ઉપયોગી અને પરિણામ ઉત્પન્ન કરનાર ગણાય છે. મુખ્ય આધાર તો કથા કહેનાર પર રહે છે.

શ્રી સિદ્ધર્ષિની અવાંતર કથાઓ સચોટ, મુદ્દાસરની અને ભાષાની પસંદગીમાં ઉત્તમોત્તમ જણાઈ છે. તેઓ પોતાને કહેવાનો વિષય બરાબર ઝળકાવી શકતા હતા, નચાવી શકતા હતા અને વાતને જમાવી શકતા હતા. કળાની દૃષ્ટિએ અવાંતર કથાઓનો ઉપયોગ અને પ્રયોગ તેઓ સફળ રીતે કરી શક્યા છે.



## ૬. મનુષ્યના પ્રકાર—

આ મુદ્દા પર નીચેની હકીકતો વિચારવા યોગ્ય મને માલૂમ પડી છે. તેના નામનિર્દેશ કરી બાકીની હકીકત વાચનારના વિચાર પર છોડીશ.

૧ ઔષધના અધિકારી જીવોના ત્રણ વિભાગ પાડ્યા **સુસાધ્ય, કૃચ્છ્રસાધ્ય, અસાધ્ય,** ( પીઠબંધ વિભાગ ૩૦ પૃ ૩૪–૩૫ ) ઉપનય ( પીઠબંધ પૃ ૧૭૫–૮૦ ) ઘણુ મનન કરીને સમજવા યોગ્ય આ હકીકત છે એના અધિકારનિર્ણયનો પ્રબંધ અદ્ભુત છે આ આખો વિચાર કળામય છે અને સાથે ખૂબ બોધક છે એ આખ ઉઘાડનાર છે અને સાથે મહાકવિને ઝેબ આપે તેવો ચિતરાયો છે

૨ ત્રણ કુટુંબો ( પ્ર. ૩ પ્ર ૩૨ ) **બે અંતરંગ** કુટુંબો અને **એક બાહ્ય.** અંતરંગ કુટુંબ સ્થિર છે અને બન્ને અંદર લડ્યા કરે છે બાહ્ય કુટુંબ અસ્થિર અને ફરતુ અંદરના કુટુંબમાથી એકને પોષવાની અને બીજાને દૂર કરવાની જરૂર અને તે પ્રમાણે કરીને ત્રીજા બાહ્ય કુટુંબનો ત્યાગ કરવાના પરિણામ દીક્ષા સબંધી અત્યારે ચર્ચાતા સવાલ પર સ્પષ્ટ પ્રકાશ નાખનાર આ અતિ મહત્ત્વનુ પ્રકરણ મનુષ્યસ્વભાવને ખરા આકારમા ચિતરે છે.

૩ **ચાર પ્રકારના પુરુષો** (પ્ર. ૩ પ્ર ૧૨) એક ઇંદ્રિયને અંગે ( સ્પર્શન ) મનુષ્યો વર્તન કેવા પ્રકારનુ કરે છે તે પર ભવજતુ, મનીષી, મધ્યમબુદ્ધિ અને બાળના ચરિત્ર ઉપરથી **ઉત્તમોત્તમ, ઉત્તમ, મધ્યમ** અને **જઘન્ય** પુરુષ પર પ્રખર વિવેચન આ આખુ પ્રકરણ ઘણુ સુદર ચિતરાયુ છે, અકુશળમાળા, સામાન્યરૂપા અને શુભસુદરી એમા કમાલ કરે છે અને ભવજતુનુ વર્તન આશ્ચર્યમુગ્ધ કરે છે

૪ **ષટ્પુરુષકથાનક** છઠ્ઠા પ્રસ્તાવના પ્રકરણ ૧૦ થી ૧૫, એમા **નિકૃષ્ટ, અધમ, વિમધ્યમ, મધ્યમ, ઉત્તમ** અને **વરિષ્ઠને** એક એક વર્ષનુ રાજ્ય આપી તેમણે તે રાજ્ય કેવી રીતે ભોગવ્યુ અને પરિણામે બાપા કર્મપરિણામે એમને વર્ષની આખરે શુ કર્યુ એ હકીકત મનુષ્યપ્રકાર બતાવવામા ભારે કળા બતાવે છે એ છ પ્રકાર એવા વિશાળ છે કે એમા કોઇ મનુષ્ય બાકી રહેતો નથી

ઉપરાંત ચારિત્રરાજ અને મોહરાજના યુદ્ધો, નાની પજવણીથી છેવટની ખૂનખાર લડાઈ, બન્નેના સલામંડળો અને માંડવાઓ એ સર્વ મનુજગતિમાં રાખીને મનુજગતિની મહત્તા બતાવી છે અને એનો ઉપયોગ ન આવડે તો ત્યાંથી પાપીપિંજર (નારક) સ્થાનમાં કેવી રીતે જવું પડે છે એ બતાવી મનુષ્યોને તેમના યોગ્ય સ્થાન આપ્યું છે.

મનુષ્યોના આ પ્રકારો ચિતરવા ઉપરાંત તેમના દરેક પાત્ર મનુષ્ય-સ્વભાવની વિચિત્રતા, નવ્યતા, વિશિષ્ટતા, અને અધમતા બતાવનાર છે.

આ સર્વમાં શ્રી સિદ્ધર્ષિ ગણિએ બહુ જબરી કળા વાપરી છે. ઉપરના દરેક પાત્ર પર અત્ર વિવેચન કરવું પ્રસ્તુત ગણાય, પણ બિનજરૂરી છે. વાંચનાર ગ્રંથમાં પ્રવેશ કરે એટલે એને પોતાને જ આ સર્વ બાબતનો ખ્યાલ આવી જવો જોઇએ અને આવશે એવી કળાપૂર્ણ રચના શ્રી સિદ્ધર્ષિ ગણિની છે.

આ સર્વ બાબતો ઉપરથી કળાકાર તરીકે શ્રી સિદ્ધર્ષિ કેવું મહાન સ્થાન ભોગવે છે તે પર જરૂર ખ્યાલ આવશે. એમણે કળા તાણીખેંચીને વાપરી નથી, પરાણે ઠસાવી નથી, પણ એના લેખમાં જ એવો ચમત્કાર છે કે એમાં કળા સર્વત્ર ડોકિયાં કર્યા જ કરે. મનુજગતિને પ્રાધાન્ય આપવામાં જે લેખકે કળાવિધાન કર્યું હોય તે પછી કળાને પૂરતો અવકાશ આપ્યા વગર કેમ રહે ?

આ રીતે પાત્રાલેખનમાં કળા છે, સ્થાનનિર્માણ અને વર્ણનમાં કળા છે, સમયનિર્ણયમાં કળા છે, મહાન સત્યો ભારે કળાથી બતાવ્યા છે અને મનુષ્યગતિને ખૂબ અપનાવવામાં ભારે કળા વાપરી છે. આ ઉપરાંત કળાકાર તરીકે એમની ઘણી બાબતો બતાવી શકાય તેમ છે. જેમનો વિષય અનંત વિશ્વ અને અંદરના સર્વ ભાવો હોય તે આવું પુસ્તક કઈ રીતે લખે એ જ મોટો પ્રશ્ન છે, પણ જ્યારે એના પ્રત્યેક પ્રસંગમાં કળા દેખાય ત્યારે માત્ર સમુચ્ચય દર્શન કરાવી બાકી વિદ્વાન વાચકની શોધ પર છોડવું એ જ યોગ્ય છે.

હવે કેટલીક પ્રકીર્ણ—પરચુરણ બાબતો પર વિવેચન કરી ઉપોદ્ઘાતનો આ વિભાગ પૂરો કરીએ.

---

V

# પ્રકીર્ણ

## ૧. અનુસુંદર : ઐતિહાસિક કે કલ્પિત ?

આ એક ઘણો અગત્યનો પ્રશ્ન છે કથાનાયક સંસારીજીવ ઐતિહાસિક પાત્ર છે કે શ્રી સિદ્ધર્ષિની કલ્પનાથી ઉપજાવી કાઢેલ પાત્ર છે તે શોધવા માટે પ્રથમ જ ઘણા પ્રસંગો પ્રાપ્ત થાય છે નીચેના મુદ્દા વિચારવાથી આ સવાલ પર પ્રકાશ પડશે

લગભગ પ્રત્યેક પ્રાણીનું જીવન જુદા જુદા પ્રકારનું હોય છે, પ્રત્યેકનો વિકાસ અલગ હોય છે જેમ બે પ્રાણીના મુખ કે અવાજ એક સરખા હોતા નથી તેમ પ્રત્યેકનો જીવનક્રમ પણ અલગ જ હોય છે આપણે બાવન પાનાનો ગંજીપો અનેક વાર રમ્યા હોઇશું, છતા પ્રત્યેક વખત પાનાની ગોઠવણ એવી જુદી જુદી આવે છે કે એક વખત ગોઠવેલ બાજી બીજી વાર આવતી નથી જ્યારે બાવન પાનામા આટલી ચિત્રવિચિત્ર યોજના થાય છે ત્યારે અનંત પ્રાણી, અનંત સ્થાનો, અનંત ભાવો અને અનંત કાળની નજરે એના પરિવૃત્તો ( permutations ) કરીએ ત્યારે કાંઈ પાર આવે તેમ નથી એમા વળી પ્રાણીના અંદરના આશયો, મગજના ફાટા, સ્વભાવની નવીનતા, આશયની વિચિત્રતા વિગેરેની સાથે કઇકની શક્તિ, કઇકના ગોટાળા અને કઇકની તાબેદાર વૃત્તિ વિચારીએ ત્યારે પ્રત્યેક જીવન એટલે એક મોટું ચરિત્ર સમજવું પડે વાસ્તવિક રીતે આપણે જોઇએ છીએ તે નાટક જ છે અને મનમા ન બેસે તો પણ કબૂલ કરવું પડે તેમ છે કે આપણે પોતે એ મહાન નાટકના એક પાત્ર છીએ, કાળપરિણતિદેવીને પગલે આવડનારા છીએ, ભવિતવ્યતાના નચાવ્યા નાચનારા છીએ અને લાગ મળે ત્યારે અંદરનો ધણી જાગી જાય તો આગળ ધપનારા છીએ પણ આપણી પ્રત્યેકની જિંદગી જુદા પ્રકારની છે, આપણો વિકાસ અલગ પ્રકારનો છે, આપણા જીવનના પ્રસંગો જુદા જુદા ધોરણે રચાયલા છે અને પ્રત્યેક એક બીજાથી

જુદા તારવી શકાય તેવા હોઈ એક મહાઇતિહાસનું સ્થાન લે છે અથવા જીવનચરિત્રની ભૂમિકા પૂરી પાડે છે. એ ચરિત્ર કરુણામય કે પ્રેરણામય થાય, રસમય કે શોકમય થાય તે જુદી વાત છે; પણ પ્રત્યેક પ્રાણીનું ચરિત્ર અલગ છે અને તે ચરિત્ર પણ અનેક ઉપયોગી હકીકત પૂરી પાડે છે.

પ્રત્યેક જીવનમાં આટલો બધો વૈધર્મ્ય હોવા છતાં એમાં કેટલાક સર્વસાધારણ તત્ત્વો છે, એને સામાન્ય મધ્યમ કોટિના જીવન ગણવામાં આવે તો એમાં એક જાતની એકતા ચાલી આવશે એટલે કે પ્રત્યેક જીવનના વૈધર્મ્યમાં સાધર્મ્ય છે, બહુ ઊંચા પ્રકારનું સુસાધ્ય જીવન હોય તે મરુદેવા માતાના જીવની માફક દોડતું સિદ્ધ થઈ જાય અને અતિ અધમ જીવન હોય તે કાદવમાં રગદોળ્યા કરે અથવા ચક્કીમાં પીસાયા કરે, પણ જરાયે ઉન્નત થાય જ નહિ. આ અસાધ્ય અને સુસાધ્ય વર્ગના જીવોને બાદ કરતાં મધ્યમ પ્રવાહ પર અનેક જીવો હોય છે જેઓના ઉપર કામક્રોધાદિ અસર કરે ત્યારે તે નીચા ઊતરી જાય છે અને ત્યાગ, વૈરાગ્ય, પરોપકાર કામ કરે ત્યારે તે ઊંચે ચાલ્યા જાય છે. આવા જીવનાં જીવનવૃત્તો અલગ અલગ હોય છે, છતાં તેમાં એક પ્રકારની એકતા હોય છે. એ સ્વભાવમાં આવે ત્યારે આત્માનંદ કરે છે અને વિભાવમાં ચાલ્યો જાય ત્યારે ધન, સ્ત્રી ને પુદ્ગળાનંદમાં રસ લેતો થઈ જાય છે, એ કષાયને વશ પડે તો ક્રોધી, માની, કપટી, લોભી બની જાય છે અને એ ત્યાગ કરવા બેસે તો માસખમણે માસખમણે પારણા કરવા લાગી જાય છે. આવા પ્રકારની વૈધર્મ્યમાં એકતા બતાવવાનો શ્રી સિદ્ધર્ષિનો ઉદ્દેશ હતો. તેઓ પ્રત્યેક જીવનમાં ભિન્નતાની અંદર રહેલી એકતા બરાબર જોઈ શકતા હતા અને તે તેમને અનુસુંદરના ચરિત્રદ્વારા બતાવવી હતી.

મહાવિદેહના સુકચ્છ વિજયમાં આવેલી ક્ષેમપુરીમાં અહીં કહી છે તે પ્રમાણે વાર્તા કહેવાણી હશે કે નહિ, સુલલિતા અને મહાભદ્રા ત્યાં હશે કે નહિ અને ચક્રવર્તીએ ચોરનો વેશ કાઢ્યો હશે કે નહિ એ પ્રશ્ન ઉપરના મુદ્દાથી વિચારીએ તો લગભગ નકામો થઈ જાય છે. આખી દુનિયાનો પ્રપંચ બતાવવા માટે કોઈ વ્યક્તિગત જીવનું ચરિત્ર તો લખવું જ પડે. એમાં જેનું નામ આપ્યું હોય તે જ

નામનો જીવ હતો કે નહિ એવો પ્રશ્ન ન સભવે, પણ એમા જે વર્ણન કર્યું છે તે સર્વ જીવોને-ઘણાખરા જીવોને લાગુ પડતુ છે કે નહિ એ જ જોવાનુ રહે છે આ દૃષ્ટિથી વિચારતા ઉપરનો પ્રશ્ન અસ્થાને છે અનુસુદરના ચરિત્રદ્વારા મધ્યમ પ્રવાહના જીવોનુ ચરિત્ર સાધર્મ્યે નજરે અત્ર કથ્યુ છે હવે પુસ્તકમા આતરપુરાવા આ પ્રશ્નને અગે શા છે તે જોઈએ

( a ) પ્રથમ પ્રસ્તાવની પ્રસ્તાવના કરતા લેખક મહાશયને રૂપક કથાને અગે અતરગ લોકોના જ્ઞાન, બોલચાલ, ગમનાગમન, વિવાહ, સગપણનો બચાવ સૂત્ર સિદ્ધાતના દૃષ્ટાતથી કરવો પડ્યો છે ( પૃ ૧૧ ) તે પરિસ્થિતિ એટલુ તો જરૂર બતાવે કે અનુસુદરની કથામા અતરગ કથાઓ છે તે તો શ્રી સિદ્ધર્ષિએ જ બનાવેલી છે એવા પ્રકારનો બચાવ કરવાનુ કારણ એક સાચી બનેલી વાર્તા લખી જનારને સભવે નહિ એમને એક નવીન પ્રકારની રેખા દોરવી હતી, વાર્તાનો નવો જ પ્રકાર દાખલ કરવો હતો અને તે વાત બરાબર ગણાય તો આખી વાર્તા કલ્પિત હો કે ન હો, પણ અતરના ઇંદ્રિયો, કષાયો અને મોહરાજાનુ લશ્કર, ચારિત્રરાજના લશ્કરની લડાઈ વગેરે વાતો તો એમની બનાવટની જ ઘટે અને એ વાર્તા જ ખરી વાર્તા હોઈ બાકીના પ્રશ્નને નિરર્થક કરી દે છે

આ કથામા અતરગ લોકોના જ્ઞાન, અરસ્પરસ બોલચાલ, ગમનાગમન, વિવાહ સગપણ જ બહુધા આવે છે અને તેને લેખકે પોતે જ 'સત્કલ્પિત અનુમાન' કહેલ છે એટલે મોટા ભાગની વાર્તા તો શ્રી સિદ્ધર્ષિના મગજમાથી જ નીકળેલી છે એમ એમના શબ્દોમા જ કહી શકાય

( b ) બીજો એક મુદ્દો ગ્રથને છેડે મળી આવે છે પૃ ૨૦૮૦ મા લખે છે કે इदमनन्तभवभ्रमसूचकं, मलयशादनुसुन्दरचेष्टितम् । यदिह जातमत परिकीर्तितं, मतिविकासनकारी सुदेहिनाम् ॥ એ અને એના પછીના ત્રણ શ્લોકમા એ વાત કરી છે કે આ ગ્રથમા અનુસુદરનુ ચેષ્ટિત કહેવામા આવ્યુ છે તે પ્રાણીઓની બુદ્ધિના વિકાસને માટે છે, વિકાસ કરે તેવુ છે પણ તે પ્રમાણે સર્વ

પ્રાણીને થાય એમ સમજવાનું નથી. આ શ્લોકમાં બે અર્થસૂચક શબ્દો છે તે ઘુંચવણ કરે તેવા છે. 'મતિવિકાસનકારી' ચેષ્ટિત છે એટલે બુદ્ધિનો વિકાસ કરનાર છે એ એનું કાર્ય લઈએ તો જુદી વાત છે, પણ એ ઉદ્દેશથી લખાયું હોય તો કલ્પિત હોઈ શકે, પણ इह जातम् એમ લખ્યું છે એટલે જાણે જેવું બન્યું તેવું લખ્યું છે એવો ભાવ નીકળે. આ जातम् શબ્દ ઘણી ઘુંચવણ ઊભી કરે છે. એનો અર્થ એમ થાય કે ચરિત્ર બનેલું હોવું જોઈએ.

( c ) છેલ્લા પ્રકરણમાં અનુસુંદર અને મહાભદ્રા માટે જે શબ્દોમાં વાત કહી છે તે જોતાં ચરિત્ર બનેલું ઘટે, પણ તેની જ સાથે સુમતિ અને સમંતભદ્રના ચરિત્ર ઉપરથી જે શબ્દોમાં સાર ઉતાર્યો છે તે જોતાં ચરિત્ર કલ્પિત લાગે તેમ છે. લઘુકર્મી ભવ્ય. પુરુષ જરૂર કલ્પિત લાગે છે અને સદાગમ–સમંતભદ્ર માટે પૃ. ૨૦૭૫ માં જે કહેવામાં આવે છે તે જોતાં એની ઐતિહાસિકતા કદી બેસે તેમ નથી.

( d ) "આ બાપડી અત્યંત ભોળી છે એ વિચારથી મારા મનમાં કરુણા ઉત્પન્ન થઈ. તે કારણથી સર્વજ્ઞ મહારાજના આગમમાં બહુમાન ઉત્પન્ન થવાને પરિણામે ક્લિષ્ટ કર્મોનો નાશ થતાં તેને પણ પ્રતિબોધ થશે એ ખ્યાલથી આ સદાગમ મહાત્માની કૃપાથી મારો ઘણો લાંબો હેવાલ, તેને સદાગમ ઉપર બહુમાન ઉત્પન્ન કરે તેવી રીતે, અને સંક્ષેપમાં કહેવા છતાં તેના અનંતપણાને લીધે છ મહિને પણ મહામુશીબતે પૂરો કહી શકાય તેવો હોઈ, તને ત્રણ પહોરમાં કહી દીધો." ( પ્ર. ૮. પ્ર. ૧૫. પૃ. ૨૦૦૩–૪ )– આ આખું વાક્ય એના પ્રત્યેક શબ્દમાં વાર્તાની કૃત્રિમતા બતાવે છે. વાતાનો ઉદ્દેશ, કહેવાનો સમય અને લક્ષ્યાર્થની સન્મુખતા જોતાં એમાં કૃત્રિમતા સ્વાભાવિક આવી જાય છે.

આ અંદરના પુરાવા છે. બહારની નજરે અન્ય કોઈ ગ્રંથમાં અનુસુંદરનું ચરિત્ર જોવામાં આવતું નથી. શ્રી સિદ્ધાષગણિ કાંઈ વિશિષ્ટ જ્ઞાની નહોતા એટલે એમને કોઈ ગ્રંથનો આધાર જરૂર લેવો પડે અને એવો કોઈ ગ્રંથ તેઓ બતાવતા નથી. એમ કરવાનો અસલ સંપ્રદાય નહોતો એ વાત સાચી છે. અત્યારે કોઈ ગ્રંથમાં આ કથા આવી હોય તેવી ઉપલબ્ધતા નથી.

એક બીજુ પણ અનુમાન શક્ય છે કથા કર્ણોપકર્ણ ગુરુ-પરપરાથી ચાલી આવી હોય એનો કશો આધાર કે જવાબ ન હોઇ શકે

એકદરે ગ્રથનો ઉદ્દેશ, ગ્રથની ગૂઢતા, ગ્રથના શબ્દો અને આજુબાજુની સર્વ હકીકત મેળવતા મારુ પોતાનુ વલણ, અનુસુદર એ શ્રી સિદ્ધર્ષિની ભવ્ય કલ્પનામાથી નીકળેલ ચોરવેશધારી મહાચક્રવર્ત્તી અને સિદ્ધિગામી રત્નપુરુષ હોય એમ માનવા વધારે લલચાય છે આ મારા અનુમાનમા વિશેષ પુરાવા કે ચર્ચાને પૂરતો અવકાશ રહે છે, એ અનુમાન છેવટનુ નથી, પણ એ નજરે ચર્ચા જરૂર કરવા યોગ્ય છે સતોષકારક પુરાવા કે નવીન સાધનો મળે તો ઉપરના નિર્ણયમા ફેરફાર કરવામા કોઈ પણ પ્રકારનો વાધો ન જ હોઇ શકે

× × ×

## ૨. પ્રસ્તાવવિશિષ્ટતા—

આ ગ્રથના દરેક પ્રસ્તાવમા એક એક બાબત સર્વથી વધારે ધ્યાન ખેચનારી માલૂમ પડે છે કોઈ વાત નકામી તો નથી જ, પણ કોઇમા કળાકારની નજરે તો કોઇમા વૈરાગ્યની નજરે, કોઈમા પાત્રાલેખનની નજરે તો કોઇમા ગમનાગમનની નજરે અને એવી એવી જુદી જુદી નજરે કોઇ કોઇ સવિશેષ વિશિષ્ટતા પ્રત્યેકમા જડે છે આઠે પ્રસ્તાવને અગે આ વિશિષ્ટતાનો નિર્દેશ સક્ષેપમા કરી દઈએ

**૧. પ્રથમ પ્રસ્તાવ** વર્તમાન જમાનામા જે પદ્ધતિએ ઉપોદ્ઘાત અને પ્રસ્તાવના લખાય છે તે રીતે લગભગ એમા પ્રસ્તાવના અને ઉપોદ્ઘાત લખેલ છે તે એનુ ખાસ વિશેષ રૂપ છે. આવી સ્પષ્ટતા અન્યત્ર અલભ્ય છે એ પ્રસ્તાવનામા એમણે અનેક વિષય ચર્ચ્યા છે કવાનો સાર, કથાનો હેતુ, ભાષા, લેખન પ્રકાર, પદ્ધતિનો બચાવ વિગેરે સર્વ એમા તેઓશ્રીએ કર્યુ છે અને પછી વાચનારને તૈયાર કરવા ઉપોદ્ઘાતરૂપે પોતાનુ જ ચરિત્ર લખી તેનો ઉપનય ઉતાર્યો છે આમા તેમનો ઉદ્દેશ મહાકવા માટે વાચનારને તૈયાર કરવાનો છે પ્રથમ પ્રસ્તાવ ઓગણીસમી વીસમી સદીની સાહિત્યપદ્ધતિને એક

હજાર વર્ષ પહેલાં લેખક જોઈ શક્યા હોય એમ બતાવે છે અને તે એનું વિશેષ રૂપ છે.

૨. **બીજા પ્રસ્તાવ**માં કર્મપરિણામનાં નાટક વિગેરે સર્વ મજાનાં છે, પણ લેખકની વિશિષ્ટતા **અગૃહીતસંકેતા**ના પાત્રાલેખનમાં છે. એના જેવી ભોળી રાજકુમારી ( બ્રાહ્મણી ) કથા સાંભળવા બેઠી ન હોત તો કથામાં અંદર અંદર પાંચ છ વાર ખુલાસા કર્યા છે તે થાત નહિ અને કથા સર્વગ્રાહી હોઇ એનો ઊંડો ભાવ સમજાત નહિ. કળાની નજરે પણ આ પાત્રાલેખનમાં ખાસ વિશિષ્ટતા વ્યક્ત થાય છે. એને લઇને નીચેનાં સ્થાનોએ જરૂરી ખુલાસા થાય છે.

ત્રીજા પ્રસ્તાવને છેડે ( **પ્ર.** ૩. પ્ર. ૩૪. પૃ. ૬૮૮ ).

આંતર ખુલાસો ( **પ્ર.** ૪. પ્ર. ૮. પૃ. ૭૯૯–૮૦૦ ).

પ્રજ્ઞા૦ની વિચારભવ્યતા ( **પ્ર.** ૪. પ્ર. ૪૦. પૃ. ૧૧૩૦ ).

પ્રજ્ઞા૦ની રહસ્ય વિચારણા ( **પ્ર.** ૫. પ્ર. ૨૨. પૃ. ૧૩૩૭–૪૧ ).

પ્રજ્ઞા૦ના ખુલાસાઓ ( **પ્ર.** ૭. પ્ર. ૧૭. પૃ. ૧૮૪૦–૨ ).

પ્રસ્તાવ આઠનો આખો બીજો વિભાગ ( **પ્ર.** ૧૨ થી ૧૫ ).

આ સર્વ ચાવીઓ છે, ગ્રંથ સમજવા માટે અનિવાર્ય છે, તેનું કારણ અગૃહીતસંકેતા છે અને એ પાત્રની સાદાઈ ખરેખર આકર્ષક છે, આખરે એનું મંથન પણ એટલું જ ખેંચાણકારક છે ( **પ્ર.** ૮. પ્ર. ૧૮. પૃ. ૨૦૨૯ ); તથા ( **પ્ર.** ૮. પ્ર. ૧૯ ) એનો કષ્ટસાધ્ય મોક્ષ છૂટકારાનો દમ ખેંચાવે છે. ( **પ્ર.** ૮. પ્ર. ૨૨. પૃ. ૨૦૭૨ )

૩. **ત્રીજા પ્રસ્તાવ**માં મનોવિકાર પૈકી વૈશ્વાનરની ખાસીઅત અને ઇંદ્રિયો પૈકી સ્પર્શનની ખાસીયત બતાવતાં **માનસવિદ્યાનો ઊંડો અભ્યાસ** બતાવ્યો છે. વૈશ્વાનર સાથે ક્રૂરચિત્ત વડાં અને સ્પર્શનની વાર્તામાં અકુશળમાળા, શુભસુંદરી અને સામાન્યરૂપા પાત્રોની યોગશક્તિ બતાવતાં એટલી વિશિષ્ટતા બતાવી છે કે એમાં માનસશાસ્ત્રના ઊંડા પાઠો બહુ યુક્તિસર દાખવી દીધા છે અને મનીષીનો નિષ્ક્રમણોત્સવ ( દીક્ષા ) બીજે નંબરે આ પ્રસ્તાવની ખાસ વિશિષ્ટતા છે.

૪. **ચોથો પ્રસ્તાવ** જાતે જ સર્વોત્કૃષ્ટ છે એનો પ્રધાન સૂર ભવચક્ર છે અને એના ખેલતા પાત્રો પ્રકર્ષ વિમર્શ છે એના વર્ણનની ઝપટની અંદર ચિત્તવૃત્તિમંડપ અને રાજાઓ, વિવેકપર્વતનુ વર્ણન અને ચારિત્રરાજના મંડપો, મોહરાય ને ચારિત્રરાજનો પરિવાર અને સાત પિશાચીઓ એ સર્વ અદ્‌ભુત છે આખો પ્રસ્તાવ એવી સારી રીતે યોજાયો છે કે એમા વિશિષ્ટ નજરે કયો વિભાગ બતાવવો એ મુશ્કેલ છે, કારણ કે પ્રત્યેક પ્રસંગ અદ્‌ભુત રીતે ચિત્રાયો છે એની ચિત્તવૃત્તિઅટવી વિચારીએ ત્યા મોહરાજના બાળકોના કલ્લોલ યાદ આવે છે અને સાત્વિકમાનસપુરના સિંહાસન પર ચારિત્રરાજ બેસે છે ત્યા એના પાટવી અને ફટાયા આકર્ષક થઈ પડે છે એની પિશાચીઓ ઘૃણા લાવે તેવી છે, છતા પણ એને વિચારતા મોજ આવે છે આખો પ્રસ્તાવ વિશિષ્ટતાનો નમૂનો છે વસંતરાજ—લોલાક્ષ એ બાજુનુ પાત્ર છે છતા એમા પણ મોજ આવે છે. ખાસ વિશિષ્ટતા જોવી જ હોય તો ચિત્તવૃત્તિ અટવીમા બાંધેલ મંડપ અને તેના સિંહાસન પર બેઠેલ રાજા અને તેનો પરિવાર છે સાત્વિકમાનસપુરે ચારિત્રરાજનો મંડપ પર્વત પર એવો જ દીપે છે, વધારે આકર્ષક છે, પણ ચિત્રની નજરે બીજે નંબરે આવે છે

૫. **પાંચમો પ્રસ્તાવ** સૌજન્ય અને દૌર્જન્યનો પ્રધાન સૂર ચર્ચે છે એના વામદેવની નીચ દુર્જનતા કવિએ ઉત્કટ રીતે ચર્ચી છે પણ એની વિશિષ્ટતા તો પ્રતિબોધરચનામા આવે છે ત્યા જે રાષ્ટ્રતાવી સર્વ પ્રાણીને દુખી બનાવ્યા અને તેમને કાળા, ભૂખ્યા તરસ્યા, બહેરા, તાપ ખમનાર, કોઢીઆ, ઘરડા, તાવવાળા, ગાંડા, આંધળા અને પરતંત્ર તથા દેવાદાર બનાવ્યા એ વાત બહુ મક્કમ રીતે કરીને આ નાયનો મુખ્ય ઉદ્દેશ પાર પાડ્યો છે એમને જે ત્રણે ઔષધિઓ લાગી લાગીને આ રચના બની હતી તેનો પ્રસંગ પણ આખી રચનામા દેખાડ આવે છે

૬. **છઠ્ઠા પ્રસ્તાવ**ના પ્રધાન સૂર અને વિશિષ્ટતા **પડ્‌પુરુષ ચરિત્રમાં** આવે છે ત્યા નિકૃષ્ટ, અધમ, વિમધ્યમ, મધ્યમ, ઉત્તમ અને વરિષ્ઠને એક એક વર્ગનુ રાજ્ય આપી તેમની પાસે વિવિધ કાર્યો કરાવે છે ત્યા નાયકના કમાઇ કરે છે એ છ પ્રકારના પુરુષોને

સમજવા એ આખા ગ્રંથની ચાવી છે. આ અતિરસવાળા વિષયને તેમણે બહુ સારી રીતે ન્યાય આપ્યો છે અને ગ્રંથનો ઉદ્દેશ પાર પાડવાની એક તદ્દન અભિનવ દિશા દાખવી છે.

**૭. સાતમા પ્રસ્તાવ**ની વિશિષ્ટતા **છ મુનિના વૈરાગ્યપ્રસંગો** અને તેની ઘટનામાં છે. જ્યારે આ પ્રાણીનું ચિત્ત સાચેસાચું સંસાર પરથી ઊઠે છે ત્યારે સાધારણ નજરે અતિ સામાન્ય કે તુચ્છ લાગતી અથવા અતિઅર્થહીન કે નિર્માલ્ય લાગતી બાબતોમાંથી પણ ઉપદેશ કેવો લઈ શકાય છે તે ખરેખર આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવું છે. આપણે અનેક વાર રેંટ જોયાં હશે અને દારુના પીઠાંની પાસેથી તો હજારો વખત પસાર થયા હોઇશું, પણ એમાં રહેલ ગુપ્ત સંકેતને તો શ્રી સિદ્ધર્ષિની કલમ જ ચિતરે. આપણે વ્યાપારી રહ્યા, દરરોજ વ્યાપાર કરીએ, પરદેશ જઈએ, બજારમાં દુકાન માંડીએ અથવા ભોજન ખાઇએ; પણ એના અંતરને વિકસાવી સમજાવનાર તો શ્રી સિદ્ધર્ષિ જ. એમની કલમે આ નવ પ્રકરણોમાં કમાલ કરી છે.

**૮. આઠમો પ્રસ્તાવ** વિકાસનો માર્ગ ત્વરિત ગતિએ બતાવનાર થાય છે. એમાં પ્રધાન સૂર આખા ગ્રંથને સમજાવવાની લીધેલ તક અને તેના ઉપયોગમાં પરિપાક પામે છે. આપણા જૂના મિત્ર સંસારીજીવને ચક્રવર્તી તરીકે જાણીએ છીએ કે ભોળી અગૃહીતસંકેતાને રાજકુમારી તરીકે જાણીએ છીએ ત્યારે આપણે પણ છૂટકારાનો દમ ખેંચીએ છીએ અને સાતેનો મોક્ષ થાય છે ત્યારે આપણે અહીં રહી ગયા એમ લાગ્યા વગર રહેતું નથી. ચોથો પ્રસ્તાવ હૃદય પરના હારમાં અમૂલ્ય રત્નના સ્થાનને યોગ્ય ગણાય તો આઠમો પ્રસ્તાવ મુગટના કોહીનૂરના સ્થાનને યોગ્ય છે; બન્ને અરસપરસની શોભામાં વૃદ્ધિ કરે છે; એક વગર બીજો અડવો લાગે છે. હૃદય વગર મસ્તક સુગંધ વગરનું છે, પણ મગજ વગરનું હૃદય અવ્યવસ્થિત થઇ જાય છે. આઠમા પ્રસ્તાવમાં પ્રધાન સૂર વિદ્યા સાથેના લગ્નના પ્રસંગમાં આવે છે (**પ્ર.** ૮. પ્ર. ૮) અને બાકી તો સર્વ વાતનો મેળ અહીં મળે છે તે મુખ્ય વાર્તા છે.

આઠે પ્રસ્તાવમાં બીજી તો અનેક વિશિષ્ટતાઓ છે, કેટલીક તો એટલી ઊંડી વાતો છે કે એ પર વિચાર કરીએ તેમ નૂતનતા જણાય,

મૌલિકતા જણાય, મહત્તા સમજાય એના પ્રત્યેક પાત્રોમા ઓજસ છે, એના ગમનાગમનમા રહસ્ય છે, એની ચેષ્ટામા સકારણતા છે, એમની અદૃશ્યતામાં સકેત છે, એમના પ્રભાવમા શાતિ છે અને એમના શૂરાતનમા રસરેલ છે

× × ×

### ૩. પરાકાષ્ઠા ( પ્રત્યેક પ્રસ્તાવે અને સમુચ્ચયે ) ( Climax )

દરેક લેખક પોતાના ગ્રથમા પરાભૂમિ એક વખત લાવે છે શ્રી સિદ્ધર્ષિના મહાલેખનુ આ દૃષ્ટિએ આપણે પ્રત્યેક પ્રસ્તાવવાર અવલોકન કરીએ અને પછી સમુચ્ચયે જોઇ જઇએ કાવ્યમા પગભૂમિ આવે તેને ‘ સાર ’ અલકાર કહે છે વાર્તામા આવી પગભૂમિ અવારનવાર આવે છે આઠે પ્રસ્તાવની વસ્તુ વિવિધ હોવા છતા એક જીવને આશ્રયીને હોઈ દરેક પ્રસ્તાવમા આ પરાભૂમિ જુદી જુદી રીતે આવે છે અને અન્યાન્ય પ્રસગે પ્રાપ્ત થાય છે દરેક પ્રસ્તાવની પગભૂમિ મુકરર કરવામા મતભેદ પડે તે સભવિત છે મારા મતે તે નીચે પ્રમાણે આવે —

૧ પ્રથમ પ્રસ્તાવમા તદ્દયા વિમળાલોકઅજન આઠ તત્ત્વપ્રીતિકર પાણી પાય છે ત્યા પગભૂમિ આવી જાય છે ( પૃ ૨૫-૨૬ )

કોઇકનો એવો પણ મત પડવા સભવ છે કે પૃ ૪૩ મા જ્યારે નિષ્પુણ્યક ઠીંકરુ ફેકી દઈ પોતાના પાત્રમા પરમાન્ન ભરે છે અને તેનુ નામ ફેરવવામા આવે છે ત્યા પગભૂમિ આવે છે આવો મત થાય તો તે પણ વિચારવા યોગ્ય છે પ્રાથમિક ધુચવણનો નીકાલ પગભૂમિ લાવે એ મારા મતે વધારે ઇષ્ટ છે

૨ બીજા પ્રસ્તાવમા નવીન પાત્રોનુ ઓળખાણ થાય છે, પરિચય થાય છે અને તેઓ ઘણી દોડાદોડમા દેખાય છે અમ વ્યવહાર નગરથી માંડીને મ સારીજીવને પ ચાક્ષપગુમ સ્થાન સુધી મોકલવામા કાળ અનતો જોઇએ અને વાત ટૂ કામા કરવાની એટલે પગભૂમિ આવતી નથી પગભૂમિ જેવો થોડો આભાસ ભવિતવ્યતાની ભલામણુથી આ જીવને અમ વ્યવહારનગરથી આગળ મોકલવામા આવે છે (પ્ર. ૨ પ્ર ૭ પૃ ૩૧૨) ત્યા થાય છે જો કે આ પગભૂમિના ખરુ

ઉત્કટ રસ જાનતો નથી, તો પણ ભવિતવ્યતાનો પતિ પર દોર જોતાં લગભગ એ વીશમી સદીની flapper–ફ્લેપર જેવી દેખાય છે અને પતિથી દોરાવાને બદલે એ પતિને દોરે છે. અત્યંતઅબોધ ( Ignorance ) અને તીવ્રમોહોદય ( Infatuation ) જેવા મહાકારસ્થાની પાસે એ પોતાની જાતને એટલી દમામમાં રાખી વાત કરે છે કે ત્યાં જેવો તેવો ' ક્લાઇમેક્સ ' જરૂર આવે છે.

૩. ત્રીજા પ્રસ્તાવમાં ત્રણ વખત પરાકાષ્ઠા ( climax )આવે છે.

( a ) બાળ મદનકંદળીના પલંગમાંથી અવાજ સાથે પડે છે તે વખતે ( પૃ. ૪૫૮ ).

( b ) નંદિવર્ધનનો કનકપુરમાં પ્રવેશ થાય છે તે વખતે ( પ્ર. ૨૩. પૃ. ૫૮૮ ).

( c ) નંદિવર્ધન સ્વકુટુંબની ખૂનામરકી કરી કેદમાં પડે છે ત્યારે ( પ્ર. ૨૮. પૃ. ૬૩૬–૯ )

આ ત્રણે પ્રસંગો ખરેખર એક બીજાથી ચઢે તેવા છે, પણ એ સર્વમાં કળાની નજરે ચિત્રકારે મદનકંદળીનો પ્રસંગ સર્વથી વધારે ખૂબીથી ચર્ચ્યો–આળેખ્યો છે. ત્રીજા પ્રસ્તાવથી વાર્તા જામે છે, જામતી જાય છે અને આપણે લેખકની સાથે બરાબર ઘસડાઇએ છીએ અને એમાં જ એની કળા રહેલી છે.

૪. ત્રીજા પ્રસ્તાવમાં આદરેલી કળા એના મધ્ય આકાશમાં ચોથા પ્રસ્તાવમાં આવે છે. શ્રી સિદ્ધર્ષિના બીજા પાત્રો ગમે તેવા સુંદર હોય, પણ એના **વિમર્શ** અને **પ્રકર્ષ** તો શિરઃસ્થાને આવે છે. અટવી, ટેકરા, ડુંગરામાં રખડનાર એ મામા ભાણેજના પાત્રોને ચિતરવામાં અને તેમની દ્વારા ભવચક્રની અનેક વાર્તા કરી નાખવામાં કળાની દૃષ્ટિએ શ્રી સિદ્ધર્ષિએ હદ કરી છે. આખો ચોથો પ્રસ્તાવ કળાનો નમૂનો છે. બુદ્ધિદેવીનો દીકરો અને ભાઇ એ શ્રી સિદ્ધર્ષિનું ખરું ઓજસ છે, એના વિકાસમાં પરાકાષ્ઠા આવી ગઈ છે અને એના આલેખમાં પરિપૂર્ણતા પહોંચી ગઇ છે. એની ચિત્તવૃત્તિ અટવી, પ્રમત્તતા નદી, તદ્વિલસિત બેટ, ચિત્તવિક્ષેપ મંડપ, તૃષ્ણા વેદિકા અને વિપર્યાસ સિંહાસન એક બાજુએ કલ્પતાં બીજી બાજુએ સાત્વિકમાનસપુરમાં વિવેક પર્વત, એનું અપ્રમત્તત્વ શિખર, ત્યાં આવેલો ચિત્તસમાધાન

મ ડપ, એની નિ સ્પૃહતા વેદિકા અને તે પરનુ જીવવીર્ય સિહાસન વિચારીએ છીએ ત્યારે કલ્પનાની વિશાળતા, ભવ્યતા અને સ્પષ્ટતા આપણને મુગ્ધ કરી મૂકે તેમ છે

ચોથો પ્રસ્તાવ મારા મતે આખા ગ્ર થની પરાકાષ્ઠા રૂપે છે, તેમા પ્રકર્ષ વિમર્શના પાત્રો પરાકાષ્ઠા રૂપે છે અને ચિત્તવૃત્તિમા મોહરાજાના મ ડપ સિહાસનની રચના પરાકાષ્ઠા છે ( પ્ર ૯ ) મને પક્ષપાત ચારિત્રરાજના મ ડપ તરફ છે, પણ બન્નેની સરખામણીમા કળાની નજરે પ્રમત્તતા નદી પર બ ધાયલા મ ડપની રચના ચઢે તેવી છે સાત પિશાચીઓમા કળા તો અભિનવ છે પણ એમા રૌદ્ર રસ કરુણામય હોઈ ક ટાળો આપે છે, છતા કળાની નજરે તો એ પણ ઊતરે તેમ નથી વર્ણનની નજરે જોઇએ તો વસ ત વર્ણન સર્વોત્કૃષ્ટ છે ( પ્ર ૨૧ ) પણ એવી ઉત્કૃષ્ટ ભૂમિકા માત્ર કળાકારની નજરે નવમા પ્રકરણમા જ આવે છે

૫ પાચમા પ્રસ્તાવમા બુધસૂરિની પ્રતિબોધરચના સારી છે, આકર્ષક છે, છતા એ વાચતા એમા નૈસર્ગિકપણાને બદલે કૃત્રિમતા આપણા ખ્યાલ પર આવ્યા વગર રહેતી નથી એમા કળાની ઘણી બાબતો ઠાસી ઠાસીને ભરી છે આ પ્રસ્તાવમા પરાકાષ્ઠા ત્રણ નાના પ્રસ ગોએ લેખકશ્રી લાવી શક્યા છે—

( a ) સ્ત્રી-શરીરનુ કેડ સુધીનુ વર્ણન કરે છે ત્યા લતાગૃહ પર બે પુરુષો ભય કર દેખાવવાળા આવી દેખાવ દે છે અને એકદમ ઘણી રસમય વાત બ ધ પડે છે ( પૃ ૧૧૬૪ )

( b ) વામદેવ ગભરાટમા રત્નને બદલે પથ્થર ઉપાડી નાસવા પ્રયત્ન કરે છે અને વિમળ મ દિરમા ગયો તે તકનો લાભ લઇ નાસી જાય છે ( પૃ ૧૨૦૩-૪ )

( c ) શિવભક્ત મોડી રાત્રે મ દિરમા દીવો સળગાવે છે ( પૃ ૧૨૭૬ )

આ ત્રણે પ્રસ ગોમા શિવમ દિરમા મોડી રાત્રે દીવો સળગાવવાની વાત એવી સુદર શૈલીથી કરી છે અને ત્યા એવો પ્રકાશ પડી જાય છે કે આ આખા પ્રસ્તાવમા એને હુ પરાકાષ્ઠાનુ સ્થાન આપુ છુ

૬. છઠ્ઠા પ્રસ્તાવમાં પરાકાષ્ઠા ધનશેખર પોતાના મિત્ર હરિકુમારને દરિયામાં ધકેલી દે છે તે ક્ષણે સાતમા પ્રકરણમાં આવે છે. એણે મૈત્રી વિસારી, હરિનું સાધુજીવન એ ભૂલી ગયો અને સાગર મૈથુનની પ્રેરણાથી એ અતિ અધમ કાર્ય કરવા લલચાઇ ગયો ( પૃ. ૧૫૪૧ ). એ પ્રસંગની ઘટના લેખકે ઉત્તમ કરી છે, એ ઉપરાંત બકુલશેઠ ધનેચ્છુનું તત્ત્વજ્ઞાન બહુ વ્યવહારુ મજા આપે તેવો પ્રસંગ પણ બહુ ભવ્ય રીતે ચર્ચ્યો છે. ( પ્ર. ૨. પૃ. ૧૪૮૨–૩ ) અને હરિકુમાર વિનોદ ( પ્ર. ૩ ) અને ષટ્પુરુષ ચરિત્ર વિદ્વત્તાનો નમૂનો છે.

૭. સાતમા પ્રસ્તાવમાં તુંગશિખર પર કોવિદ અને બાલિશ જાય છે ત્યારે અંદર કિન્નરોનું ગાન ચાલે છે તે સાંભળવાના રસમાં બાલિશ જમીન પર પડી જાય છે અને એના પડવાના અવાજથી ગંધર્વો ચોંકી જઈ ખૂબ ફટકાવે છે એ વખતે પરાકાષ્ઠા આવે છે. એ ભવ્ય કલ્પના છે અને શ્રુતિરસના રસીઆને સહજ સમજાય તેવી વાર્તા છે ( પૃ. ૧૬૮૩ ). બાકી છ મુનિના વૈરાગ્ય પ્રસંગો વિદ્વત્તાના નમૂના છે અને તેમાં પણ વાનરબચ્ચાની વાતમાં હદ કરી નાખી છે ( પ્ર. ૮ ). આ પ્રસ્તાવમાં તેમજ ચોથા પ્રસ્તાવમાં પરાકાષ્ઠા નાયક સંસારીજીવના ચરિત્રને અંગે આવતી નથી પણ અંતરંગ કથામાં આવે છે તે વાત અર્થસૂચક છે.

૮. આઠમા પ્રસ્તાવમાં તો સર્વ વાર્તાનો મેળ મળે છે. મેં એ પ્રસ્તાવના ચાર વિભાગ બનાવ્યા છે. પ્રથમ વિભાગમાં સંસારીજીવની વાર્તા આગળ ચાલે છે તેમાં આહ્લાદમંદિરમાં ગુણધારણના લગ્ન થયા પછી વિદ્યાધરોની આકાશમાં લડાઈ શરૂ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે અને બન્ને લશ્કર થંભાઇ જાય છે ( પૃ. ૧૮૮૦ ), ત્યાં પરાકાષ્ઠા આવે છે. એ હકીકત ભારે સરસ રીતે લેખકે વર્ણવી છે અને જેવી વર્ણવી છે તેવી મોજમાં એનું અવતરણ કરવામાં આવ્યું છે. કનકોદરની વીરહાક, એના જમીન પરના સેનાનીઓને ઉદ્બોધન અને ઊંચે ઉડવાની તૈયારી અને તે વખતે સ્થંભન ( પૃ. ૧૮૮૦ ), એ સર્વ પરાભૂમિએ કથાને લઇ જાય છે. જો કે એવો જ અગત્યનો પરાભૂમિનો પ્રસંગ સિંહાચાર્ય પ્રમાદમાં પડી જાય છે અને ગૌરવો પર ચઢી જાય છે ત્યારે આવે છે. એના ગૌરવો વિચારવા જેવા છે ( પૃ. ૧૯૬૧ ), વિદ્વાનોને સાધારણ ચેતવણી લેવા જેવા છે અને

એનો પાત પગભૂમિએ કથાને લઇ જાય છે, પણ એમા સમય ઘણો લાગે છે એટલે એને 'ક્લાઇમેક્સ' ન કહી શકાય

આખી કથામા ખરો 'ક્લાઇમેક્સ' વિવેકપર્વત પરની અવલોકનામા આવે છે ત્યાથી ભવચક્રના કૌતુકો અને પિશાચીઓનો દોર તેમજ ચાર નગરો વિગેરે જોતા જે ભવ્ય કલ્પના પ્રાપ્ત થાય છે તે આખા ગ્રંથમા અગ્રસ્થાન ભોગવે છે ચિત્તવૃત્તિઅટવી પરની આખી રચના અને સાત્વિકમાનસપુરની સ્થાપના અજબ કલ્પનાનો ભવ્ય નમૂનો પૂરો પાડે છે અને ખરી પરાભૂમિ પૂરી પાડે છે

ઉપર જણાવ્યુ તેમ આ મારો અભિપ્રાય છે અને આમા અભિપ્રાયભેદ થવાનો સંભવ છે મારા મન ઉપર વાચતી વખતે જે અસર થઇ તે અત્રે મે જણાવી છે

×                    ×                    ×

## ૪. લેખકને સમજવાની ચાવી—

એક વાત એ જણાવવાની છે કે આ ગ્રંથ લેખકે લખવા ખાતર લખ્યો નથી, વિદ્વત્તા બતાવવા ખાતર લખ્યો નથી, પોતાનુ નામ રાખી જવા ખાતર લખ્યો નથી, વિનોદ કરાવવા માટે લખ્યો નથી લેખકે શા માટે આ ગ્રંથ લખ્યો છે તે ખાસ લક્ષ્યમા રાખવા યોગ્ય છે તેમને જ્ઞાન, દર્શન, ચારિત્રની પ્રાપ્તિ થઈ હતી, સદ્‌બુદ્ધિ સાથે—પોતાના conscience સાથે વિચારતા તેમને જણાયુ કે આપેલ વસ્તુ મળ્યા કરે છે, દાન આપનાર એક પ્રકારનુ રોકાણ (investment) કરે છે, માટે એ ચીજો બીજાને આપવી, ખૂબ આપવી, વગરમાગે પણ આપવી, પેટ ભરીને આપવી એ વસ્તુ વાપર્યાવી ખૂટે તેવી નહોતી એટલે આ પુસ્તકમા તેમણે જ્ઞાન, દર્શન, ચારિત્ર ભર્યું છે એ પ્રથમ વાત થઈ 'આપે તે મળે' એટલે તેઓ ખૂબ ઉદારતાથી આપવા નીકળ્યા છે એ બીજી વાત પોતાની વસ્તુ લાકડાની પેટીમા ભરવા યોગ્ય છે એ અતિ નમ્રતાનું વચન એ ત્રીજી વાત લેખક ઉપર દયા કરી આ વસ્તુ લેવાની પ્રાર્થના કરવી એ ચોથી વાત આ ચારે હકીકત આખો ગ્રંથ વાચતા નિરંતર લક્ષ્યમા રાખવા જેવી છે એ વાત ધ્યાનમા નહિ રહે તો કેટલાક પ્રસંગો ચામાટે લેખકે ઉપસ્થિત કર્યા છે એ વાત

કદી નહિ સમજાય અને એ હકીકતો ધ્યાનમાં રહેશે તો ઘણાખરા ખુલાસા બરાબર થઈ જશે એમ મને લાગે છે.

પ્રથમ તેમનો જીવ–તેઓ પોતે ( શ્રી સિદ્ધર્ષિ ) નિષ્પુણ્યકનો જીવ છે તે પૃષ્ઠ ૫૩ થી જણાય છે. " એ અદૃષ્ટમૂલપર્યંત નગરમાં નિષ્પુણ્યક નામનો ભિખારી છે એમ કહ્યું છે તે આ સંસારમાં સર્વજ્ઞશાસનની પ્રાપ્તિ થયા પહેલાં અહીંતહીં ચારે ગતિમાં રખડનારો મારો જીવ જાણવો. "

જ્ઞાન, દર્શન, ચારિત્ર આપવાની તીવ્ર ઇચ્છા થયા પછી લેખક પોતે વિચાર કરે છે ( પૃ. ૨૧૩ ) " અહો ! હું સર્વ પ્રાણીઓને આવી રીતે સાક્ષાત્ ઉપદેશ આપું છું પણ તે એ સર્વ લોકો લે એમ જણાતું નથી, માટે હવે હું એમ કરું કે આ ભગવાનના મતમાં સારભૂત જ્ઞાન, દર્શન અને ચારિત્ર જે હું સર્વ લોકોને બતાવવા ઇચ્છું છું તેના જ્ઞેય, શ્રદ્ધેય અને અનુષ્ઠેય ( જાણવા યોગ્ય, શ્રદ્ધા કરવા યોગ્ય અને આચરવા યોગ્ય ) અર્થની એક ગ્રંથના આકારમાં રચના કરું અને તેમાં વિષય અને વિષયીનો અભેદ છે એમ બતાવી આપું. આ પ્રમાણે કરવાથી તેમાં રહેલા જ્ઞાનાદિ સર્વ જીવોને ગ્રહણ કરવા યોગ્ય થશે. "

ગ્રંથનો વિષય શો છે તે સમજવાની આ ચાવી છે. એમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર ઠાંસીઠાંસીને ભર્યા છે અને વિષય વિષયી object & objectiveમાં અભેદ બતાવી, તે દ્વારા રત્નત્રયની વાર્તા અનેક રીતે કરવાનો લેખકશ્રીનો ઉદ્દેશ છે. આ ચાવી નિરંતર ધ્યાનમાં રાખવી.

" આ દુનિયામાં બીજા પણ ઘણા દરિદ્રીઓ વસતા હતા પરંતુ તે નગરમાં એના ( નિષ્પુણ્યક ) જેવો બીજો કોઈ નિર્ભાગી બહુધા નહિ હોય એમ લાગતું હતું. " ( પૃ. ૬૩ ). આ એક વધારે ચાવી છે. સર્વજ્ઞશાસનપ્રાપ્તિ પહેલાં વૈશ્વાનર વિગેરે કેવા હેરાન કરે છે એ વિષય વિષયીને અભેદે શા માટે બતાવવું છે તે અતિ નમ્રભાવે અહીં કહી નાખ્યું છે.

અહીં સંસારીજીવનું જે ચરિત્ર બતાવ્યું છે તેવું પ્રાયે સર્વ જીવોનું ચરિત્ર હોય છે એમ ગ્રંથમાં કહેવામાં આવ્યું છે ( પૃ. ૨૧૭ ).

દરેક ચરિત્રમા વિગતોમા ફેરફાર તો જરૂર હોય, પ્રત્યેક પ્રાણીઓનો વિકાસ જુદી જુદી રીતે થયો હોય, પણ એના મુદ્દાઓમા અ તર ગ ગજ્યે જે ફેરફાર થાય છે તેના ચિત્રની ભવ્ય કલ્પના આ ગ્રથમાથી મળશે

એના લેખકને કવિ કે કર્તા તરીકે ઉપનામ મેળવવુ નથી, પણ એમને એક એવુ વિશાળ ચરિત્ર લખવુ હતુ કે જે સર્વ જીવોને લાગુ પડે અને અ દરનો ભાવ જેમ જેમ સમજે તેમ તેમ આખ ઉઘડતી જાય આ તેમનો આશય નીચેના પ્રસ ગોથી સમજાય છે

( a ) પ્રથમ પ્રસ્તાવના ઉપસ હારમા તેઓ લખે છે કે "મે મારા જીવની અપેક્ષાએ અહી જે જે કહ્યુ છે તે તે સર્વ ઘણે ભાગે બધા જીવોને લાગુ પડે તેવુ છે જે હકીકત અહી કહેવામા આવી છે તે તમને લાગુ પડે છે કે નહિ તે તમારા મનમા સારી રીતે વિચારશો " ( પૃ ૨૧૭ ) એટલે તેમણે એક જીવની વાર્તા કરવાનો ઉદ્દેશ રાખ્યો નથી પણ સર્વ જીવોને લાગુ પડે તેવુ ચરિત્ર લખવાનો નિર્ણય કરીને ગ્રથ શરૂ કર્યો છે આ વાર્તા ઘણી મજાની છે સર્વને લાગુ પડે તેવુ ચરિત્ર લખનારની કલ્પના કેટલી વિશાળ હશે તે વિચારવાનું વિદ્વાન વાચકની તર્કશક્તિ પર છોડીએ

( b ) છેલ્લા પ્રકરણમા કહે છે 'અનુસુ દર ચક્રવર્તીએ પોતાને જ્ઞાન ઉત્પન્ન થયા પછી સુલલિતા અને પુ ડરીકને સ વેગ ઉત્પન્ન કરવા માટે પોતાના સ સારભ્રમણનુ આખુ ચરિત્ર ઉપમાવડે કહી સ ભળાવ્યુ તે ઘણે ભાગે સર્વ જીવોને સમાન વર્તે છે ( પ્ર. ૮. પ્ર ૨૩ પૃ ૨૦૭૫ )

મતલબ એ છે કે સ સારીજીવનુ ચરિત્ર એ એક જીવનુ ચરિત્ર નથી પણ સર્વ જીવોનુ ચરિત્ર છે, અમારુ તમારુ સર્વનુ છે આ વાર્તા પણ આખો ગ્રથ વાચતા ખાસ નજરમા રાખવાની છે સર્વથી મહત્ત્વની વાત તેમણે પૃ ૨૦૭૭ મા કરી છે વાચનાર કે સાભળનારને લેખક પોતે કહે છે કે —

"હે ભવ્યો ! આગમ અને અનુભવથી સિદ્ધ આ સ સારી-
"જીવનુ ચરિત્ર તમે બરાબર સમજો, સમજીને તે પ્રમાણે આચરણ કરો,
"કષાયોને છોડી દો, આસ્રવના દ્વારો બ ધ કરો, ઇદ્રિયસમૂહ પર

" જય કરો, માનસિક મેલની જાળોને તોડી નાખો, સાચા ગુણ-
" સમૂહનું પોષણ કરો, સંસારનો પ્રપંચ છોડી દો અને શીઘ્ર
" શિવાલયે જાઓ જેથી તમે પણ **સુમતિ** થાઓ.

" કદાચ તમારામાં એ સુમતિ–ભવ્યપુરુષ જેટલી લઘુકર્મતા
" ન હોય તો પછી જેવી રીતે એ સુલલિતાને વારંવાર પ્રેરણા
" કરવામાં આવી, અનેક પ્રકારે એને ઠપકો આપવામાં આવ્યો
" અને વારંવાર એને પૂર્વભવની યાદીઓ દ્વારા જાગૃત કરવામાં
" આવી ત્યારે એ ભારેકર્મી હોવા છતાં પણ આખરે બોધ પામી;
" તેવી રીતે તમે પણ હવે જાગો. માત્ર એમાં વાત એ છે કે એવી
" રીતે તમે બોધ પામશો તો તમે અગૃહીતસંકેત કહેવાશો–
" ગણાશો. તમે સમજુની કોટિમાં નહિ આવો અને તમારી ખાતર
" ગુરુમહારાજને ગળું ઘણું ખેંચવું પડશે, તેટલા પૂરતા તમે તેમને
" તસ્દી આપનારા થશો. એક વાત તો ચોક્કસ છે કે ગુરુમહારાજ
" તમને પ્રતિબોધ આપનારા જરૂર થશે અને છેવટે તમારે પ્રતિ-
" બોધ જરૂર પામવો જ છે. તમારે મહાભદ્રા જેવા થવું કે સુલલિતા
" જેવા થવું એ તમારી ઈચ્છાનો વિષય છે."

આવી રીતે આખી વિષયકષાય અને ઇંદ્રિયવિપાકની વાર્તાને લેખકે બહુ ઊંચી કક્ષા પર મૂકી દીધી છે. એમનો લખવાનો ઉદ્દેશ મહાન છે, એમના લેખનો વિષય ચાલુ સંસાર છે અને એમની કળા અથાગ છે. એને જેમ વિચારીએ તેમ એમાં ભારે ઝીણવટ, શાસ્ત્રનું વિશાળ જ્ઞાન, દુનિયાનો વિશાળ અનુભવ, વિચાર વહન કરવામાં ભાષા પર અસાધારણ કાબૂ અને ગ્રંથમાં મશગૂલ કરી દેવાની સર્જકશક્તિ તરી આવે છે.

હજુ બીજી અનેક બાબતો સૂઝે છે. લેખક તરીકે એમનું વ્યક્તિત્વ બતાવવા અનેક બાબતો લખી શકાય તેમ છે. એમનું પ્રાણીજ્ઞાન ( Biology ) અસાધારણ છે, એમના મહાન સત્યો જુદા તારવી તે પર આપણા વિચારો બતાવવા યોગ્ય છે. વિગેરે કઇક બાબતો પર ઉલ્લેખ શક્ય છે. બીજી એક વાત તેમની વાર્તાના ઊંડાણની છે. વાર્તામાં વાર્તા, તેમાં અંતરવાર્તા અને તેમાં પેટા વાર્તા આપવા છતાં એક પણ સ્થાનકે એમણે સ્ખલના કે ગોટા

કરેલ નથી વિદ્વાન વિચારકો માટે આટલી હકીકત બસ ગણાય બાકી જેટલુ લખીએ તેટલુ ઓછુ છે મારા મતે આ ગ્રથ અપૂર્વ છે, અદ્‌ભુત છે, ચમત્કારિક છે, બોધક છે, અનુપમેય છે અને સહ્રદય હાથમા લે તો મૂકવો ન ગમે તેવો છે આટલા વિશેષણ એક ગ્રથને યોગ્ય રીતે અપાયા હોય તો પછી હવે ઉપોદ્‌ઘાત લખાવવાની જરૂર રહેતી નથી વાચનારને સ્વત જડી આવે તેવા અનેક રત્નો ઠાસી ઠાસીને ભર્યા છે તેને ઊકેલવા, શોધવા અને અદર પચાવી તદનુસાર જીવનચર્યા કર્યા કરવી એ સાચો ઉપોદ્‌ઘાત છે, બાકી બીજા વિદ્વત્તાના આવિર્ભાવો છે જે ઐહિક હોઇ ખાસ મહત્ત્વના નથી



III

# શ્રી સિદ્ધર્ષિ

## ઐતિહાસિક નજરે

શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ગ્રંથના મહાન લેખક શ્રી સિદ્ધર્ષિ ગણિનો સમય, તેમની જીવનચર્યા, તેમના વખતની જૈન સમાજ અને આર્યાવર્તની સ્થિતિ, તે કાળમાં લોકજીવન, તેમના સમયની જાણવા યોગ્ય પરિસ્થિતિ, તે પરિસ્થિતિની તેમના લેખો પર થયેલી અસર વિગેરે વિગેરે અનેક વાતો જાણવાની જિજ્ઞાસા આ જ્ઞાનકાળમાં સાહજિક છે. અમુક ગ્રંથ વાંચતી વખતે ગ્રંથકર્ત્તા અને તેમના સમયનો ઇતિહાસ લક્ષ્યમાં હોય તો ગ્રંથમાંની અનેક વાતો સમજવામાં ઘણી સગવડ પડે છે અને દૃષ્ટિબિન્દુઓ સમજવામાં આવે એટલે સાચો ખ્યાલ અને તુલના કરવાનું સાધન પ્રાપ્ત થાય છે. નવયુગના અભ્યાસીઓને એટલા માટે વૈજ્ઞાનિક પદ્ધતિએ ઇતિહાસ શોધવાની અને તે માટેનાં ઉપલબ્ધ સાધનોને જાળવી રાખી તેનું પૃથક્કરણ કરવાની ઉપયોગિતા જણાઈ. નવીન વૈજ્ઞાનિક પદ્ધતિથી એ જણાઇ આવ્યું કે પ્રત્યેક લેખક પર પોતપોતાના યુગની અસર જરૂર થઈ છે અને તે સમજવા માટે દરેક યુગના ઇતિહાસો જાળવી રાખવા જોઇએ. આ વાતનો સ્વીકાર સમજણપૂર્વક થવાને પરિણામે હવે કેટલીક શોધખોળ પણ થવા લાગી છે અને અત્યાર સુધી જે કાંઇ રહ્યુંસહ્યું છે તેને કાયમ કરવાની વ્યવસ્થા કરવામાં આવે છે.

× × ×

### ઇતિહાસની સ્થિતિ—

આવા અતિ મહત્ત્વના અને ગ્રંથોને સમજવાની ચાવી રૂપ ગણાતા વિષયમાં વર્તમાન સ્થિતિ શી છે તે જરા તપાસી જઈએ. ઇતિહાસની બાબતમાં સમસ્ત હિંદમાં પ્રથમથી ઘણું દુર્લક્ષ રહ્યું છે. આ સંસા-

રમા નામ રાખી જવાની લાલસા હિંદના ઋષિમુનિઓને નહોતી તેઓ પોતાના લેખ, પુસ્તકો કે અન્ય કોઇ પણ કૃતિને પોતાનુ નામ રાખી જવાના સાધન તરીકે કદી લેખતા નહિ એટલે પોતાના પૂર્વ-પુરુષોના ઇતિવૃત્તો જાળવી રાખવાની કોઇએ જરૂરીઆત માની નહિ–ગણી નહિ આ કે બીજુ ગમે તે કારણ હોય તે આજે કલ્પવુ ઘણુ મુશ્કેલ છે, પણ ઇતિહાસની બાબતમા હિંદમા લગભગ બહુ અલ્પ સાધનો ઉપલબ્ધ છે એ વાત ચોક્કસ છે જેમ જેમ પાછળ જતા જઇએ તેમ તેમ ઇતિહાસના સાધનો એટલા ઓછા મળે છે કે ગમે તેટલા નિર્ણય ઉપર આવીએ તો પણ તેને પુનરા-વર્તન કરવાના, તેને ફરી વાર તપાસી જવાના અને નવા નિર્ણયો કરવાના પ્રસગો તો જરૂર રહેવાના જ છે, છતા ઉપલબ્ધ સાધનોથી બનતા પ્રયત્ન કરી તેનુ પરિણામ આવતા યુગ માટે મૂકી જવુ એટલે અધૂરુ કામ નવો યુગ પૂરુ કરે અથવા આગળ ચલાવે એ રીતે ઐતિહાસિક દૃષ્ટિની વિચારણામા હાલ કાર્ય કરવા જેવુ છે

ઇતિહાસની બાબતમા લોકોની બેદરકારી પણ પારાવારની હતી અનેક સ્થાનકોએ સારા લેખોનો નાશ થઈ ગયો છે, કેટલાક ઉપયોગી લેખો ઉપર આરસના ચોરસા લાગી ગયા છે, કેટલાએ લેખો ઘસાવી નાખવામા આવ્યા છે એ બાબતની ઉપયોગિતા જ્યા સુધી જણાઈ નહોતી ત્યા સુધીમા બહુ પ્રકારની અવ્યવસ્થા થઈ છે ખૂદ આપણા સમયમા પણ સિદ્ધાચળ ઉપર અનેક લેખોનો નાશ થઈ ગયો છે નાશ કરવાના ઈરાદાથી કોઇએ તેમ કર્યુ હતુ એમ કહેવાનો આશય નથી, પણ ઇતિહાસની મહત્તાના અજ્ઞાનને પરિણામે ઉદ્ભવેલ બેદરકારીથી તેમ થઈ ગયુ છે એ વાત સ્વતસિદ્ધ છે છતા કેટલાક સાધનો જળવાઈ રહ્યા છે, કેટલાક લેખો છપાઈ ગયા છે, કેટલાકની કોપીઓ પ્રગટ થઈ છે, કેટલાક લેખોની પ્રતિ-કૃતિઓ બહાર પડી છે, જૂની લીપી વાચનાર પણ તૈયાર થઇ ગયા છે અને પ્રાચીન કળાના કાઇક અવશેષો હજુ ઉપલબ્ધ થાય છે તેટલી સતોષની વાર્તા છે એ સબધમા જનતાને હજુ જોઇએ તેટલો રસ નથી જાગ્યો તેની તે પર ચર્ચા, વિચાર-પરામર્શ અને નિદિધ્યાસન જોઈએ તેટલા થતા નથી તે ખેદનો વિષય છે આવા

સંયોગોમાં જે વસ્તુ પ્રાપ્ત થાય તેનાથી ચલાવી લેવું એ જ કર્તવ્ય પ્રાપ્ત થાય છે. ઇતિહાસની બાબતમાં કોઇ પણ નિર્ણય છેવટનો ગણવાનો આગ્રહ ન રાખવો એ પ્રધાન કર્તવ્ય વર્તમાન પરિસ્થિતિમાં પ્રાપ્તવ્ય છે.

× × ×

**સાધનો—**

અત્યારે બરાબર વિચાર કરીએ તો સંવત એક હજાર પહેલાનો ઇતિહાસ બહુ અચોક્કસ સ્થિતિમાં છે. વિક્રમ સંવત એક હજાર પછીનો ઇતિહાસ તો લગભગ એક સરખો નીપજાવી શકાય એટલાં સાધનો અત્યારે મળે છે. આપણે તો આ ઉલ્લેખમાં પૂર્વ કાળના ઇતિહાસની જરૂરીઆત છે તેને અંગે નીચેનાં સાધનો પ્રાપ્ય છેઃ (૧) શિલાલેખો, (૨) પ્રશસ્તિઓ, (૩) સિક્કાઓ, (૪) પુસ્તકોમાં અવાંતર નિર્દેશ ( references ), (૫) થોડાંક ઐતિહાસિક પુસ્તકોઃ ચતુર્વિંશતિપ્રબંધ, પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ વિગેરે.

એ ઉપરાંત કેટલીક અનુમાનપદ્ધતિ સ્વીકારવાની રહે છે. અમુક ગ્રંથમાં એક લેખકનું નામ આવ્યું હોય તો તેને તેવી પ્રસિદ્ધિ મળવાનો સમય વિગેરે ગણતરી કરવાની રહે છે. કેટલીક બાબત જ્યોતિષના વિષયને અંગે પણ પ્રાપ્ત થાય છે. હિંદના લોકો ખગોળના બરાબર નિરીક્ષક હતા અને આકાશમાં ગ્રહચાર એવી રીતે થાય છે કે અમુક પરિસ્થિતિ સર્વ ઘરોમાં હજારો વર્ષે ફરી એક વાર આવે—એ સર્વનો હિસાબ થઇ શકે છે. બુધ, બૃહસ્પતિ, શુક્ર, ચંદ્ર, સૂર્ય આદિના સ્થાન નોંધાયાં હોય તો તેનો દિવસ અને પળ સુદ્ધાંત ગણતરીથી શોધી શકાય છે. આવી રીતે મહાભારત રામાયણ વિગેરેના સમયો શોધી શકાય છે.

જે લેખકને માટે આપણે તપાસ કરતા હોઇએ તેણે કયા કયા પોતાના પૂર્વ કાળના લેખકોને નામનિર્દેશથી કે વગર નામે ટાંક્યાં છે અને આપણા લેખકને તેની પછીના બીજા કયા લેખકે ટાંક્યાં છે તે દ્વારા પણ કેટલીક સમયસિદ્ધિ થઇ શકે છે. આ સર્વ બાબતોમાં ઊંડો અભ્યાસ, શાંત શોધખોળ, ધીરજ, ચીવટ અને અપૂર્વબદ્ધ માનસ હોય તો ઘણી વસ્તુ પ્રાપ્ત થાય તેમ છે, પણ તે માટે

આજીવન અભ્યાસ અને સત્ય શોધનની ધૂન લાગવી જોઇએ એમા ઉપર ઉપરની વાતો કે અભ્યાસ વગરના ગપ્પાને સ્થાન નથી

× × ×

## શોધખોળની ધૂન—

આ જૂની બાબતો એકઠી કરવાની, શોધવાની જેનામા આવડત હોય અને તેને યોગ્ય અગત્ય આપતા આવડતી હોય તેને માટે વિશાળ ક્ષેત્ર ખાલી છે હજુ તેમા બહુ કરવા જેવુ છે અત્યાર સુધી એમા બહુ અલ્પ થયુ છે એની અગત્ય પણ હજુ આપણે પૂરેપૂરી સમજ્યા હોઇએ એમ જણાતુ નથી અત્યારે પુસ્તકો પ્રકટ થાય છે તેમા જેટલો પ્રયાસ પુસ્તકની કોપી કરાવવા કે તેના પ્રુફ તપાસવા પાછળ કરવામા આવે છે તેનાથી સોમા ભાગનો પ્રયાસ પણ તે ગ્રંથકર્ત્તાને સમજવા માટે કરવામા આવતો હોય એમ જણાતુ નથી બહુ થોડા ગ્રંથોમા મુદ્રાસની ઉપોદ્ઘાત કે સમયવર્ણન માટે પ્રયાસ જોવામા આવે છે

એ જૂના કાળના સાધનો એકઠા કરવા, તેને છૂટા પાડવા, તેની યોગ્ય કિંમત આકવી અને તેમા પોતાના બાધી દીધેલા વિચારોથી નિરાળા રહેવુ એ બહુ આકરુ કામ છે ઘણા તો એવી જૂની બાબતોને હાથ જ લગાડતા નથી એ એમ જ માને છે કે કાઇ નવુ કરવુ, જૂની બાબતોને ઉથલાવવામા—કાળના પોપડા ઉખેડવામા કાઇ માલ નથી, એવાની વાત બાજુ પર મૂકીએ જેઓને જૂની બાબતો જાણવાનો શોખ છે, જેઓ જૂની પરિભાષામા નવીન રચના કરવામા મોજ માણે છે, જેઓને પ્રાચીન પ્રત્યે અતરથી સદ્ભાવ છે અને તેને સમજવાની જેઓ ફરજ ગણે છે, તેઓને તો એ વાતની લગની લાગવી જોઇએ, એ બાબત પર અતરથી પ્રેમ હોવો જોઇએ અને એને માટે એણે ખૂબ પ્રયાસ યોગ્ય દિશામા કરવો જોઈએ એ ઉપરાંત એક મહત્ત્વની બાબત એ છે કે એમ કરતા એને ધાર્યા કરતા જુદુ પરિણામ આવતુ દેખાય તો તે જાહેર રીતે કહી દેવાની તેનામા પ્રમાણિકતા અને હિંમત હોવા જોઇએ એને મૂળ સૂત્ર વાચતા એમ જણાય કે એના બનાવનારના સબધમા જે દતકથાઓ ચાલે છે તે અસત્ય છે તો તેણે તે જાહેરને કહી દેવુ જોઇએ અને કોઈ લેખક અમુક સમયે

થયેલ નથી, પણ ચાલતી કથાથી પાંચ સો કે બસો વર્ષ પછી થયેલ છે તો તે પણ તેણે સ્પષ્ટ કહી દેવું જોઇએ. પોતાના પૂર્વબદ્ધ વિચારો માટે આગ્રહ ન રાખવો એ યોગ્ય ગણાય. અત્યારે સિદ્ધસેન દિવાકર, હરિભદ્રસૂરિ, ધનેશ્વરસૂરિ (શત્રુંજય માહાત્મ્યના કર્ત્તા) વિગેરેના યુગના સંબંધમાં ઘણી નવીન વાતો સાંપડી છે, તો તે પોતાને સૂઝે તેમ બતાવવી એ શોધકની ફરજ છે. મતલબ એ છે કે આ જૂની શોધખોળ પરત્વેના સત્યગવેષકે ઉપરોક્ત સુપ્રસિદ્ધ નિયમોનો કદી ભંગ ન કરવો અને તે માટે પ્રેમપૂર્વક શોધ આગળ ધપાવવી. પ્રાચીનોમાં જે જાતની આગ્રહવૃત્તિ છે તેને અને શોધખોળને કાંઇ સંબંધ નથી. એ તો પોતાની વાત સાચી કરવા મથે અને પોતાના બાંધેલા મતને કે કિવદંતીને પ્રતિકૂળ બાબત શોધખોળમાં મળી આવે તો તેને ગોપવી દે. સત્યના શોધન માટે નવીનોએ આ પદ્ધતિ અસ્વીકાર્ય ગણી છે અને તે વાત માન્ય કરવા યોગ્ય જણાય છે. વ્યુદ્ગ્રાહિત ચિત્તવાળાથી સત્ય દૂર જ નાસતું ફરે છે એ વાત ખાસ લક્ષ્યમાં રાખવા જેવી છે અને સત્યશોધન પ્રેમથી જરૂર કરવા યોગ્ય છે. જેને એ વાતની ધૂન લાગી હોય તે મહેનત કરે અને નિયમોને અનુસરે તો વિશાળ ક્ષેત્ર તેને માટે ખુલ્લું છે.

× × ×

## જૈનો અને ઇતિહાસ—

જૂની શોધખોળને અંગે સાધનો બહુ સ્વલ્પ છે એ વાત ખરી, પણ એ સંબંધમાં જૈન ઇતિહાસની સ્થિતિ પ્રમાણમાં કાંઇક વધારે સારી છે. અત્યારે ગુજરાતનાં ઇતિહાસનાં જે સાધનો પ્રાપ્ય છે તે બહુધા જૈન જ છે. વિક્રમ સંવત એક હજાર પછી જૈન ઇતિહાસ સળંગ પ્રાપ્ત થઇ શકે તેમ છે. પ્રતિમાઓ ઉપરનાં લેખો, મંદિરોમાં લખેલાં શિલાલેખો, કૃતિઓને છેડે લખેલી પ્રશસ્તિઓ, ઐતિહાસિક રાસો, સિક્કાઓ, સાધુઓને કરેલી વિજ્ઞપ્તિઓ વિગેરે ઘણાં સાધનો એ સમય માટે મળી આવે છે. એ સર્વ સાધનોને એકઠાં કરી તે પરથી આખો ઇતિહાસ ઉપજાવી શકાય તેમ છે. કેટલીક સંસ્થાઓએ અને કોઇ કોઇ વ્યક્તિઓએ છૂટોછવાયો સંગ્રહ પણ એ સમયને અંગે કર્યો છે. એ સમય માટે એ ઉપરાંત ચરિત્ર ગ્રંથો પણ મળી

આવે છે આ સર્વ સાધનોનો ઉપયોગ હજુ સુધી વૈજ્ઞાનિક પદ્ધતિએ થયો નથી, પણ થતો જાય છે

વિક્રમની દશમી શતાબ્દિ પહેલાનો ઈતિહાસ હજુ ઘણો અધારામા છે, એને માટેના સાધનો ઘણા સ્વલ્પ છે અને ઘણી વખત ચાલુ દતકથાઓનો ઉપયોગ થયો હોય એમ પાછળના લેખકોના લેખો ઉપરથી જણાય છે સમસ્ત હિંદનો એ પુરાતન ઇતિહાસ હજુ ઘણી અચોક્કસ સ્થિતિમા છે જૈનો માટે થોડા થોડા સાધનો છે અને તેનો ઉપયોગ થાય છે, પણ તેમા બહુ સભાળ અને બારીક તપાસને માટે હજુ ઘણો અવકાશ છે તે વખતે સવતો પણ ઘણા ચાલતા હતા જેવા કે વીર સવત, વિક્રમ સવત, ગુપ્ત સવત, શક સવત વિગેરે એક લેખકે સવત લખ્યો હોય પણ નિર્દેશ ન કર્યો હોય કે તે ક્યા પ્રકારનો છે, અને પછીનો લેખક ભૂલ કરી નાખે તો તે ભૂલ કાયમ બની રહે છે આ વાત ખૂબ લક્ષ્યમા રાખવાની જરૂર રહે છે

એક દરે દશમી શતાબ્દિ પહેલાનો ઇતિહાસ જાણવા માટે ખૂબ પ્રયાસ કરવાની જરૂર રહે છે ઇતિહાસના જ્ઞાનની જરૂરીઆત તો હવે સ્વીકારાઈ છે, પણ એને માટે જેવો જોઇએ તેવો શોખ હજુ ખીલ્યો નથી એ પ્રથમ દુખની બાબત છે, અને બીજી વાત એ છે કે ચાલુ હકીકતને ખોટી પાડે તેવા સાધનો મળી આવે તો તેને ન વિચારવાની અથવા દાબી દેવાની વૃત્તિ કેટલેક સ્થાને દેખાય છે સત્યશોધન માટે આ વાત યોગ્ય નથી આપણે તો બનતો પ્રયાસ કરી સાધનો એકઠા કરવા અને તેને પરિણામે જે સત્ય પ્રાપ્ત થાય તે સ્પષ્ટ રીતે કહી દેવુ લોકોને ગમશે કે નહિ તે બહુ વિચારવાની જરૂર નથી વધારે શોધ કરનાર નીકળે અને નવા અનુમાન કાઢે તો તેને વિચારવા તૈયાર રહેવુ અને સ્વીકાર્ય જણાય તો ખુલ્લા દિલથી તેને વધાવી લેવા. એ રીતે એ શોધખોળનું કાર્ય ચલાવવાની જરૂર છે આ નિયમનો સ્વીકાર કરીને શ્રી ઉપમિતિભવપ્રપચા કથના લેખક શ્રી સિદ્ધર્ષિગણિના સબધમા નીચેની હકીકત જણાવવી જરૂરી ધારી છે

× × ×

## શ્રી સિદ્ધર્ષિ—

શ્રી સિદ્ધર્ષિગણિ સંબંધી જે હકીકત ઉપલબ્ધ છે તેને આપણે નીચેના વિભાગોમાં વહેંચી નાખી તે પર વિચાર કરીએ.

૧. ગ્રંથકર્ત્તાએ પોતે પ્રશસ્તિમાં ઉલ્લેખ કર્યો છે તે.

૨. ગ્રંથકર્ત્તાના ચરિત્ર સંબંધી ગ્રંથમાંથી મળતાં સાધનો–વિગતો.

૩. ગ્રંથકર્ત્તાનું ચરિત્ર પ્રભાવકચરિત્રમાં આપ્યું છે તે.

૪. દાક્ષિણ્ય ચિહ્ન–કુવલયમાળાના કર્ત્તાને અંગે પ્રાપ્ય હકીકત.

૫. શ્રી હરિભદ્રસૂરિ જેમને ગ્રંથકર્ત્તા નમન કરે છે (a) તેમના સમય સંબંધી ચર્ચા ( b ) તેમનો અને ગ્રંથકર્ત્તાનો અનંતર કે પરંપર સંબંધ અને તે સંબંધમાં ગ્રંથમાં અને ગ્રંથની બહારથી મળતી હકીકતો.

ત્યારપછી શ્રી સિદ્ધર્ષિગણિનો સમય, તે સમયના હિંદની સ્થિતિ, લેખક પર તેની અસર, લેખકની કૃતિની ત્યારપછીના લેખકો પર અસર, વિગેરે લેખક અને તેમના સમય સંબંધી પ્રાસ્તાવિક બાબતો પર ધ્યાન ખેંચવામાં આવશે. સમયનિર્ણય માટે જેટલાં સાધનો મને ઉપલબ્ધ થયાં છે તેનો આ સર્વ બાબતોને અંગે ઉપયોગ કરવા ધારણા છે. આપણે પ્રથમ શ્રી સિદ્ધર્ષિગણિની પ્રશસ્તિ ઉપર આવી જઇએ. એ ઇતિહાસનું સર્વથી સ્પષ્ટ અને સીધું સાધન છે, છતાં એમાંથી જ અનેક વિકલ્પ ઊઠે છે તે આગળ જોશું.

### ૧. પ્રશસ્તિ—

આ ગ્રંથકર્ત્તા શ્રી સિદ્ધર્ષિગણિએ પોતે જ ગ્રંથને છેડે **પ્રશસ્તિ** લખી છે તે ગ્રંથકર્ત્તાને સમજવા માટે, સમયનિર્ણય માટે અને કેટલીક હકીકત એકઠી કરી સમજવા માટે ખાસ ઉપયોગી છે.

પ્રશસ્તિ ચાર ભાગમાં વહેંચી નાખીએ:—

( ૧ ) પૂર્વપુરુષોની હકીકત ( શ્લોક ૧ થી ૧૩ )

( ૨ ) લેખકનું નામ વિગેરે ( શ્લોક ૧૪ )

(૩) હરિભદ્રસૂરિ સંબંધી ઉલ્લેખ (શ્લોક ૧૫ થી ૧૭)

(૪) ગ્રંથલેખનનું સ્થાન (૧૮-૨૦) કાળ (૨૧) પ્રથમ કોપી લખનારની હકીકત (૨૨) અને છેવટે ગ્રંથશ્લોક પ્રમાણ (૨૨)

આપણે પ્રથમ લેખકશ્રીના પૂર્વપુરુષોની હકીકત વિચારી જઈએ પ્રશસ્તિના પ્રથમના તેર શ્લોકમાં જે હકીકત આવે છે તે નીચે પ્રમાણે

(૧) ગ્રંથકર્ત્તાના પૂર્વપુરુષો

*द्योतिताखिलभावार्थः सद्भव्याब्जप्रबोधकः ।
सूरा(र्या)चार्योऽभवद्दीप्तः साक्षादिव दिवाकरः ॥ १ ॥

स निर्वृत्तिकुलोद्भूतो लाटदेशविभूषणः ।
आचारपञ्चकोद्युक्तः प्रसिद्धो जगतीतले ॥ २ ॥

अभूद् भूतहितो धीरस्ततो देल्लमहत्तरः ।
ज्योतिर्निमित्तशास्त्रज्ञः प्रसिद्धो देशविस्तरे ॥ ३ ॥

ततोऽभूदुल्लसत्कीर्तिर्ब्रह्मगोत्रविभूषणः ।
दुर्गस्वामी महाभागः प्रख्यातः पृथिवीतले ॥ ४ ॥

प्रव्रज्या गृह्णता येन गृहं सद्धनपूरितं ।
हित्वा सद्धर्ममाहात्म्यं क्रिययैव प्रकाशितम् ॥ ५ ॥

---

* "સર્વ ભાવાર્થોને પ્રકાશ કરનાર, ભવ્ય પ્રાણીરૂપ કમળને જાગૃત કરનાર અને દિપ્યમાનનાર સાક્ષાત્ સૂર્ય જેવા તેજસ્વી શ્રી સૂરાચાર્ય થયા ૧

"તેઓશ્રી લાટદેશના આભૂષણ હતા, નિર્વૃત્તિકુળમાં થયેલા હતા, પંચાચાર પાળવામાં સર્વદા તત્પર હતા અને જગતમાં સારી રીતે પ્રસિદ્ધિ પામેલા હતા ૨

"ત્યારપછી દેલ્લમહત્તર થયા તેઓ પ્રાણીઓને હિત કરનાર હતા, ધીર હતા, જ્યોતિષ અને નિમિત્તશાસ્ત્રના જાણકાર હતા અને દેશના વિસ્તારમાં પ્રસિદ્ધ થયેલા હતા ૩

"ત્યારપછી બ્રાહ્મણગોત્રના આભૂષણ, મહાભાગ્યવાન્ અને વધતી જતી કીર્તિવાળા દુર્ગસ્વામી થયા. તેઓ પૃથ્વીતળ ઉપર પ્રખ્યાત હતા ૪

"તેઓશ્રીએ દીક્ષા લેતી વખત વિશાળ દ્રવ્યથી ભરપૂર પોતાનું સુંદર ઘર છોડીને ક્રિયા સ્વરૂપે વિશુદ્ધ ધર્મનું માહાત્મ્ય પ્રકાશમાન કર્યું ૫

यस्य तच्चरितं वीक्ष्य शशाङ्ककरनिर्मलम् ।
वुद्धास्तत्प्रत्ययादेव भूयांसो जन्तवस्तदा ॥ ६ ॥

सद्दीक्षादायकं तस्य स्वस्य चाहं गुरूत्तमम् ।
नमस्यामि महाभागं गर्गर्षिमुनिपुङ्गवम् ॥ ७ ॥

क्लिष्टेऽपि दुःषमाकाले यः पूर्वमुनिचर्यया ।
विजहारेव निःसङ्गो दुर्गस्वामी धरातले ॥ ८ ॥

सद्देशनांशुभिर्लोके द्योतित्वा भास्करोपमः ।
श्रीभिल्लमाले यो धीरः गतोऽस्तं सद्विधानतः ॥ ९ ॥

तस्मादतुलोपशमः सिद्ध(सद्द)र्षिरभूदनाविलमनस्कः ।
परहितनिरतैकमतिः सिद्धान्तनिधिर्महाभागः ॥ १० ॥

विषमभवगर्तनिपतितजन्तुशतालम्बदानदुर्ललितः ।
दलिताखिलदोषकुलोऽपि सततकरुणपरीतमनाः ॥ ११ ॥

---

" તેઓશ્રીનું ચંદ્રકિરણ જેવું નિર્મળ ચરિત્ર જોઇને તેને આધારે અનેક પ્રાણીઓ તે વખતે બોધ પામ્યા. ૬.

" તે દુર્ગસ્વામીને અને મને પોતાને દીક્ષા આપનાર મહાભાગ્યશાળી ઉત્તમ ગુરુવર્ય મુનિપુંગવ **શ્રીગર્ગર્ષિને** નમસ્કાર કરું છું. ૭.

" આવા અત્યંત હીન દુઃષમ કાળમાં તદ્દન નિઃસંગ થઇને પૂર્વકાળના મુનિઓ માફક એ **દુર્ગસ્વામી** પૃથ્વી પર વિહાર કરતા હતા. ૮.

" સૂર્યની ઉપમાને યોગ્ય તેઓશ્રીએ સુંદર દેશનારૂપ કિરણોથી લોકમાં ઉદ્યોત કર્યો. સુંદર વિધાનપૂર્વક તેઓશ્રી ધીરવીર હોઇ **ભિલ્લ(ન્ન)માલ**નગરમાં અસ્ત પામી ગયા. ૯.

" તેમનાથી **સિદ્ધર્ષિ** ( પાઠાંતરે-**સદ્દર્ષિ** ) થયા: એ અતુલ ઉપશમવાળા હતા, સ્ફટિક જેવા નિર્મળ મનવાળા હતા, પારકાનું હિત કરવામાં સર્વદા બુદ્ધિનો ઉપયોગ કરવાવાળા હતા, આગમના દરિયા હતા અને મહાભાગ્યવાન હતા. ૧૦.

" સંસારના વિષમ ખાડામાં પડેલા સેંકડો જંતુઓને અવલંબનનું દાન આપીને તેઓ ચપળ જણાતા હતા. ( દુર્લલિતને બદલે દુર્બલિત ઠીક લાગે છે ઘણું દાન આપીને દુબળા થઇ ગયા હતા. ) એમણે સર્વ દોષો દળી નાખ્યા હતા છતાં તેઓનું મન હમેશાં કરુણાવાળું રહેતું હતું. ૧૧.

य सङ्ग्रहकरणरत सदुपग्रहनिरतवुद्धिरनवरतम् ।
आत्मन्यतुलगुणगणैर्गणधरवुद्धिं विधापयति　　　　॥ १२ ॥

वहुविधमपि यस्य मनो निरीक्ष्य कुन्देन्दुविशदमद्यतनाः ।
मन्यन्ते विमलधिय- सुसाधुगुणवर्णकं सत्यम्　　　॥ १३ ॥

પ્રથમના તેર શ્લોકમા પૂર્વપુરુષોની હકીકત આવી તે પ્રમાણે નીચેની હકીકત પ્રાપ્ત થાય છે

૧ **સૂરાચાર્ય** અથવા **સુર્યાચાર્ય.**

એ લાટ દેશમા થયા લાટ દેશ એટલે ભરૂચની આસપાસનો પ્રદેશ આ સૂરાચાર્ય ઘણા પ્રસિદ્ધ હશે એમ જણાય છે

૨ સૂરાચાર્યના શિષ્ય **દેલ્લમહત્તર.**

એ જ્યોતિષના જાણકાર હતા. એ દેશના વિસ્તારના પ્રસિદ્ધ હતા તેમનો કરેલો કોઈ ગ્રંથ લભ્ય નથી

૩ તેમના પછી **દુર્ગસ્વામી** થયા

એ જન્મથી બ્રાહ્મણ હતા એમણે સારી કીર્તિ સંપાદન કરી હતી. એમણે આખી પૃથ્વી ઉપર સારી પ્રસિદ્ધિ મેળવી હતી એમણે દીક્ષા લીધી ત્યારે બહુ ધન-ધાન્યથી ભરેલા ઘરનો ત્યાગ કર્યો હતો એમના એ સુંદર દાખલાનું અનુકરણ કરનારી અનેક પ્રાણીઓ બોધ પામ્યા હતા. એમનું ચરિત્ર અત્યુત્તમ હતું એ ભિન્નમાલ નગરના કાળધર્મ પામ્યા

---

[illegible] ૧૨.

[illegible] ૧૩.

૪. એ દુર્ગસ્વામીને અને આ ગ્રંથના કર્ત્તા શ્રી સિદ્ધર્ષિને દીક્ષા આપનાર **ગર્ગર્ષિ** હતા.

૫. એ દુર્ગસ્વામીથી **સદ્દર્ષિ** થયા.

એ સદ્દર્ષિ ખૂબ અભ્યાસી હતા. સિદ્ધાન્તના ખાસ અભ્યાસી હતા. કરુણાભરપૂર હતા. અનુકરણીય ચારિત્રથી સાધુના શાસ્ત્રમાં કરેલા વર્ણનને સાચું બતાવનારા હતા.

૬. એમના ચરણરેણુતુલ્ય **સિદ્ધર્ષિ**એ આ ગ્રંથ બનાવ્યો.

'એમના' એટલે 'કોના?' એ શંકાસ્પદ છે. '**એ**' **દુર્ગસ્વામી**ને પણ લાગે અને **સદ્દર્ષિ**ને પણ લાગે.

## ગ્રંથકર્ત્તાના પૂર્વપુરુષો સંબંધી—

પ્રશસ્તિમાં જે નામો આપ્યાં છે તે સંબંધી કોઈ પણ વિશેષ માહિતી મેળવવી અતિ મુશ્કેલ છે. સરખા નામવાળા વિદ્વાનો ઘણા થયા છે અને ચોક્કસ હકીકત કાંઇ મળતી નથી. જે હકીકત મળે છે તે વિચાર માટે નોંધી લેવામાં આવી છે.

**સૂરાચાર્ય.** શ્રી પ્રભાવકચરિત્રમાં સૂરાચાર્યનો એક પ્રબંધ આવે છે. તેમાં અનેક આશ્ચર્યકારક ચમત્કારોથી ભરપૂર એમનું ચરિત્ર બતાવ્યું છે. એ ચરિત્ર પરથી એમ જણાય છે કે ગુજરાતના સોલંકી ભીમદેવ મહારાજાના મામા દ્રોણાચાર્ય પાસે એમણે દીક્ષા લીધી હતી. તેઓ દ્રોણાચાર્યના ભાઈ સંગ્રામસિંહના પુત્ર થાય. એટલે ભીમદેવને સૂરાચાર્ય મામાના દીકરા થાય. એમણે ધારાનગરીના ભોજરાજા પાસે અપૂર્વ વિદ્વત્તા બતાવી હતી. આ સૂરાચાર્ય, જેમનું ચરિત્ર શ્રી પ્રભાવક ચરિત્રમાં આપ્યું છે તે અને ઉપરોક્ત સૂરાચાર્ય એક હોય એમ લાગતું નથી. ભીમદેવ પહેલાનો સમય ઇતિહાસમાં મુકરર છે. તે ઇસ્વીસન ૧૦૨૨–૧૦૭૨ નો હોવાથી તે સમય શ્રી સિદ્ધર્ષિના સમયથી પાછળ જાય છે એટલે આ સૂરાચાર્ય કોઈ અલગ વ્યક્તિ હશે એમ અત્યારે ધારવું પડે. આના નિર્ણય માટે વધારે શોધખોળની આવશ્યકતા જરૂર રહે.

ગર્ગર્ષિના સંબંધમાં એટલું જણાય છે કે એમણે પાસક( સા ).

કેવળી અને કર્મવિપાક નામના ગ્રંથો બનાવ્યા હતા એ ગ્રંથો સંબંધી ઘણી શોધખોળ કરવાની જરૂર રહે છે એથી શ્રી સિદ્ધર્ષિના સમય મુકરર કરવામાં ઘણી સગવડ થાય તેમ જણાય છે

આ પ્રશસ્તિ ઉપરથી એટલું જણાય છે કે—

**શ્રી સિદ્ધર્ષિ** ગણિ **નિવૃત્તિ કુળમાં** ઉત્પન્ન થયા હતા.

તેમના દીક્ષાગુરુ **ગર્ગર્ષિ** હતા એટલે કે **ગર્ગર્ષિ**ને હાથે એમની દીક્ષા થઇ હતી

**દુર્ગસ્વામી** અને **સિદ્ધર્ષિ** બન્નેને દીક્ષા આપનાર **ગર્ગર્ષિ** હતા

એ **ગર્ગર્ષિ** કયા કુળના હતા તે કાંઇ જણાતું નથી

**સદ્દર્ષિ** અને **સિદ્ધર્ષિ** બન્ને **દુર્ગસ્વામી**ના શિષ્ય થતા હતા

એટલે **સૂરાચાર્ય**ના **દેલ્લમહત્તર**, **દેલ્લમહત્તર**ના શિષ્ય **દુર્ગસ્વામી** અને **દુર્ગસ્વામીના શિષ્યો સદ્દર્ષિ** અને **સિદ્ધર્ષિ.**

દુર્ગસ્વામી અને સિદ્ધર્ષિની દીક્ષા સાથે થઇ કે આગળ પાછળ થઇ તેની ચોખવટ થતી નથી પણ બન્નેને દીક્ષા આપનાર **શ્રી ગર્ગર્ષિ** હતા એ વાત ચોક્કસ જણાય છે

એ દુર્ગસ્વામી પણ બહુ પ્રતાપી હોય એમ જણાય છે એમણે સંસારનો ત્યાગ કર્યો ત્યારે ઘણો વૈભવ છોડયો હોય એમ જણાય છે એમની પ્રસિદ્ધિ પણ ખૂબ હશે એમ જણાય છે

એ દુર્ગસ્વામીની શિષ્યા ગણા નામની સાધ્વીએ ઉપમિતિ-ભવપ્રપંચા ગ્રંથની પ્રથમ કાપી લખી એમ પણ પ્રશસ્તિ ઉપરથી જણાય છે સાધ્વી કેવી સારી રીતે પોતાનો સમય તે કાળમાં વ્યતીત કરતી હશે તેનું આથી સહજ અનુમાન થાય છે

**શ્રી સિદ્ધર્ષિના ગુરુ કોણ ?**

આ પૂર્વપુરુષોની નોંધને અંગે એક સવાલ એ ઉપસ્થિત થાય છે કે શ્રી સિદ્ધર્ષિ ગણિના ગુરુ કોણ ?

એ સંબંધમાં પ્રશસ્તિમાંથી અનેક વિકલ્પો નીકળે છે. એનો

નિર્ણય થઇ શકે તેમ નથી. તે માટે નીચેની હકીકત વિચારવી અને તે વિચારતાં પ્રશસ્તિ સન્મુખ રાખવી.

૧. પ્રશસ્તિ પરથી એક વાત ચોક્કસ જણાય છે કે શ્રી **સિદ્ધર્ષિ** ગણિને દીક્ષા આપનાર ગુરુ **ગર્ગર્ષિ** હતા.

૨. છતાં દીક્ષા લેતી વખતે કોને ગુરુ તરીકે સ્થાપન કરવામાં આવ્યા તે કાંઈ માલૂમ પડતું નથી. **ગર્ગર્ષિ** એમના ગુરુ નહોતા એમ તો જણાય છે.

૩. દુર્ગસ્વામીના શિષ્ય **સદ્દર્ષિ** થયા એ પ્રશસ્તિના દશમા શ્લોકથી જણાય છે.

૪. ચૌદમા શ્લોકમાં **तच्चरणरेणुकल्पेन** એમ લખી ' તેમના ચરણ-રેણુતુલ્ય ' ' સિદ્ધે ' આ પુસ્તક કહ્યું એમ જણાવે છે. એમાં ' તેમના ' એટલે ' કોના ? ' એ પ્રશ્ન થાય છે. ઉપરના શ્લોકમાં કહેલા એમ ધારીએ તો શ્રી **સિદ્ધર્ષિ**ના ગુરુ **સદ્દર્ષિ** થાય છે.

૫. અથવા **સદ્દર્ષિ** અને **સિદ્ધર્ષિ** બન્ને **દુર્ગસ્વામી**ના શિષ્ય હોય તે પણ બનવાજોગ છે.

૬. અથવા દુર્ગસ્વામીની પાટે સદ્દર્ષિ આવ્યા હોય અને તેને ' સંગ્રહકરણુરત ' કહ્યા છે અને ગચ્છાધિપતિનો એ એક ગુણ ગણાય છે. **संगहसीलो चिवायशिलोअ.** એ રીતે જોતાં કદાચ **સદ્દર્ષિ** નિર્વૃત્તિ ગણના ગચ્છાધિપતિ હોય અને તેઓ તેમજ સિદ્ધર્ષિ એ બન્ને **દુર્ગસ્વામી**ના શિષ્ય હોય એ પણ બનવાજોગ છે.

૭. આ પુસ્તક દુર્ગસ્વામીની શિષ્યા **ગણા**એ પ્રથમ આદર્શમાં લખ્યું એનો ખ્યાલ કરતાં કદાચ દુર્ગસ્વામીના વખતમાં આ પુસ્તક લખાયું હોય, લેખકના ગુરુ દુર્ગસ્વામી હોય, તેમણે પોતાની શિષ્યા ગણાને તેની પ્રથમાવૃત્તિ કરવા આજ્ઞા આપી હોય એ પણ બનવાજોગ છે.

૮. છેલ્લી વાતનો સ્વીકાર કરવામાં વચ્ચેથી સદ્દર્ષિ ઊડી જાય છે, તેથી કદાચ આ પુસ્તક તૈયાર થયું ત્યારે સદ્દર્ષિ ગણાધિપતિ

હોય, અને દુર્ગસ્વામી સ્વર્ગે ગયા હોય, છતા તેમની શિષ્યાએ આ પુસ્તક લખ્યુ હોય એમ હોય તો આ પુસ્તકના લેખકના ગુરુ દુર્ગસ્વામી પણ હોય અથવા દેલ્લમહત્તર પણ હોય દુર્ગસ્વામી આ પુસ્તક પૂરુ થયુ ત્યારે સ્વર્ગે ગયા હતા એ પ્રશસ્તિના શ્લોકથી જરૂર જણાય છે

૯ तच्चरणरेणुकल्पेन એ શબ્દનો સબધ વિચારતા કદાચ શ્રી સિદ્ધર્ષિ સદ્દર્ષિના શિષ્ય પણ હોઈ શકે

૧૦ આ સર્વ બાબતનો વિચાર કરવા સાથે શ્રી હરિભદ્રસૂરિનો અને લેખકનો સબધ ખાસ વિચારવા યોગ્ય છે તેમને એટલે કે શ્રીહરિભદ્રસૂરિને લેખકના દીક્ષાગુરુ ગણવા, વિદ્યાગુરુ ગણવા કે પ્રાચીન ગણવા ? વિગેરે અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે તે આગળ ઉપર ખૂબ વિસ્તારથી વિચારવામા આવશે

આ સર્વ બાબતનો વિચાર કરતા અને પ્રશસ્તિ ઉપર ખૂબ ચર્ચા કરતા મારો એમ અભિપ્રાય થાય છે કે—

૧ શ્રી સિદ્ધર્ષિએ દીક્ષા શ્રી ગર્ગર્ષિ પાસે લીધી હોવી જોઇએ.

૨ દુર્ગસ્વામીની દીક્ષા પણ તે જ ગર્ગર્ષિ પાસે થઇ

૩ દીક્ષાવખતે ગુરુ તરીકે દુર્ગસ્વામીની અથવા દેલ્લમહત્તરની સ્થાપના થઇ હશે.

૪ સદ્દર્ષિની દીક્ષા પ્રથમ અને સિદ્ધર્ષિની ત્યારપછી થઇ હોવી ઘટે.

૫ દુર્ગસ્વામી ભિન્નમાલ નગરના કાળ કરી ગયા ત્યારે તેમની પાટ ઉપર ગણાધિપતિ તરીકે સદ્દર્ષિ આવ્યા

૬ આ ગ્રંથ પૂરો થયો ત્યારે [illegible] ના નાયક સદ્દર્ષિ અને બન્નેના [illegible] દુર્ગસ્વામીની [illegible] શિષ્યાએ પ્રથમ આદર્શ લખ્યો.

[illegible]

[illegible]

થી ૮૫ મા શ્લોકમાં એક હકીકત કહી છે તે ધ્યાનમાં રાખવા ચોગ્ય છે. ત્યાં દિગ્બંધ પ્રકટ કરતાં નીચેના ત્રણ શ્લોક ગર્ગર્ષિના મુખમાં મૂક્યા છે:—

**दिग्वंधं श्रावयामास पूर्वतो गच्छसंततिम् ।**
**सत्प्रभुः शृणु वत्स ! त्वं श्रीमान् वज्रप्रभुः पुरा ॥ ८३ ॥**
**तच्छिष्यवज्रसेनस्याभूद्विनेयचतुष्टयी ।**
**नागेंद्रो निर्वृतिश्चंद्रः ख्यातो विद्याधरस्तथा ॥ ८४ ॥**
**आसीन्निर्वृतिगच्छे च सुराचार्यो धियां निधिः ।**
**तद्विनेयश्च गर्गर्षिरहं दीक्षागुरुस्तव ॥ ८५ ॥**

એ ઉપરથી એમ જણાય છે કે વજ્રસ્વામીના શિષ્ય વજ્રસેનના ચાર શિષ્યો થયા. ( ૧ ) નાગેંદ્ર, ( ૨ ) નિર્વૃતિ, ( ૩ ) ચંદ્ર અને ( ૪ ) વિદ્યાધર[1]. એ ચારેની ચાર શાખાઓ નીકળી. તેમાં નિર્વૃતિની જે શાખા નીકળી તેમાં સૂરાચાર્ય થયા. તેના શિષ્ય ગર્ગર્ષિ અને ગર્ગર્ષિએ શ્રી સિદ્ધર્ષિ ગણિને દીક્ષા આપી.

આ હકીકત પ્રમાણે દેલ્લમહત્તર તદ્દન ઊડી જાય છે. શ્રી સિદ્ધર્ષિ પોતે જ લખે છે કે શ્રી ગર્ગર્ષિ તેમને તથા દુર્ગસ્વામીને દીક્ષા આપનાર હતા. એ ગર્ગર્ષિને સાથે વળી 'ગુરૂત્તમં' પણ કહે છે. જો એ ગર્ગર્ષિ સૂરાચાર્યના શિષ્ય હોય તો દુર્ગસ્વામી અને સિદ્ધર્ષિ બન્નેની દીક્ષા ગર્ગર્ષિ પાસે થયેલી હોય એમ માનવામાં જરા પણ વાંધો નથી. દીક્ષા વખતે ગુરુ તરીકે દેલ્લમહત્તરને સ્થાપ્યા હોય અથવા દુર્ગસ્વામીને સ્થાપ્યા હોય તે બનવાજોગ છે.

તેથી ગર્ગર્ષિ પોતે દિગ્બંધમાં 'હું તારો દીક્ષાગુરુ છું' એમ કહે છે તે વાત બરાબર બંધબેસતી થતી નથી.

આ સર્વમાં સદ્દર્ષિની વાત જરા પણ સમજાતી નથી. એમનું

---

૧. શ્રી પ્રભાવક ચરિત્રમાં વજ્રસ્વામીના પ્રથમ પ્રબંધમાં આ ચારે શાખા સંબંધી ઉલ્લેખ છે. એ ચારે શાખા વજ્રસેનના ચાર પુત્ર જેઓએ પિતા સાથે વજ્રસ્વામી પાસે દીક્ષા લીધી હતી તેનાથી નીકળી છે. પ્રભાવક ચરિત્રકાર 'એ ચારે નામના ગચ્છો હજુ પણ અવની પર જયવંત વર્તે છે' એમ જણાવે છે એટલે આ ઘણી મહત્ત્વની હકીકત છે.

પ્રશસ્તિમા વર્ણન વાચતા એ શ્રી સિદ્ધર્ષિ માટેનુ નથી એ ચોક્કસ જણાય છે અને 'તચ્ચરણરેણુકલ્પેન' એ પ્રશસ્તિના શબ્દોથી તે સિદ્ધ થાય છે સદ્દર્ષિ સિદ્ધર્ષિથી મોટા હોવા જોઇએ અને ગ્રથ પૂરો થયો ત્યારે નિર્વૃતિ ગચ્છની શાખાના ઉપરી હોવા જોઇએ એમ વાચન કરતા અનુમાન થાય છે પ્રો જેકોબીએ ઉપમિતિના ઉપોદ્ઘાતના પાચમા પૃષ્ઠમા સદ્દર્ષિ વિષે કાંઈ પણ ઉલ્લેખ કર્યો નથી, તે માત્ર સૂર્યાચાર્ય, દેલ્લમહત્તર અને દુર્ગસ્વામીનો જ ઉલ્લેખ કરે છે તેથી સદ્દર્ષિની હકીકત તેના ધ્યાન બહાર ગઇ હોય એમ જણાય છે સદ્દર્ષિ તદ્દન અલગ હોવાના ઘણા કારણ છે શ્રી સિદ્ધર્ષિ જેવા સિદ્ધ લેખક પોતાને માટે ગણધરબુદ્ધિ ઉત્પન્ન કરવાનુ લખે કે પોતાને સિદ્ધાન્તનિધિ તરીકે જણાવે અથવા સુસાધુ વર્ણન સત્ય કરનાર તરીકે જણાવે એ તદ્દન અશક્ય બાબત છે (જુઓ પ્રશસ્તિના શ્લોક ૧૦–૧૧–૧૨–૧૩) અને સદ્દર્ષિ ન હોય તો ચૌદમા શ્લોકમા 'તચ્ચરણરેણુકલ્પેન' શબ્દનો અર્થ તદ્દન ઊડી જાય છે[૧]

દુર્ગસ્વામી ભિન્નમાલ નગરમા અસ્ત થયા પછી તેમનામાથી (**તસ્માત્** શ્લોક ૧૦) એક ગચ્છાધિપતિ થયા અને તેના ચરણરેણુ તુલ્ય સિદ્ધર્ષિએ આ ગ્રથ કહી બતાવ્યો–આ અર્થ સ્પષ્ટ છે

શ્રી સિદ્ધર્ષિના ગુરુ કોણ હશે એ હકીકત તો અચોક્કસ જ રહેવાની હોય એમ જણાય છે આગળ જ્યારે શ્રી હરિભદ્રસૂરિ સબધી વાત વિચારવામા આવશે ત્યારે આ બાબતની ગુચવણમા વધારો

---

૧ આ સબધમા મુનિશ્રી કલ્યાણવિજયજી પ્રભાવકચરિત્રની પ્રસ્તાવનામા લખે છે કે "સિદ્ધર્ષિના ગુરુ ગર્ગર્ષિ નિર્વૃત્તિ કુલીન સૂરાચાર્યના શિષ્ય હતા સિદ્ધર્ષિ પોતે પણ ઉપમિતિભવપ્રપચાની પ્રશસ્તિમા પ્રથમ નિર્વૃતિકુલ અને સૂરાચાર્યનો જ ઉલ્લેખ કરે છે, પણ તે પછી દેલ્લમહત્તરનો અને દેલ્લમહત્તર પછી દુર્ગસ્વામીનો નામોલ્લેખ કરીને છેવટે દુર્ગસ્વામીના અને પોતાના દીક્ષાદાયક તરીકે ગર્ગર્ષિનો નિર્દેશ કરે છે આ ઉપરથી એમ જણાય છે કે સૂરાચાર્યના બે શિષ્યો હશે, પહેલા દેલ્લમહત્તર અને બીજા ગર્ગર્ષિ. દેલ્લમહત્તરના દુર્ગસ્વામી અને ગર્ગર્ષિના સિદ્ધર્ષિ શિષ્ય હશે અને બન્નેની દીક્ષા ગર્ગર્ષિને હાથે થઇ હશે." તેઓ પણ સદ્દર્ષિનુ નામ લખતા નથી એ ઘણુ નવાઇ જેવુ લાગે છે

થશે. આવી રીતે પ્રથમના તેર શ્લોકમાં શ્રી સિદ્ધર્ષિના પૂર્વપુરુષો સંબંધી હકીકત વિચારી.

આમાં દશથી તેરમા શ્લોક સુધીમાં જે મહાપુરુષનું વર્ણન આવે છે તે આ ગ્રંથના લેખક સિદ્ધર્ષિ સંબંધી નથી એ વાત ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. એમ માનવાના ઘણાં કારણો છે તે ઉપમિતિભવપ્રપંચા કથા વાંચનારને કહેવાની જરૂર નહિ પડે. લેખક અત્યંત નમ્ર છે, આખા ગ્રંથમાં એની નમ્રતા તરવરી આવે છે અને એમણે સિંહાચાર્યનો અધઃપાત ચિતર્યો છે. ( પ્ર. ૮ પ્ર. ૧૦ પૃ. ૧૯૬૦ ) એવા સિદ્ધ લેખક પોતાને માટે દશમાથી તેરમા સુધીના શ્લોકમાં વાપરેલ એક પણ વિશેષણ વાપરે એ અશક્ય છે.

જેમણે આવો મોટો અદ્ભુત ગ્રંથ બનાવ્યો છતાં લખે છે કે એને દેવી સરસ્વતીએ બનાવ્યો અને પોતે તો કહી બતાવ્યો એવા લેખક પોતાના મનને 'કુન્દેન્દુ' જેવું નિર્મળ કહે કે પોતાના અભ્યાસને અંગે પોતાને 'સિદ્ધાંતનિધિ' કહે એ અશક્ય છે. મારા નમ્ર મત પ્રમાણે સદ્દર્ષિ તદ્દન અલગ વ્યક્તિ છે અથવા પ્રશસ્તિના શ્લોક દશથી તેર સુધીનું વર્ણન ગ્રંથકર્ત્તાને માટે ગ્રંથકર્ત્તાએ પોતે લખેલ સંભવી શકતું નથી. ( એ ચારના વૃત્ત પણ જુદા છે. )

## ૨. લેખકનું નામ—

પ્રશસ્તિનો ચૌદમો શ્લોક નીચે પ્રમાણે છે.

**×उपमितिभवप्रपञ्चा कथेति तच्चरणरेणुकल्पेन ।**
**गीर्देवतया विहिताभिहिता सिद्धाभिधानेन ॥ १४ ॥**

આ કથાના બનાવનારનું નામ **સિદ્ધ** આપ્યું છે. એટલે **સિદ્ધર્ષિ** સમજવા. એમની નમૃતા કેટલી છે તે અહીં જરા જોઇ જવા જેવું છે. એ કહે છે કે આ કથા બનાવી ગીર્દેવતાએ એટલે સરસ્વતી દેવીએ અથવા શ્રુતદેવીએ અને **સિદ્ધે** કહી બતાવી. એમને લેખક તરીકે

× " આ ઉપમિતિભવપ્રપંચા કથા શ્રી સરસ્વતી દેવીએ બનાવી અને તેમના ( ઉપર વર્ણન કર્યું–તે શ્રી સિદ્દર્ષિના ) ચરણરેણુ સમાન સિદ્ધે કહી બતાવી. ૧૪

કોઈ જાતનુ અભિમાન નથી જે પોતાની ઉપર કૃપા કરવા માટે ગ્રથ વાચવાની વિજ્ઞપ્તિ કરે (પ્ર. ૧ પૃ ૨૧૪), જે પોતાના ગ્રથને સુવર્ણ પાત્રમા મૂકવા યોગ્ય ન ગણે (પૃ ૨૧૪) અને જે ગ્રથ વાચવાનુ કાર્ય પ્રેરણારૂપ જ ગણે (પૃ ૨૦૮૧) તેને નામની પરવા કેમ હોય ?

શ્રી સિદ્ધર્ષિની આ આત્મલઘુતાની બાબત ખાસ વિચારમા લઈ અનુકરણ યોગ્ય છે પ્રથમ પ્રસ્તાવમા એ પોતાનુ ચરિત્ર લખે છે ત્યા પણ એમણે જ્ઞાન, દર્શન, ચરિત્ર અન્યને આપવા માટે અનેક પ્રકારના પ્રયત્નો કર્યા હતા અને જ્યારે લોકો તેમની પૂર્વકાળની સ્થિતિ યાદ લાવીને તેની પાસેથી ઉપદેશ લેતા નહોતા ત્યારે તેમણે કાષ્ઠની પેટીમા ભરીને એ રત્નત્રયીને જગત સન્મુખ ધર્યા છે જે વસ્તુ ખૂબ દેવાય તે ખૂબ મળે છે એની તેમને ખાત્રી હતી, એમની સદ્બુદ્ધિએ એ વાત તેમને સૂઝાડી હતી અને તેમનો ઉદ્દેશ નામ-ખ્યાતિનો નહોતો, પણ કોઈ રીતે અન્ય એ વસ્તુનો ઉપયોગ કરે તે હતો આ અતિ આકર્ષક નમ્રતા એમણે ગ્રથમા ઠામઠામ બતાવી છે

એક હકીકત ખાસ નોધવા જેવી છે પ્રશસ્તિના ૧૦, ૧૧, ૧૨, ૧૩, મા શ્લોકમા જે સદ્દર્ષિનુ વર્ણન આવે છે તે સદ્દર્ષિ આ કથાના લેખક ન હોવા જોઈએ એ વાત ખાસ ધ્યાનમા રાખવાની છે આ કથાને માટે લેખક પોતાને અગે કોઈ પણ પ્રશસાના શબ્દો વાપરે એ તદ્દન અશક્ય વાર્તા છે અગાઉના સાધુઓનુ વર્ણન સાચુ બનાવનાર તરીકે પોતાની જાતનુ વર્ણન શ્રી સિદ્ધર્ષિ કરે તે તદ્દન ન બને તેવી વાત છે અને ઉપર લખેલા ૧૪ મા શ્લોકમા **तच्चरणरेणुकल्पेन** એ શબ્દ એ વાત જ બતાવે છે **तत्** એટલે કોના ? દુર્ગસ્વામીની બાબત તો નવમા શ્લોકમા પૂરી થઈ ગઈ અને તેનાથી સદ્દર્ષિ થયા એની વાર્તા દશમા શ્લોકથી શરૂ કરી આ સર્વ હકીકત ઉપરથી અને શ્રી સિદ્ધર્ષિનો આત્મનિંદા કરવાનો સ્વભાવ જ હોવાથી તેમજ લેખક તર્કની તેમની જમાવટ કરવાની પદ્ધતિ ઉપરથી એક જ હકીકત પ્રાપ્ત થાય છે તે એ કે દુર્ગસ્વામી અસ્ત થયા પછી તેમના સ્થાને અન્ય કોઈ આવ્યા અને તે સદ્દર્ષિ હતા તેના ચરણ-રેણુ તુલ્ય સિદ્ધે આ વાર્તા લખી

પોતાને માટે 'સિદ્ધર્ષિ' એટલો પણ શબ્દ વાપરવામાં નથી આવતો, પણ 'સિદ્ધ' શબ્દ વપરાય છે. અત્યારે આપણે આનંદવિજયને આનંદ અથવા રવીન્દ્રને રવિ કહીએ તેના જેવો આ પ્રયોગ છે અને હિંદવાસીને તે સમજવામાં જરા પણ મુશ્કેલી જણાય તેમ નથી. હિંદમાં માણસ પોતાનું ટૂંકું નામ વાપરવામાં મજા લે છે, એને એમાં નમ્રતા લાગે છે અને લગભગ સર્વને નાના નામો હોય છે. એને હુલામણાનું નામ પણ કહેવામાં આવે છે.

પ્રશસ્તિના આ બીજા વિભાગ ઉપરથી ( ૧૪ મા શ્લોકથી ) આ કથાના બનાવનાર શ્રી સિદ્ધર્ષિ જેઓ પોતાને **સિદ્ધ** નામથી ઓળખાવે છે તે હતા એમ જણાય છે.

હવે આપણે પ્રશસ્તિમાં આગળ વધીએ.

## ૩. શ્રી હરિભદ્રસૂરિ અને સિદ્ધર્ષિ

પ્રશસ્તિના ૧૫, ૧૬, ૧૭ મા શ્લોકો નીચે પ્રમાણે છે.

**अथवा—**

**आचार्यहरिभद्रो मे धर्मबोधकरो गुरुः ।**
**प्रस्तावे भावतो हंत स एवाद्ये निवेदितः ॥ १५ ॥**

**विषं विनिर्धूय कुवासनामयं, व्यचीचरद्यः कृपया मदाशये ।**
**अचिन्त्यवीर्येण सुवासनासुधां, नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥१६॥**

**अनागतं परिज्ञाय चैत्यवन्दनसंश्रया ।**
**मदर्थैव कृता येन वृत्तिर्ललितविस्तरा ॥ १७ ॥**

---

"આચાર્ય **હરિભદ્ર** મને ધર્મનો બોધ કરનાર હોઈ ભાવથી મારા ગુરુ છે અને તે વાત મેં પ્રથમ પ્રસ્તાવમાં જણાવેલ છે. ૧૫.

"જે **હરિભદ્રસૂરિ**એ કુવાસનાથી ભરેલ ઝેરને ધોઈ સાફ કરીને મારે માટે ન ચિંતવી શકાય તેવા વીર્યના પ્રયોગથી કૃપાપૂર્વક સુવાસનાનું અમૃત વિચારી કાઢ્યું, તેઓશ્રીને નમસ્કાર હો. ૧૬

"જેઓએ અનાગત કાળને પ્રથમથી જાણી લઈને મારે માટે જ ચૈત્યવંદનના સૂત્રોના સંબંધવાળી **લલિતવિસ્તરા** નામની વૃત્તિ બનાવી. ૧૭"

પ્રશસ્તિના આ ત્રીજા વિભાગમા બહુ અગત્યની વાત લખી છે અને તેમા અનેક પ્રશ્નોનો અવકાશ પણ રહે છે મારા નમ્ર મત પ્રમાણે આ પ્રશસ્તિના ત્રણ શ્લોકનું બરાબર નિરીક્ષણ થાય અને પ્રયક્કરણ કરવામા આવે તો શ્રી સિદ્ધર્ષિના ઇતિહાસને અગે એ ઘુચવણ કરવાને બદલે નીકાલ કરી આપે છે આપણે તે જોઇએ

એ ત્રણે શ્લોકનો અર્થ એ થાય છે કે—હરિભદ્ર મારા ધર્મબોધકર ગુરુ છે અને તે હકીકત મે પ્રથમ પ્રસ્તાવમા બતાવી છે એમણે અદ્ભુત શક્તિથી કુવાસનારૂપ ઝેર સાફ કરીને સુવાસનારૂપ અમૃત વિચારી કાઢ્યુ તેમને નમસ્કાર કરે છે અને પછી કહે છે કે જેમણે ભવિષ્ય ( અનાગત ) કાળને જાણીને મારે માટે લલિતવિસ્તરા નામની વૃત્તિ બનાવી

આ ત્રણ શ્લોકમા **व्यचीचरत्** અને **अनागत** એ બે શબ્દનો ઉપયોગ અને પ્રથમ પ્રસ્તાવના પાત્ર **ધર્મબોધકર**નું નિદર્શન એ ત્રણ હકીકત મળીને આપણે હરિભદ્રસૂરિ અને શ્રી સિદ્ધર્ષિ સમકાલીન હશે કે નહિ ? તેનો સત્વર નિર્ણય કરી શકશુ

આપણે હાલ તુરત માત્ર એક જ પ્રશ્ન વિચારીએ અને તે એ કે બન્ને વિશિષ્ટ લેખકો (હરિભદ્રસૂરિ અને શ્રી સિદ્ધર્ષિગણિ) આ ગ્રથની અદરના પુરાવા પ્રમાણે એક સમયે થયેલા કે આગળ પાછળ થયા હતા શ્રી હરિભદ્રસૂરિના સમયનો મોટો પ્રશ્ન છે તે આપણે આગળ ચર્ચશુ અત્ર સમકાલીનતા પર આ ગ્રથની અદરના પુરાવા આપણને શુ શુ બતાવે છે તેટલુ જ વિચારીએ

પ્રો. હરમન યાકોબી અને ડો લ્યુમાન હરિભદ્રસૂરિ અને સિદ્ધર્ષિને સમકાલીન ગણે છે તેને મતે શ્રી સિદ્ધર્ષિના દીક્ષાગુરુ દુર્ગસ્વામી હો કે ન હો તેનો કાઇ નિર્ણય નથી, પણ શ્રી સિદ્ધર્ષિના ખરા ગુરુ શ્રી હરિભદ્ર હતા એમ તેમનો મત છે તેઓ ઉપમિતિની પ્રસ્તાવનામા નીચેના શબ્દોમા એ મત જાહેર કરે [1] છે

---

1 On reading these verses by Siddharsi on the relation between himself and Haribhadra every unprejudiced reader, I venture to say, will arrive at the conclusion that the disciple speaks of his teacher as his actual *guru*, not his *para-*

" તેમના અને હરિભદ્ર વચ્ચેના સંબંધને બતાવનાર આ કાવ્યો વાંચીને અગાઉથી નિર્ણય નહી કરી બેસનાર હરેક વાચનાર એક જ નિર્ણય ઉપર આવશે કે શિષ્ય પોતાને શિખવનારને ખાસ ગુરુ તરીકે જ સંબોધે છે અને નહિ કે પોતાના **પરંપરા ગુરુ** તરિકે અથવા ધર્મના ગુરુ તરિકે. એમ ધારવાની હું હિંમત ધરું છું; અને પ્રથમ યુરોપીય વિદ્વાન પ્રો. **લોયમન** જેણે એનો અર્થ ચર્ચ્યો હતો તે પણ એમજ સમજ્યા હતા. અને ઉપમિતિભવપ્રપંચા કથાના પહેલા પ્રસ્તાવમાં સિદ્ધર્ષિએ જે મુદ્દાઓ કહ્યા છે તેથી આ અસરને મજબૂતી મળે છે, કારણ કે નિષ્પુણ્યકને તેના આખા વિકાસ-માર્ગમાં આખરે તે પોતાનું તંદુરસ્તીને નુકસાન કરનારું ભોજન છોડી દે છે અને પોતાનું ભિક્ષાપાત્ર સાફ કરે છે અથવા ઉપમાની ભાષાને છોડી દઈએ તો જ્યાં સુધી તે દીક્ષા લે છે ત્યાંસુધી ધર્મ-બોધકર તેને સલાહ આપે છે અને સૂચનાઓ આપે છે. હવે સિદ્ધર્ષિ આપણને સમજાવે છે કે ધર્મબોધકર એ જ હરિભદ્ર છે અને નિષ્પુણ્યક તે તેઓ પોતે જ છે એટલે તેણે દીક્ષા લીધી ત્યાં સુધી સર્વ બાબતમાં તેને હરિભદ્રે સલાહ આપી હતી અને સૂચનાઓ કરી હતી. તે વગરશંકાએ ફલિત થાય છે. " ( ઉપમિતિ. ઉપોદ્ઘાત પૃ. ૬ )

---

*mpara guru* or spiritual *guru*; and they were understood by the first European scholar, Professor Leumann, who discussed their meaning. And this impression is further strengthened by what may be inferred from Siddharsi's statements in the first Prastava of the Upamitibhavaprapancha Katha. For there the Dharmabodhakara is described as advising and directing the beggar Nispunyaka during the whole course of his regeneration up to the time when he gave up his unwholesome food and had his alms bowl washed, or speaking without the metaphor, when he was ordained. Now as Siddharsi gives us to understand that Dharmabodhakara is Haribhadra, and beggar Nispunyaka he himself, it follows, almost beyond doubt, that he was instructed and directed by Haribhadra himself upto the time when he became a monk and wandered about preaching the law. ( Intro. to Upamiti P. VI )

અહીં મુદ્દો માત્ર એક જ છે કે શ્રી સિદ્ધર્ષિ પોતે જ કહે છે કે ધર્મબોધકર પોતે હરિભદ્ર છે, માટે તેઓને દીક્ષા આપનાર હરિભદ્ર જ હતા અને તેથી તેના પર પગ ગુરુ નહિ પણ ખાસ ગુરુ હતા અને બન્ને સમકાલીન હતા

આપણે પણ કોઇ પણ પ્રકારના પૂર્વબદ્ધ વિચારને વશ થયા વગર આ સબધમા પ્રથમ પ્રસ્તાવમાથી શા શા પુરાવા આ મુદ્દાને અગે મળે છે તે તપાસી જઇએ શ્રી સિદ્ધર્ષિ પોતે જ કહે છે કે 'આચાર્ય હરિભદ્ર મને ધર્મનો બોધ કરનારા હોઈ ભાવથી મારા ગુરુ છે અને તે વાત મે પ્રથમ પ્રસ્તાવમા જણાવી છે' (૧૫–પ્રશસ્તિ) આપણે તદ્દન નિષ્પક્ષ રહી નીચેના મુદ્દાઓ વિચારીએ અમુક વિદ્વાને આવો મત બાધ્યો હતો તેના તરફ આપણે માનપૂર્વક જરૂર જોઇએ, પણ આપણે તે મતને છેવટનો કદી ન માનીએ, તેમ જ આપણા નિર્ણયો છેવટના છે એમ મનાવવા પ્રયત્ન પણ ન કરીએ બરાબર વિચાર કરતા આ સબધમા ઘણા પુરાવા ગ્રથમાથી મળે તેમ છે તે બન્ને બાજુએ તપાસી જઇએ

નીચેના પુરાવા ઉપરથી હુ એવા નિર્ણય ઉપર આવ્યો છુ કે શ્રી હરિભદ્રસૂરિ અને શ્રી સિદ્ધર્ષિ સમકાલીન નહોતા આ સર્વ પુરાવા ગ્રથની અદરના જ છે તે તપાસવા વિજ્ઞપ્તિ છે

૧ પ્રશસ્તિના ઉક્ત ૫ દરમા શ્લોકમા કહે છે કે **आचार्यहरिभद्रो मे भावतः धर्मबोधकरो गुरु** 'આચાર્ય હરિભદ્ર મારા ભાવથી ધર્મગુરુ છે' **भावत गुरुः** એટલે આશયથી ગુરુ

**નોટ**—( a ) જૈન ધર્મમા **દ્રવ્ય** અને **ભાવ** બન્ને શબ્દોનો ખાસ અર્થ છે દ્રવ્યથી જે ગુરુ હતા તે પ્રશસ્તિમા ઉપર બતાવાઇ ગયા પછી **અથવા** કરીને ભાવગુરુને વર્ણવ્યા છે 'ભાવ' એટલે આશય. એ ત્યા abstract અથવા meaningના અર્થમા છે દ્રવ્યગુરુ તો દીક્ષાગુરુ, પણ પર પગએ 'ભાવગુરુ' હરિભદ્રસૂરિ છે એમ જણાવવાનો આશય છે 'દ્રવ્ય' વ્યવહારને અગે વપરાય છે, જ્યારે ભાવમા હાજરીની જરૂરીઆત નથી એમને actual ગુરુ કહી શકાય તેમ નથી અને સદર શ્લોકનો **भावतः** શબ્દ બીજી કોઇ જગાએ લાગુ થઈ શકે તેમ લાગતુ નથી

( b ) કદાચ **भावतः निवेदितः** એમ અર્થ કરવા જઇએ તો ત્યાં પણ એક જ અર્થ શકય છે કે ' આચાર્ય હરિભદ્ર મારા ધર્મ-બોધકર ગુરુ હતા તે હકીકત ' ભાવથી ' મેં પ્રથમ પ્રસ્તાવમાં જણાવી છે. મતલબ એ દ્રવ્યથી તો વસ્તુતઃ બનેલ નથી, પણ આશયની અપેક્ષાએ જોઇએ તો તેઓ મારા ધર્મબોધકર ગુરુ હતા.

આ ' ભાવતઃ ' શબ્દને ઉડાડી મૂકાય તેમ નથી અને જૈન-પરિભાષા સમજનાર તેનો અર્થ બરાબર સમજી શકે તેમ છે. ભાવ શબ્દનો જૈન પારિભાષિક અર્થ ખાસ વિચારવા યોગ્ય છે.

૨. પ્રશસ્તિના ૧૬ મા શ્લોકમાં ' કુવાસનાથી ભરેલ ઝેરને ધોઇને સાફ કરી મારે માટે જેમણે સુવાસનું અમૃત વિચારી કાઢયું ' એ વાક્યમાં **सुवासना** અને **कुवासना** શબ્દોના પ્રયોગ અને **व्यचीचरत्** ક્રિયાપદનો પ્રયોગ પણ એ જ હકીકત બતાવે છે. કુવાસનાનું ઝેર ધોવાનું કાર્ય એક બાજુએ રાખી **सुवासना** અમૃત તૈયાર કરવાનું કોઇ પોતાના સીધા ઉપકારી માટે કહે નહિ. અહીં **व्यचीचरत्** પ્રયોગ ખાસ અર્થસૂચક છે.

**मदाशये** એ શબ્દપ્રયોગ પણ એટલો જ અર્થસૂચક છે. ' મને આશ્રયીને '–' મારે માટે ' એમ જો કહેવું હોત તો **मदाशये** પ્રયોગ ન જ ઘટે. એમને માટે જ જો સુવાસના સુધા તૈયાર કર્યું હોત તો **मह्यं** કે એવો કોઇ ચતુર્થીનો પ્રયોગ જરૂર થાત. આ તો જાણે પોતાને માટે જ તૈયાર કર્યું હોય એમ માનવા તૈયાર થયેલા લેખક આવો શબ્દપ્રયોગ કરે છે. આ પ્રમાણે હોવાથી જ ' અચિંત્ય વીર્ય અને કૃપયા ' એ બન્ને પ્રયોગો પણ સફળ થાય છે એ લખવાની ભાગ્યે જ જરૂર ગણાય.

૩. પ્રશસ્તિનો સત્તરમો શ્લોક વધારે સૂચક છે. ' જેઓએ અનાગત કાળ પ્રથમથી જાણી લઇને મારે માટે જ ચૈત્યવંદનના સૂત્રોની હકીકતવાળી લલિતવિસ્તરા નામની વૃત્તિ બનાવી.' આના મૂળમાં **अनागतं परिज्ञाय** ' નહિ આવેલો કાળ–ભવિષ્યકાળ જાણી લઇને ' એ શબ્દો વિચારવા યોગ્ય છે.

એથી એક વાત તો જરૂર સિદ્ધ થાય છે કે જ્યારે શ્રીહરિભદ્ર-

સૂરિએ લલિતવિસ્તરા નામની વૃત્તિ બનાવી ત્યારે તેમણે તે સિદ્ધર્ષિ માટે બનાવી નહોતી

**मदर्थैव**–' મારે માટે જ કરી ' એ વાત અને **अनागतं परिज्ञाय** એ બન્ને વચ્ચેનો વિરોધ વિચારવા યોગ્ય છે, પણ સમાવી શકાય તેમ છે તે આગળ જોશુ એનો ખુલાસો પ્રથમ પ્રસ્તાવમા બરાબર છે તે વિચારતા આ વિરોધ જરૂર શમી જશે

પ્રથમ પ્રસ્તાવની વાત હાલ બાજુ ઉપર રાખી આપણે આ ' અનાગત 'વાળા શ્લોક પર જ મુદ્દો સાધીએ પ્રો જેકોબી સાથે મારે આ સબધમા લબાણ પત્રવ્યવહાર થયો હતો અને તે જૈન કોન્ફરન્સ હેરલ્ડમા છપાયો હતો[1] ત્યા પ્રો જેકોબી એક દલીલ કરે છે કે " **अनागतं परिज्ञाय** નો અર્થ હુ ' ભવિષ્ય જાણીને ' અથવા ' શુ બનવાનુ છે તે જાણીને ' એમ કરુ છુ એનો હુ હવે ખુલાસો કરુ છુ ધારો કે તમને મુનિસુદરની કૃતિથી કાંઈ સૂચક ધાર્મિક લાભ થયો હોય અને તેથી તમે તદ્દન નવા માણસ થઈ ગયા હો તો તમે એમ નહિ કહો કે ' મુનિસુદરે પોતાના ભવિષ્ય જ્ઞાનથી મને ( કાપડીઆને ) તેના અધ્યાત્મકલ્પદ્રુમથી પ્રકાશ થશે એમ જાણીને તે ગ્રથ બનાવ્યો ' તમે એમ જરૂર માનશો કે એવા પ્રકારની ધારણા કરવી તે ચોખ્ખી ધૃષ્ટતા જ કહેવાય તે જ પ્રમાણે જે હરિભદ્રસૂરિ ચારશે વર્ષ પહેલા ગુજરી ગયા હતા તેમણે પોતાના હિત માટે ગ્રથ બનાવ્યો એમ કહેવામા સિદ્ધર્ષિમા નમ્રતાની ખામી જ દેખાય પણ જો તે તેને ઓળખતા હોય તો તેમ લખવામા કાંઇ ધૃષ્ટતા ગણાય નહિ જો તેમનો ગ્રથ પોતાના ધાર્મિક વલણને ટેકો આપનાર હોય અને તે ગ્રથથી પોતાની શુદ્ધિ થઈ હોય તો તેવી રીતે તે લખી શકે તેવી જ રીતે તમે તમારા શિક્ષાગુરુની કૃતિ માટે આ પ્રમાણે લખો તો તેમા ઠપકાપાત્ર કાંઇ આવે નહિ, અને તમારુ વક્તવ્ય માત્ર અતિશયોક્તિ[2] કહેવાય '( પૃ ૨૪૯)

---

૧ Jain Swetambar conference Herald XI P 239 to 274

૨ My interpretation of the verse **अनागत परिज्ञाय** " Knowing the future " or " Knowing what would happen " I now try to explain Supposing you had derived some signi-

આ આખી દલીલ પર મેં ખૂબ વિચાર કર્યો છે. **अनागतं परिज्ञाय**નો અર્થ પ્રો. જેકોબી સાચો કરે છે, પણ હકીકત સાથે તેને જોડવામાં તેઓ દોરવાઇ જાય છે. શ્રી મુનિસુંદરસૂરિનો ગ્રંથ વાંચીને મને ધર્મમાં સ્થિરતા થઈ હોય તો એવા જ શબ્દોમાં હું મુનિસુંદરસૂરિનો આભાર માનું અને તેમને મારા ગુરુ કહું અને તેમણે જાણે મારે માટે જ સદર ગ્રંથ બનાવ્યો હતો એવા શબ્દોમાં વાત સ્વીકારું તો તેમાં મને કોઈ પણ પ્રકારની ધૃષ્ટતા લાગતી નથી. આ અભિપ્રાયનો વિષય છે. આર્યસંસ્કૃતિના અભ્યાસી આવી દલીલ કેમ કરી શકયા હશે તે જ મને તો નવાઈ જેવું લાગે છે. જૈન સંસ્કૃતિમાં તો એને બરાબર ‘ ગુરુ ’ કહી શકાય તેમ છે. આપણે તો સ્થાપના કરીએ ત્યાં સુધર્માસ્વામીને ગુરુસ્થાને મૂકી શકીએ.

પ્રો. જેકોબીને ખરી મુશ્કેલી ચાર સો વર્ષના આંતરા પછી આવા શબ્દો લખવામાં નમ્રતાની ખામી દેખાય છે તેથી લાગી જણાય છે. એ હકીકતમાં બેવડી સ્ખલના દેખાય છે. એક તો દંતકથા પ્રમાણેની તારિખમાં ફેરફાર થતો જાય છે જે આપણે આગળ જોશું અને દાક્ષિણ્યચિહ્નની કુવલયમાળા જોયા પછી આ સંદેહમાં ઘણો ફેર પડી જાય છે એ પણ આગળ જોવાશે. ચાર સો વર્ષનો આંતર

---

ficant spiritual benefit from Munisundara's work, making you as if it were a new man, you wonld not put it this way: "Muni Sundara, knowing by his prescience that I (Kaparia) would receive enlightenment from his Adhyatma Kalpadruma, composed this work." You would admit this an unqualified piece of presumption. In the same way Siddharsi would be open to the charge of want of modesty, if he pretended that Haribhadra, dead more than 400 years at his time, had composed the work in questiom with a view of *his* benefit. But if he knew him personally, he might say so without arrogance, if the work of his beloved teacher quite fitted his religious wants and brought about his conversion. Similarly, if you would in this way speak of the work of your teacher, there would be nothing to blame and your impression would be simply an **अतिशयोक्ति** ( p. 249. )

સમય તો ફરી જાય તેમ લાગે છે, પણ છતા ચાર સો વર્ષનો આતરો હોય તો પણ વાધો આવતો નથી એ મારી મૂળ દલીલ ઊભી જ રહે છે

જે રીતે પ્રશસ્તિના ૧૫-૧૬-૧૭ મા શ્લોક લખાયા છે તે પણ વિચારવા યોગ્ય છે ગર્ગર્ષિને પોતાના દીક્ષા દેનાર કહે છે, ત્યારપછી દુર્ગસ્વામીની વાત લખી, તેઓ ભિન્નમાલ નગરમા કાળધર્મ પામી ગયા તે વાત કહી, તેમનાથી સદ્દર્ષિ થયા અને તેના ચરણરેણુતુલ્ય 'સિદ્ધે' આ ગ્રથ બનાવ્યો આટલે સુધી આવીને अथवा કહીને વાતનો ઝોક એકદમ બદલી નાખે છે જો હરિભદ્રસૂરિ પોતાના ગુરુ હોય તો એમ લખાય નહિ આ તો 'અથવા' કરીને પોતાનો 'હૃદય-ભાવ' બતાવ્યો છે અને સાથે જ પ્રથમ પ્રસ્તાવનો હવાલો આપ્યો છે

આના કરતા પણ વધારે મજબૂત દલીલ પ્રથમ પ્રસ્તાવમા આવે છે તે આપણે જોશું, પણ અહીં अनागतवाળા શ્લોકનો અર્થ કરવામા પ્રોફેસર જેકોબી જે થાપ ખાઇ ગયા છે તે પર હજુ વધારે વિચાર કરીએ તેઓ એમ માની બેઠા છે કે જૈનો દતકથા પ્રમાણે અમુક તારિખ શ્રીહરિભદ્રસૂરિની માની બેઠા છે અને તેથી પૂર્વ-બદ્ધ વિચાર ન હોય તેવા સ્વતત્ર વાચકને ઉદ્દેશે છે આ દલીલ ખોટી છે, જૈનોને પુરાવો મળે તો દતકથાથી ચાલી આવતી તારિખ ફેરવવામા કદી વાધો છે જ નહિ શ્રી જિનવિજયના એ સબધી લેખ પછી સ્વતત્ર વિચારકો તારિખ ફેરવવાની વાત સ્વીકારે છે મતલબ જૈનોનો એ સબધમા આગ્રહ ન હોઈ શકે માત્ર પુરાવા મળવા જોઇએ અને તે સતોષકારક, તર્કની પદ્ધતિને અનુસરનારા અને લાક્ષણિક હોવા જોઇએ

એક વાત એ પણ ધ્યાનમા રાખવાની છે કે પ્રો જેકોબી લગ-ભગ अनागतं परिज्ञायને ઉડાવી જ દે છે તેમની દલીલો વાચતા એ આખો શ્લોક 'નિરર્થક' 'અહેતુક' અથવા ઢગધડા વગરનો થઇ જાય છે ભવિષ્ય જાણીને? એટલે શુ? કયારે જાણ્યુ? જ્યારે ગ્રથ લખ્યો (લલિતવિસ્તરા) ત્યારે સિદ્ધર્ષિ નામના કોઇ એનો લાભ લેનાર થશે એ વાત જાણીને? એવી જાણવાની શક્તિ શ્રી હરિભદ્રસૂરિમા હતી? વિક્રમના નવમા સૈકામા કોઇને હતી?

ધર્મબોધકર સાથેનો તેમનો મેળ મેળવતાં જણાશે કે એ હકીકતથી સમકાલીનતા જરા પણ સાબિત થઇ શકે તેમ નથી.

જે રીતે પ્રશસ્તિના ત્રણે સદર શ્લોકો લખાયા છે, જે રીતે તેમને અવતરવામાં આવ્યા છે, તેની અંદર જે ભાવ ભર્યો છે તે જોતાં બન્ને મહાત્માઓ સમકાલીન હોય એ વાત બંધબેસતી થતી નથી. હવે આપણે પ્રથમ પ્રસ્તાવનો આ હકીકત સાથે સમન્વય કરીએ.

( ૪ ) પ્રથમ પ્રસ્તાવમાં નિષ્પુણ્યકનું ચરિત્ર આપ્યું છે તેથી હરિભદ્રસૂરિ અને સિદ્ધર્ષિ સમકાલીન હતા એવી દલીલ પ્રો. જેકોબી કરે છે તે નીચેનાં કારણે મને સમીચીન લાગતી નથી.

( a ) ' આચાર્ય હરિભદ્ર મારા ધર્મનો બોધ કરનાર ભાવથી ગુરુ છે અને તે વાત મેં પ્રથમ પ્રસ્તાવમાં જણાવી છે. ' હવે પ્રથમ પ્રસ્તાવમાં ધર્મબોધકરને કેવી રીતે બતાવ્યા છે તે જુઓ:—

તેરમા વિભાગમાં ( પૃ. ૨૧ ) જણાવે છે કે ' એ સુસ્થિત મહારાજે રસોડાના ઉપરી તરિકે ધર્મબોધકર નામના રાજસેવકની નીમણુક કરી છે. તેણે તે વખતે એ દરિદ્રી ઉપર મહારાજાની કૃપાદૃષ્ટિ થઇ છે એમ જોયું.' વિગેરે વાર્તાના આ વિભાગમાં શો આશય રહ્યો છે તેનો આખો ઉપનય લેખકશ્રી પોતાને હાથે જ લખે છે. આ ધર્મબોધકરને કયા શબ્દોમાં જાહેર કરે છે તે મૂળ શબ્દો ઘણા ઉપયોગી હોવાથી જોઇ જઇએ:—

**यथा च तां महाराजदृष्टिं तत्र रोरे निपतन्तीं धर्मबोधकराभिधानो महानसनियुक्तो निरीक्षितवानित्युक्तं तथा परमेश्वरावलोकनां मज्जीवे भवतीं धर्मबोधकरणशीलो धर्मबोधकर इति यथार्थाभिधानो मन्मार्गोपदेशकः सूरिः स निरीक्षते स्म। तथा हि। सद्ध्यानबलेन विमलीभूतात्मानः परहितनिरतैकचित्ताः भगवतो ये योगिनः पश्यन्त्येव देशकालव्यवहितानामपि जन्तूनां छद्मस्थावस्थायामपि वर्तमाना दत्तोपयोगा भगवदवलोकनाया योग्यतां पुरोवर्त्तिनां पुनः प्राणिनां भगवदागमपरिकर्मितमतयोऽपि योग्यतां लक्षयन्ति तिष्ठन्तु. विशिष्टज्ञाना इति। ये च ममोपदेशदायिनः भगवन्तः सूरयस्ते विशिष्टज्ञाना एव यतः कालव्यवहितैरनागत-**

**मेव तैर्ज्ञात. समस्तोऽपि मदीयवृत्तान्त स्वसवेदनसंसिद्धमेतद-स्माकमिति** [1] ( મૂળ પૃ ૮૦૧ )

કોઈ પણ પ્રકારનો શક ન રહે તે રીતે અહી શ્રી સિદ્ધર્ષિ પોતે જ કહે છે કે—જો કે ધર્મબોધકર અને તેઓ પોતે કાળથી અને દેશથી વ્યવહિત—દૂર પડેલા—છૂટા પડેલા છે છતા તેમની બુદ્ધિ વિશુદ્ધ ધ્યાનથી નિર્મળ થયેલી હોવાને લીધે તેઓ ( ગુરુ ) લેખક ઉપર થયેલી ભગવદવલોકના જાણી શક્યા છે

તેઓ પોતાના આ ગુરુને વિશિષ્ટ જ્ઞાની કહે છે

તેઓની દલીલ એવી છે કે છદ્મસ્થ પ્રાણી જો જૈન આગમનો અભ્યાસી હોય તો તેમા બતાવેલી રીતે પોતાની પાસે જે પ્રાણી આવે તેની યોગ્યતા કહી શકે છે પણ નિર્મળ બુદ્ધિવાળા યોગીઓ

---

૧ " એ સુસ્થિત મહારાજે રસોઇખાતાના ( રસોડાના ) ઉપરી તરીકે **ધર્મબોધકર** નામના રાજસેવકની નીમણુક કરી છે, તેણે તે વખતે તે દરિદ્રીની ઉપર મહારાજની દૃષ્ટિ થઈ છે એમ જોયુ " આ પ્રમાણે અગાઉ કથાપ્રસગમા કહેવામા આવ્યુ છે ધર્મનો બોધ કરવામા તત્પર હોવાથી **ધર્મબોધકર**ના નામને યોગ્ય એવા મને માર્ગનો ઉપદેશ કરનાર આચાર્ય મહારાજે મારા ઉપર પરમાત્માની કૃપા—નજર થતી જોઇ એમ તે હકીકત ઉપરથી સમજવુ જે મહાત્મા યોગીઓનો આત્મા વિશુદ્ધ ધ્યાનથી નિર્મળ થયેલ હોય છે અને જેઓનુ મન હમેશા પારકાનુ હિત સાધવા તરફ રહેલુ હોય છે તેઓ દેશકાળથી દૂર રહેલા પ્રાણીની ભગવદવલોકનથી થયેલી યોગ્યતા પણ જાણી શકે છે છદ્મસ્થ અવસ્થામા છતા પાસે રહેલા પ્રાણીઓની યોગ્યતા તો જેઓની બુદ્ધિ જૈનાગમથી વિશુદ્ધ થયેલી હોય છે તેઓ પણ કહી શકે છે આ પ્રમાણે જ્યારે શ્રુતજ્ઞાની પણ યોગ્યતા અયોગ્યતા માટે ઉપયોગપૂર્વક વિચાર કરી નિર્ણય આપી શકે છે તો પછી વિશેષ જ્ઞાની માટે તો શી વાત કરવી ? મને ઉપદેશ દેનાર આચાર્ય મહારાજ તો વિશિષ્ટ જ્ઞાનવાળા હતા, કારણ કે ભવિષ્યમા મારા સબધમા બનનારો સર્વ બનાવ તેઓ અગાઉથી જાણી ચૂક્યા હતા એમણે જાણેલો કેટલોક વૃત્તાત તો મે જાતે અનુભવ્યો છે તેવી એ સર્વ વાત મારા મનમા સિદ્ધ થયેલી છે ( પૃ ૧૧૨ ભાષાતર ગ્રુ )

ભવિષ્યમાં થનારા પ્રાણીની ઉપર પરમાત્માની નજરને અંગે થવાની યોગ્યતા જોઈ–જાણી શકે છે.

લેખકશ્રીને ઉપદેશ આપનાર ધર્મબોધકર વિશિષ્ટ જ્ઞાની હતા તેથી તેઓ **દેશકાળથી** વ્યવહિત હોવા છતાં લેખકની ઉપર પરમાત્માની નજર પડવાની છે એમ જોઇ શકતા હતા.

વિશિષ્ટ જ્ઞાની એટલે બહુશ્રુત જ સમજવા. શ્રુતનો બરાબર ઉપયોગ મૂકે તો શ્રુતજ્ઞાની કેવળજ્ઞાની જેવા ભાવ કહી શકે છે. વિશિષ્ટ જ્ઞાની એટલે અહીં બહુશ્રુત જ સમજવાના છે.

આથી વધારે સ્પષ્ટ શબ્દોમાં પુરાવો મેળવવાની જરૂર ભાગ્યેજ રહે છે. પ્રો. જેકોબીએ આ સંબંધમાં વધારે વિચાર કરવાની અને દલીલ વિચારવાની જરૂર લાગે છે. એનું કારણ એ છે કે ધર્મબોધકરને શ્રી સિદ્ધર્ષિગણિએ હરિભદ્ર માન્યા છે, પણ તે ભાવથી જ છે.

આખો પ્રથમ પ્રસ્તાવ લખીને ગ્રંથકાર પોતે જ કહે છે કેઃ—

**इह हि जीवमपेक्ष्य मया निजं, यदिदमुक्तमदः सकले जने ।**
**लगति सम्भवमात्रतया त्वहो, गदितमात्मनि चारु विचार्यताम् ॥**

એટલે પોતાના જીવની અપેક્ષાએ અહીં જે વાત કરી છે તે સર્વ પ્રાણીઓને ઘણે ભાગે લાગુ પડે તેવી સર્વ સામાન્ય વાત કરી છે. ( પૃ. ૨૧૭ )

આ રીતે વિચારીએ તો દરેકને ધર્મબોધકર મળે તે કાંઈ હરિભદ્રસૂરિ મળવાના નથી. અદૃષ્ટમૂલપર્યન્ત નગરથી માંડીને આખી વાર્તા સર્વસામાન્ય છે અને તેથી ધર્મબોધકર મંત્રી દીક્ષા આપતી વખત હાજર રહે છે અથવા તો તેના ભિખ માગવાના ઠીંકરાનો ત્યાગ કરાવે છે એ હકીકતથી મુંઝાવાનું જરા પણ કારણ નથી. ધર્મબોધકર તો ‘ કાળવ્યવહિત ’ જ છે અને તેટલા માટે **તદ્દયાના** પાત્રની ગોઠવણ કરવામાં આવી છે. સ્વકર્મવિવર દ્વારપાળ મંદિરમાં પ્રવેશ કરાવે ત્યારથી માંડીને આખી યોજના સર્વ જીવની અપેક્ષાએ લીધેલી છે. પૃ. ૧૭૫ માં ઔષધિના અધિકારીનું વર્ણન જોઇએ કે સુસાધ્ય, કષ્ટસાધ્ય કે અસાધ્ય કોટિના જીવોનાં વર્ણન

વિચારીએ તો સર્વમાથી એક જ વાત ફલિત થાય છે કે એ એક જીવને આશ્રયીને વાત છે જ નહિ અને ગુરુ પણ અમુક છે જ નહિ પૃ ૧૮૭ મા ગુરુઓ અનેક હોય તે ભાવ પણ એનો જ સૂચક છે

**તદ્દયાની** સભાવના પૃ ૧૮૬ મા કરી છે ત્યા બતાવ્યુ છે કે **તદ્દયા** ખરેખરી રીતે તો 'કર્ત્તા' (કર્ત્રી?) નથી, ગુરુ પોતે જ ઉપદેશકાર્ય કરે છે આ પ્રસગમા મૂળમા ગુરુ માટે સર્વત્ર બહુવચન વાપર્યુ છે તે બતાવે છે કે પ્રથમ પ્રસ્તાવમા એક અમુક ગુરુની વાત કરી નથી, પણ ધર્મમાર્ગનો બોધ આપનાર ગુરુસમાજની વાર્તા કરી છે

પ્રો જેકોબીને એક વાતે ખરી અસર કરી છે તેમને એમ લાગ્યું જણાય છે કે ગુરુ પોતે જ ઉપદેશ આપે છે એમ પ્રથમ પ્રસ્તાવમા કહ્યુ છે તો પછી હરિભદ્રસૂરિ અને શ્રી સિદ્ધર્ષિ સમય કાળમા છૂટા કેમ હોઇ શકે? આનો ખુલાસો આખા પ્રથમ પ્રસ્તાવનો હેતુ સમજાય તો બરાબર બેસી જાય તેમ છે પ્રથમ પ્રસ્તાવ ઉપોદ્‌ઘાતરૂપે લખાયો છે અને સર્વ જીવને લાગુ પડે તેવી રીતે ગ્રથકર્તાએ નમ્ર ભાષામા પોતાનુ ચરિત્ર સમજણ સારુ આપ્યુ છે એ ચરિત્ર એ કાઇ 'જીવનકથા' નથી, પણ સર્વ જીવોને લાગુ પડે તેવુ સામાન્ય ચરિત્ર છે તેઓશ્રી પોતે જ તે વાત પ્રથમ પ્રસ્તાવને અતે (પૃ ૨૧૭) કહી બતાવે છે

પ્રશસ્તિમા તેથી પોતાના ગુરુની પરપરા બતાવી પોતાનુ કર્તૃત્વ બતાવી પછી અથવા કરીને હરિભદ્રસૂરિના ગ્રથથી પોતાને ઉપકાર થયો તેથી અને ખાસ કરીને 'લલિતવિસ્તરા' નામની ચૈત્યવદન સૂત્રની વૃત્તિ વાચીને ખૂબ લાભ થયો તેથી ઉપકારનો બદલો વાળવા ઉદ્‌ગાર રૂપે કહી નાખે છે

"અથવા તો આચાર્ય હરિભદ્ર મારા ધર્મબોધકર ગુરુ છે" જે પદ્ધતિએ એમણે પ્રથમ પ્રસ્તાવમા સુસ્થિત મહારાજ, ધર્મબોધકર અને તદ્દયા પાત્રને ચિતર્યા છે તે પ્રમાણે તેઓ સુધર્માસ્વામીને પણ ધર્મબોધકર કહી શકે, કોઇ પણ પૂર્વાચાર્યને ધર્મબોધકર કહી શકે અને મારા ઉપર અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રથે જો જીવનસરણી ફેરવી નાખે તેવી અસર કરી હોય તો હુ પણ મુનિસુદરસૂરિને મારા ધર્મબોધકર ગુરુ એ અર્થમા કહી શકુ

શ્રી હરિભદ્રસૂરિના સમય સંબંધી ચર્ચા આપણે આગળ કરશું. અત્યારે પ્રશસ્તિમાંથી એક જ વાત કાઢવાની રહે છે અને તે એ કે શ્રી હરિભદ્રસૂરિ અને આ ગ્રંથના લેખક શ્રી સિદ્ધર્ષિ સમકાલીન નહોતા; અથવા સમકાલીન હતા એવી જે વિચારણા પ્રો. જેકોબીએ પોતાની ઉપોદ્‌ઘાતમાં તથા મારી સાથેના પત્રવ્યવહારમાં કરી હતી તે યથાયોગ્ય નહોતી. 'સમરાઇચ્ચકહા' ની ઉપોદ્‌ઘાતમાં આ હકીકતનો સ્વીકાર પ્રોફેસરશ્રીએ કર્યો છે, છતાં ઉપમિતિની ઉપોદ્‌ઘાત કાયમ રહે છે અને આ સવાલ ઘણો ગંભીર છે તેથી તેને વિસ્તારથી ચર્ચ્યો છે.

આટલી ચર્ચા ઉપરથી એક જ વાત મુકરર કરી છે કે બન્ને વિશિષ્ટ લેખકો સમકાલીન હતા એવો જે પુરાવો ગ્રંથમાં જ છે એમ પ્રો. જેકોબીએ લખ્યું છે તે અસિદ્ધ છે. બન્નેના સમયની વિચારણા તદ્યોગ્ય સ્થાને આ જ ઉપોદ્‌ઘાતમાં થશે. હવે આપણે પ્રશસ્તિનો બાકીનો ભાગ વિચારી જઇએ.

## ૪. પ્રશસ્તિનો બાકીનો ભાગ—

( a ) કથા જાહેરમાં મૂકવાનું સ્થળ. ( પ્રકટ કરવાનું સ્થાન )

પ્રશસ્તિના ૧૮–૧૯–૨૦ મા શ્લોકમાં આ કથા કયા નગરમાં પ્રગટ કરવામાં આવી તે જણાવ્યું છે. તે ત્રણે શ્લોકો નીચે પ્રમાણે છે.

**यत्रातुलरथयात्राधिकमिदमिति लब्धवरजयपताकम् ।**
**निखिलसुरभुवनमध्ये सततं प्रमदं जिनेन्द्रगृहम् ॥ १८ ॥**

**यथार्थष्टङ्कशालायां धर्मः सद्देवधामसु ।**
**कामो लीलावतीलोके सदास्ते त्रिगुणो मुदा ॥ १९ ॥**

**तत्रेयं तेन कथा कविना निःशेषगुणगणाधारे ।**
**श्रीभिल्लमालनगरे गदिताग्रिममण्डपस्थेन ॥ २० ॥**[1]

---

૧. અતુલ્ય રથયાત્રાને કારણે સર્વ દેવભુવનથી વધી જતું, ઉત્તમ જય-પતાકાથી વિભૂષિત અને નિરંતર પ્રમોદને કરાવતું જિનેંદ્ર ભગવાનનું ભુવન જે નગરમાં આવી રહેલું છે, જે નગરની ટંકશાળોમાં ધન–પૈસા છે, જેના સદ્દેવ ( રાગરહિત દેવ )ના મંદિરોમાં ધર્મ છે અને જેના સ્ત્રીવર્ગમાં

**ભિલ્લમાલ** નગરમા રહીને આ કથા કહી સભળાવી બનાવ્યા પછી જાહેર સભામા ગ્રથ વાચવાનો રિવાજ અગાઉ હોય એમ જણાય છે એ રીતે ગ્રથને પ્રસિદ્ધ કરવામા આવતો હશે એમ અનુમાન થાય છે

**ભિલ્લમાલ** નગરનુ વર્ણન વાચવા જેવુ છે એને દેવભુવન કરતા પણ વિશેષ ગણ્યુ છે, કારણ કે એ સર્વ રીતે દેવભુવન જેવુ તો છે, પણ દેવભુવનમા રથયાત્રા મહોત્સવ થતા નથી, આ નગરમા થાય છે તેથી તે રીતે એ દેવભુવનથી ચઢી જાય છે

**પ્રમદ્** શબ્દ શા માટે વાપર્યો હશે તે સમજવુ મુશ્કેલ છે પ્રમદનો અર્થ ' છકેલ-પીધેલ, બેદરકાર ' એવો થાય છે આખો દિવસ ધમાલમા રહેનાર એ નગર હશે એમ જણાય છે

ત્યા ધર્મ, અર્થ અને કામ ત્રણે પુરુષાર્થો સાધવામા લોકો રસ લેતા હતા ત્યા એકલા ધનની ધમાલ જ નહોતી અથવા તો ત્યા કામક્રીડા જ નહોતી, તેની સાથે લોકો મદિરોમા જાય ત્યા ધર્મ પણ કરતા હતા

' સર્વ ગુણોના આધારભૂત ' એ જરા અતિશયોક્તિ જેવુ લાગે છે આખી દુનિયાના સર્વ ગુણોનો આધાર એક નગર પર હોય તે કવિની ઘટના છે

**ભિલ્લમાલ** નગર જોધપુર પાસે મારવાડમા આવેલુ છે શ્રીમાળી વાણીઆ વર્ગની ઉત્પત્તિ એ નગરમા થઇ હતી ટોડના રાજ-સ્થાનમા એ નગરની અનેક હકીકતો આવે છે નવમા દશના સૈકામા જૈન ધર્મની જાહોજલાલી મારવાડ મેવાડમા વધારે હતી તે અત્યારે મદિરના અવશેષો જોતા જરૂર જણાઇ આવે છે ઉદેપુર પાસેના એક ગામમા અત્યારે મો દેરાસર મોજુદ છે, પ્રતિમા નથી, ભૂમિમા ભડારી દીધેલ હશે એમ જણાય છે મારવાડ મેવાડના કેટલાક

---

કામ છે, જ્યા આવી રીતે ( ધર્મ, અર્થ, કામ, રૂપ ) ત્રણગણો આનદ સદા જામેલો રહે છે એવા સર્વ ગુણગણના આધારભૂત ભિલ્લમાલ નામના નગરમા કવિ( શ્રીસિદ્ધર્ષિ )એ આ કથા મુખ્યમડપમા રહીને કહી સભળાવી. ૧૮-૨૦

મંદિરો તો મોટી ટુકો જેવાં છે. બાવન જિનાલય સાથેના દેરાસરોનો પાર નથી. જૈન કોમની ઐતિહાસિક જાહોજલાલી કેવી હશે તેનો ખ્યાલ કરવો હોય તો આ પ્રદેશમાં એક વાર ફરવા જેવું છે. રેલવેની ઝડપી મુસાફરીથી ખરો ખ્યાલ આવે તેમ નથી, ગામે ગામ ગાડામાં અથવા મોટરમાં ફરવાથી જૈન સમૃદ્ધિની વિશાળતા અને વર્તમાન યુગની ભયંકર ઉપેક્ષા નજરમાં આવે તેમ છે.

પ્રશસ્તિના નવમા શ્લોક પરથી જણાય છે કે એ જ ભિલ્લમાલ નગરમાં દુર્ગસ્વામી કાળધર્મ પામ્યા હતા. તેમણે ઘણો સમય મારવાડમાં વિહાર કર્યો હશે એમ એ સમયના પુસ્તકો વાંચતા સમજાય છે.

જ્યારે અગ્રિમ સભામંડપમાં આ કથા કવિશ્રી સિદ્ધર્ષિએ કહી સંભળાવી હશે ત્યારે કેવો આનંદ આવ્યો હશે તે કલ્પીને માનસિક ચિત્ર ખડું કરવા જેવું છે. અનેક દેવમંદિરોથી પવિત્ર થયેલા પૈસાના રણુરણાટથી ગાજી રહેલા અને લીલાવતી લોક ( સ્ત્રીઓ )થી ધમધમી રહેલા એ નગરમાં આ કથા વંચાણી હશે ત્યારે ખરેખર આનંદની લહરીઓ જામી હશે. કદાચ સભાસ્થાન ઘણું મોટું હશે, તો પણ લોકો સમાઇ ન શકવાને પરિણામે નાનું થઇ પડ્યું હશે.

જે નગરમાં અતિ નમ્ર લેખક આવ્યા હશે, રહ્યા હશે, રચના તૈયાર કરી હશે અને અગ્ર સભામંડપમાં જેમણે તે કહી બતાવી હશે તે નગરને ધન્ય છે! શ્રીસિદ્ધર્ષિએ પોતાના ગ્રંથને લાકડાની પેટીમાં મૂકવા યોગ્ય જ કહ્યો છે, પોતાનું નામ ‘ સિદ્ધ ’ એટલું જ નાનું કહ્યું છે અને પોતાને માટે કોઇ પણ સારો શબ્દ આખા ગ્રંથમાં વાપર્યો હોય તો છેલ્લા વીશમા શ્લોકમાં ‘ કવિ ’ શબ્દ છે. આ નમ્રતા અતિ વિશિષ્ટ છે, હદ બહારની છે, ખાસ અનુકરણીય છે.

આ કથાનું પબ્લીકેશન ( જાહેરાત ) શ્રી ભિલ્લમાલ નગરમાં થયું એમ પ્રશસ્તિના આ વિભાગ પરથી જણાય છે. તે કઇ જગ્યાએ બનાવવામાં રચવામાં આવી હશે તે કાંઈ કહી શકાય નહિ. જૈનના સાધુઓ એક સ્થળે સ્થિર રહેતા નથી અને આ કથા એટલી વિવિધતાથી ભરપૂર છે કે એક સાથે તે બનાવી શકાય નહિ. વળી એવી જાહેરાતની તારિખ જેઠ શુદિ ૫ હવે પછી આવશે તે જોતાં

ચોમાસા પહેલાનો એ સમય છે, એટલે એ વર્ષમા ચાતુર્માસ કરવા શ્રીસિદ્ધર્ષિ ભિન્નમાલ નગરે પધાર્યા હોય અને ત્યા મુખ્ય સભામંડપમા આ કથા વાચી હોય એ બનવાજોગ છે એ આખી કથા-રચના એક નગરમા અથવા એકી સાથે બની હશે કે કેમ થયુ હશે તે નક્કી કરવાનુ કોઇ સાધન પુસ્તકમાથી મળતુ નથી

આખો ગ્રંથ તૈયાર કરતા કેટલો વખત થયો હશે તે કહેવુ પણ મુશ્કેલ છે પ્રભાવકચરિત્રમા તેની જે હકીકત આવે છે તે વિચારતા અસાધારણ બુદ્ધિકૌશલ્યના ધણી શ્રી સિદ્ધર્ષિને પ્રેરણા થઈ તેના પરિણામે આ ગ્રંથ લખાયો છે આ સબધમા પુસ્તક-માથી કોઇ પણ પ્રકારનો પુરાવો મળતો નથી

ભિલ્લમાલ નગરમા જૈનધર્મની જાહોજલાલી ખૂબ વર્તતી હશે એમા શક નથી ત્યાના દેરાસર રથયાત્રા આદિનુ વર્ણન વાચતા જૈન ઇતિહાસમા એ નગરે ખૂબ અગત્યનો ભાગ ભજવ્યો હશે એમ જણાય છે

ગુર્જર લોકોના ત્રણ મોટા રાજ્યો થયા જણાય છે ખુદ 'ગુજરાત' શબ્દ ગુર્જર-રટ્ટ-ગુર્જર-રાષ્ટ્ર ઉપરથી આવેલ છે એમ પ્રાચીન ઇતિહાસકારોનુ માનવુ શોધખોળને પરિણામે થયેલુ છે[1]

ભિલ્લમાલ અથવા ભિન્નમાલ અથવા ભિન્માલના ગુર્જર રાજાઓ રાજ્ય કરતા હતા વલ્લભિ અને નાદોદમા ગુર્જર રાજાઓના રાજ્યો નવમા સૈકામા હતા આ ભિલ્લમાલ અને શ્રીમાલ એક જ નગર હતા. મારવાડનો એ વિભાગ તે વખતે ગુજરાતમાં હતો એટલે કે ગુજરાતની સરહદ તે વખતે ભિલ્લમાલ નગર સુધી જરૂર હતી ધીમે ધીમે ત્યાથી ગુર્જરો નીચે ઉતરતા આવ્યા જણાય છે ભિલ્લમાલનો પ્રાચીન ઇતિહાસ જાણવા માટે ટોડનુ રાજસ્થાન, વણિક જ્ઞાતિની ઉત્પત્તિનો ઇતિહાસ અને ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ વિગેરે ગ્રંથો જેવા

---

૧ ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ૩ લા પુરુષ નાનાબદિ. પૃ ૬

( b ) **શુદ્ધ નકલ** ( Fair Copy ) પ્રતિપુસ્તક.

આપણે પ્રશસ્તિમાં આગળ વધીએ. ૨૧ મા શ્લોકમાં પ્રશસ્તિકાર ગ્રંથકાર લખે છે કેઃ—

**प्रथमादर्शे लिखिता साध्व्या श्रुतदेवतानुकारिण्या ।**
**दुर्गस्वामीगुरूणां शिष्यिकयेयं गणाभिधया ॥ २१ ॥**

એનો અર્થ નીચે પ્રમાણે કર્યો છે—" અસલ પુસ્તકમાંથી એની પહેલી કોપી દુર્ગસ્વામીની શિષ્યા શ્રુતદેવતાનું અનુકરણ કરનારી **ગણા** નામની સાધ્વીએ લખી. "

આ બહુ મજાનો શ્લોક છે. એને જરા છૂટો પાડી વિચારીએ. સાથે ધ્યાનમાં રાખીએ કે તે વખતે મુદ્રણકળા નહોતી. ગ્રંથકાર ગ્રંથો તૈયાર કરે તેને જાહેર કરવા માટે એની પ્રતો–કોપીઓ તૈયાર કરવી પડતી હતી.

**आदर्श** એટલે પ્રતિપુસ્તક. આદર્શ એટલે દર્પણ. આપ્ટે એનો અર્થ આપે છે કે The original manuscript from which a copy is taken એટલે જે અસલ પુસ્તક પરથી કોપીઓ તૈયાર થાય તે.

એટલે છૂટા છૂટા પાનામાં ચેરચૂકવાળી મૂળ પ્રત જે લેખકે બનાવી હોય તેના ઉપરથી પ્રથમની અસલ પ્રત–ફેર કોપી **ગણા** નામની સાધ્વીશ્રીએ લખી હશે એમ લાગે છે. એ આદર્શ કોપીમાંથી પછી બીજી અનેક કોપીઓ થઇ હશે. ગ્રંથકર્ત્તા ગ્રંથ બનાવે, સુધારે, વધારે અને પછી છેવટની કોપી તૈયાર થાય, તેમાં પણ દૃષ્ટિપાત કરી જાય અને છેવટે ચેરચૂક કરતાં જે શુદ્ધ કોપી તૈયાર થાય તેમાંથી તદ્દન આદર્શ કોપી–શુદ્ધ કોપી સાફ દસ્કતે લખી તૈયાર કરે તેને **आदर्श** કહેવી ઘટે.

દુર્ગસ્વામીનો પરિચય આપણને ઉપર થઈ ગયો. શશાંક(ચંદ્ર)નાં કિરણ જેવા નિર્મળ ચારિત્રવાળા એ મહાત્મા ભિલ્લમાલ નગરમાં અસ્ત થઇ ગયા (શ્લોક ૯). એ દુર્ગસ્વામીની શિષ્યા શ્રી **ગણા** નામની સાધ્વી હતી. એ સાધ્વીએ આ પુસ્તકને પ્રથમ આદર્શમાં લખ્યું.

એ સાધ્વી કેવી હતી તેનું વર્ણન મહાપ્રતિભાશાળી એક

શબ્દમાં આપ્યું છે અને 'શ્રુતદેવતાનુકારિણી' કહીને વર્ણવી છે એટલે શ્રુતદેવી–સરસ્વતી દેવીનું અનુકરણ કરનારી બતાવી છે મતલબ એ સરસ્વતીનો ભંડાર હશે, પુસ્તક લખવાની આવડત એનામાં બહુ સુંદર હશે અને અમલ આદર્શ કોપી દર્પણ જેવી તૈયાર કરવાની એનામાં તાકાત હશે આવી ગણા નામની સાધ્વીએ આ ગ્રંથનો પ્રથમ આદર્શ તૈયાર કર્યો

શ્રુતદેવતાને અનુકારી–શ્રુતદેવતાની નકલ કરનાર–સરસ્વતીના અવતાર જેવી સાધ્વી એ સમયે વિદ્યમાન હતી તે હકીકત બહુ આનંદ આપે તેવી છે એવી સાધ્વીને જોઈએ તો આપણને શ્રુતદેવી યાદ આવે–સામે સાક્ષાત્ ખડી થઈ જાય–એ વાત ઘણી મજાની લાગે છે અત્યારના સાધ્વીજીઓએ આ એક વિશેષણ ઉપરથી ઘણું શીખવા જેવું છે શ્રુતદેવીની નકલ કરનાર કેટલી સાધ્વી અત્યારે મળે ? ન મળે તો શા માટે ? પ્રયાસથી તેમ થઈ શકે કે નહિ ? આવા તો ઘણા પ્રશ્નો થાય એને આપણે સાધ્વીઓના વિચાર પર અને તેમને વર્તમાન સ્થિતિમાં રાખી મૂકનાર વર્ગ ઉપર રાખીએ

એક બીજી વાત સ્ત્રીવર્ગથી સંસ્કૃત ભાષાનો અભ્યાસ ન થઈ શકે એવી પ્રાચીન માન્યતા હતી સ્ત્રીઓ તેટલા માટે नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्य હજુ પણ બોલી શકતી નથી 'નમોઽસ્તુ વર્ધમાનાય' અને 'વિશાલલોચનદલ'ને બદલે સમસંસ્કૃત પણ સ્તુતિઓ બોલે છે[1] આ પ્રાચીન મંતવ્યમાં સુધારો થયો તે વખતે અથવા તે વખત પછી આ પુસ્તક લખાયું હોવું જોઈએ સંસ્કૃત ભાષાના અસાધારણ કાબૂ વગર આવા પુસ્તકનું આદર્શ પુસ્તક લખવું–પ્રથમ કોપી તૈયાર કરવી એ કાંઈ સંસ્કૃત ભાષાના પૂરતા અભ્યાસ વગર બને નહિ કાચી કોપીમાંથી ઉતારની કોપી તૈયાર કરનારના ઘણી વખત અસલ લેખક કરતા વધારે જ્ઞાનની જરૂર પડે છે, એ વાત બાજુએ રાખીએ તો પણ ઘણા સારા સંસ્કૃત જ્ઞાનની તો આવશ્યકતા જરૂર રહે જ

1 નમોઽર્હત્, નમોઽસ્તુ વર્ધમાનાય અને વિશાલલોચન—આ ત્રણે આગમના દૃષ્ટિવાદ અંગમાંથી ઉદ્ધરેલાં હોવાથી અને તે અંગ ભણવાનો સ્ત્રીને અધિકાર ન હોવાથી તે ત્રણ સ્તુતિ બોલવાનો નિષેધ હશે

બાકી તો આવા મહાપુરુષ વિશિષ્ટ લેખકના સમયમાં જીવવું એ જ મોટી વાત છે. જે ગણા કાળના પ્રવાહમાં તણાઇ ગઈ હોત, તે આજે હજાર વર્ષે પણ જીવતી રહી છે તે મહાપુરુષનો પરિચય, મહાપુરુષનો સંસર્ગ અને મહાપુરુષની સેવાને લઇને જ બન્યું છે. એ શ્રુતદેવીને અનુકારિણી દેવી ગણાશ્રીજીને અંતરના નમસ્કાર હો! એનું અનુકરણ વર્તમાન સાધ્વીઓ કરી અનેક ગણા થાય એવી ભાવના રાખીએ તો આ જીવનચરિત્ર લખવાનો સર્વ પ્રયાસ ખરેખર સફળ થાય. ધન્ય દેવી ગણાને! એનો આદર્શ તે ખરો આદર્શ નીવડ્યો.

---

## (૯) ગ્રંથની તારિખ—

પ્રશસ્તિનો ૨૨ મો શ્લોક નીચે પ્રમાણે છે:–

**संवत्सरशतनवके द्विषष्टिसंहितेऽतिलङ्घिते चास्याः।**
**ज्येष्ठे सितपञ्चम्यां पुनर्वसौ गुरुदिने समाप्तिरभूत् ॥ २२ ॥**

"સંવત ૯૬૨ નો સંવત્સર ઘણો પૂરો થતાં જેઠ શુદિ ૫ ને ગુરુવારે પુનર્વસુ નક્ષત્રમાં આ ગ્રંથ પૂરો થયો."

સ્પષ્ટ શબ્દોમાં હકીકત રજૂ કરી છે કે આ ઉપમિતિ ગ્રંથ **સંવત્ ૯૬૨ ના જેઠ શુદિ પાંચમને** દિવસે પૂરો થયો. તે દિવસે **ગુરુવાર** હતો અને **પુનર્વસુ** નક્ષત્ર હતું.

આટલી સ્પષ્ટ હકીકત કોઇક જ ગ્રંથમાં હોય છે. હવે એમાં એક જ સવાલ રહે છે કે સંવત્ એટલે કયો સંવત્? કારણ કે સંવત્ અનેક છે. જૈન પુસ્તકોમાં વીર અને વિક્રમ સંવતો તો ઘણા પ્રચલિત છે. એ સિવાય ગુપ્ત ને શક આદિ સંવત્સરો છે.

પ્રથમ વિક્રમ સંવત્ તપાસીએ. કાર્તકાદિ વર્ષ ગણીએ તો સંવત ૯૬૨ ના જેઠ શુદિ ૫ ને દિવસે ગુરુવાર આવે છે અને પુનર્વસુ નક્ષત્ર સૂર્યોદયથી બપોર સુધી છે. એને મળતી અંગ્રેજી તારિખ **૧ લી મે સને ૯૦૬** આવે છે. આમાં સર્વ બાબતનો ઘાટ બેસતો આવે છે.

સ્વામી કન્નુ પીલાઈ દિવાનબહાદુરે ઇન્ડીઅન એફીમેરીસ (Indian Ephemeris)ના મોટાં પુસ્તકો બહાર પાડ્યાં છે

અને મદ્રાસની ગવર્મેન્ટે તે છપાવ્યા છે, જેના પ્રથમ વિભાગમાં ઇસ્વી સન ૭૦૦ થી ૧૭૯૯ સુધીના ટેબલો આપ્યા છે તેથી પણ આ વાત બરાબર મળતી આવે છે

હવે જો એને વીર સંવત ગણીએ તો તે દિવસે ૭ મી મે સને ૪૩૬ આવે છે તે દિવસે ગુરુવાર તો આવે છે, પણ સૂર્યોદય વખતે પુષ્ય નક્ષત્ર થાય છે અને બે કલાક પછી અશ્લેષા નક્ષત્ર થાય છે તે દિવસે પુનર્વસુ નક્ષત્ર થતું નથી તેથી વીરસંવત લાગુ થઈ શકે તેમ નથી તે ઉપરાંત વીરસંવત ગણવામાં એક બીજો વાધો એ આવે છે કે તેની સાથે વિક્રમ સંવત ૪૯૨ આવે છે પ્રો પીટર્સને રોયલ એસીઆટીક સોસાયટિ( બોબે બ્રાંચ )ના પાંચમા પુસ્તકના પાંચમે પાને એને સંવત ૫૯૨ માન્યો છે તે બાદબાકીમાં ચોખી ભૂલ થઈ છે ૯૬૨ માંથી ૪૭૦ બાદ કરીએ એટલે ૪૯૨ જ બાકી રહે શ્રી મહાવીર પછી ૪૭૦ વર્ષે વિક્રમ સંવત શરૂ થયો એ બીનતકરારી બાબત છે બાદબાકી કરવામાં પ્રોફેસર ચૂકી ગયા લાગે છે હરિભદ્રસૂરિની તારિખ જૈન દંતકથા પ્રમાણે સત્ય હોય તો પણ શ્રી સિદ્ધર્ષિ ૪૯૨ માં ગણતા તો તેના પૂર્વ કાળના થઈ જાય છે તેથી કોઇ પણ રીતે ૯૬૨ને વીરસંવત લાગુ થઇ શકે તેમ નથી

પ્રો પીટર્સને વર્ષની ગણતરીને અંગે પોતાના રિપોર્ટમાં ઘણી જગ્યાએ સ્ખલના કરી હોય તેમ દેખાય છે નીચેની બાબત વિચારતા તેમના પરિણામો શ્રી હરિભદ્ર અને સિદ્ધર્ષિને અંગે માન્ય રાખી શકાય તેમ નથી

પ્રો પીટર્સન એ જ રિપોર્ટમાં ગર્ગર્ષિનો સમય વિક્રમ સંવત ૯૬૨ લખે છે ગર્ગર્ષિ મહારાજ શ્રી સિદ્ધર્ષિના દીક્ષાગુરુ થાય એ વાત પ્રશસ્તિથી જણાય છે તેથી સદર હકીકતને ટેકો મળે છે

સૂરાચાર્યનો સમય પ્રો પીટર્સન તે જ રિપોર્ટમાં ભીમરાજ સોલંકીના વખતમાં મૂકે છે એને ભોજરાજનો સમય પણ કહે છે એ સૂરાચાર્ય આ ગ્રંથની પ્રશસ્તિના પ્રથમ પાત્ર હોય તો તેઓ શ્રી સિદ્ધર્ષિના પૂર્વગુરુ થાય, નિવૃત્તિકુળના આચાર્ય થાય અને એ લાટ દેશના વિભૂષણ હોઇ, તેમનો સમય જો નવમા સૈકામાં હોય તો પછી સિદ્ધર્ષિ તેની પહેલા હોવાની વાત ટકે તેમ નથી આ સૂરાચાર્ય અન્ય છે એમ ઉપર બતાવાઇ ગયું છે

પ્રો. પીટર્સને ગણતરીમાં ભૂલ કરેલી હોવાને કારણે તેમણે આણેલું પરિણામ ટકે તેમ નથી.

બાકી ગુપ્ત કે શક સંવતનો તો સવાલ જ રહેતો નથી, કારણ કે તે દિવસે ગુરુવાર અને પુનર્વસુ નક્ષત્ર આવતાં નથી. આ બાબતનો વધારે વિસ્તાર અને **अनागतं परिज्ञाय** સંબંધી વિસ્તૃત વિચારણા આગળ હરિભદ્રસૂરિ સાથે શ્રી સિદ્ધર્ષિ ગણિનો સમય જોડવા સંબંધી ઉલ્લેખ આવશે ત્યાં કરવામાં આવશે. પ્રશસ્તિના આ વિભાગનો સાર એ છે કે આ ગ્રંથ સંવત ૯૬૨ ના જેઠ શુદિ ૫ ને દિવસે બનાવ્યો. તે દિવસે ગુરુવાર હતો અને પુનર્વસુ નક્ષત્ર હતું. બીજા ટેબલો ઉપરથી એ વિક્રમ સંવત હતો એમ જણાય છે. એટલે અંગ્રેજી ગણતરી પ્રમાણે તે દિવસ **તા. ૧-૫-૯૦૬** ગુરુવારે આવે છે.

( અહીં પ્રસંગોપાત્ત વાત કરવાની જરૂર છે કે હિંદના લોકોની ગૃહ ગણતરી પૂર્વકાળથી બહુધા ચોક્કસ હતી. તેઓએ ઘણા બનાવોને પ્રસંગે જુદા જુદા ગ્રહોનાં સ્થાન કયાં હતાં તેની ચોખ્ખી નોંધ કરી રાખી છે. આકાશમાં ગૃહચાર દરરોજ થાય છે, પણ એક સરખી સ્થિતિ ઘણા વરસે આવે છે. એટલે મંગળ અમુક ઘરે હોય, તે જ વખતે બુધ, ગુરુ, શુક્ર, ચંદ્ર, રવિ અમુક જ ઘરે હોય અને એ સર્વનો યોગ એક સાથે થાય એવો પ્રસંગ દશ વીશ હજાર વર્ષે ફરી વાર ભાગ્યેજ થાય છે. અને ગણતરીથી એવો યોગ મુકરર થાય તો અમુક બનાવની તારિખ મુકરર કરવામાં ઘણી સગવડ પડે. મહાભારતની લડાઇ, મહાવીર કે બુદ્ધનો સમય, રામ રાવણ યુદ્ધ વિગેરે બનાવોની તારિખ આ ગૃહચારનો ઉલ્લેખ બહુ સારી રીતે મુકરર કરી આપે છે. એની સગવડ સારું જર્મન ભાષામાં તો અનેક ટેબલો છપાયા છે. જ્યોતિર્વિદ જર્મન સાક્ષરોએ આ દિશામાં બહુ કામ કર્યું છે અને ઉપરોક્ત પંડિત સ્વામી કન્નુ પીલાઇના ગ્રંથોએ ઘણો નવો પ્રકાશ પાડ્યો છે. ઉદ્યોગી માણસો કેટલું કામ કરી શકે છે તે જોવા સમજવા માટે પણ સદર ગ્રંથો ઘણા ઉપયોગી છે અને શોધખોળ કરનારને એક નવીન દૃષ્ટિબિન્દુ પૂરું પાડે છે. પ્રેરણા માટે આટલો બાજુનો ઉલ્લેખ અત્ર અપ્રસ્તુત છતાં યોગ્ય ગણવામાં આવ્યો છે. )

(d) ગ્રંથાગ્ર— (ગ્રથ-શ્લોક તેનુ અગ્ર-પરિમાણુ)

છેવટે લખે છે કે—

ग्रन्थाग्रमस्या विज्ञाय कीर्तयन्ति मनीषिण ॥
अनुष्टुभां सहस्राणि प्रायश· सन्ति षोडश ॥ २३ ॥

"બુદ્ધિવાળા મનુષ્યો આ ગ્રથનો ગ્રથાગ્ર જાણીને કહે છે કે એ લગભગ અનુષ્ટુભની રીતે સોળ હજાર છે"

અગાઉ દરેક પુસ્તકનુ પ્રમાણુ છેવટે લખવાનો રિવાજ હતો અત્યારે જેમ પૃષ્ઠો આટલા છે અને કદ (રોયલ, ડીમી, સુપરરોયલ વિગેરે) આ છે એમ ગણાય છે તેમ લખેલ પ્રતોના ગ્રથ ગણાતા હતા ગ્રથ એટલે ૩૨ અક્ષર, બત્રીશ અક્ષરનો એક ગ્રથ (શ્લોક) ગણી જેટલા ગ્રથ થાય તેટલો અમુક ગ્રથનો ગ્રથાગ્ર કહેવામા આવે લહીઆને કોપી કરવાના પૈસા અપાતા તે પણ ગ્રથાગ્ર ઉપર મુકરર કરવામા આવતા લખેલી પ્રત વેચાતી લેવામા આવે તે પણ ગ્રથાગ્ર ઉપર લેવાતી ઘણે ભાગે એક હજાર શ્લોકનો ભાવ કરવામા આવતો ગણુતરી ગણવા માટે ગમે ત્યાથી એક એક પક્તિમા કેટલા અક્ષરો આવ્યા છે અને પ્રત્યેક પાના પર કેટલી પક્તિ છે તે ગણી–ગુણાકાર કરવામા આવતો અને તેને ૩૨ વડે ભાગી ગ્રથાગ્ર કઢાતો

દાખલા તરીકે કોઈ પ્રતમા ૨૦૦ પાના હોય તો બે ચાર જગ્યાએથી તેના પક્તિના અક્ષરો ગણી લેતા ધારો કે દરેક પક્તિમા ૬૫ અક્ષર થયા પાનાની એક બાજુએ ૩૨ પક્તિ હોય તો ૬૫ ને ૬૪ વડે ગુણી તેને ૩૨ વડે ભાગવા અને તેને ૨૦૦ વડે ગુણવા એટલે ગ્રથાગ્ર થાય લખનારાની કલમ એવી એકધારી રહેતી કે આખી પ્રતમા એક સરખા મોતીના દાણા જેવા અક્ષર આવે અને ઘણે ભાગે અક્ષરની વધઘટ ન થાય

એ હિસાબે આ ગ્રથમા ૧૬૦૦૦ ગ્રથાગ્ર છે એમ ગણુતરી કરેલી છે. આ પ્રમાણે પ્રશસ્તિની વિચારણા પૂરી થઈ

## ૨ ગ્રંથકર્ત્તાના ચરિત્ર સંબંધી ગ્રંથમાંથી મળતી હકીકતો

હવે શ્રી સિદ્ધર્ષિના ચરિત્રને અંગે બીજી જે હકીકતો તેમના ગ્રંથમાંથી પ્રાપ્ત થતી હોય તે વિચારી તેનો સાર કાઢીએ. આ સર્વ બાબતો અનુમાનને અવલંબીને કરવાની છે એ ધ્યાનમાં રાખવું; છતાં ગ્રંથમાંથી કેટલી હકીકતો મળે છે તે જરૂર વિચારવી તો ઘટે. તેનું પ્રથક્કરણ કરતાં કઈ કઈ વાતો મળે તેમ છે તે આપણે હવે જોઇએ.

કોઇ ગ્રંથકર્ત્તા પોતાનું ચરિત્ર ગ્રંથમાં લખતા નથી. શ્રી સિદ્ધર્ષિગણિએ એથી તદ્દન જુદી જ લાઇન લીધી છે. આત્મચરિત્ર લખતાં પ્રશંસા લખાઇ જાય તો અયોગ્ય થાય. તેથી પોતાની કથા લખવામાં બહુ જોખમ છે. જીવનચરિત્ર ( Biography ) બહુ બોધ કરનાર હોય છે, કારણ નવલકથા વાંચનાર જાણે છે કે તે ગ્રંથ બનાવટી છે, કલ્પિત છે, એટલે મગજ અને હૃદય ઉપર એની ખરી અસર થતી નથી, પણ જીવનચરિત્રનાં પાત્રો તો જીવતાં હોય છે તેથી તેની અસર જરૂર થાય છે. આપણે હેમચંદ્રાચાર્ય કે પ્રભાવકચરિત્રમાંના કોઇ પણ પ્રભાવશાળી નરરત્નનું ચરિત્ર વાંચીએ છીએ ત્યારે આપણને અનેરો આનંદ થાય છે. તેથી વધારે અઘરું કામ આત્મકથા ( Auto-biography ) લખવાનું છે. લખનાર પોતાનું જ ચરિત્ર લખે એટલે એમાં તો પોતાની નાની મોટી વાતો લખવી જ પડે અને તે વખતે સમાવસ્થા અને તુલના રહેવી બહુ મુશ્કેલ પડે.

આ પ્રમાણે હોવા છતાં આત્મકથા લખાયલી આપણે વાંચીએ છીએ. વ્યવહારુ મુશીબતોને બાજુએ મૂકીને આખો પ્રથમ પ્રસ્તાવ શ્રી સિદ્ધર્ષિએ પોતાના ચરિત્રનો લખ્યો છે, પણ એમાં વિશિષ્ટતા કેવી યુક્તિથી આણી શકયા છે તે આપણે જોવાનું છે.

તેઓશ્રીએ પોતાનું ચરિત્ર જ પ્રથમ પ્રસ્તાવમાં લખ્યું છે તેમાં કાંઇ શંકા નથી. પૃષ્ઠ ૫૩ ( પ્રથમ પ્રસ્તાવ ) માં કહે છે કે " એ **અદષ્ટમૂલપર્યંત** નગરમાં **નિષ્પુણ્યક** નામનો ભિખારી છે એમ

કહ્યુ છે તે આ સ સારમા સર્વજ્ઞશાસનની પ્રાપ્તિ થયા પહેલા અહી-તહી ચારે ગતિમા રખડનારો મારો જીવ જાણવો ' અને પૃષ્ઠ ૨૧૭ ( પ્રથમ પ્રસ્તાવ ) મા ઉપસહાર કરતા સ્પષ્ટ કહે છે કે ' મે મારા જીવની અપેક્ષાએ અહીં જે જે કહ્યુ છે તે ઘણે ભાગે સર્વ જીવોને લાગુ પડી શકે તેવુ છે ' છતા આ કથા લખવામા એમને પોતાની ખ્યાતિનો વિચાર નહોતો, પણ બે મુદ્દા ખાસ ધ્યાનમા રાખીને એમણે પોતાનુ ચરિત્ર લખ્યું છે —

૧ લેખકશ્રીની એવી દૃઢ માન્યતા હતી કે આત્મનિંદા કરવાથી ઘણો લાભ થાય છે ( પૃ ૨૧૭ )

૨ પોતે એક એવુ ચરિત્ર લખવા માગતા હતા કે જે સર્વ જીવોને લાગુ પડે અને તે દ્વારા સ સારનો પ્રપ ચ બતાવાય અને શુદ્ધ માર્ગના રસ્તા રજૂ કરાય, અને સાથે તેમ કરતા તે દ્વારા ગ્ર થનો સ કેત બતાવાય

આ ચરિત્ર લખવાનો હેતુ તેઓને પોતાનુ જન્મચરિત્ર લખવાનો નહોતો પણ પોતાને સ સારના સર્વ પ્રપ ચો બતાવનાર એક સુ દર ગ્ર થ લખવો હતો અને તેના પ્રત્યેક અર્થમા ઊંડો આશય ઉતારવો હતો આશય જો વાર વાર બતાવે તો ગ્ર થગૌરવ વધી જાય અને કથાની મીઠાશ ચાલી જાય તે સર્વ દૂર કરવા માટે ગ્ર થની શરૂઆતમા પોતાનુ નાનકડુ ચરિત્ર લખી નાખી તેના પ્રત્યેક શબ્દોની યોજના બતાવી, પ્રત્યેક ગતિની ઉપયુક્તતા રજૂ કરી, સ કેત બતાવી, પછી જણાવી દીધુ કે હવે જે કથા રચવામા આવે છે તેનો પ્રત્યેક શબ્દ અર્થગર્ભિત, આશયગર્ભિત અને રહસ્યગર્ભિત છે તે વાચનારે સમજી લેવુ આ પ્રકારનો આશય તેમણે પૃ ૨૧૬ મા બરાબર બતાવ્યો છે એટલે આત્મચરિત્ર લખનારમા સ્ખલના થવાનો સ ભવ રહે તેનો અહીં તદ્દન અભાવ જ છે

હવે તેમણે જે પોતાનુ ચરિત્ર પ્રથમ પ્રસ્તાવમા રજૂ કર્યું છે તેમા કાઈ અ ગત તત્ત્વ છે કે સામાન્ય વાર્તા છે તે જોઇએ પ્રથમ પ્રસ્તાવમા તેમણે જે ચરિત્ર લખ્યુ છે તેના બે વિભાગ પડી શકે તેમ છે

(૧) **નિષ્પુણ્યકની ઓળખાણ, ધર્મબોધકર અને નિષ્પુણ્યક, તદ્દયા અને સદ્‌બુદ્ધિ**, શાસનપ્રાપ્તિ, દીક્ષા અને સપુણ્યક નામ.

આટલો વિભાગ સર્વસામાન્ય જણાય છે. પૃ. ૨૧૭માં લેખક પોતે કહે છે કે "અહીં મારા જીવની અપેક્ષાએ જે જે કહ્યું છે તે તે સર્વ ઘણે ભાગે બધા જીવોને લાગુ પડી શકે તેવું છે." આ હકીકત સર્વ જીવોને લાગુ પડે તેવી છે અને ખાસ કરીને કષ્ટસાધ્ય વર્ગના સઘળા જીવોને વગર શકે લાગુ પડે તેવું એ વિભાગનું ચરિત્ર છે.

(૨) બીજા વિભાગમાં આ ગ્રંથ રચવાને અંગે શું કારણ બન્યું ? કોઈ ઉપદેશ સાંભળવા ન આવતાં સદ્‌બુદ્ધિ સાથે વિચારણા થઇ અને છેવટે આ ગ્રંથને જાહેરમાં મૂકવા નિર્ણય થયો. એ સર્વ વિભાગ ખાસ ગ્રંથકર્ત્તાને અંગત લાગુ પડે તેવો છે અને ત્યાં એમની આત્મકથા સકારણ લખાઈ હોય તેમ લાગે છે.

સર્વ જીવોને લાગુ પડે તેવું ચરિત્ર લખવાનો ખ્યાલ અત્યુત્તમ છે, પણ તેમાંથી ગ્રંથકર્ત્તાના જીવનનો કોઇ પણ ભાગ ખાસ તારવવો અશકય છે. જ્યારે પ્રાણી પોતાને નિમિત્તે સર્વસામાન્ય ચરિત્ર લખે ત્યારે તેમાંથી તેનું પોતાનું ચરિત્ર તારવવું અશકય છે.

અહીં તો જે પદ્ધતિએ નિષ્પુણ્યકની કથા શરૂ કરી છે તે અનુસારે કોઇ ખાસ બાબત ગ્રંથકર્ત્તા માટે રજૂ થઈ શકે તેમ જણાતું નથી. આ આખી હકીકત ધ્યાનમાં રાખી પ્રથમ પ્રસ્તાવ જોઇ જતાં મને એમાંથી ગ્રંથકર્ત્તાનું ચરિત્ર તારવવું અશકય જણાયું છે. એ માત્ર બોધક હકીકત છે અને એનો આશય સર્વ જીવોને લાગુ પડે તેવી કથા રજૂ કરવાનો જણાયો છે. પૃષ્ઠ ૫૦ માં ગ્રંથકર્ત્તા જણાવે છે કે તત્ત્વજ્ઞ પુરુષો પ્રયોજન વગર વિચાર, ઉચ્ચાર કે વર્તન કરતા નથી. અત્યારે ગ્રંથકર્ત્તાની પ્રવૃત્તિ શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથાનો આરંભ કરવાની હોઇને 'મારી પ્રવૃત્તિનું સાર્થકપણું બતાવું છું.' એમ કહ્યું છે. પ્રથમનો આખો પ્રસ્તાવ સમજવાની આ ચાવી છે. મતલબ ગ્રંથકર્ત્તાએ સપ્રયોજન ચરિત્ર લખ્યું છે.

પ્રથમ પ્રસ્તાવમાં આપેલ આખું ચરિત્ર રજૂ કરવાની અહીં જરૂર નથી. પ્રથમ પ્રસ્તાવમાં જરૂરી નોટ વિગેરે આપી ત્યાં યોગ્ય

ખુલાસા કર્યા છે મારા મત પ્રમાણે તે શ્રી સિદ્ધર્ષિનું અંગત ચરિત્ર છે જ નહિ, પણ સર્વસામાન્ય ચરિત્ર છે, એટલે તે પર ખાસ ટીકા કરવાનું ગ્હેતુ નથી

આ ગ્રંથની ઉત્પત્તિને અંગે તેઓશ્રી કહે છે કે પોતાની બુદ્ધિ સાથે વિચાર કરતા એવો અભિપ્રાય થયો કે–જ્ઞાન, દર્શન, ચારિત્ર અન્યને ખૂબ આપ્યા હોય તો વારંવાર તે ભવાંતરમાં પણ મળ્યા કરે પ્રથમ એ લેવા આવનારની રાહ જોઈ બેસી રહ્યા પણ કોઈ આવ્યું નહિ પછી એણે જાહેર રીતે કહેવા માંડ્યું 'મારું ઔષધ ગ્રહણ કરો, ગ્રહણ કરો !' પણ લોકોએ તેને કાંઈ ગણકાર્યા નહિ અને તેના ઔષધ લેવા કોઈ આવ્યું નહિ, અંતે એક પેટીમાં ઔષધો ભર્યા અને તે પેટીને રાજમાર્ગમાં મૂકી દીધી કથા-ઉત્પત્તિનો આ પ્રસંગ છે પેટી એટલે પુસ્તક

અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આત્મકથાનો આ વિભાગ સામાન્ય કે અંગત ? એમણે આ વિભાગ પોતાની આત્મ-નિંદા કરવા લખ્યો છે કે ખરેખર તેમજ બન્યું હશે આનો જવાબ ગ્રંથમાં જ છે પ્રથમ તો કાષ્ઠપેટીની કલ્પના જ બતાવે છે કે એ વિભાગ પણ બોધ–ઉપદેશની કક્ષામાં જ આવે છે અન્યની કરેલી મોટાઇ અને મિથ્યાભિમાનના પરિણામો બતાવવાની એક તક હાથ ધરી છે અને પોતાની નમ્રતા બતાવવાની તક લેખકશ્રીએ લીધી છે ઘોષણાની વાત તો તદ્દન ચોખી છે એ હકીકતથી સ્પષ્ટ જણાય છે કે આ આખી હકીકત બોધક જ છે જે મહાન વિભૂતિએ આ અદ્ભુત ગ્રંથ લખ્યો છે તે ઘેરઘેર જઇ પોતાની પાસેથી ઔષધ લેવા ઘોષણા કરે અને લોકો એને ગાંડો ગણે (પૃ ૨૧૦) એ સર્વ વાત આવા વિશિષ્ટ લેખક માટે અશક્ય છે આવો મારો વિચાર આ ગ્રંથના પરિશીલનથી થયો છે

જ્ઞાનાદિના ખપી પુરુષો પૈકી મોટી બુદ્ધિવાળા શ્રી સિદ્ધર્ષિની પૂર્વ અવસ્થા યાદ કરી તેના તરફ 'હસે છે' પણ તેને ધિક્કારતા નથી એટલી તેમની કૃપા ગણાય–(પૃ ૨૧૨-૩) એ હકીકત કોઇ અંગત અનુભવની હોય તો બનવાજોગ છે જો કે જે મહાન-સ્થાનેથી અને ઉચ્ચ આશયથી આ ગ્રંથ યોજાયો છે તે જોતા

એમના જેવા લેખક એવી રીતે કોઇ માટે ટીકા કરે એ પણ મને યથાસ્થિત લાગતું નથી. મને તો આખો વિભાગ બોધક લાગે છે. એ લખવામાં આત્મચરિત્રની પ્રસિદ્ધિની ભાવના હું કયાંઇ દેખતો નથી.

એટલે ગ્રંથની અંદરના કોઇ વિભાગમાંથી શ્રી સિદ્ધર્ષિનું ચરિત્ર તારવવું મને મુશ્કેલ અથવા લગભગ અશક્ય જણાય છે. એક હકીકતની સ્પષ્ટતા આ સ્થાને કરવા યોગ્ય છે. ધર્મબોધકર મંત્રીને નિષ્પુણ્યક સાથે વાતો કરતાં બતાવ્યા છે અને તે દ્વારા તેમનો સીધો પરિચય હતો એ હકીકત પર ભાર મૂકીને પ્રો. જેકોબીએ જે કલ્પના હરિભદ્રસૂરિના અને શ્રી સિદ્ધર્ષિના સંબંધની કરી છે તે તો સ્વતઃ ઊડી જાય છે, કારણ કે શ્રી હરિભદ્રસૂરિનો સમય તેઓ શ્રી જિનવિજયજીના કથન પ્રમાણે સમરાઇચ્ચ કહાની પછવાડેથી લખેલી ઉપોદ્‌ઘાતમાં કબૂલ રાખે છે અને તે પ્રમાણે તો બન્ને મહાત્માઓ સમકાલીન થઇ શકતા જ નથી. આથી પ્રથમ પ્રસ્તાવમાંથી શ્રીસિદ્ધર્ષિનું જીવનવૃત્ત ઉપજાવવાની અશકયતાનો મેં જે અભિપ્રાય ઉપર બાંધ્યો છે તે મારા મતે હજુ કાયમ રહે છે. એના અંદરના પુરાવાઓ પર અગાઉ આ વિભાગમાં વિવેચન થઇ ગયું છે.[1]

એ સિવાય ગ્રંથમાંથી જે કાંઇ હકીકત ગ્રંથકર્ત્તા સંબંધી મળે છે તે પ્રશસ્તિમાં આવેલી છે તે છે. તે પર અગાઉ વિવેચન થઇ ગયું છે.

૩

## પ્રભાવક ચરિત્રે શ્રી સિદ્ધર્ષિ પ્રબંધ

સંવત ૧૩૩૪ માં પ્રભાચંદ્ર સૂરિએ શ્રી પ્રભાવક ચરિત્ર નામનો ઐતિહાસિક ગ્રંથ લખ્યો છે અને સને ૧૯૦૯ માં નિર્ણયસાગર પ્રેસે મુદ્રિત કર્યો છે. તેમા ૨૨ ધુરંધર મુનિપતિઓના ચરિત્ર પદ્યમાં આપ્યા છે. તેમાં ચૌદમો પ્રબંધ શ્રી સિદ્ધર્ષિ ગણિ સંબંધી છે. એના ૧૫૬ શ્લોકો છે. એ આખો મૂળ વિભાગ અને તેનું ભાષાંતર દ્વિતીય વિભાગની આખરે આપ્યા છે. પૃ. ૧૪૩૦ થી ૧૪૪૧ સુધી મૂળ વિભાગ છે અને પૃ. ૧૪૪૨ થી ૧૪૬૦ સુધીમાં તેનું ભાષાંતર તૈયાર કરી છાપ્યું છે. તે વિભાગ પ્રથમ વાંચી જવો. અત્ર તેના ઉપર ચર્ચા કરવામાં આવી છે.

---

૧. જુઓ પૃ. ૨૯૬.

સદર ગ્રથના કર્ત્તા **પ્રભાચદ્રસૂરિ છે.** એ નિર્ણયસાગર મુદ્રણના તત્રીએ એના કર્ત્તાનુ નામ ચદ્રપ્રભસૂરિ બતાવ્યુ તે ત્યાર પછી એમ ને એમ ચાલ્યુ છે પ્રત્યેક પ્રબધને શૃગ કહેવામા આવે છે અને પ્રત્યેક શૃગની આખરે એક શ્લોક મૂકયો છે તેમા જણાવ્યું છે કે ચદ્રપ્રભસૂરિની પાટે શ્રી પ્રભાચદ્રસૂરિ આવ્યા તેમણે આ ગ્રથ બનાવ્યો અને ગ્રથને છેડે લબાણ પ્રશસ્તિ ૨૪ શ્લોકની લખી છે તે પરથી આ ગ્રથ પ્રભાચદ્ર સૂરિ મહારાજનો બનાવેલો ચોક્કસ થાય છે અને ગ્રથની તારિખ ' વેદાનલ શિખિ શશિધર ' સજ્ઞા આપી છે તેથી સવત ૧૩૩૪ મુકરર થાય છે

## ગુર્જર દેશે ભિલ્લમાલ—

પ્રભાવક ચરિત્રના શ્રી સિદ્ધર્ષિ પ્રબધ ઉપર આપણે દૃષ્ટિ નાખી જઇએ **ગુર્જર** દેશમા શ્રીમાલ નામનુ નગર છે અહી આપણે જરા થોભીએ શ્રીમાલ અને ભિલ્લમાલ સબધી ઇતિહાસ તપાસતા જણાય છે કે તે હાલ મારવાડમા આવેલ ભિલ્લમાલ ગામ છે તે અસલ ભિલ્લમાલ અથવા શ્રીમાલ કહેવાતુ હતુ ગુર્જર—રક્ષ ઉપરથી ગુજરાત નામ પડેલુ જણાય છે અસલ એનો વિસ્તાર ઘણો મોટો હતો અત્યારના ગુજરાત ઉપરાત તેમા અત્યારનુ આખુ કાઠિયાવાડ અને મુબઈ સુધીના પ્રદેશનો તેમા સમાવેશ થતો હતો અને મારવાડનો ઘણો વિભાગ ગુર્જર—રાષ્ટ્રમા આવતો હતો એ ગુર્જર અથવા **ગુજ્જર** લોકોનુ અમલ રાજ્ય પરગણમા આવેલુ હતુ અને અત્યારે પણ ત્યા ગુજરાત પ્રાત છે ઉત્તર ગુર્જર રાષ્ટ્રની રાજધાની પાચમા છઠ્ઠા સૈકામા ભિલ્લમાલ જણાય છે અને દક્ષિણ પ્રદેશની રાજધાની નાદિપુરી ( હાલનુ નાદોદ ) જણાય છે એનો ઘણો વિસ્તીર્ણ ઇતિહાસ છે જે માટે જુઓ ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ અને ટોડનુ રાજસ્થાન શ્રીમાલનુ નામ ભિલ્લમાલ ભોજ અને માઘના સમયમા થયુ છે તે સબધી જાણવા લાયક કથા પ્રબધચિંતામણિમા ભોજ-પ્રબધમા આવે છે ( ભાષાતર પૃ ૧૧૦ )

## વર્મલાત રાજા—

પ્રભાવક ચરિત્ર પ્રમાણે શ્રી સિદ્ધર્ષિનો જન્મ ગુર્જર દેશના **શ્રીમાલ** નગરના વચ્ચે હતા ત્યા **વર્મલાત** નામનો રાજા હતો.

આ વર્મલાતના સંબંધમાં બહુ લખી શકાય તેમ છે. **શિશુપાલવધમાં માઘ** કવિ તેનું વર્ણન ગ્રંથને અંતે 'કવિવંશવર્ણનમ્'માં કરે છે. ત્યાં તેનું 'વર્મલાખ્ય' નામ આપે છે. કલકત્તામાં મુદ્રિત શિશુપાલવધ પુસ્તકમાં 'શ્રી ધર્મનાથસ્ય' એવું નામ આપ્યું છે. શિશુપાલવધની જુદી જુદી પ્રતોમાં તેનાં નીચે પ્રમાણે નામો મળી આવ્યા છે. "ધર્મનાભ. ધર્મનાથ. ધર્મલાભ. ચર્મલાત. ધર્મલાત. વર્મલાખ્ય. વર્મલાત. વર્મનાભ. નિર્મલાન્ત."

આવી રીતે મહાકવિના સંબંધમાં આવનાર આ રાજાનાં નામનો પાર આવે તેમ નથી. મોટા માણસના સંબંધમાં આવનારનાં નામની પણ આવી દશા થાય છે એ જરા લાગણી ઉત્પન્ન કરે તેવી હકીકત છે. હાલમાં વસંતગઢનો એક શિલાલેખ મળી આવ્યો છે. તેની સોળ લીંટીઓ છે. તે લેખ ઉપરથી જણાય છે કે રાજાનું સાચું નામ વર્મલાત હતું. અને તેનો સમય વિક્રમ સંવત ૬૮૨ હતો. એ વસંતગઢના લેખ સંબંધી ઘણી જાણવા લાયક હકીકતો છે, પણ અહીં તેટલો વિસ્તાર કરી શકાય તેમ નથી. માઘ કવિનો સંવત મુકરર કરવામાં એ શિલાલેખ બહુ ઉપયોગી નીવડ્યો છે. ( વસંતગઢ શિરોહી સ્ટેટમાં આવેલ છે અને સદર લેખ દેવીના મંદિરની બાજુમાંથી મળી આવ્યો છે. ) એ શિલાલેખમાં 'વર્મલાત' નામ સ્પષ્ટ છે એટલે હવે રાજાના બીજાં નામો પાઠાંતરોમાં આપ્યાં છે તેના સંબંધમાં કાંઇ સંદેહ રહેતો નથી.

## માઘ અને સિદ્ધર્ષિ—

આ વર્મલાત રાજાનું નામ શિશુપાલ વધમાં માઘ કવિએ કેવી રીતે મૂક્યું છે તે હકીકત અત્ર જણાવવી પ્રસ્તુત છે. શિશુપાલ વધને અંતે કવિવંશ વર્ણનના શિર્ષક નીચે આ પ્રમાણે લખે છે.

**सर्वाधिकारी सुकृताधिकारः श्रीवर्मलाख्यस्य बभूव राज्ञः ।**
**असक्तदृष्टिर्विरजाः सदैव देवोऽपरः सुप्रभदेवनामा ॥ १ ॥**

**काले मितं तथ्यमुदर्कपथ्यं तथागतस्येव जनः सचेताः ।**
**विनानुरोधात्स्वहितेच्छयैव महीपतिर्यस्य वचश्चकार ॥ २ ॥**

**तस्याभवद्दत्तक इत्युदात्तः क्षमी मृदुर्धर्मपरस्तनूजः ॥**
**यं वीक्ष्य वैयासमजातशत्रोर्वचः गुणग्राहि जनैः प्रतीये ॥ ३ ॥**

सर्वेण सर्वाश्रय इत्यनिन्द्यमानन्दभाजा जनित जनेन ॥
यश्च द्वितीय स्वयमद्वितीयो मुख्य सता गौणमवाप नाम ॥ ४ ॥
श्रीशब्दरम्यकृतसर्गसमाप्तिलक्ष्म
लक्ष्मीपत्तेश्चरितकीर्तनमात्र चारु ।
तस्यात्मज सुकविकीर्तिदुराशयाद
काव्यं व्यधत्त शिशुपालवधाभिधानम् ॥ ५ ॥[1]

આ આખુ લખાણુ હેતુસર અત્ર ઉતારવામા આવ્યુ છે એમા રાજાનુ નામ છે, તે ઉપરાત માઘ કવિના પિતા અને દાદાના નામો

---

૧ વર્મલ નામના રાજાનો સર્વાધિકારી મહાસેનાપતિ સુપ્રભદેવ નામનો હતો, સર્વ સાગ કામોનો તે અધિકારી હતો, એની દૃષ્ટિ કોઇ જગ્યાએ આસક્ત ન થાય તેવી હતી, એ રજ-પાપ વગરનો હતો અને સર્વદા જાણે અન્ય દેવ જ હોય તેવો લાગતો હતો (કલકત્તા આવૃત્તિમા ' ધર્મનાથસ્ય ' એવો પાઠ છે )

૨ જેવી રીતે બુદ્ધ ભગવાનનુ વચન પ્રાજ્ઞ મનુષ્ય સ્વીકારે તેવી રીતે તે( સુપ્રભદેવ )નુ યોગ્ય સમયનુ જરૂરી અક્ષરવાળુ અને આયદે લાભ કરનારુ વચન કોઇ જાતના સકોચ વગર માત્ર પોતાના ભવિષ્યના હિત ખાતર જ રાજા કરતો હતો ( એટલે તેની સલાહ હિતબુદ્ધિએ સ્વીકારતો હતો )

૩ તે ( સુપ્રભદેવ ) ને વિસ્તીર્ણ હૃદયવાળો ક્ષમાવાન નરમ અને ધર્મપરાયણ દત્તક નામનો પુત્ર હતો એને જોઇને વ્યાસના યુધિષ્ઠિર-ધર્મરાજના ગુણગ્રાહી વચનની પ્રતીતિ લોકોને થતી હતી

૪ એ જાતે અદ્વિતીય હોઇને આનદભાવી લોકોએ એ સજ્જનોના મુખ્ય દત્તકને ' સર્વાશ્રય ' ( ગરીબનો બાળવો ) એવુ ગુણપ્રાપ્તિવાળું થયેલુ નામ આપ્યુ હતુ એટલે લોકો એને એ બીજા નામથી પણ સારી રીતે ઓળખતા હતા

૫ તે( દત્તક )ના પુત્રે સાગર કવિ તરીકેની કીર્તિ મેળવવાની આશાએ આ શિશુપાલ વધ જેના સર્ગને અતે શ્રી શબ્દથી સમાપ્તિ કરવામા આવી છે અને જેમા લક્ષ્મીપતિ( નારાયણ )નુ સુદર ચરિત્ર ગુથવામા આવ્યુ છે તે કાવ્ય બનાવ્યુ છે

પણ છે અને તે વાત પ્રભાવકચરિત્રકારે લીધી છે તેની હકીકત આગળ ચર્ચવામાં આવશે.

આ કવિવંશવર્ણનમાં વર્મલ નામ જે રાજાનું બતાવવામાં આવ્યું છે તેનું ખરું નામ વર્મલાત જણાય છે અને તેની સાક્ષી વસંતગઢનો સદર શિલાલેખ પૂરે છે.

આ વર્ણન ઉપરથી જણાય છે કે માઘ કવિના પિતા **દત્તક** અને દાદા **સુપ્રભ**દેવ હતા. આ હકીકત પણ ઉપયોગી છે.

## કવિવર માઘનો સમય—

પ્રથમ આપણે **માઘ** કવિનો સમય વિચારી જઇએ. એ સંબંધમાં બહુ લખાયું છે. સર્વથી સીધો પુરાવો વસંતગઢનો શિલાલેખ આવે છે. એ આખો લેખ અત્ર લખી શકાય નહિ અને તે પરની ચર્ચા રજૂ કરતાં પણ સ્થળસંકોચના નિયમનો ભંગ થાય. તે લેખથી સાબિત થાય છે કે એ વર્મલાત રાજા સંવત્ ૬૮૨ માં વિદ્યમાન હતા. વળી એ વસંતગઢના લેખમાં **વર્મલાત** નામ સ્પષ્ટ આપ્યું છે એટલે એના ચર્મલાત ધર્મલાભ વિગેરે અનેક પાઠાંતરો આપ્યા છે તે અશુદ્ધ છે.

એ લેખ ઉપરથી એમ અનુમાન થાય કે વર્મલાત રાજાના મંત્રી સુપ્રભદેવના પુત્ર દત્તકનો પુત્ર માઘ કવિ થાય. એનો સમય સંવત્ ૭૫૦ એટલે સાતમી સદીની આખર લગભગ ગણાય. આટલી વાત માઘકવિના સમયને અંગે ધ્યાનમાં રાખવાની છે.

એ સંબંધમાં બીજા કેટલાક પુરાવાઓ તપાસીએ:—

કવિ માઘના સમય માટે નીચેના ત્રણ ઉપયોગી લેખો મને મળ્યા છે તેને આધારે આ ચર્ચા કરી છે.

1 The Date of poet Magha by John Clatt ( Vienna Oriental Journal Vol. IV pp. 61–71. )

2 Anandavardhana & Date of Magha by Hermann Jacobi ( Vienna Oriental Journal Vol. IV ( 1890 ) pp. 236 to 244. )

3 Date of Poet Magha by K B Pathak B A (Journal of Bombay Branch of Royal Asiatic Society Vol XX pp 303-306)

કોઇ પણ કવિની તારિખ મુકરર કરવામા તેનો બીજા કવિએ ઉતારો કર્યો હોય અને તે બીજા કવિની તારિખ મુકરર થઇ શકે તેમ હોય તો તેનો ઉપયોગ સારી રીતે થઇ શકે છે એક કવિને પોતાની પ્રસિદ્ધિ મેળવવામા થોડા વર્ષો લાગે છે તે વાત ધ્યાનમા રાખવી જોઇએ ઉપરના ત્રણે લેખોમા, પ્રભાવકચરિત્રમા કરેલા ઉલ્લેખને લઇને જ મોટો ઘુચવાડો ઉત્પન્ન થયો છે તેના ઉપર, ઊહાપોહ કરવામા આવ્યો છે

પ્રભાવકચરિત્રકાર કહે છે કે શ્રીમાલ નગરના રાજા વર્મલાતના મત્રી સુપ્રભદેવનો પુત્ર દત્ત હતો અને દત્તનો પુત્ર **માઘ** કવિ-શિશુપાલવધનો કર્ત્તા એ જ સુપ્રભવદેવને બીજો પુત્ર શુભકર નામનો હતો, તેમનો પુત્ર સિદ્ધ આ વાતની સત્યાસત્યતા પર આખી ચર્ચા છે

કવિવશવર્ણન શિશુપાલવધને અતે આપેલ છે અને શ્રી સિદ્ધર્ષિએ ઉપમિતિની પ્રશસ્તિ લખી છે તે ઉપરથી બન્ને ભિન્નમાલ નગરના હતા એમ જણાય છે ભિન્નમાલ નગરનુ અસલ નામ શ્રીમાલ હતુ અને મેરુતુગાચાર્યના ખુલાસા પ્રમાણે ભોજરાજાએ એનુ નામ ફેરવીને ભિન્નમાલ બનાવ્યુ હતુ (સર્ગ ૨ ભોજ-પ્રબધ ભા પૃ ૧૧૦) તેનુ કારણ એ કે એ નગરના લોકો એક વખતના મહાઋદ્ધિમાન અને દાનશીલ માઘ કવિનુ દારિદ્ર નિર્દય-પણે જોઈ રહ્યા હતા

આનદવર્ધન નામના સાહિત્યકારે 'ધ્વન્યાલોક' નામનો સાહિ-ત્યનો ગ્રથ રચ્યો છે એ ગ્રથ પ્રસિદ્ધ થયેલો છે આનદવર્ધનનો સમય કાશ્મીરના અવતીવર્મા સાથે છે કલ્હણ પોતાની રાજતર-ગિણીમા કહે છે કે આનદવર્ધન સદર અવતીવર્માના રાજ્યમા ખૂબ પ્રસિદ્ધ થયો હતો હવે અવતીવર્માનો સમય ઈ સ ૮૫૫-૮૮૪

છે. આનંદવર્ધનના ધ્વન્યાલોકમાં કવિ માઘના શિશુપાલવધના શ્લોકોના ઉતારા છે. જુઓ પાંચમા સર્ગનો ૨૬ મો અને ત્રીજાનો ૫૩ મો શ્લોક. સિદ્ધર્ષિના કહેવા પ્રમાણે તેમણે સંવત ૯૬૨ માં ઉપમિતિ કથા પૂરી કરી એટલે તે ઇ. સ. ૯૦૬ થાય.

હવે અવંતીવર્માના વખતમાં આનંદવર્ધન પૂરતી ખ્યાતિ મેળવે અને તે માઘ કવિના ઉતારા કરે તેટલી માઘની ખ્યાતિ થઇ ગઈ હોય તે ઇ. સ. ૮૫૫ લગભગમાં બનવું અસંભવિત ગણાય.

એ ઉપરાંત શિશુપાલવધના ત્રીજા સર્ગનો ૩૩ મો શ્લોક **मध्ये समुद्रं ककुभः पिशांगीः** મુકુલના અભિધાવૃત્તિ માતૃકમાં ટાંકયો છે અને તેનો સમય ઇ. સ. ૮૭૫–૯૦૦ છે.

શિશુપાલવધના ચાર શ્લોકો કાવ્યાલંકાર વૃત્તિમાં વામન ટાંકે છે. વામનનો સમય મુકરર નથી થયો, પણ અગિયારમી સદીમાં અભિનવગુપ્ત તેના ઉતારા કરે છે અને આનંદવર્ધને વામન માટે એક કાવ્ય લખ્યું છે તેમ કહે છે. આથી એમ જણાય છે કે આનંદવર્ધનથી વામન વધારે પુરાણો છે અને ઉપર જણાવ્યું તેમ આનંદવર્ધનનો સમય અવંતીવર્મા સાથે છે. આ હકીકત પણ માઘને માટે ઉપયોગી છે.

આ પ્રમાણે વિચાર કરતાં તો માઘનો સમય નવમી સદીની આખરે જાય, પણ તે રાજતરંગિણીની હકીકતથી વિરુદ્ધ જાય છે. આ બન્ને વિરુદ્ધ વાત થઇ. પ્રભાવકચરિત્રકારનો મત રાજતરંગિણીની સામે મૂકી બન્નેમાંથી કઇ હકીકત વધારે બનવાજોગ છે તે વિચારીએ. આનંદવર્ધને અવંતીવર્માના વખતમાં પ્રસિદ્ધિ મેળવી હતી એમ કલ્હણના કહેવાથી જણાય છે. કલ્હણ તે માટે ચારનાં નામો આપે છેઃ મુક્તાકણ, શિવસ્વામી, આનંદવર્ધન અને રત્નાકર. એ ચારે અવંતીવર્માના સમયમાં પ્રસિદ્ધિ પામ્યા. ( **प्रथामगात्** એમ કહે છે. ) આનંદવર્ધન વામનના ઉતારા કરે છે અને વામન માઘના ઉતારા કરે છે, તેથી કેટલાક એમ અનુમાન કરે છે કે માઘ કવિ આઠમા સૈકાથી મોડા તો ન જ હોઇ શકે.

બીજી રીતે જોઇએ તો રત્નાકર જે આનંદવર્ધનનો સહયુગગામી છે તેણે માઘનું ઘણું અનુકરણ કર્યું છે અને બન્નેની કવિતા

સમાનપદે સામસામી જોઇએ તો માઘની કળા અપૂર્વ, લેખનશક્તિ મજબૂત અને રત્નાકરની ઢીલી તથા પાછળના પડતા સમયની જણાય છે એટલા ઉપરથી ચર્ચા કરીને ડૉ જકોબી નીચેની તારવણી સદર લેખમા કરે છે

૧ માઘના ઉતારા આનદવર્ધને કર્યા છે તેથી તે નવમા સૈકાની પછીનો ન હોય

૨ વામને તેના ઉતારા કર્યા છે તેથી પણ એક યુગ પહેલા તે હોવો જોઇએ ( અભિનવગુપ્ત કહે છે કે વામનના પુસ્તકથી આનદવર્ધન માહિતગાર હતા તે વાત સત્ય હોય તો આ વાત ટકી શકે તેવી છે )

૩ રત્નાકર જે જયપીડના સમય( ૮૩૫-૮૪૭ ઇ સ )મા થયો તેણે માઘનુ અનુકરણ કર્યું છે તેથી તેની પહેલા માઘ કવિ થયેલા હોવા જોઇએ

આટલા ઉપરથી માઘનો સમય આઠમા સૈકા પૂર્વનો હોઇ તેને માટે પ્રભાવકચરિત્રમા જે દતકથા મૂકવામા આવી છે તે બરાબર નથી એમ ડૉ જેકોબીનો મત છે

શ્રીયુત પડિત ઉપરના અનુમાન કરતા આગળ વધે છે એ પોતાના ઉલ્લેખમા આનદવર્ધનની ઉપરોક્ત હકીકત ઉપરાત નીચેની બાબત ઉમેરી માઘ કવિને આઠમા સૈકાના છેવટના ભાગ ઉપર મૂકે છે

૧ કેનેરીઝ લેખો શક ૧૧૦૨ ના છે તેમા માઘનુ નામ આવે છે

૨ રાજા ભોજ પોતાના સરસ્વતીકઠાભરણમા માઘના ઉતારા કરે છે

૩ સોમદેવ કવિ યશસ્તિલકચપૂમા ભોજના ઉતારા કરે છે અને સદર ગ્રથ શક ૮૮૧ મા પૂરો થયો છે આ ગ્રથ પૂરો થયો ત્યારે રાષ્ટ્રકૂટમા રાજા શ્રીજો કૃષ્ણરાજ રાજ કરતો હતો અને રાષ્ટ્રકૂટના છેલ્લા રાજા કક્કલને તૈલપે હરાવ્યો હતો અને તે જ તૈલપે ભોજના કાકા મુજને કેદ કર્યો હતો. આ સર્વ બરાબર હોય તો ભોજની પહેલા રાષ્ટ્રકૂટો આવે અને તેના સમયમા સોમદેવ આવે એટલે માઘ કવિના ઉતારા કરનાર તેની પહેલા આવે

૪. નૃપતુંગે કવિરાજમાર્ગ ગ્રંથ ઈ. સ. ૮૧૪ માં લખ્યો છે તે માઘ કવિને શકુંતલાના અમર લેખકની કક્ષામાં મૂકે છે.

૫. માઘ બીજા સર્ગના ૧૧૨ માં શ્લોકમાં કાશિકાવૃત્તિ અને ન્યાસનાં નામો આપે છે. આ બન્ને બૌદ્ધગ્રંથો છે. ઇટસીંગ કાશિકાવૃત્તિનું નામ પોતાના ગ્રંથમાં આપે છે, પણ ન્યાસનું આપતો નથી. તે ઉપરથી એમ અનુમાન કરવામાં આવે છે કે ઈટસીંગના સમય પછી ન્યાસ બનેલ હોવો જોઇએ. ઈટસીંગ હિંદમાંથી ઈ. સ. ૬૯૫ માં વિદાય થયેલ છે એટલે એ અનુમાને ન્યાસ આઠમા સૈકાની શરૂઆતમાં બનેલ હોવા જોઇએ.

આ પાંચ કારણો મિ. પંડિત આપે છે તે કોઈ પણ પ્રકારે સંતોષકારક નથી. કેનેરીઝ લેખ તો શક ૧૧૦૨ ના છે એટલે ઇ. સ. ૧૧૮૦ આવે તે કાંઇ ઉપયોગમાં આવે નહિ. રાજા ભોજ સરસ્વતીકંઠાભરણમાં માઘના ઉતારા કરે છે તેનો સમય તો નવમા સૈકા પછી છે એટલે તેનો પણ કાંઇ ઉપયોગ થઇ શકે તેમ નથી.

યશસ્તિલકચંપૂમાં ભોજના ઉતારા આપે છે તેથી પણ માઘ કવિ નવમા સૈકાની આખરે જાય છે. નૃપતુંગની તારિખ ચોક્કસ નથી. કાશિકાવૃત્તિ બનાવવાની તારિખ તદ્દન આનુમાનિક છે.

આ સર્વ બાબતો વિચારતાં કવિ માઘની બાબતમાં છેવટનો નિર્ણય થઈ શકે તેમ નથી. વસંતગઢનો લેખ મળ્યો છે તેમાં જે રાજાનું નામ છે તે વર્મલાત સુપ્રભદેવના સમયમાં હતો તે જ રાજા છે એમ માનીએ તો જ કાંઇક નિર્ણય થાય, પણ રાજાઓના સરખાં નામો ઘણાં હોય છે, એક ને એક વંશમાં સરખા નામવાળા એકથી વધારે રાજા થયેલા છે અને એ ઉપરથી કાંઈ અનુમાન બાંધી શકાય તેમ નથી. વસંતગઢના લેખમાં સુપ્રભદેવ કે માઘનું નામ નથી તે ખાસ ધ્યાનમાં રાખવું.

આની સામે ભોજપ્રબંધ, પ્રભાવકચરિત્ર અને પ્રબંધચિંતામણિ એ ત્રણ ગ્રંથો માઘ કવિને સિદ્ધર્ષિના કાકાના પુત્ર કહે છે. એની સામે આનંદવર્ધનના ધ્વન્યાલોકની બાબત જ માત્ર ખાસ વિચારવા જેવી રહે છે. એ હકીકતમાં મને સદર દંતકથા સાથે કશો

વિરોધ લાગતો નથી આનંદવર્ધનનો સમય કાશ્મીરના અવંતીવર્મા સાથે આવે છે અને તેનો સમય ઈ સ ૮૫૫ થી ૮૮૪ છે અને કવિ સિદ્ધર્ષિએ ઉપમિતિ કથા ઇ સ ૯૦૬ મા પૂરી કરી છે કવિ માઘ જો પ્રધાનપુત્ર હોય તો પોતાના જીવનકાળમા પણ મોટી ખ્યાતિ મેળવી શકે અને તેનો સમય નવમા સૈકાના મધ્ય ભાગમા હોય અને શ્રી સિદ્ધર્ષિનું આયુષ્ય લાબુ હોય તો તેના ઉપમિતિ ગ્રંથરચનાના સમયને અને તેના માઘ કવિના ભાઇ હોવાને ખાસ વિરોધ જણાતો નથી

આપણે પુરાણા સમયના ઐતિહાસિક લેખકો પ્રબંધચિંતામણિ, ભોજપ્રબંધ કે પ્રભાવકચરિત્ર જેવા પુસ્તકો લખનારને માત્ર અનુમાન ઉપર રદ ન કરી શકીએ એક બે લેખકોએ એવી પણ દલીલ કરી છે કે જૈન લોકોને તો એવી ટેવ છે કે પૂર્વ કાળના જે સારા લેખકો હોય તેમને તે પોતાના બતાવવા પ્રયત્ન કરે છે અથવા કોઇ પણ રીતે જૈન સાથે તેને જોડવા મથે છે આ અનુમાન અસંગત જણાય છે આવા ખ્યાલ ઉપરથી ઐતિહાસિક લેખકોએ લખેલ હકીકત ઉડાવી દેવી એ અન્યાયભરેલુ લાગે છે

જો કોઈ એમ માનતા હોય કે માઘ કવિના કાકાના દીકરા થવાથી શ્રી સિદ્ધર્ષિની આબરૂ વધે છે તો તેમા કાઇ દમ નથી શ્રી સિદ્ધર્ષિની ખ્યાતિ એના કાવ્યમા છે, એના અભ્યાસમા છે, એના ચાતુર્યમા છે, એના ભાષા પરના કાબૂમા છે, એના મનુષ્યસ્વભાવના અભ્યાસમા છે, એમની વિવેકશક્તિમા છે, એમના સર્વગ્રાહી જ્ઞાનમા છે એટલે જૈન કવિને કોઇ મહાકવિના સગા બનાવવાથી એની કિંમત વધશે એ આક્ષેપને અર્થ કે મૂલ્ય વગરનો ગણી આપણે સહજ રીતે આ બાબતનો ન્યાય આપવા પ્રયત્ન કરવો જોઇએ એમા ઐતિહાસિક શુદ્ધ ગવેષકદષ્ટિ સિવાય કોઈ પૂર્વ ખ્યાલ કે ઊર્મિને સ્થાન ન જ હોવુ જોઇએ

ચરિત્ર ત્રણે ઇતિહાસકાર શ્રી સિદ્ધર્ષિ પછી ત્રણ સૈકાની અંદર લગભગ થયા છે એટલે તેઓને હકીકત જાણવાની તક વધારે સુલભ્ય હતી તેઓએ જે હકીકત લખી છે એ ખરી જ છે એમ કહેવાને આનંદ નથી, પણ તે હકીકત બનાવટી છે એમ કહેવા માટે જે

કારણો અત્યાર સુધી લભ્ય થયાં છે અને ઉપર તપાસાયાં છે તેમાંનું એક પણ કારણ હજુ છેવટના નિર્ણય ઉપર લઈ જવામાં સાધનભૂત થાય તેમ લાગતું નથી. એમ કરવામાં કદાચ માઘ કવિ નવમા સૈકાના મધ્ય ભાગમાં જાય તો તેમાં મને વાંધો લાગતો નથી. સુપ્રભદેવનો એક વેલો ઉતાવળો ચાલ્યો હોય અને બીજો ઠંડો ચાલ્યો હોય તો ચાળીશ પચાસ વર્ષનો અંતર બે પેઢીએ પડવાજોગ છે. વળી માઘ કવિએ બાળવયે અદ્ભુત કાવ્યચાતુર્ય દાખવ્યું હોય અને શ્રી સિદ્ધર્ષિ દુનિયાના અનુભવ લઇ, બૌદ્ધોનો અભ્યાસ કરી, જીવનની આખરે અનુભવ ગ્રંથ લખવા ઉદ્યુક્ત થયા હોય તો પણ ૫૦ વર્ષનો અંતર સહજ પડી જાય. આ સર્વ જોતાં કવિ માઘને નવમા સૈકાના પ્રથમાર્ધમાં મૂકવામાં આવે તો તેથી શ્રી સિદ્ધર્ષિના ગ્રંથકર્તૃત્વના ઈ. સ. ૯૦૬ સાથે ખાસ વિરોધ આવતો નથી.

મિ. પંડિત સહજ સંકોચ સાથે અનુમાન કરીને કવિ માઘને આઠમા સૈકાની આખરે મૂકે છે, પણ નવમાના શરૂઆતમાં તે ન હોય એમ કહેવા માગતા નથી.

આ સંબંધી છેવટનો નિર્ણય થવો મુશ્કેલ છે, પણ જે સફાઇથી અને યુક્તિથી જૈન દંતકથાને પસાર કરી દેવા પ્રયત્ન થયો છે તે પદ્ધતિ મને વાસ્તવિક લાગી નથી અને દલીલ બંધબેસતી જણાણી નથી. વસંતગઢનો લેખ જરૂર ઘુંચવણ કરે તેવો છે. એ લેખ પ્રમાણે તો માઘ કવિ ઘણા પુરાણા થાય છે. વર્મલાતની બાબતમાં નિર્ણય કરવા ઉપર તે લેખની કિંમતનો આધાર રહે છે અને અન્ય હકીકત તેમાં કાંઇ છે નહિ તેથી ખાસ નિર્ણય થઇ શકતો નથી; છતાં એ લેખમાંનો વર્મલાત રાજા માઘ કવિના સમયનો જ હોય એવું જોડાણ કરનાર કાંઇ વસંતગઢના લેખથી પ્રાપ્ત થતું નથી.

આવી અચોક્કસ સ્થિતિમાં જ આ હકીકત રહેશે. જ્યાંસુધી જૈનોના કાવ્યગ્રંથોનો બરાબર અભ્યાસ અને તે પરથી ઐતિહાસિક અનુમાનો પર નિરીક્ષણ થઈ જશે નહિ ત્યાં સુધી આવી જ સ્થિતિ રહેવાની હોય એમ જણાય છે. આ બાબતમાં એક પણ બાજુએ આગ્રહ કરવાનું કાંઇ કારણ નથી અને શ્રી સિદ્ધર્ષિની ખ્યાતિ એના પોતાના જોર પર હોઇ એ બાબતમાં ખેંચતાણ કરવાનું કારણ પણ

ખરેખર અનુકરણીય દેખાય છે અને વાત્સલ્ય કેવું હોય તેનો દાખલો પૂરો પાડે છે. આગ્રહપૂર્વક સવાલો કર્યા, પણ સાધ્વી વધૂ એમ કાંઇ પતિની વિરુદ્ધ વાત કરે ? ઉડાવવાના જવાબ આપ્યા, પણ માયાળુ સાસુના વાત્સલ્યને આખરે વશ થઈ અને પતિ મોડા આવે છે એટલું કહી દીધું.

## ઉપાય ઊંધો પડ્યો—

સાસુએ વહુને સુઈ જવા કહ્યું. પોતે જાગતી બેઠી. રાત્રે મધ્યરાત ગયા પછી પુત્ર આવ્યો. બારણા ખખડાવ્યા. લક્ષ્મી માતાએ અંદરથી 'અત્યારે મોડી રાતે કોણ છે ?' એવો સવાલ કર્યો. સિદ્ધે જવાબ આપ્યો એટલે ખોટો-દેખાવનો ક્રોધ કરી માતાએ કહ્યું કે 'આવી મોડી રાતે રખડનાર પોતાનો પુત્ર સિદ્ધ હોય એમ પોતે માનતી નથી.' 'અત્યારે ક્યાં જઉં ?' એવો સવાલ પૂછતાં 'અત્યારે જેના દરવાજા ખુલ્લા હોય ત્યાં જા.' એવો કડક જવાબ આપ્યો.

માતામાં વાત્સલ્યનો પાર નહોતો, દીકરો એકનો એક હતો અને માતાએ તેને ઠેકાણે લાવવાનું બીડું ઝડપ્યું હતું. પ્રેમ-વાત્સલ્ય એક બાજુએ હોય અને બીજી બાજુએ યૌવનનો ઉન્માદ હોય ત્યાં કોનો વિજય થાય એ આર્ય સતી કલ્પી શકી નહિ. વ્યસનીને ઠેકાણે લાવવામાં આવો ઉપાય કદી સફળ ન થાય અને ઊલટું વ્યસની પોતાના વ્યસનમાં મજબૂત થઇ જાય, વળી આંખની શરમ જતાં તદ્દન હાથથી ચાલ્યો જાય એ વાત આર્યા લક્ષ્મી સમજી શકી નહીં.

## ઉઘાડા દ્વારે પહોંચ્યો—

માનભંગ થયેલો સિદ્ધ ઊભો ન રહ્યો. એને માટે એક કડવું વચન પૂરતું હતું. એ તુરત ચાલ્યો અને રસ્તે જતાં અણગારનાં દ્વારો ઊઘાડાં જોયાં. જૈન સાધુઓનાં દ્વારો ઊઘાડાં જ હોય છે. એમની વસ્તુ કોઇ ચોરનાર ન હોય, એમની પાસે ચોરાઇ જાય તેવી વસ્તુઓ ન હોય અને એમની પાસે કોઈ જાતનું જોખમ ન હોય એટલે એના દરવાજા ખુલ્લા જ હોય. પ્રસંગનું વર્ણન વાંચતાં રાત્રિના ચાર વાગ્યા લગભગનો સમય જણાય છે. સાધુઓ પૈકી કોઇ ધ્યાન કરતા હતા, કોઇ પાઠ કરતા હતા અને કોઇ ધર્મક્રિયા કરતા હતા. સિદ્ધ દૃઢ નિર્ણયવાળો હતો. એનું અપમાન થયું

હતુ એમ એને લાગ્યુ હતુ એને ઘેર પાછુ ફરવુ નહોતુ એમા આવુ અદ્ભુત દશ્ય જોયુ અ તરથી એણે માતાનો ઉપકાર માન્યો અને એમના વચનથી પોતાને આવી તક સાપડી એટલા માટે પોતાને ધન્ય માનવા લાગ્યો તે તુરત જ ગુરુમહારાજ પામે ખડો થઇ ગયો

## યોગ્યાતનાં અનુમાન—

ગુરુ કોણ હતા તેનુ નામ પ્રભાવકચરિત્રમા આપ્યુ નથી પ્રશસ્તિ પ્રમાણે ગર્ગર્ષિ હોવાનો સ ભવ ગણી શકાય શ્રુતના પારગામી ગુરુમહારાજે સવાલ જવાબ કર્યા, શા માટે અત્યારે મિદ્ધ ત્યા આવેલ છે તેનુ કારણ પામી ગયા, તેની પોતાની પામે રહેવાની ઇચ્છા સમજી ગયા અને વાતચીત દરમ્યાન ઇગિતજ્ઞાનથી અને શ્રુતજ્ઞાનના ઉપયોગથી સિદ્ધમા રહેલી અસાધારણ શક્તિનો ખ્યાલ કરી ગયા જે પદ્ધતિએ સિદ્ધે વાત કરી તે પરથી તે દઢ નિશ્ચયવાળો છે એવો એમને ખ્યાલ આવી ગયો ધર્મની બાબતમા દઢ નિશ્ચયવાળા જ ખરુ કામ કાઢી શકે છે તે તેઓ જાણતા જ હતા 'કર્મમા શૂરા હોય તે ધર્મમા શૂરવીર જ હોય છે ' એ સૂત્ર તેઓના અનુભવનો વિષય હતો એવા ભારે કર્મ કરનારા ધર્મમા જોડાય તો ત્યા પણ નિશ્ચયબળે આત્મસાધન સાધી શકે એ એમના દુનિયાના અવલોકનનુ પરિણામ હતુ એ ઉપરાત શ્રુતજ્ઞાનના અભ્યાસથી અને અનેકના પરિચયથી તેઓને મનુષ્યની પરીક્ષા બરાબર આવડી ગઇ હતી—તેઓશ્રીમા જામી ગઇ હતી એમના અનુભવ અને ઉપયોગથી તેમજ વાતચીત દરમ્યાન થયેલી મન પરની અસરથી તેઓને લાગ્યુ કે આવો માણસ ધર્મમા જોડાય તો જરૂર પોતાનુ સાધે અને મહાન પ્રભાવક થઇ શાસનની સેવા કરે

## દીર્ઘદષ્ટિ : સીધી વાત—

એ વિચારને પરિણામે ગુરુમહારાજે પ્રયોગ કર્યો પરીક્ષા કરવાને માટે સીધી વાત કરી અને જુગારી કેટલી હદ સુધી પાછો વળી શકે તેમ છે તેનો નિર્ણય કરવા વાત માડી તેમણે તેને જણાવી દીધુ કે ' પોતાના જેવા જે થાય તે જ પોતાની પામે હ મેશ રહી શકે છે ' એના જવાબમા સિદ્ધનો ત્યા રહેવાનો નિશ્ચય જાણી તેમણે

તેની પાસે ચારિત્ર પાળવામાં મુશ્કેલી કેટલી પડે છે તેની હકીકત જણાવી. કોઈ સામાન્ય મુનિ આવે વખતે એને ચેલો બનાવી દેત, પણ આ તો શ્રુતજ્ઞાની હતા, મહા દીર્ઘદૃષ્ટિવાળા હતા, જૈનશાસન પર એવા કાર્યની શી અસર થાય તે સમજવાવાળા હતા, શુભંકર શ્રેષ્ઠીનું એ નગરમાં–રાજ્યમાં શું સ્થાન હતું તે સમજનાર હતા અને એક ઉતાવળા કાર્યથી સમાજશરીરને કેટલું સહન કરવું પડે છે તેની કલ્પના કરવાની શક્તિવાળા હતા. એમણે સ્થૂળ ત્યાગ પણ કેટલો મુશ્કેલ છે તે જણાવ્યું, એણે લોઢાના ચણા ચાવવા જેટલી તેની મુશ્કેલી રજૂ કરી, એણે તપનો વિભાગ સમજાવ્યો, સંયમ, બેસ્વાદ ભોજન, નીચ મનુષ્યોની ટીકા, લોચ, બ્રહ્મચર્ય, ગોચરી વિગેરેની વાર્તા સમજાવી અને તેવો ત્યાગ કરવા સિદ્ધ તૈયાર છે કે નહિ તે જાણવા સીધો સવાલ કર્યો. પણ સિદ્ધ તો રાતના અભંગ દ્વાર જોઇ અંતરથી પલટી ગયો હતો. એણે ગુરુમહારાજને સાતે મુદ્દાના સંતોષકારક જવાબ આપ્યા. ખાવાપીવાના ઢંગધડા વગરના જુગારીને એમાંની એક પણ બાબત મુશ્કેલ નહોતી. એણે તો તુરત જ દીક્ષા લેવાની વાત કરી.

ગુરુમહારાજ શાસ્ત્ર અને સંપ્રદાયના જાણકાર હતા, વ્યવહાર-કુશળ હતા અને દીર્ઘ નજરે સમાજશરીરને થતી અસરો કલ્પના-બળથી જોનારા હતા. તેમણે કહ્યું "કોઇએ અમને નહિ આપેલ (અદત્ત) અમે લેતા નથી, માટે તું અહીં એક દિવસ સ્થિર રહે, રાહ જો; જેથી અમે તારા પિતાને ખબર આપીએ." મૂળમાં અહીં વિજ્ઞાપના શબ્દ વાપર્યો છે. જેના પિતા હયાત હોય તેના પુત્રને દીક્ષા આપવામાં અદત્તાદાનનો દોષ ગણાતો હોય એમ આ ગર્ગર્ષિનું માનવું જણાય છે. ગમે તેમ હો, પણ એણે દીક્ષા લેવા ઇચ્છનારના માબાપને વિજ્ઞાપના કરવાની પોતાની ફરજ તો જરૂર જણાવી. આ હકીકત ખૂબ વિચારવા જેવી છે, પ્રાચીન જૈન રીતિ કેવી હશે તેનો ખ્યાલ આપનારી છે. સિદ્ધે ગુરુમહારાજના આ નિર્ણયને અનુમોદન આપ્યું.

**શુભંકર અને લક્ષ્મી દેવી—**

શુભંકર શેઠને ત્યાં શું થયું તે જોઈ જઇએ. રાજકાજથી થાકી ગયેલા અને ઘરે આવી ઊંઘી ગયેલા શેઠ સવારે ઉઠ્યા. સવારે શેઠ

સિદ્ધની ખબર લેતા હશે એમ જણાય છે તેમણે સિદ્ધને સાદ કર્યો જવાબ ન મળ્યો પત્ની તરફ જોયુ તો તેના મુખ પર મંદતા જોઇ શેઠે જાણ્યુ કે કાંઇ ન સમજાય તેવી હકીકત બની છે સવાલ કરતા સમજ્યા કે સિદ્ધ રાત્રે ઘેર આવ્યો નથી કેમ આવ્યો નથી? એમ સવાલ પૂછતા લક્ષ્મી દેવી શરમાયા, લજ્જાથી નીચુ જોઇ રહ્યા અને પછી છોકરો જુગટાને રસ્તે ચઢી ગયો હતો, દરરોજ મોડો આવતો હતો વિગેરે વાત કરી અને છેવટે ગઈ રાત્રે મોડો આવતા તેને ઠેકાણે લાવવાનો પોતે પ્રયોગ કર્યો હતો તે વાત કરી અને છોકરો ચાલ્યો ગયો છે, પાછો આવ્યો નથી એ વાર્તા પણ કહી વ્યવહારકુશળ શેઠ સમજી ગયા કે લક્ષ્મી દેવીએ છોકરાને ઠેકાણે લાવવાના ઉત્સાહમા કાચુ કાપ્યુ હતુ વ્યસને ચઢેલાને આકરા વચનો કહેતા તે ઉલ્લઠ બને છે અને ઠેકાણે આવવાને બદલે હલકે માર્ગે વધારે ઊતરી જાય છે મ્હોની શરમ છૂટી ગયા પછી એને ઠેકાણે આવવાનો અવકાશ ભાગ્યે જ રહે છે સ્રીઓ આટલી હકીકત ન સમજી શકે તેને પરિણામે વાત વીફરી છે એમ શેઠ સમજી ગયા પણ લક્ષ્મી દેવીને કાંઈ ઠપકો ન આપ્યો ઘરમા ક્લેશ વધી જાય એવી સ્થિતિ ન નીપજાવનાર એ શેઠ માત્ર એટલુ જ બોલ્યા કે આવુ જુગટાનુ કાર્ય વણિકપુત્રને ઉચિત નથી પછી શેઠ ઊંચે મને ઘરબહાર નીકળ્યા અને છોકરાને શોધવા લાગ્યા. આખરે એને સાધુના ઉપાશ્રયમા જોયો એણે ધાર્યુ હતુ કે છોકરો હવે તદ્દન ઉદ્ધત થઇ ગયો હશે પણ એને બદલે એણે છોકરાને શાતરસમા ન્હાતો અને અનન્ય દેખાવ ધારણ કરતો જોયો

## ગુરુમંદિરે મંત્રીપિતા—

શેઠ તો આ દેખાવ જોઇ આશ્ચર્ય પામ્યા, એ જાણે સ્વદેહે સ્વર્ગમા ગયા હોય એવુ સુખ અનુભવવા લાગ્યા અને મીઠા શબ્દોથી પુત્રને વાત્સલ્ય કરવા અને ઘેર આવવાનો આગ્રહ કરવા લાગ્યા. સિદ્ધનો નિર્ણય પાકો હતો એણે કહ્યુ કે માતાએ તેને જેના દ્વાર ખુલ્લા હોય ત્યા જવાની આજ્ઞા આપી છે અને તેનો અર્થ તે એમજ સમજ્યો છે કે કોઇ શાતરસસાગરના ખરા ખપીની પાસે ચાલ્યા જવુ પછી તેણે પિતાને સમજાવ્યુ કે 'માતાની આજ્ઞા જાવ-

જીવ પાળવી એ જ ખરી કુલીનતા છે.' પિતાએ એને ઘણા ઘણા સવાલો કર્યા, પોતાનું અગણિત દ્રવ્ય એને વારસામાં મળવાનું છે તેનું પ્રલોભન આપ્યું, એની માતાનાં અને સ્ત્રીનાં આંસું સુકાતાં નથી એવી દિલ ઉશ્કેરનારી વાતો કરી, પોતે બન્ને ઘણા વૃદ્ધ થઈ ગયા છે એ વાત જણાવી અને પોતાની હયાતીમાં પણ ધનનો સદુપયોગ કરવાની પુત્રને છૂટ છે એવી સ્વતંત્રતાની લાલચ આપી. ઘણા સવાલ જવાબ થયા, પણ સિદ્ધનો નિશ્ચય અફર હતો, એની ભાવના સ્પષ્ટ હતી, એનું સાધ્ય ચોક્કસ થઈ ગયું હતું. એ પૈસાના કે સ્ત્રીના મોહથી લપટાયો નહિ, એને મોટા વારસાએ ફસાવ્યો નહિ, એને પિતાની વૃદ્ધ ઉમરે મુંઝવ્યો નહિ અને પરબ્રહ્મમાં લીન થયેલા એના મનને જુગટા કે રખડપાટીના ખ્યાલે ખસેડયો નહિ. એનો આગ્રહ એક જ રહ્યો 'ગુરુમહારાજને પગે પડી વિજ્ઞપ્તિ કરો કે મને દીક્ષા આપે.'

દુનિયાના અનુભવી વ્યવહારકુશળ વણિક મંત્રી શેઠ શુભંકર વસ્તુસ્થિતિ સમજી ગયા. એવી સ્થિતિમાં અત્યાગ્રહનું પરિણામ શું આવે તે કલ્પી ગયા અને વાતને બગાડવાને બદલે ગુરુમહારાજને વિજ્ઞપ્તિ કરી કે પુત્રને દીક્ષા આપે. ગુરુમહારાજને સ્વરોદયનું જ્ઞાન હતું. દીક્ષા યોગ્ય સ્વરોદય સાધી સિદ્ધને નાની દીક્ષા આપી. પિતાની રજા લેવાનું શા માટે યોગ્ય ધારવામાં આવ્યું હશે અને રાતોરાત વિહાર કરી બીજે ગામ કે અન્ય રાજ્યમાં જઈ ગુરુએ સિદ્ધને દીક્ષા કેમ આપી નહિ હોય તેનો જવાબ આ પ્રબંધમાં આવી ગયો છે તે શોધી લેવા યોગ્ય છે.

**સિદ્ધની દીક્ષા—**

સિદ્ધને તુરતમાં પવિત્ર સ્વરોદય જોઈ ગુરુમહારાજે દીક્ષા આપી. આને કાચી અથવા નાની દીક્ષા કહેવામાં આવે છે. શિષ્યની યોગ્યતા તપાસવા તથા તૈયાર કરવા સારુ વખતે આ દીક્ષા આપવામાં આવે છે. ત્યારપછી જરૂરી તેને જ્ઞાન પ્રાપ્ત થતાં અને તેની યોગ્યતા જણાતાં વડી દીક્ષા આપવામાં આવે છે. એને છેદોપસ્થાપનીય ચારિત્ર કહેવામાં આવે છે. પ્રથમ દીક્ષા પુણ્યસ્વરોદયે આપી તેથી એમ સમજવાનું લાગે છે કે તેને માટે મોટા મુહૂર્ત્ત જોવાતા નહિ હોય.

સ્વરોદયમા નાડી જોવાય છે દીક્ષા આપવા માટે ચ દ્રનાડીનો ઉપયોગ કરવાનો છે પ્રો જેકોબી સ્વરોદય સમજી શક્યા નથી તેથી ‘ ત્વરોદય ’ની કલ્પના કરી પૂજ્ય હીરવિજય આચાર્યને ‘ સાફ ’ જાતિના કહેવા જેવો ભાવ પ્રગટ કર્યો છે જૈનોમા સ્વરોદય બહુ પ્રચલિત શબ્દ છે

વડી દીક્ષા આપતી વખતે દિગ્બ ધ કહેવાનો સ પ્રદાય છે ગચ્છપર પગ સ ભળાવવામા આવે છે વજ્રસ્વામી તેમની પાટે થયા. તેમના શિષ્ય વજ્રસેનથી ચાર શાખાઓ નીકળી નાગે દ્ર, નિવૃતિ, ચ દ્ર અને વિદ્યાધર એ પૈકીની બીજી નિવૃતિ શાખામા સૂરાચાર્ય થયા તેના ગર્ગર્ષિ થયા તે ગર્ગર્ષિએ સિદ્ધને દીક્ષા આપી

## સિદ્ધની કૃતિઓ—

પ્રભાવકચરિત્રકાર આગળ જણાવે છે કે શ્રી સિદ્ધર્ષિએ દીક્ષા લીધા પછી ખૂબ તપ કર્યા અને સિદ્ધાન્તના મોટા અભ્યાસી થયા. તેમણે ધર્મદાસગણિની ઉપદેશમાળા ઉપર હેયોપાદેયા નામની ટીકા લખી આ ટીકા હાલ પણ લભ્ય છે, છપાયેલ છે

## ઉપમિતિ ભવપ્રપ ચા કથા લખવાનો પ્રસ ગ—

પ્રભાવકચરિત્રકાર ત્યારપછી શ્રી ઉપમિતિભવપ્રપ ચા કથા લખવાનો પ્રસ ગ જણાવે છે એમના ગુરુભાઈ **દાક્ષિણ્યચિન્હ** નામના હતા તેઓએ દશ હજાર ગાથાપ્રમાણ કુવલયમાળા કથા રચી છે તેઓ બન્ને વચ્ચે નીચેનો વાણીવિનોદ થયો હશે એમ ગ્ર થકાર જણાવે છે

**દાક્ષિણ્યચ દ્ર** (ચિન્હ)—“ આર્યસિદ્ધ ! આ તે ઉપદેશમાળાની ટીકા લખી તેમા નવુ શુ કર્યુ ? એ તો આગમના શબ્દો ફરી વાર લખી ગયો એક શબ્દને બદલે બીજો શબ્દ લખ્યો ! એ તો માત્ર ભરતીયુ કર્યુ કહેવાય ! એમા કોઈ સર્જન નથી, નવીનતા નથી, વિશિષ્ટતા નથી અરે કોઇ સુ દર કથા તો લખી બતાવ તુ જો ! સમરાઈચ્ચકહા કે એ વાચતા રસની છોળો ઉછળે છે એ વાચતા કે સાભળતા લોકો ભૂખ-તરસને ભૂલી જાય છે મારી કુવલયમાળામા

પણ રસ ભર્યો છે, અર્થગૌરવ ભર્યું છે. આ ઉપદેશમાળા લખીને તો તેં ખાલી ગ્રંથને જેમ તેમ કરીને પૂરો કર્યો છે."

**સિદ્ધ**–' આર્ય ! એવા મહાપુરુષોની સાથે તે સ્પર્ધા કરવાની કલ્પના પણ થાય ? એવા મહાપુરુષોની સાથે આપણી વાત કરવી એ તો નાને મ્હોઢે મોટી વાતો કરવા જેવું છે. ક્યાં હું અને ક્યાં એ મહાન કથાકાર ? '

આ પ્રમાણે જવાબ તો સિદ્ધર્ષિએ આપ્યો, પણ એના મનમાં ચટપટી લાગી. ત્યારપછી એમણે ઉપમિતિભવપ્રપંચા ગ્રંથ બનાવ્યો. પ્રભાવકચરિત્રકાર એ કથાગ્રંથને માટે નીચેના વિશેષણો વાપરે છે:—" અતિ રમ્ય, સારો બોધ થાય તેવી રીતે બનાવેલી, અન્યના દુર્બોધને બાંધી લે તેવી, આઠ પ્રસ્તાવથી ભરેલી અને વિદ્વાનોનાં મસ્તકને ડોલાવે તેવી. "

ગ્રંથ બનાવીને સિદ્ધર્ષિએ દાક્ષિણ્યચંદ્રને બતાવ્યો. દાક્ષિણ્યચંદ્ર છક્ક થઇ ગયા. એનું મસ્તક નમી પડ્યું અને માત્ર એટલું જ બોલ્યા કે ' આર્ય સિદ્ધ ! તને પ્રેરણા થાય અને તારી પાસેથી સારામાં સારી કૃતિ તે પ્રેરણાને પરિણામે નીકળી આવે તેટલા માટે મેં તને ઉપર પ્રમાણે કહ્યું હતું. એ સર્વ તારા હિત માટે જ હતું. ' આ પ્રકરણ અહીં પૂરું થાય છે.

દાક્ષિણ્યચંદ્રનો સમય કયો હતો, તેમણે કુવલયમાળા ક્યારે લખી, તેમના સંબંધી આ વાર્તા લખી છે તે કેટલી વિચારવા યોગ્ય અને ટેકો આપવા યોગ્ય છે તે સંબંધી ઘણી હકીકત વિચારવા જેવી છે. આપણે તે આગળ વિચારશું.

**દાક્ષિણ્યચંદ્રનો સમય—**

દાક્ષિણ્યચંદ્રના સમયના સંબંધમાં બહુ વક્તવ્ય છે તે હવે પછી આ ઉપોદ્‌ઘાતમાં આવશે. એ આખો જુદો જ વિષય છે અને શ્રી સિદ્ધર્ષિના સમય પર પ્રકાશ પાડે તેમ છે. અત્ર તો આપણે શ્રી સિદ્ધર્ષિનું જીવનચરિત્ર પ્રભાવકચરિત્રના કર્તા કહે છે તે વિચારી જઇએ છીએ. હવે પછી તે હકીકત કહેવામાં આવશે.

દાક્ષિણ્યચન્દ્રનો સમય શક સંવત્ ૭૦૦ ઇ સ ૭૭૯ છે એટલે તેનો સંવત્ ૮૩૫ થયો આ વાત જો બરોબર હોય તો તે શ્રી સિદ્ધર્ષિના સમકાલીન બની શકે નહિ આગળ જે હકીકત રજૂ કરવામા આવશે તે પરથી જણાશે કે ઐતિહાસિક દૃષ્ટિએ દાક્ષિણ્યચન્દ્ર અને શ્રી સિદ્ધર્ષિ સમકાલીન હોઇ શકે નહિ એને માટે કુવલયમાળા કથામા પુરાવા છે

જો બન્ને વચ્ચે સવાસોથી વધારે વર્ષનો અંતર હોય તો દાક્ષિણ્યચન્દ્ર અને સિદ્ધર્ષિ વચ્ચે જે વાતચીત પ્રભાવકચરિત્રમા આવી છે તે અશક્ય ગણાય

બીજી રીતે પણ તે વાત બનવાજોગ લાગતી નથી કુવલયમાળા જેવી પ્રાસાદિક કથાના લેખક પોતાની કથા( કુવલયમાળા )ને અર્થોત્પત્તિ રસાધિક્યથી ભરેલી કહે એ તદ્દન ન બને તેવી વાત છે એ લેખકનો આખો આશય પ્રેરણાત્મક હોઇ શકે, પણ પ્રેરણા કરવા જતા પોતાની પ્રશંસા ન કરે વળી ઉપદેશમાળાની ટીકામા ગ્રંથ-પુરણ–ભરતીઉ થયુ છે એ વાત પણ તેઓ ન જ કહે ટીકામા તો મૂળના શબ્દો ફરી ફરીને આવે જ એને ગ્રંથપૂરણ ન જ કહેવાય. મને આ આખો પ્રસંગ ન બનવાજોગ લાગે છે

એક બીજી પણ વાત છે આ પ્રમાણે હકીકત બની હોય એટલે શ્રી પ્રભાવકચરિત્રકાર કહે છે તે પ્રમાણે વાત થઇ હોય તો ઉપમિતિ ભવપ્રપંચા કથા પ્રથમ બની અને બૌદ્ધોને ત્યા અભ્યાસ કરવા સિદ્ધર્ષિ પછી ગયા ઠરે એમ હોય તો ઉપમિતિની પ્રશસ્તિમા લલિત-વિસ્તરનો ઉલ્લેખ અને શ્રી હરિભદ્રસૂરિની સ્તુતિ તથા તેમને નમસ્કાર અને કુવાસનારૂપ વિષ ધોવાની તેમની પ્રશંસા અસ્થાને થાય છે એટલે એ સર્વ રીતે જોતા આ દાક્ષિણ્યચન્દ્રનો પ્રબંધ મને કોઇ પણ રીતે બંધબેસતો જણાતો નથી

આ પ્રસંગમાથી બે વાત તારવવા યોગ્ય છે શ્રી પ્રભાચન્દ્રે ઉપમિતિ કથા માટે નીચેના વિશેષણો વાપર્યા છે—

દુર્બોધસબદ્ધા ( અન્યના દુર્બોધને બાધી લે તેની ), આઠ પ્રસ્તાવથી ભરપૂર, રમ્ય, સુબોધ કથિત, વિદ્વાનોના મસ્તકને ધૂણાવે તેવી

આ વિશેષણો ઉપરથી શ્રી સિદ્ધર્ષિની કથા માટે ચૌદમી શતાબ્દિમાં લોકમત શો હશે તે જાણવાનું મળે છે.

એ કથા સાંભળીને સંઘે શ્રી સિદ્ધર્ષિને ' વ્યાખ્યાતૃ '–વ્યાખ્યાનકાર, સુપ્રસિદ્ધ વક્તાનું બિરુદ આપ્યું. આ બીજી વાત થઇ. હવે આપણે પ્રભાવકચરિત્રમાં આગળ વધીએ.

## વિશેષ અભ્યાસની તાલાવેલી—

શ્રી સિદ્ધને વ્યાખ્યાતાનું બિરુદ મળ્યું એ વાત જરૂર બનેલી હોય એમ સંભવિત છે. પછી એમ જણાય છે કે શ્રી સિદ્ધને વિચાર થયો કે જેટલા તર્કગ્રંથો હાલ અહીં લભ્ય છે–પછી તે જૈન ગ્રંથ હોય કે જૈનેતરના હોય તે તો ભણી લીધા, પણ હજુ ઘણું જાણવાનું બાકી છે.

તે વખતે બૌદ્ધના મોટા વિદ્યાપીઠો નાલંદ, તક્ષશિલા અને ગયામાં હતા, પણ બૌદ્ધના ગ્રંથો બૌદ્ધને જ ભણાવવામાં આવતા અને તે બહાર આપવામાં આવતા નહિ. શ્રી સિદ્ધને એના અભ્યાસની ચટપટી લાગી અને પોતાનું જ્ઞાન હજુ ઘણું અધૂરું છે એવો ભાવ જાગૃત થયો. જ્ઞાનરુચિ જીવ બેસી રહે નહિ. તુરત ગુરુ પાસે ઉપડ્યાં. ત્યાં બન્ને વચ્ચે નીચેની મતલબની વાતચીત થઇ.

**સિદ્ધ**–સાહેબ ! મેં અહીં મળી શકતા તર્કશાસ્ત્રનાં પુસ્તકોનો અભ્યાસ તો કર્યો. આપ જાણો છો કે બૌદ્ધોનો ન્યાય પણ અભ્યાસ કરવા યોગ્ય છે, પરંતુ તેઓ તેનાં ન્યાયનાં પુસ્તકોને પોતાના દેશ બહાર જવા દેતાં નથી. આપ રજા આપો તો હું ત્યાં જઈ અભ્યાસ કરી આવું.

**ગુરુ**–ભાઇ ! તેં અહીં અભ્યાસ સારો કર્યો છે. હવે પરદેશ જવાથી સર્યું !

**સિદ્ધ**–સાહેબ ! ન્યાયના જેવા અટપટા વિષયમાં જ્યાંસુધી સર્વ હકીકત જાણવામાં ન આવે ત્યાંસુધી જ્ઞાન કાચું રહે છે. આવા અગત્યના વિષયમાં જેટલું જાણીએ તેટલું ઓછું; માટે કૃપા કરી અનુજ્ઞા આપો.

ગુરુ—ભાઇ ! તારી વાત સાચી છે જ્ઞાન તો દરિયો છે, એનો કોઇ દિવસ છેડો આવે તેમ નથી અને સાચી વાત તો એ જ છે કે જ્ઞાનની બાબતમા કદી ધરાઇ જવુ નહિ, પણ હવે તે ઠીક અભ્યાસ કર્યો છે, માટે આટલેથી સતોષ રાખ

ગુરુ વિચક્ષણ હતા એ સિદ્ધના ચહેરા ઉપરથી સમજી ગયા કે એને વિશેષ અભ્યાસની તાલાવેલી લાગી હતી આવા વ્યાખ્યાનકાર લેખક મહાન શિષ્યની સાચી શુદ્ધ વિકાસગર્ભા ભાવનાને—અભ્યાસ કરવાની રુચિને ગુરુમહારાજ ટાળી દે એ કદી બને નહિ ગુરુ દીર્ઘદર્શી હોય તો શિષ્ય પર ખોટા હુકમો કરવાની અને પોતાના સ્થાનનો લાભ લેવાની ઇચ્છા ન જ કરે

આ ગુરુ તો બહુ દીર્ઘ નજર પહોચાડનારા હતા જ તેથી એણે તુરત શ્રુતજ્ઞાનનો ઉપયોગ મૂકયો અને બોલ્યા—ભાઇ સિદ્ધ ! તારી અભ્યાસ કરવાની ઇચ્છા તો સારી છે, પણ ત્યા જવામા સાર નથી

સિદ્ધ—સાહેબ ! એમ કેમ કહો છો ? ત્યા જવાનો હેતુ અભ્યાસ માત્ર છે એમા સાર જેવુ નથી એમ આપશ્રીએ ફરમાવ્યુ, તો કાઇ વિશેષ સ્પષ્ટ કરો

ગુરુ—ભાઇ ! એ બૌદ્ધો અસત્યવાદી છે, એ સર્વ વસ્તુને ક્ષણિક માને છે તેઓના તર્કમા હેત્વાભાસો બહુ છે, એમા કોઇ વાર ચડી જવાય તો બધી વાત બગડી જાય

સિદ્ધ—એમ કેમ બને સાહેબ ?

ગુરુ—ભાઇ ! પ્રાણી નિમિત્તવાસી છે આડીઅવળી દલીલમા લપટાઈ જતા મન ડોળાઇ જાય અને એક વાર મન કયોરે ચડી ગયુ, તો પછી લપસી જતા વાર ન લાગે અને તેમ થાય તો અત્યારસુધી જે કાઇ પુણ્યબળ એકઠુ કર્યું હોય તે સર્વનો નાશ થઇ જાય વળી તુ ઘણુ ભણ્યો છે, માટે એ વિચાર મોકુફ રાખ

સિદ્ધ—સાહેબ ! મારા મનમા એ ચિંતા નકામી છે મારા આટલા વખતના અભ્યાસથી આપશ્રીએ જાણ્યુ હશે કે

આપનો ભય અસ્થાને છે. હું તો તર્કનો અભ્યાસ પૂરો કરવા જઉં છું, એમાં ચિંતાને સ્થાન હોય?

**ગુરુ**—જો ભાઈ! હું તને એક વાત કહું. ત્યાં ગયા પછી તારે બૌદ્ધોની પેઠે રહેવું પડે, એનાં આગમો ભણવાં પડે અને ધીમે ધીમે એ રીતે પ્રાણી સ્થાનથી ખસતો જાય, એ મારા અનુભવનો વિષય છે. વળી ન્યાય–તર્કની જટિલતા એવી છે કે એક વખત ચક્કરમાં પડી ગયા પછી તેમાંથી નીકળવું મુશ્કેલ બને છે. અત્યાર સુધી મેળવેલ સર્વ લાભ ચાલ્યો જાય એવો વ્યાપાર કરવો ઠીક નહીં.

**સિદ્ધ**—સાહેબ! એવી રીતે બગ્રી જનાર તો સાધારણ બુદ્ધિવાળા હોય, મારે માટે આપને એવો ખ્યાલ આવે એ જ નવાઈ જેવું છે.

ગુરુમહારાજ બહુ વિચક્ષણ–વ્યવહારકુશળ હતા. એમણે શ્રુતજ્ઞાનનો અને નિમિત્તનો ઉપયોગ મૂક્યો. એમણે ભાવી અવદશા જોઇ. બીજી બાજુએ એમણે જોઇ લીધું કે તેમનો ચેલો સિદ્ધ દૃઢ વિચારનો હતો. એ લીધેલ વાત મૂકે તેમ ન હતો. એની માગણી વાસ્તવિક હતી, પણ એનું પરિણામ ગુરુને સારું ન દેખાયું. મનમાં એમને ખૂબ ખેદ થયો. અંતે વિચાર કરીને અત્યંત દુઃખતે હૃદયે બોલ્યા.

**ગુરુ**—ભાઇ! તારો આગ્રહ જવાનો છે તો જા. તને સદ્બુદ્ધિ થાય એવી ઇચ્છા રાખું છું. ભણીને વહેલો આવજે. પણ એક વાત કહું છું કે જો કોઇ પણ કારણે મન ભમી જાય તો આ મારો આપેલો ઓઘો ( રજોહરણ ) મને પાછો આપી જજે.

ગુરુના મુખ પર ગ્લાનિ ખૂબ દેખાણી. સિદ્ધને એમાં સહજ માનભંગ લાગ્યું. એણે પોતાના કાન આડા હાથ મૂક્યા. પછી સભ્યતાપૂર્વક બોલ્યા—

**સિદ્ધ**—સાહેબ! આ શું બોલ્યા? અરે! એવી ઉપરઉપરની પારકાની વાણીથી મારા જેવો ફીટી જાય? આપશ્રી આવી વાત શું કરો છો? મારે તો આપનો જ આધાર છે. આપે તો જ્ઞાનદાનથી મારી આંખો ઊઘાડી છે. આપના મનમાં આવા વિચારો આવે એથી પણ મને દુઃખ થાય છે. કુળવાન માણસ પોતાના

ગુરુક્રમનો ત્યાગ કરે ખરો ? છતાં આપના સંતોષ ખાતર કબૂલ કરું છું કે આપે જે છેલ્લી માગણી કરી તે મારે મંજુર છે

આટલું કહી ગુરુ તરફ કાંઇક વિનય બતાવ્યો ઊંચે મને ગુરુએ આજ્ઞા આપી મહાબોધ નામના બૌદ્ધ નગરમાં કોઈ ન ઓળખે તેવો વેશ લઈ શ્રીસિદ્ધ ગયા

## ફર્યો પણ વચન પાળ્યું —

શ્રીસિદ્ધ બૌદ્ધોના નગરમાં ગયા ત્યાં જઈને અભ્યાસ માંડ્યો મોટા મોટા વિદ્વાનોને પણ ભારે આકરા પડે એવા શાસ્ત્રો શ્રી સિદ્ધે તો રમત માત્રમાં ભણી નાખ્યાં એ તો જે ગ્રંથ લે તેમાં પારંગત થઇ જાય અને તર્કશક્તિ અને વાદકળા તો મોટામાં મોટા નૈયાયિકને પણ છક્ક કરી નાખે તેવી એનામાં જણાઇ એ સર્વને પરિણામે બૌદ્ધ લોકોને અને ખાસ કરીને અધ્યાપક ગુરુવર્ગને ખરેખર ચમત્કૃતિ લાગી તેઓને સિદ્ધની બુદ્ધિવિશાળતા, વિવેચકશક્તિ અને ચાતુર્ય જોઇ માન દાશ્ચર્ય થયું

પછી બૌદ્ધોએ એને પોતાનો કરી લેવા ભારે મોટી યુક્તિ યોજી તેઓ સમજી ગયા કે શ્રીસિદ્ધ બૌદ્ધ નથી, પણ મુખેથી એ વાત બોલ્યા નહિ જાણતા છતા અજાણનો ડોળ રાખી તેઓએ દરખાસ્ત કરી કે 'પોતાના મોટામાં મોટા ગુરુને સ્થાને તેને સ્થાપન કરવા છે' આખો વખત બૌદ્ધોનો પરિચય, તેમના શાસ્ત્રનો અભ્યાસ અને કુલ વાતાવરણ જ બૌદ્ધમય એટલે અંતે શ્રીસિદ્ધ પોતાના સ્થાનેથી ડગ્યા તેને બૌદ્ધની વાત પસંદ પડવા લાગી

તક જોઇને આવા અસાધારણ બુદ્ધિબળવાળાને પોતાને ત્યાં મજબૂત કરવાનો ભીષ્મ પ્રયોગ બૌદ્ધોએ આદર્યો અંતે શ્રીસિદ્ધ લપસતો ચાલ્યો, નીચે ઊતરતો ગયો અને જૈનત્વને વિસરતો ગયો એમ કરતા એને બૌદ્ધોના ગુરુસ્થાને દીક્ષા આપવાનો પ્રસંગ પ્રાપ્ત થયો એણે બૌદ્ધની દીક્ષા લેવા હા પણ પાડી એના મુહૂર્ત લેવાયા દરમ્યાન પોતે અભ્યાસ કરવા આવ્યો તે વખતે ગુરુમહારાજને જે વચન આપી આવ્યો હતો તે તેને યાદ આવ્યું તેણે પોતાનો ઓઘો (રજોહરણ) ગુપ્તપણે જાળવી રાખ્યો હતો તે ગુરુને પાછો આપવા પોતાને જવું જોઈએ એ વાત તેને સાભરી

સાધારણ ગોટા વાળનાર માણસ હોત તો મનને મનાવી દેત, ગોટા વાળત અને ન જાત; પણ મક્કમ વિચારવાળા શ્રીસિદ્ધ પોતાના સાથીઓને કહી ચૂક્યો કે તેણે વચન પાળવા જરૂર જવું જ પડશે. આમ કહેવા પછી તુરત પોતાના ગુરુને મળવા માટે અને રજોહરણ પાછું આપવા માટે તે નીકળી પડ્યા. એના બૌદ્ધ મિત્રોએ તેની કદાચ મશ્કરી પણ કરી હશે, પણ ધૂની માણસો એવી વાત કે ટીકાની દરકાર કદી કરતા નથી. એ ગુરુમહારાજને મળવા માટે રજોહરણ લઈને નીકળ્યા.

એક બીજી વાત એ પણ છે કે બૌદ્ધના મત પ્રમાણે લીધેલ પ્રતિજ્ઞા જરૂર પાળવી જોઈએ અને તેટલા માટે તેની પ્રતિજ્ઞાભંગ કરવા કોઈએ તેને પ્રેરણા ન પણ કરી હોય. ગમે તેમ બન્યું હોય, પણ પોતાના જૈન ગુરુ પાસે જવા સારુ શ્રીસિદ્ધ નીકળી પડ્યા અને તેમ કરવામાં તેનો ઈરાદો રજોહરણ પાછું આપી પ્રતિજ્ઞા-પાલન કરવાનો હતો.

## ગુરુમહારાજને ચરણે—

ગુરુમહારાજ ગર્ગર્ષિ જ્યાં બિરાજતા હતા ત્યાં શ્રી સિદ્ધ આવી પહોંચ્યા. જતી વખતે શ્રી સિદ્ધ બીજા હતા, આજે બીજા છે. જતી વખતે એને ગુરુ તરફ પૂજ્યભાવ હતો, સન્માન હતું, ઉપકાર-બુદ્ધિ હતી. આજે તો એ માત્ર વારો વહાડવા અને લીધેલ પ્રતિજ્ઞાનું પાલન કરવા આવ્યા હતા. તે આવ્યા ત્યારે ગુરુમહારાજ ઊંચા આસન પર બેઠા હતા. તે જ વખતે વ્યાખ્યાન પૂરું થયું હશે એમ જણાય છે. ગુરુમહારાજને ઊંચા આસન પર બેઠેલા જોઈ શ્રી સિદ્ધ માત્ર એટલું જ બોલ્યા ‘ આપ આટલા ઊંચે ચઢીને બેઠા છો તે સારું લાગતું નથી. ’ એટલું બોલીને એ મૌન રહ્યા. એણે ગુરુને વાંદ્યા નહિ, સુખશાતા પૂછી નહિ, આડું અવળું જોયું નહિ અને માત્ર ઉપર કહેલા શબ્દો ઉચ્ચારી એની શી અસર થાય છે તે નીહાળતા ઊભા રહ્યા.

દુનિયાના અનુભવી ગુરુમહારાજ એક ક્ષણ વારમાં સર્વ હકીકત સમજી ગયા. શ્રી સિદ્ધને ગયાને ઘણો સમય થયો હતો, પણ ગુરુ-મહારાજ એની જેવા વિદ્વાન શિષ્યને વિસરી શક્યા નહોતા. પોતાની

આખ આગળ આવી રીતે શ્રી સિદ્ધ આવીને ઊભો રહે, વાદે પણ નહિ અને સુખશાતા પણ પૂછે નહિ—આવી પરિસ્થિતિ તેમને અકલ્પ્ય હતી, પણ સ્થિતપ્રજ્ઞ પુરુષોમા હકીકત સમજવાની અને સમયાનુસાર નિર્ણય કરવાની અસાધારણ કુશળતા હોય છે ગુરુ મહારાજના મનમા વિચાર આવ્યો કે જ્યારે શ્રી સિદ્ધ પોતાની પાસેથી ગયો ત્યારે ખરાબ નિમિત્તો હતા અને અપશુકન થયા હતાં, એ દુર્નિમિત્તોએ પોતાનો ભાવ ભજવ્યો જણાય છે શ્રી સિદ્ધ જેવો વિનેય (શિષ્ય) અત્યારે આ શુ બોલી રહ્યો છે? એ બોલે છે **ऊर्ध्वस्थाન शुभा यूयं** એનો એમા ગમે તે આશય હોય, પણ અત્યારે કાઇ ઠીક લાગતુ નથી આવો સારો તૈયાર થયેલો શિષ્ય અન્યત્ર ખેચાઇ જાય, એ તો ભારે દુઃખની વાત! ખરેખર, જૈન કોમની અથવા અમારી પોતાની નબળી ગ્રહદશા વગર આવી હકીકત ન જ બને! પણ આ તો ખરેખર ભારે થઈ!

આટલા વિચારો લખતા કે વાચતા તો ઘણો વખત લાગે પણ આ અને આવા અનેક વિચારો એક ક્ષણ વારમા ગર્ગર્ષિ ગુરુમહારાજના મગજમા આવી પસાર થઇ ગયા એણે સર્વ પરિસ્થિતિ જોઈ લીધી, તોળી લીધી, સમજી લીધી એને મનમા થયુ કે કોઇ પણ ઉપાયે આને બોધ કરવો જોઇએ એ અનેક પર ઉપકાર કરનાર થાય તેવો સમૃદ્ધ શક્તિશાળી વિદ્વાન થવા યોગ્ય છે અને એના આત્માને લાભ કરવાની મારી ફરજ છે

## ગુરુપ્રયોગ : લલિતવિસ્તરા—

સમયજ્ઞ સમભાવી ગુરુમહારાજ જરા પણ મુઝાયા નહિ કે શ્રી સિદ્ધની અઘટિત ભાષાપદ્ધતિ પર મનને દોરવી ગયા નહિ એમણે ઊભા થઇને સિદ્ધને પોતાના ઊંચા આસન પર બેસાડ્યો અને પાસે શ્રીહરિભદ્રસૂરિ મહારાજની રચેલી **લલિતવિસ્તરા** નામની ચૈત્યવદન વૃત્તિ પડી હતી તે તેના હાથમા આપી માત્ર એટલુ જ બોલ્યા—'અમે દેરાસર દર્શન કરવા જઇ આવીએ છીએ તુ જરા અહીં બેસજે અને આ ગ્રથ જોઇ જજે!' આટલુ કહી બીજી કોઇ જાતની ટીકા કે ચર્ચા કર્યા વગર ગર્ગર્ષિ મહારાજ ત્યાથી ચાલ્યા ગયા

આ આખા બનાવમા શ્રી ગર્ગર્ષિના ગાભીર્ય, વિશાળતા, દીર્ઘ-

દૃષ્ટિ, સમયવિચારણા, મનુષ્યપ્રકૃતિના આવિર્ભાવોનો અભ્યાસ અને નિરભિમાન વૃત્તિ ખૂબ વિચારવા જેવાં છે. આપણો છોકરો આવીને કહે કે ' બાપા ! હેઠા ઉતરો, તમે એવા ઊંચા આસને સારા ન લાગો ' એવું કહેનાર કોઈ બહારનો માણસ હોય તો તો જુદી વાત, પણ ઘરનો છોકરો વર્ષોના આંતરા પછી મળવા આવે અને પહેલી જ વાર બાપાને સિંહાસન પરથી હેઠા ઉતરવાનું કહે, ત્યારે મનમાં પણ ગુસ્સો ન આવે એ તો મોટી યોગસાધના અને આત્મ-સંયમ વગર બને નહિ. અને બીજી વાત એ છે કે આવા સમયે આખી કાર્યદિશાનો નિર્ણય કરવામાં બુદ્ધિચાતુર્ય છે. વિદ્વાન છોકરાની સાથે ચર્ચા કરવી નકામી હતી. જે પોતાના ગુરુને કહે કે તમે ઊંચે આસને શોભતા નથી તેની સાથે ચર્ચા કરવામાં કાંઇ સાર ન નીકળે.

ગુરુમહારાજનો પ્રયોગ ખરેખર અસાધારણ હતો. એણે સિદ્ધને ખબરઅંતર પૂછ્યા નહિ, પોતાનું અપમાન કર્યું તેનો જવાબ નહિ, પણ પોતાના આસન ઉપર બેસાડી દીધો. અવિનય અને તાડુકા કરનાર શિષ્યની સાથે આ વર્તણુક અસાધારણ છે. આવા મહાપુરુષોના હાથમાં શાસનની દોરી હોય એને એ દીપાવે, બહલાવે, અપનાવે.

રસિક અભ્યાસી શ્રી સિદ્ધે લલિતવિસ્તરા વૃત્તિ હાથમાં લીધી. એના મનમાં રજોહરણ પાછું આપી વિદાય થઈ જવાની ઘડભાંજ હતી. ગુરુમહારાજ દેરે જઈ આવવાનું કહે ત્યારે તે તેમને ના કહે અથવા પોતાના કાર્યની ઉતાવળ મન પર લાવે, એટલી હદ સુધીની ધૃષ્ટતા તેનામાં આવી નહોતી. એને સમય પસાર કરવો હતો. ગુરુમહારાજ દૂર ગયા કે એણે પુસ્તક ઉઘાડયું. એ વાંચતાં એની આંખો ઉઘડી ગઈ.

ક્યા પુરુષને માર્ગ પર આવવામાં કઇ વસ્તુ ઉપયોગી નીવડે છે તે કાંઇ કહી શકાય નહિ. સામાન્ય લાગતાં સાધનો કોઇ જીવને મહાઉપકારી નીવડે છે. લલિતવિસ્તરામાં તો ચૈત્યવંદનની વૃત્તિ છે, પણ એ વાંચતાં શ્રી સિદ્ધના, માનસમાં શા ફેરફારો થયા હશે તે કહી શકાય નહિ. એ તર્કનો ગ્રંથ નહોતો, એમાં અન્ય ધર્મનું કે બૌદ્ધોનું ખાસ ખંડનમંડન નહોતું અને એ ખાસ કરીને વિધિવાદનો ગ્રંથ હતો. એ વાચતાં એને પૂર્વ સંસ્કાર જાગૃત થયા હોય કે ગમે તેમ થયું હોય, પણ ગુરુમહારાજ મંદિરેથી પાછા

આવે તે પહેલા એ ફરી ગયો, ઠેકાણે આવી ગયો, એને એ ગ્રંથ ઉપર આદર થયો, એના લેખક ઉપર આદર થયો, પોતાના ગુરુની દીર્ઘદૃષ્ટિ તરફ રાગ થયો અને પોતાની ચપળતા ઉપર ખેદ થયો ગમે તેમ વચુ, પણ એ ગ્રંથ વાચતા શ્રી સિદ્ધમા મહાન ફેરફાર થઇ ગયો

## વિમર્શ—

આ અતિ મહત્ત્વનો પ્રસગ છે શ્રી લલિતવિસ્તરા ગ્રંથથી શ્રી સિદ્ધ ઉપર મહાન ઉપકાર થયો છે એ નિર્વિવાદ છે મૂળ ગ્રંથની પ્રશસ્તિમા પોતાના શબ્દોમા શ્રી સિદ્ધર્ષિ એ સબધી જે લખે છે તે આપણે ઉપર પ્રશસ્તિની વિચારણામા ત્રીજા પેટા વિષયમા જોઇ ગયા (જુઓ પૃ ૨૯૦–૩૦૨) હરિભદ્રસૂરિએ અનાગત ભાવ જાણીને શ્રી સિદ્ધર્ષિની કુવાસનારૂપ ઝેર લલિતવિસ્તરા નામના ગ્રંથથી નાશ પામશે એમ ધાર્યું આ સર્વ હકીકત અગાઉ આવી ગઇ છે એટલે લલિતવિસ્તરા ગ્રંથનો અને શ્રી સિદ્ધર્ષિનો સબધ સીધો અને શકા વગરનો છે

લલિતવિસ્તરા ગ્રંથનો એવો કયો વિષય છે કે જે વાચતા બૌદ્ધોને ત્યા વધેલ કુવાસના ઊડી જાય એ ચર્ચા જરૂર કરવા જેવી છે, પણ જવાબ લગભગ અશક્ય છે, કારણ કે એ માનસના પ્રકાર ઉપર વ્યક્તિને અવલબન કરતી બીના હોઇ એક પ્રાધાન્ય નિયમને અનુસરનાર પરિણામ લાવવુ મુશ્કેલ છે લલિતવિસ્તરા ગ્રંથ વાચતા જરૂર આહ્‌લાદ થાય તેવો ગ્રંથ છે એનો પ્રધાન સૂર વિધિવાદનો છે એના લેખક શ્રીમાન્ હરિભદ્રસૂરિ પ્રકૃષ્ટ તાર્કિક હોઇ આખા ગ્રંથમા એમણે ઠામ ઠામ ન્યાયની કોટિઓ મૂકી છે

ગ્રંથની શરૂઆતમા એના (ધર્મના) અધિકારી કોણ ? અને અનધિકારી કોણ ? એનુ વિવેચન કરતા અધિકારીના ચિહ્નો (લિગો) બતાવતા કહે છે કે–(૧) તેને ધર્મકથાની પ્રીતિ હોવી જોઇએ, (૨) ધર્મની નિદાનુ શ્રવણ પણ તે સહી ન શકે એમ હોવુ જોઇએ, (૩) ધર્મ ન કરનાર તરફ એને અનુકપા હોવી જોઇએ, (૪) ધર્મ તરફ એના મનનું સ્થાપિતપણું હોવુ જોઇએ, (૫) ધર્મને માટે ખાસ જિજ્ઞાસા–આતુરતા હોવી જોઇએ, (૬) ગુરુ તરફ વિનય હોવો જોઇએ, (૭) ધર્મને યોગ્ય કાળ શોધવાની અપેક્ષા તેનામા હોવી જોઇએ, (૮) ઉચિત સ્થિર આસન જોઇએ, (૯) યોગ્ય સ્વર,

પરને ઉપઘાત–અડચણ ન કરે તેવા સ્વર હોવા જોઇએ, (૧૦) પાઠના શુદ્ધ ઉચ્ચાર સાથે તેનો ઉપયોગ તેમાં હોવો જોઇએ, (૧૧) લોકપ્રિયત્વ હોવું જોઇએ, (૧૨) અગર્હિત ક્રિયા હોવી જોઇએ, (૧૩) કષ્ટ વખતે ધીરજ હોવી જોઇએ (૧૪) શક્તિ પૂરતો ત્યાગ હોવો જોઇએ અને (૧૫) લબ્ધલક્ષ્યપણું હોવું જોઇએ.

જો સિદ્ધર્ષિ વ્યુત્પન્ન જીવ હોય તો આ અધિકારીનું લક્ષણ વાંચી નીચે નજર કરે, પોતાના અંતરાત્માને પૂછે અને જવાબ મેળવે. આવા છૂટા છૂટા અનેક પ્રસંગો એ લલિતવિસ્તરા ગ્રંથમાં છે. એમાંથી કઈ હકીકત વાચતાં શ્રી સિદ્ધર્ષિને જાગૃતિ થઇ હશે તે કહેવું અશક્ય છે. બોધના પ્રસંગો ઘણી વાર એટલા સાદા હોય છે કે બીજાને તે વાત બેસે નહિ. આપણે વૃદ્ધ બળદને ઘણી વાર જોઇએ છીએ, પણ કાંઈ વૈરાગ્ય થતો નથી અને કરકંડુને થયો છે તે આપણે વાંચીએ છીએ. માનસિક વિકાસ અને પૂર્વના ક્ષયોપશમ ઉપર તેનો આધાર રહે છે.

એનો નિર્ણય કરવામાં બીજી અગવડ એ છે કે ગુરુમહારાજ દેરાસરેથી પાછા ક્યારે આવ્યા તે આપણે જાણતા નથી. તેઓ અરધા કલાકમાં પાછા ફર્યા હોય કે બે કલાકે આવ્યા હોય તે આપણને ખબર નથી. સિદ્ધર્ષિએ ગ્રંથ હાથમાં લઇ પ્રથમથી વાંચવા માંડ્યો કે ચપળ વિદ્વાનની પેઠે વચ્ચેનું કોઈ પાનું ઉપાડી શરૂ કર્યું તે પણ આપણે જાણતા નથી.

પણ લલિતવિસ્તરા વૃત્તિથી તેમને જરૂર લાભ થયો છે એ બાબતમાં કોઇ પણ પ્રકારની શંકા નથી. તેઓ પ્રશસ્તિમાં જે ત્રણ શ્લોકો મૂકે છે તે ઉપરથી તેમના મન ઉપર શ્રી હરિભદ્રસૂરીશ્વરની લલિતવિસ્તરા નામની ચૈત્યવંદન વૃત્તિથી ઘણી અસર થઇ છે એ સિદ્ધ વાત છે. એ ગ્રંથ જાણે ખૂદ સિદ્ધર્ષિને માટે જ શ્રી હરિભદ્રસૂરિએ લખ્યો હોય એમ તેઓ માને છે, પોતાની કુવાસનાનું ઝેર દૂર કરનાર તરીકે શ્રી હરિભદ્રસૂરિને પોતે ગણે છે અને પ્રથમ પ્રસ્તાવમાં ધર્મબોધકરનું પાત્ર આવે છે તે શ્રી હરિભદ્રસૂરિનું પાત્ર કાળથી દૂર હોવા છતાં છે એમ જાતે કબૂલ કરે છે. આ સર્વથી આપણે કદાચ લલિતવિસ્તરાનો ક્યો અમુક

વિભાગ વાચવાથી તેમના ઉપર અસર થઇ તે ન કહી શકીએ તો પણ એ ગ્રંથનો તેમના ઉપર ઉપકાર સ્પષ્ટ છે

એ ગ્રંથની પંજિકા મુનિચંદ્રસૂરિએ ૨૧૫૫ શ્લોકપ્રમાણ લખી છે તેની શરૂઆત કરતા તેઓશ્રી પણ લખે છે કે—

या बुद्ध्वा किल सिद्धसाधुरखिलव्याख्यातृचूडामणि,
सम्बुद्ध सुगतप्रणीतसमयाभ्यासाचलच्चेतन. ।
यत्कर्तु स्वकृतौ पुनर्गुरुतया चक्रे नमस्यामसौ,
को हीना विवृणोतु नाम विवृतिं स्मृत्यै तथाप्यात्मन ॥

'વ્યાખ્યાતૃચુડામણિ સિદ્ધ સાધુ જેનુ ચિત્ત સુગત(બુદ્ધ)ના શાસ્ત્રાભ્યાસથી ચળી ગયુ હતુ તેને બોધ પમાડીને જે વૃત્તિએ સંબુદ્ધ કરેલ હતા અને જેના કર્તાને પોતાના ગુરુ તરીકે પોતાની કૃતિઓમા નમસ્કાર કર્યો છે તેવી વૃત્તિ ઉપર વિવેચન કરવાને તો કોણ શક્તિવાન થાય? પણ પોતાની જાતની સ્મૃતિ માટે હુ આ (પંજિકા) રચુ છુ '

લગભગ ૨૦૦ વર્ષને અંતરે થયેલા મુનિચંદ્રસૂરિએ પોતાની પંજિકામા આ પ્રમાણે શરૂઆતમા જ લખ્યુ છે તેથી તે વખતે પણ આ વાર્તા જરૂર પ્રચલિત હશે

એ ગ્રંથની શ્રી સિદ્ધર્ષિ મહારાજ ઉપર અસર તો ઘણી થયેલી હોવી જોઇએ લલિતવિસ્તરાના કેટલાક આખા વાક્યો શ્રી સિદ્ધર્ષિએ ઉપમિતિ ગ્રંથમા ઉતારી લીધા છે તે પરથી તેમની ઉપર સદર ગ્રંથની ઘણી અસર સ્પષ્ટ જણાઈ આવે છે સાતમા પ્રસ્તાવમા ચાર વ્યાપારી કથાનક આવે છે (અવતરણ પૃ ૧૭૨૩) ત્યા જે અકલ્યાણ મિત્રનો સંબંધ છોડી દેવાથી શરૂ થતુ મહાન વાક્ય છે તે આખુ લલિતવિસ્તરા વૃત્તિમાથી પૃ ૧૧૯ (દે લા) અક્ષરે અક્ષર ઉદ્ધરી લીધુ છે તેમજ ચોથા પ્રસ્તાવમા વિચક્ષણસૂરિ નરવાહન રાજાને ઉપદેશ આપે છે ત્યા શરૂઆતમા (અવ પૃ ૭૫૯) એક મોટા વિશાળ મહેલમા આગ લાગવાની હકીકતનુ જે મહાવાક્ય છે તે લલિતવિસ્તરા પૃ ૪૯ માથી લઇ લીધુ છે એ બન્ને વાક્યો ખાસ લક્ષ્યમા રાખવા યોગ્ય છે અનુક્રમે તે નીચે પ્રમાણે છે—

પ્રથમ વાક્ય. મૂળ પૃષ્ઠ. ૧૦૧૨. લલિત પૃ. ૧૧૬. ભાષાંતર ૧૭૨૩-૪.

**परिहर्तव्योऽकल्याणमित्रयोगः, सेवितव्यानि कल्याणमित्राणि, न लङ्घनीयोचितस्थितिः, अपेक्षितव्यो लोकमार्गः, माननीय गुरुसंहतिः, भवितव्यमेतत्तन्त्रेण, प्रवर्तितव्यं दानादौ, कर्तव्योदारपूजा भगवतां, निरूपणीयः साधुविशेषः, श्रोतव्यं विधिना धर्मशास्त्रं, भावनीयं महायत्नेन, प्रवर्तितव्यं विधानतः,[1] अवलम्बनीयं धैर्यं, पर्यालोचनीयायतिः, अवलोकनीयो मृत्यु, भवितव्यं परलोकप्रधानेन,[2] सेवितव्यो गुरुजनः, कर्तव्यं योगपट[3]दर्शनं, स्थापनीयं तद्रूपादि चेतसि,[4] निरूपयितव्या धारणा, परिहर्तव्यो विक्षेपमार्गः, [5]यतितव्यं योगसिद्धौ, कारयितव्या भगवत्प्रतिमाः[6], लेखनीयं[7] भुवनेश्वरवचनं, कर्तव्यो मङ्गलजापः[8], प्रतिपत्तव्यं चतुःशरणं, [9]गर्हितव्यानि दुष्कृतानि, [10]अनुमोदनीयं कुशलं, पूजनीयाः मन्त्रदेवताः, श्रोतव्यानि सच्चेष्टितानि, भावनीयमौदार्यं, वर्त्तितव्यमुत्तमज्ञानेनः**

(આ વાક્યનો ઉપયોગ શ્રી હરિભદ્રસૂરિ ચૈત્યવંદન-પ્રણિધાન કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવાના પૂર્વ કારણોને અંગે કરે છે. શ્રી સિદ્ધર્ષિ સાધુધર્મના અનુષ્ઠાન કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવા ગૃહસ્થને આ પ્રમાણે ભલામણ કરે છે.)

દ્વિતીય મહાવાક્ય. મૂળ પૃ. ૪૭૬-૭. લલિત પૃ. ૪૬. અવતરણ પૃ. ૭૫૯-૬૦

**[11]प्रदीप्तगृहोदरकल्पोऽयं [12]भवो, निवासः शारीरादिदुःखानां। न युक्तः इह विदुषः प्रमादः । [13]यतः अतिदुर्लभेयं मानुषावस्था, प्रधानं परलोकसाधनं, परिणामकटवो विषया, विप्रयोगान्तानि**

---

૧ अनुष्ठेयस्तदर्थो विधानेन એ પ્રમાણે ઉપમિતિમાં પાઠ છે. ૨ परलोकप्रधानैः એવો પાઠ ઉપમિતિમાં છે. ૩ पट्ट ઉપમિતિ પાઠ. ૪ मानसे ઉપમિતિ પાઠ. ૫ प्रयतितव्यं ઉપમિતિ પાઠ. ૬ भगवद्भुवनबिम्बादिकं ઉપમિતિ પાઠ. ૭ भुवनेश ઉપમિતિ. ૮ जपः ઉપમિતિ. ૯ गार्हितव्यानि ઉપમિતિ. ૧૦ अनुमोदयितव्यं ઉપ૦. ૧૧ प्रदीप्तभवनोदरकल्प ઉપ૦. ૧૨ संसारविस्तारः ઉપ૦. ૧૩ यतः ઉપ૦ આ શબ્દ છોડી દે છે.

**सत्सङ्गतानि, पातभयातुरमविज्ञातपातमायुः, तदेवं व्यवस्थिते विध्यापनेऽस्य यतितव्य,[१४] [१५]एतच्च सिद्धान्तवासनासारो धर्ममेघो यदि परं विध्यापयति, अतः स्वीकर्तव्य सिद्धान्त', सम्यक् सेवितव्यास्तदभिज्ञा , भावनीयं [१६]मुण्डमालालुकाज्ञातं, त्यक्तव्या खलवदसदपेक्षा, भवितव्यमाज्ञाप्रधानेन, उपादेयं प्रणिधानं, पोषणीय[१७] साधुसेवया धर्मशरीर, रक्षणीयं प्रवचनमालिन्यं, एतच्च विधिप्रवृत्त सम्पादयति, अत॰ सर्वत्र विधिना प्रवर्तितव्यं सूत्रात्[१८]। ज्ञातव्य आत्मभाव [१९], प्रवृत्तावपेक्षितव्यानि निमित्तानि, यतितव्यमसत्प्रयोगेषु, लक्षयितव्या विस्रोतसिका, प्रतिविधेयमनागतमस्या [२०]भयशरणाद्युदाहरणेन, [२१]भवत्येव सोपक्रमकर्मनाश.[२२] निरुपक्रमानुबन्धव्यवच्छित्तिरित्यैव[२३] धर्म देशयन्तीति धर्मदेशका**

( ભગવાન કેવા પ્રકારનો ઉપદેશ આપે છે તે બતાવવા **धम्मदेसयाणं**ના ઉપર વિવેચન કરતા આ વાક્ય શ્રી હરિભદ્રસૂરિ મહારાજ વાપરે છે વિચક્ષણસૂરિ ઉપદેશની શરૂઆત કરતા નરવાહન રાજા પાસે આ આખુ વાક્ય બોલે છે પૃ ૭૫૯–૬૦ )

આ ઉપરાત ગ્રંથમા નાના મોટા ઉતારા શ્રી હરિભદ્રસૂરિના સ્પષ્ટ છે તેથી હરિભદ્રસૂરિનો તેમના ( લેખક ) ઉપર ઉપકાર જરૂર હોવો જોઇએ આટલો વિમર્શ અહી પ્રાસગિક છે બાકી ગુરુમહારાજને પાછા આવતા વખત કેટલો થયો તે હકીકત નોધાયલી નથી અને લલિતવિસ્તરાનો કયો ભાગ વાચીને શ્રી સિદ્ધર્ષિના મન પર અસર થઈ તેની પણ નોધ ન હોવાથી માનસિક પરિવર્તનના માર્ગો પર સ્પષ્ટ નિર્ણય થાય તેમ નથી ગમે તે કારણે શ્રી હરિભ-

---

१४ विध्यापनेऽस्य ससारप्रदीपनकस्य यत्न कर्तव्य ઉપ૦ १५ तस्य च हेतु सिद्धान्तवासना मारो धर्ममेघ ઉપ૦ અને ' यदि पर विध्यापयति ' ઉપ૦ છોડી દે છે १६ मुण्डमालिकोपमान ઉપ૦ પાઠ १७ सत्साधुसेवया ઉપ૦ પાઠ धर्मशरीर છોડી દે છે १८ सूत्रानुसारेण ઉપ૦ પાઠ १९ आत्मस्वरूप ઉપ૦ પાઠ २० ' भयशरणाद्युदाहरणेन ' ઉપ૦ મા આ શબ્દો નથી २१ भवत्येव प्रवर्तमानाना ઉપ૦ પાઠ २२ नाश स्थाने विलय ઉપ૦ २३ विच्छिद्यते निरुपक्रम कर्मानुबन्ध । तस्मादेव यतध्व यूयमिति ઉપ૦ પાઠ

દ્રસૂરિનો ઉપકાર શ્રી સિદ્ધર્ષિ પર થયો છે તેને અનાગતં પરિજ્ઞાયવાળા શબ્દો સાથે વાંચીએ ત્યારે ઘાટ બેસે છે કે સીધો ઉપકાર કાંઈ થયો જણાતો નથી પણ પરંપરાએ જરૂર થયો છે. આ ચર્ચા અન્યત્ર થઈ ગઈ છે.

એક બીજી બાબત પણ અહીં વિચારવા યોગ્ય છે. શ્રી સિદ્ધર્ષિ-પ્રબન્ધ પ્રમાણે ઉપમિતિની રચના પ્રથમ થઈ છે, ત્યારપછી બૌદ્ધોનો અભ્યાસ કરવા તે ગુરુમહારાજની રજા લઈને જાય છે. આ હકીકત અસંભવિત એટલા માટે છે કે અભ્યાસ કરીને પાછા આવ્યા પહેલાં જો ઉપમિતિ ગ્રંથ તેમણે બનાવ્યો હોય તો પ્રશસ્તિમાં विषं विनिर्धूय कुवासनामयंવાળા શ્રી હરિભદ્રસૂરિને નમસ્કારના ત્રણે શ્લોક અપ્રસ્તુત બની જાય છે. ઉપમિતિ બનાવ્યા પછી જો બૌદ્ધોને ત્યાં જવાનું બન્યું હોય તો લલિતવિસ્તરા ગ્રંથ ગુરુમહારાજ તેમના હાથમાં મૂકે એ વાતનો ઉલ્લેખ પ્રશસ્તિમાં કદી આવી શકે નહિ. વળી હરિભદ્રસૂરિને ધર્મબોધકર સાથે સરખાવ્યા છે અને પ્રથમ પ્રસ્તાવમાં कालव्यवहित શબ્દ વાપરી હરિભદ્રસૂરિને સમયની અપેક્ષાએ પોતાથી દૂર બતાવ્યા છે. એ સર્વ વાત અસંગત બને છે. આ સર્વ વિમર્શો વિચારતાં શ્રી હરિભદ્રસૂરિના ગ્રંથોનો ઉપકાર લેખક મહાત્મા પર જરૂર જણાય છે, પણ તે કેવી રીતે થયો હશે તે સંબંધીની વાર્તા શ્રી પ્રભાવકચરિત્રકારે લખી છે તે બંધબેસતી જણાતી નથી. બાકી મનુષ્યનાં મન એવા ચિત્રવિચિત્ર હોય છે કે કેટલીક વાર નાની બાબત મોટી અસર કરી દે છે, તેથી તત્ત્વ કેવલીગમ્ય રાખી આપણે આગળ વધીએ.

**ઠેકાણે આવ્યા—**

લલિતવિસ્તરા ગ્રંથ વાંચતાં શ્રી સિદ્ધર્ષિ ઠેકાણે આવી ગયા. એને પૂર્વ સંસ્કાર જાગ્રત થઇ ગયા. એના મનમાંથી ઘુંચ નીકળી ગઇ. એને શ્રીવીરના સંદેશાનું સ્મરણ થયું અને મનમાં જે આંટી પડી હતી તે તૂટી ગઇ. વિચાર થયો કે ગુરુમહારાજને ધન્ય છે! એમણે મારે માટે વિચાર કરીને જ મને પાછો બોલાવવાની સૂચના કરી હશે! કદાચ એમને ભવિષ્યત્ નિમિત્તજ્ઞાન થયું હશે! ગુરુ-મહારાજ આવશે એટલે એમને પગે પડીશ.

આવી વિચારશ્રેણી ચાલતી હતી ત્યાં ગુરુમહારાજ આવ્યા.

બહારથી 'નિસિહી' શબ્દ મોટેથી બોલ્યા. સાધુઓ મંદિર કે ઉપાશ્રયમાં પેસતાં આ શબ્દ બોલે એવો આચાર છે. શ્રી સિદ્ધર્ષિએ ગુરુઆગમન જાણી લીધું. એ તુરત વિનય બતાવવા ઊભા થઈ ગયા.

જે શિષ્યે થોડી મિનિટ કે કલાક પહેલાં ગુરુને કહ્યું હતું કે 'તમે ઊંચા બેઠા શોભતા નથી!' તે જ વિનય-શિષ્ય ગુરુને આવતા જોઈ ઊભો થઈ જાય છે.

**આનંદમેળાપ—**

વિચક્ષણ ગુરુમહારાજ સમજી ગયા, આખી વસ્તુસ્થિતિને પામી ગયા. જરા પણ કડવાશની વાત ન કરતાં શ્રી સિદ્ધર્ષિ સામે પ્રેમ-નજર કરી આસન પર બેઠા. સિદ્ધર્ષિએ વાત આદરી.

સિદ્ધ—ભગવન્! મારી બુદ્ધિમાં કેટલોક ભ્રમ થયો હતો તે આ લલિતવિસ્તરા ગ્રંથ વાંચતાં દૂર થઈ ગયો છે, આપની મને અહીં પાછા બોલાવવાની દીર્ઘદૃષ્ટિ ખરેખર વંદનને યોગ્ય છે.

ગુરુમહારાજ—તારા જેવા કદી છેતરાય તેમ મેં માન્યું જ નહોતું. અત્યારે આપણા વિશાળ શાસ્ત્રોના મર્મ સમજી શકે એવો આપણા ગચ્છમાં તારા જેવો કોણ છે?

સિદ્ધ—પણ પ્રભુ! આટલી દયા આ પામર જીવ પર શા માટે? આ પ્રાણી શું આપના ચૈત્યો કરાવશે? કે શું મોટો ધુરંધર થશે? મારા જેવા તુચ્છ શિષ્યોને તો દૂર કરવા જોઈએ.

ગુરુમહારાજ—એવું કાંઈ નથી. ઉપર ઉપરની બાબતોથી કોઈવાર બુદ્ધિમાં ભેદ થાય, તેવા કારણે દૂર કરવાથી તો પ્રાણી અધર્મ પામી જાય. તું પાછો આવ્યો તે યોગ્ય જ કર્યું છે.

સિદ્ધ—આ પ્રાણી ખરો દ્રોહી છે. એને આપ પ્રાયશ્ચિત્ત આપો, એનો ઉદ્ધાર કરો, એને લાયક બનાવો, એનાં પાપો ધોઈ નાખો.

ગુરુમહારાજે શ્રી સિદ્ધર્ષિને પ્રાયશ્ચિત્ત આપ્યું. બન્નેએ ઘણા વખત સુધી બૌદ્ધોના ઉપરટપકાના તર્કની વાતો કરી અને વિચિત્ર ચર્ચાદ્વારા ખૂબ આનંદ મેળવ્યો. ગુરુમહારાજે વાતચીત દરમ્યાન તો સિદ્ધર્ષિને ગણ આપી દીધું, એના મનમાં કાંઈ ઘુંચવણ રહી

ગઇ હોય તો તે દૂર કરી અને તેના જ્ઞાનની પ્રશંસા સવિશેષ કરી એને સ્થિર કર્યો.

## ગચ્છપતિ શ્રી સિદ્ધર્ષિ—

ત્યારપછી પોતાની પાટ પર એની સ્થાપના કરી. પોતે પૂર્વકાળના ઋષિઓની પેઠે જિનકલ્પની તુલના કરવા અને યોગસાધના કરવા જંગલમાં ચાલ્યા ગયા. ગચ્છપતિ થાય તેને આખા ગચ્છની બાબત ઉપર ધ્યાન આપવું પડે છે અને તેની જવાબદારી પણ ઘણી મોટી હોય છે. ગચ્છાધિપતિ પણ યોગ્ય શિષ્યને પોતાના સ્થાન પર નીમી પોતે ગચ્છનો ભાર ઉતારી મૂકતા હતા. જિનકલ્પનો વિચ્છેદ થયા પછી પણ જિનકલ્પની તુલના કરવાની રજા હતી. એટલે જિનકલ્પ આદર્યો છે એમ જણાવ્યા કે જાહેર કર્યા સિવાય જિનકલ્પને યોગ્ય સર્વ ક્રિયાઓ અને પ્રવર્તનો થઇ શકતા હતા. એને જિનકલ્પની **તુલના** કહેવાય. જંગલમાં રહેવું, વસતિમાં પ્રાયઃ આવવું નહિ, ઘોર પરીષહો સહન કરવાં અને મહાતપ કરવા, તેમજ દુનિયાદારીની સર્વ ખટપટો છોડી દેવા ઉપરાંત ગણ—ગચ્છ કે સંઘની સર્વ ચિંતા પણ છોડી દેવી—એ સર્વ જિનકલ્પની તુલનામાં આવે છે. ગુરુમહારાજે ( ગર્ગર્ષિએ ) આવા પ્રકારનો નિઃસંગ ભાવ આદર્યો અને ગચ્છની સર્વ ચિંતા શ્રી સિદ્ધર્ષિ પર નાખી.

નિવૃત્તિ કુળના આ પ્રવર સંતાને **વ્યાખ્યાતૃ**-વ્યાખ્યાનકાર તરીકે ખૂબ સેવા કરી, અનેક તીર્થયાત્રા કરી, કઇકની સાથે ચર્ચાઓ કરી અને **નિવૃત્તિ** કુળને નિવૃત્તિ—આનંદ કરી આપ્યો.

આ રીતે પ્રભાવક ચરિત્રમાં આવેલા શ્રી સિદ્ધર્ષિ પ્રબંધની વિચારણા ચર્ચા વિમર્શ સાથે પૂરી થઇ. એના ઘણા પ્રસંગો ખૂબ ચર્ચા કરવા જેવા છે. એનાં ઉપયુક્ત સાધનો અત્ર રજૂ કર્યાં છે. બાકી તો જેમ ઇતિહાસની શોધખોળ થતી જશે તેમ આ પ્રસંગો પર વધારે પ્રકાશ પડતો જશે. માઘ કવિનો અને કર્ત્તાનો સંબંધ અને કર્ત્તાનો તથા શ્રી હરિભદ્રસૂરિનો સંબંધ ખૂબ ચર્ચવા યોગ્ય છે. હવે આપણે કુવલયમાળાના કર્ત્તા શ્રી દાક્ષિણ્યચંદ્ર અને આ ગ્રંથના કર્ત્તા શ્રી સિદ્ધર્ષિ ગણિ સંબંધી વિચારણા કરી જઇએ.

VI

# દાક્ષિણ્યચંદ્ર અને સિદ્ધર્ષિ

દાક્ષિણ્યચદ્ર—ઉદ્યોતનસૂરિએ કુવલયમાળા નામની કથા પ્રાકૃતમા દશ હજાર ગાથાપ્રમાણ લખી છે તેઓએ પ્રેરણા કરી તેથી શ્રી સિદ્ધર્ષિએ આ ગ્રથ બનાવ્યો. એ હકીકતની અશકયતા ઉપર, પૃ ૩૩૫ મા શ્રી પ્રભાવક ચરિત્રનો તે ભાગ વિચારતા સહજ બતાવી છે એ કુવલયમાળા કથા કેવી છે અને કયારે બની છે તેની હકીકત ખાસ પ્રસ્તુત છે એ જાણ્યા પછીજ દાક્ષિણ્યચદ્ર અને આ કથાના લેખકનો સબધ હોઇ શકે કે કેમ ? તેનો નિર્ણય કરી શકાય

## કુવલયમાળાનો વિષય—

કુવલયમાળા કથા પ્રાકૃતમા છે, તે પરથી રત્નપ્રભસૂરિએ સસ્કૃતમા રચના કરી છે સસ્કૃત કૃતિનો સમય તેરમી સદીની આખરનો અને ચૌદમીની શરૂઆતનો છે એ મૂળ ગ્રથ શ્રી આત્માનદ જૈન સભા( ભાવનગર )એ સને ૧૯૧૬ મા છપાવ્યો છે એનુ ગુજરાતી ભાષાતર શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ સને ૧૯૧૩ મા છપાવ્યુ છે અસલ કુવલયમાળા પણ લભ્ય છે એ ગ્રથમા નીચેની હકીકત આવે છે ( એને ઉપમિતિ કથા સાથે કાઇક સામ્ય છે તેથી વિચારી જવા યોગ્ય છે )

એ ગ્રથમા રુદ્રસોમ, શાતિભટ, ગગાદિત્ય, ધનદેવ અને વ્યાઘ્રદત્ત નામના પાચ જીવોની કથા છે તેમના નામો ચડસોમ, માનભટ્ટ, માયાદિત્ય, લોભદેવ અને મોહદત્ત છે આ પાચે જીવો ક્રોધ, માન, માયા, લોભ અને મોહના અનુક્રમે કડવા ફળ ચાખનારા છે એ પાચેની કથા કુવલયચદ્ર કુમારપાને એક મુનિમહારાજ કહે છે એ કુમાર અદર પાચ જીવો પૈકી એક છે અને કથા કહેનાર મુનિ પણ તે પાચ પૈકીના એક છે આ પાચે જીવોને ક્રોધાદિના ફળ કેવી રીતે મળે છે અને અતે આરાધના

કરી તેઓ પોતાનું સાધ્ય કેવી રીતે સાધે છે તેની આખા ગ્રંથમાં વાર્તા છે. એ પૈકીનો એક જીવ માયાના પ્રતાપે સ્ત્રી થાય છે ત્યારે તેનું નામ કુવલયમાળા પાડવામાં આવે છે. પાંચે જીવો ભગવાન શ્રી મહાવીરસ્વામી પાસે આવે છે અને વારાફરતી દીક્ષા લઈ શુદ્ધ સંયમ પાળી શ્રી વીરભગવાનના સમયમાં મોક્ષે જાય છે.

એ કથાને કુવલયમાળાનું નામ શા માટે આપ્યું તે સમજાતું નથી. આખી કથામાં કુવલયચંદ્રનું પાત્ર વિશેષ ભાગ ભજવે છે. પ્રકાશક શ્રી જૈન ધર્મ પ્રસારક સભા સદર ગ્રંથના ગુજરાતી ભાષાંતરની પ્રસ્તાવનામાં લખે છે કે 'કથાના મુખ્ય નાયક પાંચ છે. પાંચે સારો ભાગ ભજવે છે. પાંચમાં પણ કુવલયચંદ્ર અને કુવલયમાળા મુખ્ય પાત્ર છે. તે બન્ને સારો ભાગ બજાવે છે. તેમાં પણ કુવલયચંદ્રને લગતો ભાગ વધારે હોવા છતાં આકર્ષક નામ તરીકે કથાનું નામ **કુવલયમાળા** રાખવામાં આવેલ છે. આ પાંચ પૈકી એક જીવનું ત્રીજા ભવનું એ નામ છે.'

આ કથામાં સામુદ્રિકશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર વિગેરેનું કેટલુંક રહસ્ય પણ પ્રસંગોપાત આપેલું છે.

**બે આદર્શો—**

શ્રી સિદ્ધર્ષિ ગણિ પાસે બે મુખ્ય કથાઓ હતી: એક શ્રી હરિભદ્રસૂરિની 'સમરાઇચ્ચ કહા.' અને બીજી દાક્ષિણ્યચિહ્ન—ઉદ્યોતનસૂરિની 'કુવલયમાળા.' સમરાઇચ્ચ કહામાં અગ્નિશર્મા અને ગુણસેન નામના જીવોના ભવોનું વર્ણન કરવામાં આવ્યું છે; અગ્નિશર્મા ક્રોધનો નમૂનો છે, વૈશ્વાનર છે અને મહાતપ કરવા છતાં ક્રોધથી તેને બગાડી નાખનાર છે. ગુણસેન શાંતિનો નમૂનો છે. ક્રોધી અગ્નિશર્મા વૈરવૃત્તિ પ્રથમ ભવમાં જાગૃત કરે છે અને ભવાંતરમાં વિશેષ કેળવે છે. એ ગુણસેનને અનેક રીતે ભવાંતરમાં હેરાન કરે છે. કર્મ એ શી ચીજ છે, એનું નિદાન કેવું થાય અને વિકાસમાર્ગમાં એનાં પરિણામો કેવાં આવે તેનું આખું દિગ્દર્શન એ કથામાં આપ્યું છે. નાનાં કર્મો ભોગવવાં પડે એટલે કે એનાં ફળો ચાખવાં પડે ત્યારે કેટલી હદ સુધી દુઃખો અનુભવવાં પડે છે એ સર્વને બતાવનાર એ અદ્ભુત કથા છે. એનાં મુખ્ય પાત્ર બે જીવો

છે અને એની ક્રમિક ઉત્ક્રાન્તિ જૈન પદ્ધતિએ બતાવવી એ સદર ગ્રંથનો ઉદ્દેશ છે કથાદ્વારા વિશિષ્ટ નીતિ અને ધર્મનું ઐક્ય બતાવવા જે સુપ્રયાસ એ ગ્રંથમાં થયો છે તે ખાસ વિચારવા યોગ્ય છે પણ અત્ર તે પ્રસ્તુત નથી

શ્રી હરિભદ્રસૂરિ પછી કુવલયમાળા આવી તેના કર્તાએ ક્રોધ, માન, માયા, લોભ અને મોહનો ખૂબ પરિચય કરાવ્યો પાંચ પૈકી ત્રણ ભવો મનુષ્યના બતાવી તેમાં સદર મનોવિકારોને ખૂબ વિસ્તારથી સમજાવ્યા કથાનો કેટલોક ભાગ એક મુનિ પાસે કહેવરાવ્યો અને બાકીનો ગ્રંથકર્તાએ કહ્યો છે

## સિદ્ધર્ષિનું અપનયન—

આ બન્ને આદર્શો (Models) શ્રી સિદ્ધર્ષિ સામે હતા. તેણે આખી હકીકતને ખૂબ અપનાવી એમણે પણ ક્રોધ, માન, માયા, લોભને મુખ્ય સ્થાન આપ્યું, પણ તેની સાથે પાંચે ઇંદ્રિયોની સ્થૂળ અને આતર પ્રવૃત્તિ અને પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહને પણ ખૂબ અપનાવ્યા, એમણે મોહરાજાને સર્વથી વધારે અપનાવ્યો અને ચારિત્રધર્મને સર્વથી પ્રધાનપદે અપનાવ્યો; એણે પાત્રવર્ગની અંતર લડાઈઓ ચીતરી, એણે કર્મના આખા ક્ષેત્રને જીવતું કરી બતાવ્યું અને એણે સુસ્થિત મહારાજાને સાતમે માળે બરાબર બેસાડી આપ્યા

શ્રી સિદ્ધર્ષિ ગણિએ ખૂબી એ કરી કે મનુષ્યભૂમિના અથવા ક્ષેત્રના કોઈ પણ વ્યવહાર—અંદરના અને બહારના—છોડ્યા નહિ એણે આખા કર્મના ક્ષેત્રને ચર્ચી નાખ્યું અને વાર્તાનો રસભંગ ન થાય તે રીતે ધર્મના રહસ્યો જીવતા ચાલતા હાલતા કરીને એણે મહાન ગ્રંથ બનાવી નાખ્યો

કુવલયમાળાની કથા ચૌદમા તીર્થંકર શ્રી અનંતનાથજીના સમયથી શરૂ કરી શ્રી મહાવીરસ્વામીના તીર્થમાં પૂરી કરી, ત્યારે ઉપમિતિ કથા ભિખારીના સુખમાં અનંત કાળ સુધીના સમય પર લઈ લીધી અને છતાં નવ કલાકમાં પૂરી કરી દીધી, પણ તેમ કરવામાં સાગરે વિશ્વનું અવલોકન કરી લીધું

છતાં કુવલયમાળાને સૂક્ષ્મ દૃષ્ટિએ વાંચતાં તેનો આદર્શ શ્રી સિદ્ધર્ષિ ગણિ સન્મુખ જરૂર રહ્યો હોય એમ જણાય છે તેથી તેની કૃતિ સંબંધી અને તેના સમય સંબંધી વિચાર કરવો પ્રસ્તુત જણાય છે. એની વિચારણા પૂરી થશે ત્યારે શ્રી પ્રભાવકચરિત્રકારે ઉદ્યોતનસૂરિ અને શ્રી સિદ્ધર્ષિ સંબંધી જે વાર્તાલાપ મૂક્યો છે અને પ્રેરણાની કલ્પના કરી છે તે કેટલી સંભવિત હોઈ શકે તે પર નિર્ણય કરવાનું સાધન પણ પ્રાપ્ત થશે.

શ્રી હરિભદ્રસૂરિએ ક્રોધ( વૈશ્વાનર )નાં ફળ વાર્તારૂપે બતાવ્યાં, દાક્ષિણ્યચિહ્ને ક્રોધ, માન, માયા, લોભ અને મોહનાં ફળ બતાવ્યાં જ્યારે શ્રી સિદ્ધર્ષિએ અંદરનાં સર્વ મનોવિકારો, ઈંદ્રિયો, અવ્રતો અને સંક્ષેપમાં કહીએ તો બાહ્ય અને અભ્યંતર આખા વિશ્વને પોતાનો વિષય બનાવી દીધો. એમણે મોહરાજાના પાત્રને સર્વથી વધારે મહ્લાવ્યું, એણે ચારિત્રરાજના પાત્રને ખૂબ દીપાવ્યું અને કર્મની કુલ પ્રકૃતિઓને જીવતી બોલતી ચાલતી કરી તેમજ આખી મનુજગતિ નગરીને અંદરથી અને બહારથી પ્રત્યક્ષ કરી દીધી.

## ઉદ્યોતનસૂરિની પ્રશસ્તિ—

હવે ઉદ્યોતનસૂરિની પ્રશસ્તિ કુવલયમાળાની તપાસી જઈએ. એટલે એમનો સમય નિર્ણય કરવાનું સાધન પ્રાપ્ત થાય. ( પં. ચતુરવિજયજીની પ્રસ્તાવનામાંથી ઉદ્ધૃત )

अत्थि पयडा पुरीणं पव्वइया नाम रयणसोहिल्ला ।
तत्थ ट्ठिएण भुत्ता पुहई सिरितोरसाणेण ॥ १ ॥

तस्स गुरू हरियत्तो आयरिओ आसि गुत्तवंसाओ ।
तीए नयरीए दिन्नो जिणनिवेसो तहिं काले ॥ २ ॥

बहुकलाकुसलो सिद्धन्तविआणओ कई दक्खो ।
आयरियदेवगुत्तो अज्जवि विज्जरए कित्ती ॥ ३ ॥

सिवचंदगणी अह मयहरो त्ति सो एत्थ आगओ देसा ।
सिरिभिल्लमालनयरम्मि संठिओ कप्परुक्खो व्व ॥ ४ ॥

तस्स खमासमणगुणो नामेणं जक्खदत्तगणिनामो ।
सिस्सो महइमहप्पा आसि तिलोए वि पयडजसो ॥ ५ ॥

तस्स य सीसा बहुआ तववीरियलद्धचरणसंपण्णा ।
रम्मो गुज्जरदेसो जेहिं कओ देवहरएहिं ॥ ६ ॥
आगासवप्पनयरे वडेसरो आसि जो खमासमणो ।
तस्स मुहदंसणे च्चिय अवि पसमइ जो अहव्वो वि ॥ ७ ॥
तस्स य आयारधरो तत्तायरिओ त्ति नाम सारगुणो ।
आसि तवनेयनिज्जियपावतमोहो दिणयरो व्व ॥ ८ ॥
जो दूसमसलिलपवाहवेगहीरन्तगुणसहस्साण ।
सीलङ्गविउलसालो लग्गणखंभो व्व निकंपो ॥ ९ ॥
सीसेण तस्स एसा हिरिदेवीदिन्नदंसणमणेण ।
रइया कुवलयमाला विलसिर दक्खिन्नइंधेण ॥ १० ॥
दिन्नजहिच्छियफलओ बहुकित्तीकुसुमरेहिराभोओ ।
आयरिय वीरभद्दो अहावरो कप्परुक्खो व्व ॥ ११ ॥
सो सिद्धन्तगुरूपमाणनाएण जस्स हरिभद्दो ।
बहुगन्थसत्थवित्थरपयड ( सच्चत्थ ) सव्वत्थो ॥ १२ ॥
रायाखत्तियाणं वंसे जाओ वडेसरो नाम ।
तस्सुज्जोयणनामो तणओ अह विरइया तेण ॥ १३ ॥

શરૂઆતમા ગ્રંથકર્ત્તા પોતાના પૂર્વપુરુષોની હકીકત કહે છે તેનો આશય નીચે પ્રમાણે છે —

એક 'પવ્વઇઆ' નામની રત્ન જેવી નગરી હતી તેનો તોરમાણ નામનો રાજા હતો ગુપ્તવંશમા ઉત્પન્ન થયેલ 'હરિદત્ત' નામના આચાર્ય તેના ગુરુ હતા એ આચાર્યના ઉપદેશથી રાજાએ તે નગરીમા જિનપ્રાસાદ રચાવ્યો હતો

તેના શિષ્ય 'દેવગુપ્ત' થયા તે બહુ કળાઓમા કુશળ હતા, સિદ્ધાન્તના જાણકાર હતા, દક્ષ હતા અને આજે પણ તેમની કીર્તિ વિસ્તરે છે

તેના પછી 'શિવચંદ્ર ગણિ' આવ્યા તેમણે એ પ્રદેશ( પવ્વઇઆ નગરીવાળા પ્રદેશ )માથી નીકળીને ભિલ્લમાલ નગરમા સ્થાન કર્યું તેઓ કલ્પવૃક્ષ જેવા હતા

તેના 'યક્ષદત્ત ગણિ' નામના શિષ્ય થયા એનામા સાધુના ગુણો

હતા. એ મહાત્મા હતા. એનો યશ ત્રણ લોકમાં પ્રકટ હતો. એને તપ, વીર્ય અને લબ્ધિથી સંપન્ન અનેક શિષ્યો હતા, તેમણે રમ્ય ગુર્જર દેશ અનેક દેવમંદિરો બનાવરાવી ભરી દીધો.

એના શિષ્ય ‘વડેસર’ નામના થયા. એ આગાસવપ્પ નગરમાં રહેનારા થયા. તેમના મુખના દર્શનથી અભવ્ય પ્રાણી પણ શાંતિને પામી જાય તેવા એ થયા.

એના શિષ્ય ‘તત્તારિય’ નામના થયા. તે આચારના ધારણ કરવાવાળા હતા. ઉચ્ચ ગુણવાળા હતા. સૂર્યની પેઠે એમના તપના તેજથી પાપરૂપ અંધકાર જીતાઈ ગયો હતો. દુષમ કાળના સલીલ-પ્રવાહને અટકાવનાર હજારો ગુણો એમનામાં હતા. એમનામાં શીલાંગો વિસ્તૃત આકારમાં હતા અને એ મુખ્ય સ્તંભ જેવા નિષ્પ્રકંપ હતા.

એમના શિષ્ય ‘દાક્ષિણ્યચિહ્ન’ થયા જેમણે હ્રીદેવીના દર્શનથી મનની પ્રસન્નતા મેળવી હતી તેમણે આ કુવલયમાળા રચી.

ઇચ્છિત ફળના દેવાવાળા, કીર્તિરૂપ ફૂલોથી અલંકૃત હોવાને લીધે નવીન કલ્પવૃક્ષ જેવા દેખાતા, આચાર્ય ‘વીરભદ્ર’ જેને સિદ્ધાન્તનો અભ્યાસ કરાવવાવાળા હતા અને અનેક ગ્રંથોની રચના કરી સમસ્ત શ્રુત( આગમો )નો :સત્ય અર્થ જેણે પ્રકટ કર્યો એવા આચાર્ય હરિભદ્ર જેમને પ્રમાણજ્ઞાન( ન્યાયશાસ્ત્ર )નો અભ્યાસ કરાવવાવાળા હતા, જે ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થયેલા રાજા વડેસર[1]ના પુત્ર હતા અને જેનું મૂળ નામ ‘ઉદ્યોતન’ હતું તેણે આ કથા રચી.

આ પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે—

૧. કુવલયમાળાના કર્ત્તા તત્તારિય નામના આચાર્યના શિષ્ય થાય.

૨. એમનું નામ ‘દાક્ષિણ્યચિહ્ન’ હતું.

૩. એમનું અસલ નામ ઉદ્યોતન હતું.

૪. એમના સિદ્ધાન્તના અભ્યાસક ગુરુ વીરભદ્ર હતા.

---

૧ આ વડેસર–તે ઉદ્યોતનસૂરિના ગુરુના ગુરુ વડેસર હોય તેમ જણાય છે. વટેશ્વર રાજા ક્ષમાશ્રમણ થયા અને તેમના પુત્રે પણ દીક્ષા લીધી હતી.

૫ એમના ન્યાયશાસ્ત્રના અધ્યાપક હરિભદ્ર હતા

૬ એ હરિભદ્ર તે જ હતા જેમણે અનેક ગ્રંથોના વિસ્તારમાં સત્યાર્થ પ્રકટ કર્યો છે

## સમયનિર્ણય—

ઉદ્યોતન સૂરિના પૂર્વ પુરુષોમા કોઇપણ નામ ઐતિહાસિક ન હોવાથી એ એમનો સમયનિર્ણય કરવામા ઉપયોગમા આવે તેમ નથી.

સમયનિર્ણય માટે તેઓ પોતે જ સદર પ્રશસ્તિમા આગળ લખે છે કે—

तुगं धवल मणहारिरयणपसरन्तधयवडाडोव ।
उसहजिणिन्दाययणं कारविय वीरभद्देणं ॥

આમા એ સિદ્ધાન્તગુરુ વીરભદ્રે વિશાળ મનોહારી શ્રી ઋષભદેવ ભગવાનનો મહાપ્રાસાદ કરાવ્યો એ હકીકત છે. પછીની હકીકત ખૂબ ઉપયોગી છે

तम्मि ट्ठिएणं अह चोद्दसीए चित्तस्स किण्हपक्खम्मि ।
निम्मविया बोहकरी भव्वाणं होउ सव्वाण ॥

सगकाले वोलीणे वरिसाण सएहिं सत्तहिं गएहिं ।
एगदिणेणूणेहिं एस समत्ताचरण्हम्मि ॥

ત્યા રહીને કૃષ્ણપક્ષની વદિ ચૌદશને દિવસે આ કથા રચી તે સર્વભવ્યોને બોધ કરનારી થાઓ ( અહીં એક અશુદ્ધ શ્લોક છે તેનો અર્થ એમ થાય છે કે—આ કથા કહેવાથી મને જે કાઇ પુણ્ય પ્રાપ્ત થયુ હોય તેનાથી સાધુઓને યોગ્ય ક્રિયા કરવાનુ સારુ મન ભવે ભવે થાઓ ) શકરાજાને લીન થયે સાત સો વર્ષ ગયા તેમા એક દિવસ ઓછો રહ્યો તે દિવસે અપરાહ્ણે આ કથા પૂરી કરી

એટલે એક દિવસ બાકી સાતશે શકને દિવસે કથા પૂરી થઈ શક વર્ષ ચૈત્ર શુદિ એકમે બેસે છે વદિ પક્ષ પ્રથમ આવે છે એટલે શક વર્ષ ૬૯૯ ના ચૈત્ર વદિ ૧૪ ને દિવસે આ કથા પૂરી થઇ અર્થાત ઇ સ ૭૭૮ ના ૨૧ મી માર્ચે આ કથા પૂરી થઇ વિક્રમ સવત ૮૩૫ ના ફાગણ વદિ ૧૪ ( ગુજરાતી ) આ કથા પૂરી થઈ.

હવે આપણી પાસે જરૂરી સાધનો પ્રાપ્ત થયાં ગણાય. શ્રી સિદ્ધર્ષિ પોતાની કથા સં. ૯૬૨ ના જેઠ શુદિ પાંચમે પૂરી કરે એટલે ઉદ્યોતનસૂરિ અને શ્રી સિદ્ધર્ષિ વચ્ચેનો આંતરો વર્ષ ૧૨૭ નો થાય છે તે ધ્યાનમાં રાખવું.

## પરિણામો—

આ ઉપરથી શ્રી સિદ્ધર્ષિ ગણિ અને ઉદ્યોતનસૂરિ સમકાલીન હોય એ વાત તદ્દન અશક્ય બને છે. બન્ને લેખકોએ પોતાનો સમય બરાબર આળેખ્યો છે, પોતાના શબ્દોમાં જ લખ્યો છે અને શક ૭૦૦ માં તો કાંઈ શંકા જેવું રહેતું નથી. આગળ જણાવેલ હકીકતથી એ પણ જણાયું હશે કે ૯૬૨ નો જે સંવત શ્રી સિદ્ધર્ષિએ લખ્યો છે તે વિક્રમ સંવત જ છે. આટલી હકીકત ઉપરથી બન્ને કવિઓ સમકાલીન નહોતા એમ સિદ્ધ થાય છે. અને આ ઐતિહાસિક પરિણામ જો સાચું હોય તો શ્રી પ્રભાવકચરિત્રકારે શરૂઆતમાં શ્રી સિદ્ધર્ષિ અને દાક્ષિણ્યચિહ્ન વચ્ચે જે વાદવિવાદ લખ્યો છે તે કાલ્પનિક હોવાનું પરિણામ અનિવાર્ય થાય છે. હવે આપણે શ્રી હરિભદ્રસૂરિ અને શ્રી સિદ્ધર્ષિ સંબંધી વિચાર કરી જઈએ.



VII

# શ્રી હરિભદ્રસૂરિ અને સિદ્ધર્ષિ

**મારો પત્રવ્યવહાર—**

મને ૧૯૦૫ના એપ્રિલ માસમા મે પ્રો હરમન જેકોબી સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો ઉપમિતિભવપ્રપચાના પીઠબધના ગુજરાતી ભાષાતર સાથે મે એક નાની ઉપોદ્ઘાત લખી હતી તેની કોપી પ્રો જેકોબીને મોકલી પછી શ્રી સિદ્ધર્ષિની તારિખને અગે અને સાથે સાથે શ્રી હરિભદ્રસૂરિના સમય માટે લબાણ પત્રવ્યવહાર તેમની સાથે થયો તે શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ હેરલ્ડ પુસ્તક ૧૧ મા પૃ ૨૩૯—૨૭૪* મા પ્રકટ થયો છે (ઐતિહાસિક અક સપ્ટેમ્બર ૧૯૧૫) એમા છાપેલા પૃષ્ઠ ૫૪ રોકાયા છે એ પત્રવ્યવહારમા લખેલી ઘણીખરી હકીકત મે પ ગભીરવિજયગણિ અને પ આનદસાગરજી (હાલ આચાર્ય) પાસેથી મેળવીને લખી હતી તે વખતે જે પરિણામો પ્રાપ્ત કર્યા તેમા ત્યારપછી ઘણો સુધારોવધારો થયો છે ઐતિહાસિક વિષયમા બહુવિધ પ્રકાશ પાડનારા નવા લેખો અને પ્રાચીન સાધનો ત્યારપછી પ્રાપ્ત થયા છે

**પ્રેરણા અને પ્રસગ—**

સદર પત્રવ્યવહારમા જે દલીલો કરી છે તે આજે અપૂર્ણ લાગે છે કેટલાક નિર્ણયો ત્યારપછી મળેલ હકીકતને અગે ફેરવવા પડે તેમ છે, છતા એક અસર સદર પત્રવ્યવહારથી એ થઇ કે મને આ વિષયમા વિશેષ સાધનો મેળવવાની અને અભ્યાસ કરવાની તાલાવેલી લાગી અને પત્રવ્યવહાર પ્રકટ થયા પછી જૈન વિદ્વાનોનુ એ વિષયમા શોધખોળ કરવા તરફ લક્ષ ખેચાયુ એમા અગત્ય શ્રી સિદ્ધર્ષિના સમયનિર્ણય કરતા પણ શ્રી હરિભદ્રસૂરિના સમય-

* ૨૭૪ મુ પૃષ્ઠ ૧૮ વાર ફરવાથી એકદર પૃષ્ઠ ૫૪ થાય છે

નિર્ણયને અંગે સવિશેષ હતી. શ્રી હરિભદ્રસૂરિ જૈન સાહિત્ય ઇતિહાસમાં ઘણું અગત્યનું સ્થાન ધરાવે છે. એમણે ઘણાં પુસ્તકો રચ્યાં છે, એમણે ન્યાયના-તર્કના વિષયને લગભગ પોતાનો બનાવ્યો છે. તેઓ પૂર્વસમય ( પ્રાચીન ) અને નૂતન સમય વચ્ચે સાંકળરૂપ હતા. જો કે તેઓનું રચેલું ઘણું સાહિત્ય નાશ પામેલ છે તેમ છતાં પણ જે પ્રાપ્ય છે તે પણ ઘણું વિશાળ, વિસ્તૃત અને દલીલથી ભરપૂર હોઇ, તેઓના સમયનિર્ણયમાં ખૂબ અગત્યનો ભાગ બજાવે છે. આથી મેં પણ ઉપલબ્ધ સાહિત્યનો ખૂબ વિચાર કર્યો છે અને અભ્યાસ કર્યો છે તેનું પરિણામ અત્ર રજૂ કરવાનું છે.

**ઉપલબ્ધ સાહિત્ય—**

શ્રી હરિભદ્રસૂરિના સમયનિર્ણયને અંગે ત્યારપછી અનેક લેખ બહાર પડ્યા છે. તે સર્વમાં શ્રી જિનવિજયજીનો લેખ ખાસ ભાત પાડે એવો છે. શ્રી જૈનસાહિત્યસંશોધકના પ્રથમ પુસ્તક પૃ. ૨૧ થી ૯૨ સુધીમાં એ લેખ છપાઇ પ્રકટ થયો છે અને ઐતિહાસિક અન્વેષણો કેમ કરવા જોઇએ તેનો તેમજ ખંત, ચીવટ અને ઉદ્યોગનો એ આદર્શ નમૂનો છે. મને એ લેખ પરથી ઘણો પ્રકાશ પડ્યો છે. તેમણે એ લેખ લખવા પહેલાં મારો સદર પત્રવ્યવહાર વિચાર્યો હતો એમ તેમના સદર લેખ પરથી માલૂમ પડે છે ( પૃ. ૨૨. પં. ૧૭ અને નોટ નં. ૭ ). આ સર્વ સાધનોનો પૂર્ણ ઉપયોગ કરવાની ખાસ જરૂર છે અને તેમ કરતાં શ્રી સિદ્ધર્ષિગણિના સમયનો નિર્ણય કરવામાં ઘણી અગત્યની બાબતો મળી આવવી સંભવિત છે. તેથી આ બાબતને સવિશેષ પ્રસ્તુત ગણવામાં આવી છે. પ્રો. જેકોબીએ જે નિર્ણયો ઉપમિતભવપ્રપંચાના મૂળ ગ્રંથની પ્રસ્તાવનામાં કર્યા હતા અથવા સૂચવ્યા હતા તે સર્વ તેમને ‘ શ્રી સમરાઇચ્ચકહા ’ની પ્રસ્તાવનામાં ફેરવવા પડ્યા છે, તે હકીકત અત્ર ખાસ નોંધ કરવા યોગ્ય છે. આ સંબંધી આગળ ઉલ્લેખ કરવામાં આવશે.

**પ્રો. પીટરસન—**

પ્રો. પીટરસને પોતાની શોધખોળનું પરિણામ મુંબઈ રોયલ એશીઆટીક સોસાયટી મારફત ચાર રિપોર્ટોમાં બહાર પાડ્યું છે. ચોથા રિપોર્ટના પૃ. ૧૨૯ માં તેઓ જણાવે છે કે “ સિદ્ધર્ષિ

ઉપમિતિભવપ્રપંચા કથાના કર્ત્તા છે, જે કથા તેઓએ ૯૬૨ વર્ષમા લખી છે ભાગ ત્રીજા પુસ્તકના ૧૪૮ મા પૃષ્ઠમા તેઓ જે કહે છે તે પરથી જણાય છે કે હરિભદ્રે તેના બોધ માટે લલિતવિસ્તરા ગ્રંથ લખ્યો આ ઉપરથી જણાશે કે ૯૬૨ વર્ષ તે વીરસંવત છે અને તેટલા માટે આ ગ્રંથ વીરસંવત ૯૬૨ વિક્રમસંવત ૫૯૨ અને સને ૫૩૬ મા લખવામા આવ્યો છે "[1]

આ પ્રમાણે નિર્ણય કરવામા પ્રો પીટર્સન મોટી ,છક્કડ ખાઈ ગયા છે અને ત્યારપછી તેની પરંપરાએ ઘણીએ ભૂલ ખાધી છે હકીકત એવી બની છે કે તેમણે બાદબાકી કરવામા મો વર્ષની ભૂલ કરી નાખી છે વીર ભગવાન પછી ૪૭૦ વર્ષે વિક્રમ સંવત શરૂ થયો તેથી ૯૬૨ માથી ૪૭૦ બાદ કરીએ એટલે બાકી રહે ૪૯૨ તેને બદલે પ્રોફેસર સાહેબે ૫૯૨ કરી, તેમને હરિભદ્રસૂરિની દંતકથાથી ચાલી આવતી ૫૮૫ ની સાલ લગભગ લાવી, બન્નેને સહસમયવાળા બનાવી દીધા છે આ આખી દલીલ મૂળ ગણતરીની ભૂલને લીધે થયેલ હોવાથી આપણે તેની દરકાર ન કરીએ આ ભૂલની પરંપરામા ઘણી ઘુંચવણ થઇ છે, પણ તે હવે ખુલ્લી પડી ગઇ છે તેથી તેની વિશેષ ચર્ચા કરવાની જરૂર રહેતી નથી પ્રો પીટર્સને શ્રી હરિભદ્રસૂરિને અને શ્રી સિદ્ધર્ષિને એક સમયના થયેલ સમકાલીન માનવામા ગંભીર ભૂલ ગણતરીને અંગે કરી નાખી છે પછી તે ધર્મબોધકરને દીક્ષાગુરુ મનાવવા જાય છે અને એ રીતે આખી હકીકત ભૂલપરંપરાને વધારે છે પણ એમનો એ મત ઐતિહાસિક પુરાવાથી ઊલટો થાય છે અને 'अनागतं परिज्ञाय' વાળો શ્લોક ખુલાસા વગરનો રહી જાય છે તથા પ્રથમ

1 *Siddarshi* (Siddha Rishi) Author of Upamitibhava Prapancha which he wrote in "the year" 962 From the fact that he tells us, 3 App p 148, that Haribhadra wrote his Lalitavistara for his edification, it would appear that this is the Vira date, & that the book was therefore written in 962 V=Samvata 592=A. D 536 (Journal of the Bombay Branch of the Royal Asiatic Society XLIXA. N p CXXIV)

પ્રસ્તાવમાં देशकालव्यवहितानांવાળું આખું વાક્ય નિરર્થક થઈ જાય છે-તેથી એ આખી હકીકત બાજુએ મૂકી દેવા યોગ્ય છે. જો પ્રો. પીટર્સનનો અભિપ્રાય સ્વીકારવામાં આવે તો શ્રી હરિભદ્ર-સૂરિના સમય પહેલાં લગભગ સો વર્ષે શ્રી સિદ્ધર્ષિનો સમય આવે છે અને તે હકીકત તો તદ્દન ન બનવાજોગ છે, ઉપમિતિની પ્રશસ્તિથી સ્પષ્ટ વિરુદ્ધ છે અને ઐતિહાસિક અનેક પ્રમાણોથી અસંભવિત બને છે.

## મેરુતુંગાચાર્યરચિત વિચારશ્રેણિ—

પ્રથમ આ સંબંધમાં પ્રાચીન માન્યતા દંતકથાથી શી છે તે તપાસી જઈએ. ત્યાં પ્રથમ એક વાત નિશ્ચિત કરવા યોગ્ય છે અને તે એ છે કે હરિભદ્ર નામના ઘણા લેખકો ( આચાર્યો ) થયા છે; આપણે તેમાંથી મહાપ્રતિભાશાળી, વિશાળ અભ્યાસી, દંતકથાથી ચૌદ સો ચુમાળીશ ગ્રંથના કર્ત્તા, જેઓ પોતાની જાતને 'યાકિની-મહત્તરાસૂનુ'ના નામથી ઓળખાવે છે અને જેમના લગભગ પ્રત્યેક ગ્રંથને છેડે 'વિરહ' શબ્દ વાપરવામાં આવ્યો છે તે શ્રીમદ્ હરિભદ્રસૂરિ માટે વિચાર કરીએ છીએ એ ખાસ ધ્યાનમાં રાખવું. એમના જીવનવૃત્ત સંબંધી અનેક છૂટાછવાયા ઉલ્લેખો મળી આવે છે તે પૈકી શ્રી મેરુતુંગાચાર્યની વિચારશ્રેણિ ખાસ મહત્ત્વનું સ્થાન ધારણ કરે છે. ત્યાં નીચેની ગાથા 'ઉક્તં ચ' એવી પ્રસ્તાવના સાથે આપવામાં આવી છે.

**पंचसए पणसीए विक्कमकालाओ झत्ति अत्थमिओ ।**
**हरिभद्दसूरि सूरो भवियाणं दिसउ कल्लाणं ॥**

"વિક્રમ સંવત ૫૮૫ માં અસ્ત થયેલા હરિભદ્રસૂરિરૂપી સૂર્ય ભવ્ય જીવોનું કલ્યાણ કરો." મેરુતુંગાચાર્યનો સમય વિક્રમની ચૌદમી સદીની આખરનો ગણાય છે, કારણ કે તેમણે શત્રુંજયનો ઉદ્ધાર કરાવનાર સમરાશાહ ઓસવાળ જેમણે વિક્રમ સંવત ૧૩૭૧ માં સદર ઉદ્ધાર કરાવ્યો છે તેનું વર્ણન એ વિચારશ્રેણિ ગ્રંથમાં કર્યું છે.

ઉપરની ગાથા વિચારશ્રેણિમાં દાખલ કરતી વખત 'ઉક્તં ચ' એવી પ્રસ્તાવના કરી છે તેથી તે ગાથા અન્ય લેખકની લીધી જણાય.

છે તેથી તે પ્રાચીન હોવી જોઇએ એથી એવો ભાવ નીકળે છે કે લગભગ તેમના સમય પહેલા ૧૦૦-૨૦૦ વર્ષમા પણ એવી જ માન્યતા પ્રચલિત હોવી ઘટે કે શ્રી હરિભદ્રસૂરિ વિક્રમ સવત ૫૮૫ માં કાળધર્મ પામ્યા

સમયસુદર ગણિની ' ગાથાસહસ્રી 'મા એ જ ગાથા આપવામા આવી છે, પણ તેમા **पणसीए**ને બદલે **पणतीए** એવો પાઠ આપ્યો છે, તેથી એમ સમજાય છે કે ૫૮૫ને બદલે ૫૩૫નો વિક્રમ સવત પણ કોઇ કોઇ માન્યતામા શ્રી હરિભદ્રસૂરિના અવસાનને અગે પ્રચલિત હોય

ત્યારપછીના બીજા ગ્રથોમા એ ગાથા લેવામા આવી છે અને હરિભદ્રસૂરિનો અવસાન સમય વીર નિર્વાણથી ૧૦૫૫ વર્ષનો ગણવામા આવ્યો છે એટલે કે હરિભદ્રનો અવસાન કાળ વિક્રમ સવત ૫૮૫ અને વીર સવત ૧૦૫૫ એ અભિપ્રાયે થાય એ વાત તપાગચ્છ ગુર્વાવલીમા આલેખવામા આવી છે એના કર્ત્તા ધર્મસાગર ઉપાધ્યાય (૧૭ મી સદી) છે તેની પહેલા શ્રી મુનિસુદર સૂરિએ સ્વરચિત ગુર્વાવલીમા જણાવ્યુ છે કે—

**अभूद् गुरु श्रीहरिभद्रमित्रं, श्रीमानदेव पुनरेव सूरि ।**
**यो मान्द्यतो विस्मृतसूरिमन्त्रं, लेमेऽम्बिकास्यात्तपसोज्जयन्ते ॥**

(" પછી હરિભદ્રના મિત્ર ગુરુમહારાજ માનદેવ આચાર્ય થયા, જેમણે મતિમદતાથી ભૂલાઇ ગયેલો સૂરિમત્ર તપસ્યા કરીને ઉજ્જયત (ગિરનાર) ઉપર અબિકા દેવીના મુખથી પાછો મેળવ્યો ")

આ સિવાય અનેક જૈન ગ્રથોમા શ્રી હરિભદ્રસૂરિનો સમય વિક્રમની છઠ્ઠી સદીની આખરનો ગણવામા આવ્યો છે અને તેમ કરીને જાણે તેઓ પૂર્વનો સમય પૂરો થતા તુરતજ થયા હોય અને શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના શિષ્ય હોય એ રીતે વાત ચાલી રહી છે આ માન્યતા ઐતિહાસિક અન્વેષણને બધબેસતી છે કે નહિ તે આપણે આ વિચારણામા તપાસશુ અને તેમ કરતા શ્રી સિદ્ધર્ષિનો સમય વિચારાઇ જશે અને તેઓ બન્ને સમકાલીન હોઇ શકે ? તે પ્રશ્ન પર પણ બનતો પ્રકાશ નાખવાના સાધનો વિચારવામા આવશે

## હરિભદ્રસૂરિના સમય સંબંધી ઉલ્લેખો—

શ્રી હરિભદ્રસૂરિના સમયના સંબંધમાં પૂર્વકાળના ઉલ્લેખોનો અત્ર સંગ્રહ કરવાની જરૂર છે. મેરુતુંગાચાર્યની સદર ગાથા સિવાયના એના ઉલ્લેખો વિચારવા યોગ્ય છે.

### (૧) પ્રભાવક ચરિત્રે—

શ્રી પ્રભાચંદ્રસૂરિએ વિક્રમ સંવત ૧૩૩૪માં શ્રી પ્રભાવકચરિત્ર નામનો ગ્રંથ બનાવ્યો છે તેમાં નવમો પ્રબંધ શ્રી હરિભદ્રસૂરિનો આવે છે. તેના ૨૨૫ શ્લોક છે ( નિર્ણયસાગર આવૃત્તિના પૃષ્ઠ ૧૦૩–૧૨૩. મુદ્રિત છે. ) આ પ્રબંધમાં હરિભદ્રસૂરિનું પ્રચલિત ચરિત્ર છે. આ નવમા શૃંગમાં એક પણ સ્થાને સંવત્ કે તારિખ આપી નથી. એમાં મુખ્યત્વે કરીને હંસ પરમહંસ નામના શિષ્યો સંબંધી હકીકત આવે છે. શરૂઆતમાં હકીકત લખી છે તે પરથી જણાય છે કે ચિત્રકૂટ નામના પર્વતની પાસે આવેલ ચિત્રકૂટ ( હાલના 'ચિતોડ' ) નગરમાં જિતારી નામનો રાજા રાજ્ય કરતો હતો. એ રાજાનો પુરોહિત મહાવિદ્વાન હરિભદ્ર નામનો એક બ્રાહ્મણ હતો. એને વિદ્યાનો ગર્વ ખૂબ હતો અને એનો દાવો એવો હતો કે પોતે સર્વ હકીકત સમજી શકે છે અને તેથી એણે એવો નિયમ લીધો હતો કે અન્યનું બોલેલું પોતે સમજી શકે નહિ તો તેનો પોતે શિષ્ય થઇ જાય. એક વખતે એ જૈનના ઉપાશ્રય પાસેથી પસાર થતો હતો ત્યારે યાકિની નામની એક સાધ્વી શ્લોક ગોખતી હતી:—

**चक्कीदुगं हरिपणगं पणगं चक्कीण केसवो चक्की ।**
**केसव चक्की केसव दुचक्की केसवचक्की य ।**

હરિભદ્ર પુરોહિતે તે સાંભળ્યું. એ કાંઇ સમજ્યા નહિ. સાધ્વીને પૂછ્યું 'આ બધું 'ચાકચિક્ય' શું કરો છો?'

પૂછવાનો ભાવ એ હતો કે આ બધું 'ચક ચક' બોલી ગયા તે શું?

ચાકચિક્યનો બીજો અર્થ 'ચકચકિતપણું, ઉજ્જવળપણું' એમ થાય છે. એટલે સાધ્વી યાકિનીએ કહ્યું "પુત્ર! એ ચાકચિક્ય 'ગોમયાર્દ્રલિપ્ત' છે એટલે એ ઉજળાપણું ગાયના છાણથી લીપા-

ચલુ છે. અમારા ગુરુની આજ્ઞા છે કે જેને તેને જિનાગમ ન બતાવાય તેથી તુ મારા ગુરુ પાસે ચાલ ”

ગુરુમહારાજે તેને દીક્ષા લેવા કહ્યુ નવુ જાણવાની જિજ્ઞાસા-વાળા તેણે દીક્ષા લીધી અને યાકિની સાધ્વીને અમર કરી જ્યા જ્યા પોતાનુ નામ અથવા કૃતિકર્ત્તાનુ નામ લખવાનો પ્રસ ગ આવ્યો છે ત્યા તેમણે ‘ યાકિનીમહત્તરાસૂનુ ’ એમ લખ્યુ છે

આ પ્રસ્તાવનામા ગુરુનુ નામ **जिनभट** આપવામા આવ્યુ છે (શ્લોક ચોથો ) એ ઘણુ ધ્યાનમા રાખવા યોગ્ય છે જો અહીં શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણનુ નામ અપાયુ હોત તો પૂર્વનો સમય જે વીરાત્ એક હજારે પૂરો થાય છે તે સ બ ધમા ઘુ ચવણુ થાત. જિનભટનુ આગામી કાળમા જિનભદ્ર થઈ ગયુ જણાય છે અને પછી ધીમે ધીમે તેના સાથે ક્ષમાશ્રમણ શબ્દ વધ્યો હોય તે બનવા-જોગ છે એ શબ્દ પૂર્વના જ્ઞાનવાળાને જ લગાડવામા આવે છે

હરિભદ્રસૂરિનુ ચરિત્ર ત્યારપછી એ શૃ ગમા આવે છે તે હવે પછી આગળ ચર્ચવામા આવશે

## ( ૨ ) વિચારસારસ ગ્રહે—

પ્રદ્યુમ્નસૂરિ નામના પૂર્વાચાર્યે ‘ વિચારસારસ ગ્રહ ’મા અનેક પ્રચલિત ગાથાઓનો સ ગ્રહ કર્યો છે તેમા ઉપર લખેલી વિચાર-શ્રેણીવાળી ગાથા મળી આવે છે આ ગ્ર થકર્ત્તાનો સમય નિર્ણય થઇ શકે તેવા સાધનો ઉપલબ્ધ થતા નથી, કદાચ તે મેરુતુગા-ચાર્યની પહેલાના પણ હોય તે બનવાજોગ છે એ વિચારસારમાં એક બીજી પણ ઉપયોગી ગાથા છે તે આ છે—

**पणपण्ण बारससए हरिभद्दो सूरि आसि पुव्वकई ।**
**तेरसय वीस अहिए वरिसेहिं बप्पभट्टिपहू ॥**

એ ગાથા પ્રમાણે વીરભગવાન મોક્ષ ગયા પછી ૧૨૫૫ વર્ષે હરિભદ્રસૂરિ પૂર્વ કવિ થયા અને ૧૩૨૦ વર્ષે બપ્પભટ્ટિસૂરિ થયા. પ્રભાવક ચરિત્ર પ્રમાણે બપ્પભટ્ટિસૂરિનો જન્મ વિક્રમ સ વત્ ૮૦૦ મા થયો છે એટલે વીરાત્ ૧૨૭૦ થાય એ રીતે બપ્પભટ્ટિનો સમય ૧૩૨૦ વર્ષે આવે તો સમીચિન જણાય છે બપ્પભટ્ટિનુ

દીક્ષા વખતનું નામ ભદ્રકીર્તિ હતું. પ્રભાવક ચરિત્રમાં ૧૧ મો પ્રબંધ તેમનો છે. એ સર્વ હકીકત જોતાં એ ગાથા પ્રમાણે શ્રી હરિભદ્રસૂરિનો સમય વીરાત્ ૧૨૫૫ સ્વીકારવામાં આવે તો વિક્રમ સંવત ૭૮૫ આવે. આ વાત ઘણી રીતે બંધબેસતી આવે છે, પણ કમનસીબે આ ગાથામાં ઘણા પાઠાંતરો છે. પ્રો. પીટરસન ત્રીજા રિપોર્ટ( પૃ. ૨૭૨ )માં એ ગાથા **पणपन्नदससएहिं** એમ કહી હરિભદ્રસૂરિનો સમય ૧૦૫૫ વીરાત્ એટલે ૫૮૫ વિક્રમ સંવત લાવે છે. છતાં એક પાઠ પ્રમાણે સંવત્ ૭૮૫ ( વિક્રમ ) આવે છે એટલી વાત ધ્યાનમાં રાખવી.

આ હકીકત અને મેરુતુંગાચાર્યની વિચારશ્રેણીની ઉપર જણાવેલી ગાથા **पंचसए पणसीए** ને સ્પષ્ટ વિરોધ છે. એનો સમન્વય કરતાં મુનિરાજ શ્રી કલ્યાણવિજયજી શ્રી પ્રભાવક ચરિત્રની પ્રસ્તાવનામાં જણાવે છે કે ' જો હરિભદ્ર છઠ્ઠા સૈકામાં થયા જ નથી, તો પછી એ ગાથામાં જણાવેલી હકીકત કેવળ નિરર્થક જ ખરી કે નહિ ? અને જો ગાથામાં જણાવેલી હકીકત નિરાધાર જ હોય તો આમ હોવાનું કાંઈ કારણ પણ હોઈ શકે કે નહિ ? '

આ પ્રમાણે શંકા સદર મુનિરાજ ઉઠાવે છે. તેઓએ શ્રી હરિભદ્રસૂરિનો સમય વિક્રમ સંવત્ ૫૮૫ લઈ આવવા અનેક દલીલો કોન્ફરન્સ હેરલ્ડમાં આપી હતી, તેઓનો મત પણ અંતે ફર્યો જણાય છે. તેઓ એ શંકાનો નીચે પ્રમાણે જવાબ આપે છે:—

" ઉપર્યુક્ત શંકાનું સમાધાન એ છે કે ઉપર્યુક્ત ગાથાનો વિષય હરિભદ્રસૂરિ નહિ, પણ **હારિલ** યુગપ્રધાન છે. એ યુગપ્રધાન જ પટ્ટાવલીમાં જણાવ્યા પ્રમાણે વીર સંવત ૧૦૫૫ ( વિક્રમ સંવત ૫૮૫ )માં સ્વર્ગવાસી થયા હતા અને એમની પાટે જિનભદ્રગણિ બેઠા હતા. હરિભદ્રને પણ જિનભદ્ર નામક શિષ્ય હતા. આમ શિષ્યોના અને એમના પોતાના નામોના સાદ્રશ્યથી પાછળના લેખકો એમની ભિન્નતા ભૂલી ગયા, અને હારિલને જ હરિભદ્રસૂરિ માની તેમનો સ્વર્ગવાસ ૫૮૫ માં લખી દીધો છે. આમ ઉક્ત ગાથોક્ત ૫૮૫ નો સમય હરિભદ્રનો નહિ પણ હારિલનો માની લેવાનો છે. ગાથોક્ત અર્થની સંગતિ પણ આવી રીતે થઇ જશે."
( પ્રભાવક ચરિત્ર ઉપોદ્ઘાત પૃ. ૫૪ )

## ( ૩ ) ચતુર્વિંશતિ પ્રબંધ—

શ્રી રત્નશેખરસૂરિએ વિક્રમ સંવત્ ૧૪૦૫ માં દીલ્હી શહેરમાં ચતુર્વિંશતિ પ્રબંધ ગ્રંથ રચ્યો છે. એ ગ્રંથમાં ૨૪ પ્રબંધો આપવામાં આવ્યા છે. તેઓ જણાવે છે કે તીર્થંકર અને આર્યરક્ષિત જેવા ઋષિના જીવનવૃત્તોને 'ચરિત્ર' કહેવામાં આવે છે અને તેમના પછીના કાળમાં થયેલા પુરુષોના જીવનવૃત્તોને 'પ્રબંધ' કહેવામાં આવે છે. તેમણે હરિભદ્રસૂરિનો આઠમો પ્રબંધ લખ્યો છે. તેનું ભાષાંતર વડોદરા સરકારે સને ૧૮૯૫ માં બહાર પાડ્યું છે. તેના પૃ. ૪૭-૪૮ નીચે પ્રમાણે છે. એ હરિભદ્ર પ્રબંધનો અંતિમ ભાગ છે.

"આ સમયે શ્રીમાલપુરમાં કોઈ ધનવાન જૈન શેઠીઓ હતો. ચાતુર્માસમાં પરિકર સમેત દેવમંદિરમાં જતાં તેણે સિદ્ધ નામના રાજપુત્રને દ્યૂતકારે લેણા સુવર્ણ માટે ખાડામાં નાખી મારતા હતા તે જોઈ સુવર્ણ આપી મુક્ત કર્યો. તેને ઘેર આણી ખવરાવ્યું અને ધીમે ધીમે બોધ કર્યો, ને સર્વનો અધ્યક્ષ બનાવ્યો. સિદ્ધને મા હતી, તેથી શેઠે કૃપા કરી ધન આપી જુદું ઘર મંડાવ્યું. સિદ્ધ રાત્રીએ શેઠની અઠિકા (ચોપડો) લખતો, તે લેખનના વ્યાપારથી સાસુ અને વહુને બહુ કંટાળો થવા લાગ્યો, કેમકે વધારે જાગવું પડતું. વહુએ સાસુને કહ્યું 'મા! પુત્રને એમ કહો કે રાત્રીએ વહેલા આવે.' માએ કહ્યું 'પુત્ર! રાત્રીએ વહેલા આવવું, જે કાલજ્ઞ છે તે સર્વજ્ઞ છે.' સિદ્ધે કહ્યું 'માતા! જેણે મને સર્વસ્વદાન આપી—જીવિતદાન આપી ઉદ્ધર્યો છે તેની આજ્ઞા કેમ લોપાય?' તે સાભળી માતા ચૂપ રહી. એક વાર સાસુ વહુએ વિચાર કર્યો કે—'આ રાત્રે મોડો આવે છે માટે રાત્રીએ આપણે બારણાં ઉઘાડશું નહિ.' બીજી રાત્રીએ તે આવ્યો ને કમાડ ખખડાવવા લાગ્યો, તો કોઈએ ઉત્તર આપ્યો નહિ. તેણે કોપ કરીને કહ્યું કે 'બારણું કેમ ઉઘાડતા નથી?' ત્યારે તેની માતાએ કહ્યું કે 'જ્યાં અત્યારે બારણાં ઉઘાડાં હોય ત્યાં જાઓ.' તે સાભળી તેને બહુ ક્રોધ આવ્યો એટલે ચૌટામાં ગયો. ત્યાં સૂરિમંત્ર જપતા હરિભદ્રસૂરિને ઉઘાડે દ્વારે બેઠેલા જોઈ તેમની પાસે ગયો ને દેશના સાભળી દીક્ષા લીધી. સર્વ વિદ્યા, સર્વ શાસ્ત્ર, દિવ્ય કવિત્વ આદિ ક્રમે પરમહંસની પેઠે ભણ્યો. વિશેષ તર્ક જાણવા માટે બૌદ્ધ પાસે જવા સારુ ગુરુની તેણે આજ્ઞા માગી કે મને બૌદ્ધ પાસે મોકલો,

ગુરુએ કહ્યું–ત્યાં ન જા, તારું મન ફરી જશે. તેણે કહ્યું–યુગાંતે પણ એમ નહિ થાય. ત્યારે ગુરુએ કહ્યું–જો બદલાઈ જાય તો મેં આપેલો વેષ મને પાછો આપી જજે. તે વાત સ્વીકારીને તે ગયો. અને અભ્યાસ કરવામાં તે પડ્યો, તે લોકના બહુ બહુ તર્ક જાળથી એનું મન ફરી ગયું. એટલે તેની દીક્ષા લઈને વેષ પાછો આપવા હરિભદ્ર પાસે આવ્યો, તેમણે તેને આવતાં જોઈને વિચાર્યું કે 'આના બે વેષ થયા, એ મૂર્ખ એમજ આયુષ ક્ષીણ કરી મિથ્યાદૃષ્ટિપણામાં મરણ પામશે તો ભવભ્રમણથી છૂટશે નહિ. પૂર્વે પણ વાદથી એ વારંવાર પરાજિત થયેલો છે. હવે વાદનું કામ નથી.' એમ વિચારી લલિતવિસ્તરા નામની ચૈત્યવંદના વૃત્તિ પોતે તર્કયુક્ત રચી. તે આવ્યો એટલે પુસ્તકને પાદપીઠ આગળ મૂકી ગુરુ બહાર ગયા. તે પુસ્તક વાંચતાં જ સમ્યક્ત્વ તેના સમજવામાં આવ્યું. તેથી પ્રસન્ન થઈ, નિશ્ચળ મનવાળો થયો ને બોલ્યો કે–પ્રવરસૂરિ એવા શ્રી હરિભદ્રને નમસ્કાર કરું છું, જેમણે લલિતવિસ્તરા નામની વૃત્તિ રચી. પછી મિથ્યાત્વથકી નિર્વેદ પામેલા સિદ્ધઋષિએ ૧૮ હજાર શ્લોકપ્રમાણ ઉપમિતભવપ્રપંચા કથા રચી. શ્રીમાલમાં તેને સાક્ષાત્ સરસ્વતીએ શોધી. તે સિદ્ધ તથા હરિભદ્રસૂરિ સમય આવતાં અનશન ગ્રહણ કરી સ્વર્ગે ગયા."

ઉપર પ્રમાણે હકીકત છે. તેમાંથી નીચેની બાબતો નીકળે છે.

( a ) પ્રબંધકારના મતે એ બન્ને મહાપુરુષો સમકાલીન હતા

( b ) લલિતવિસ્તરા ગ્રંથ તર્કમય છે.

( c ) એ ગ્રંથ ચૈત્યવંદન વૃત્તિ છે.

( d ) એ ગ્રંથ ખાસ સિદ્ધર્ષિના ઉપયોગ માટે હરિભદ્રસૂરિએ બનાવ્યો.

**પ્રભાવકચરિત્ર** અને **ચતુર્વિંશતિ** પ્રબંધ વચ્ચેની હકીકતની સરખામણી અહીં કરી લઈએ એટલે વાતની ચોખવટ થઈ જશે.

પ્રભાવકચરિત્રકાર સિદ્ધને શુભંકર નામના અમાત્યનો પુત્ર કહે છે, ચતુર્વિંશતિ પ્રબંધકાર તેને રાજપુત્ર કહે છે. ચતુર્વિંશતિમાં શેઠીઓ એને છોડાવે છે, એવી કોઈ વાત પ્રભાવકમાં નથી. ચતુર્વિંશતિવાળા એને જુદું ઘર મંડાવવાનું કહે છે.

કમાડ ખખડાવવાની વાત બન્નેમા સામાન્ય છે, પણ મોડા આવવાનુ કારણ પ્રભાવકમા દ્યૂતનુ છે, ત્યારે ચતુર્વિંશતિમા ચોપડા લખવાનુ-શેઠની નોકરીનુ છે

તે પાછો આવે છે ત્યારે હરિભદ્રસૂરિ લલિતવિસ્તરા બનાવે છે અને તે વાચતા તેને સમ્યગ્ જ્ઞાન થાય છે ત્યારપછી તે ઉપમિતિભવપ્રપ ચા કથા બનાવે છે આ રીતે બન્ને ચરિત્રોમા ઘણો તફાવત પડે છે

ચતુર્વિંશતિ પ્રબ ધકાર ગર્ગર્ષિ દેલ્લમહત્તર કે બીજા તેવા કોઇનો ઉલ્લેખ પણ કરતા નથી એ તો શ્રી સિદ્ધર્ષિને હરિભદ્રસૂરિના શિષ્ય જ કહી દે છે આથી સદર ગ્ર થની હકીકત ઘણી વિચારવા લાયક બની જાય છે સિદ્ધર્ષિ પોતે પોતાના દીક્ષાગુરુ તરીકે ગર્ગર્ષિનુ નામ આપે છે એ સર્વ વાત કોઇ પણ રીતે ઊડાડી મૂકાય તેમ નથી

ઉપરાત બૌદ્ધની પાસેથી અભ્યાસ કરીને આવે તે વખતે હરિભદ્રસૂરિ લલિતવિસ્તરા લખવા બેસી જાય અને ત્યા સુધી સિદ્ધર્ષિ બેસી રહે એ બનવાજોગ વાત લાગતી નથી બૌદ્ધ મતનો અભ્યાસ કરી તેની હેત્વાભાસની ચક્રજાળમા પડનાર તો એટલો ઉગ્ર બની જાય કે એ તો ગુરુની સાથે વાદવિવાદ કરવા મ ડી જાય

એને બદલે માનસશાસ્ત્રની નજરે ગુરુ જિનમ દિરમા દર્શન કરવા જાય અને સિદ્ધર્ષિને કહેતા જાય કે ‘ હુ આવુ ત્યાસુધી બેસજે ને આ શાસ્ત્ર વાચજે ’ ત્યા પડેલી કિતાબ એ વાચે, લલિતવિસ્તરા જોઈ જાય —એ કાઈક સ્વાભાવિક લાગે છે એવા ખુલાસા વગર **अनागतं परिज्ञाय** એ વાત બેસે તેમ નથી અને ચતુર્વિ શતિકાર ખુદ સિદ્ધર્ષિને માટે હરિભદ્રસૂરિએ લલિતવિસ્તરા વૃત્તિ બનાવી એમ જણાવે છે એ તો ધર્મબોધકરનુ પ્રથમ પ્રસ્તાવનુ ચરિત્ર અને પ્રશસ્તિનો સદર ‘ અનાગત ’વાળો શ્લોક એ સર્વથી અશક્ય બને છે

## ( ૪ ) પ્રકીર્ણ ઉલ્લેખો—

એ જ ગાથા સમયસુદર ગણિએ ગાથાસહસ્રી નામના ગ્ર થમા લખી છે એ ગ્ર થ સમયસુ દર ગણિએ સ વત્ ૧૬૮૬ મા તૈયાર કર્યો છે, એ જ ગાથા કુલમ ડનસૂરિએ પોતાના વિચારામૃત-

સંગ્રહમાં લખી છે અને ધર્મસાગર ઉપાધ્યાયે તપાગચ્છ ગુર્વાવલીમાં મૂકી છે. વિચારામૃત ગ્રંથ વિક્રમની પંદરમી સદીમાં બન્યો છે, જ્યારે ધર્મસાગર ઉપાધ્યાયનો સમય સત્તરમી વિક્રમ શતાબ્દિ છે.

એ જ પ્રમાણે શ્રી મુનિસુંદરસૂરિએ પોતાની ગુર્વાવલીમાં શ્રી હરિભદ્રસૂરિને માનદેવસૂરિના મિત્ર તરીકે વર્ણવ્યા છે.

આ સર્વ ઉલ્લેખોથી પ્રાચીન માન્યતા પ્રમાણે મેરુતુંગાચાર્યથી માંડીને અત્યાર સુધી શ્રી હરિભદ્રસૂરિનો સમય વિક્રમની છઠ્ઠી શતાબ્દિનો અંત મનાયો છે. શ્રી આત્મારામજી મહારાજે પોતાના જૈન તત્ત્વાદર્શ ગ્રંથમાં પણ એ જ માન્યતા સ્વીકારી છે અને નાના મોટા અનેક ચરિત્રો એ ધોરણ પર રચાયા છે.

આ માન્યતા સ્વીકારવામાં ઘણી વાતનો વાંધો આવે છે તે રજૂ કરવા પહેલાં શ્રી હરિભદ્રસૂરિની કેટલીક મહત્ત્વની બાબત જોઈ લઈએ.

---

## શ્રી હરિભદ્રસૂરિ સંબંધી હકીકતો—

શ્રી હરિભદ્રસૂરિ શ્વેતાંબર આચાર્ય હતા તે હકીકત તેમના પોતાના શબ્દોથી જણાય છે. આવશ્યક ટીકાને અંતે તેઓ પોતે જ નીચે પ્રમાણે લેખ લખે છે કેઃ—

**समाप्ता चेयं शिष्यहिता नामावश्यकटीका। कृतिः सिताम्बराचार्यजिनभटनिगदानुसारिणो विद्याधरकुलतिलकाचार्यजिनदत्तशिष्यस्य धर्मतो याकिनीमहत्तरासूनोरल्पमतेराचार्यहरिभद्रस्य।**

આ વાક્યથી તેઓશ્રી શ્વેતાંબર સંપ્રદાયના હતા તે ઉપરાંત તેમના પરત્વેની બીજી મહત્ત્વની બાબતો પણ પ્રાપ્ત થાય છે.

વજ્રસ્વામીના શિષ્ય વજ્રસેન થયા, તેનાથી ચાર શાખા નીકળી : નાગેંદ્ર, નિવૃત્તિ, ચંદ્ર અને વિદ્યાધર. આ વિદ્યાધર શાખામાં શ્રી હરિભદ્રસૂરિ થયા છે એ ધ્યાનમાં રાખવા લાયક હકીકત છે.

શ્રી ઉપમિતિભવપ્રપંચા કથાના કર્ત્તા શ્રી સિદ્ધર્ષિ નિવૃત્તિ શાખામાં થયા છે તે હકીકત ઉપમિતિની પ્રશસ્તિના બીજા શ્લોકથી તેમજ પ્રભાવકચરિત્રના સિદ્ધર્ષિ પ્રબંધના શ્લોક ૮૫ માં દિગ્દર્શન બતાવ્યો છે તે પરથી જણાય છે.

સદર ટીકામા પોતાની જાતને હરિભદ્રસૂરિ 'યાકિની મહત્તરાસુનૂ' કહે છે તે હકીકતના સબધમા સપ્રદાય કથા શ્રી પ્રભાવક ચરિત્રમા આપી છે તે શરૂઆતમાં જણાવવામા આવી છે (જુઓ પૃ ૩૬૪-૫)

આ ઉલ્લેખમા ખાસ મહત્ત્વની બાબત એ છે કે તેઓ પોતાને **જિનભટની** આજ્ઞામા રહેનાર અને આચાર્ય જિનદત્તના શિષ્ય તરીકે જણાવે છે આ ઉલ્લેખ તેમનો પોતાનો કરેલો છે એટલે તેઓ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના શિષ્ય થતા હતા તે આખી હકીકત ઊડી જાય છે

બે ચાર સદીઓ ગયા પછી જિનભટનુ જિનભદ્ર થઈ ગયુ હશે અને તેને લઈને તેઓ પૂર્વધર જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના શિષ્ય હતા એવી વાત ચાલી હશે

આ સિવાય શ્રી હરિભદ્રસૂરિ સબધી, તેમના શિષ્યો હસ પરમહસ સબધી અનેક વાતો શ્રી પ્રભાવકચરિત્ર, ચતુર્વિશતિપ્રબધાદિ ગ્રથોમા મોજુદ છે અત્ર તે પ્રસ્તુત નથી તેમનો સમય મુકરર કરવા પૂરતી હકીકત આપણે વિચારી જઈએ

## ચૌદમી શતાબ્દિમા મનાતો હરિભદ્ર સમયનિર્ણય—

( ૧ ) મેરુતુગાચાર્યની વિચારશ્રેણિ અને ખાસ કરીને તેમાની ઉપર જણાવેલી પચસએ પણતીએ વાળી ગાથાને વિચારતા,

( ૨ ) સમયસુદરની ગાથાસહસ્રીનો ઉલ્લેખ જોતાં,

( ૩ ) ધર્મસાગર ઉપાધ્યાયની તપગચ્છની પટ્ટાવલી વાચતા, ચૌદમી શતાબ્દિમા હરિભદ્રસૂરિનો સમય વિક્રમ સવત ૫૮૫ મનાતો હતો એમ નિર્ણય કરવામા વાધો જણાતો નથી

( ૪ ) મુનિસુદરસૂરિ ગુર્વાવલીમા શ્રી હરિભદ્રસૂરિને માનદેવના મિત્ર કહીને એ જ વાત પાકી કરે છે

ચતુર્વિશતિ પ્રબધકાર તો એને સ્પષ્ટ રીતે હરિભદ્રસૂરિના શિષ્ય જ કહે છે અને તેમ કરી હસ અને પરમહસ તેમના શિષ્ય હતા તે જ કથામા શ્રી સિદ્ધર્ષિને પણ મૂકે છે

## એ નિર્ણય સ્વીકારમાં અડચણો—

ચૌદમી શતાબ્દિએ જે સમયનિર્ણય શ્રી હરિભદ્રસૂરિના સમય-પરત્વે બતાવ્યો છે તે અને તેઓશ્રી તથા શ્રી સિદ્ધર્ષિ સમકાલીન હતા તે સ્વીકારવામાં નીચેના વાંધાઓ આવે છે.

( ૧ ) આ ઉપમિતિભવપ્રપંચાની પ્રશસ્તિમાં **अनागतं परिज्ञाय**-વાળો શ્લોક તદ્દન અર્થવગરનો થઇ જાય છે.

એ પર વિવેચન ઉપર પૃ. ૨૯૪–૩૦૨ સુધીમાં થયું છે તેનું અત્ર પુનરાવર્તન કરવાની જરૂર નથી. એ પદને સાર્થ કરવા અને છતાં હરિભદ્રસૂરિ અને શ્રી સિદ્ધર્ષિને સમકાલીન ઠરાવવાનો પ્રબળ પ્રયત્ન પ્રો. જેકોબીએ કર્યો તેની ચર્ચા આપણે ત્યાં કરી હતી. એવો જ પ્રયત્ન મુનિ ધનવિજયજીએ ચતુર્થસ્તુતિનિર્ણય–શંકોદ્ધારમાં કર્યો છે તે અત્ર તપાસી લઇએ. એ વાંચતાં જ જણાય છે કે એમણે કરેલો અર્થ તાણીતુસીને કરવામાં આવ્યો છે.

શ્રી ધનવિજયજી **अनागत** શબ્દના ચાર અર્થ કરે છે જે પ્રત્યેક લાગી શકે તેમ નથી. તેમનો પ્રયત્ન શ્રી હરિભદ્રસૂરિ અને શ્રી સિદ્ધર્ષિને સમકાલીન કરવાનો છે. એટલા ખાતર એ શબ્દનો સીધો અર્થ 'ભવિષ્યના' એમ ન કરતાં તેમને સદર શબ્દનો અર્થ તાણવો પડ્યો છે. તેમના ચાર અર્થો નીચે પ્રમાણે છે:—

૧ 'હું બૌદ્ધોમાંથી પાછો ન આવ્યો' એમ જાણીને.

( આ અર્થ ઇતિહાસની વિરુદ્ધ છે. ઇતિહાસ પ્રમાણે સિદ્ધર્ષિ પાછા આવ્યા છે અને આવ્યા પહેલાં તેને માટે ગ્રંથ બનાવે એ ન બનવાયોગ્ય વાત છે. )

૨ મને જૈન મતથી 'અજ્ઞાન' જાણીને.

( અનાગતનો અર્થ અજ્ઞાત–અભણ થઈ શકે ખરો, પણ સિદ્ધર્ષિ તો જૈન શાસ્ત્રના પારંગત હતા તે એમની કૃતિઓ અને જીવન-વૃત્તથી જણાઇ આવે છે. એમને એ પ્રસંગે 'અભણ' કહેવા એ અક્ષમ્ય ધૃષ્ટતા જ ગણાય.

૩ ભવિષ્યમાં હું વિપરીત બૌદ્ધ ધર્મની મતિવાળો એટલે અના-ગત–'અજ્ઞાન' થઇ જવાનો છું એવું જાણીને.

( આ અર્થ કોઇ પણ રીતે લાગે તેમ નથી અનાગત શબ્દનો એ રીતે પ્રયોગ અશક્ય છે અને શ્રી હરિભદ્રસૂરિમા ભવિષ્ય જ્ઞાન હોવાનુ કાળબળે શક્ય નથી અને એમના જીવનચક્રના કોઈ પણ ઉલ્લેખમા એવો દાવો નથી )

૪ બાવીશમી વખત બૌદ્ધમાથી 'પાછો નહિ આવેલો' જાણીને

( એકવીશ વાર આવ્યા, બાવીશમી વાર ન આવ્યા, આ સર્વ કપોળકલ્પિત છે અને એમા આગમન કરનારના ભિન્નત્વનો અવકાશ પણ રહેતો નથી એ ખાતર લલિતવિસ્તરા લખાય એ પણ સભવિત નથી અને 'અનાગત' એટલે સપૂર્ણ બોધ પ્રાપ્ત થયેલો નહિ એવો મને જાણીને એ અર્થમા પણ એ જ વાધો આવે છે )

આમાનો એક પણ અર્થ લાગી શકે તેમ નથી અને કેટલાક અર્થ તો પ્રભાવકચરિત્રથી વિરુદ્ધ છે, જ્યારે ૨૨ વખત બૌદ્ધમા ગયા અને પાછા આવ્યા એવી વાત કોઇ સ્થળે નોધાયલી નથી પદરમી સદીમા એ વાત નોધાણી તે તદ્દન આધાર વગરની છે

ડૉકટર પિટર્સને બન્ને મહાપુરુષો—શ્રી હરિભદ્રસૂરિ અને સિદ્ધર્ષિને સમકાલીન કરવા પ્રયત્ન કર્યો તેમા સો વર્ષની ભૂલ કરી એટલે ત્યા એ વાત ઊડી ગઇ અને ડૉકટર જેકોબીએ ઉપમિતિપ્રપચા કથાની ઉપોદ્ઘાતમા એ પ્રયત્ન કર્યો તે તેમને પોતાને જ શ્રી સમરાઇચ્ચ કહામા ફેરવવો પડ્યો નીચેના બે ઉલ્લેખો પ્રો જેકોબીના છે તે સરખાવવા યોગ્ય છે

ડો જેકોબી ઉપમિતિની પ્રસ્તાવનામા લખે છે કે —

Now as Sidhharshi gives us to understand that Dharmabodhakara is Haribhadra, and the beggar Nispunyaka he himself, it follows, almost beyond doubt, that he was instructed and directed by Haribhadra himself up to the time when be became monk and wandered about preaching the Law (Jacobi's introduction to Upamiti-bhava-Katha p VI )

આ અભિપ્રાય પ્રમાણે શ્રી હરિભદ્રસૂરિ અને સિદ્ધર્ષિ ગણિ સમકાલીન થાય છે. ત્યાં ઉપમિતિના પાત્ર ધર્મબોધકરને હરિભદ્રનું સ્થાન ડો. જેકોબીએ આપ્યું. આ ઉપોદ્ઘાત ડો. જેકોબીએ ઈ. સ. ૧૯૧૫ લગભગ છપાવી પ્રસિદ્ધ કર્યો હતો.

ત્યારપછી એ જ વિદ્વાને ઈ. સ. ૧૯૨૪ માં સમરાઇચ્ચકહાની ઉપોદ્ઘાત લખી. તે ગ્રંથના કર્ત્તા શ્રી હરિભદ્રસૂરિ હોવાથી એમનો સમયનિર્ણય કરવાની જરૂર જ હતી. શરૂઆતમાં જ ડો. જેકોબી તેટલા માટે લખે છે કે:—

Now the question arose whether Haribhadra was actually Sidhharsi's teacher of sacred Law, or his paramparaguru; in this invetigation I took what eveutually turned out the wrong side of the question ( page 1 ).

અહીં ડો. જેકોબી કબૂલ કરે છે કે સિદ્ધર્ષિના ગુરુ માનવાને અંગે ઉપમિતિભવપ્રપંચાની ઉપોદ્ઘાતમાં પોતે જે લાઇન લીધી હતી તે ખોટી હતી.

એટલે હવે ડો. જેકોબીના પ્રથમ મતનું મહત્ત્વ રહેતું નથી.

શ્રી હરિભદ્રસૂરિનો સદર સમય માનવામાં બીજી અડચણો શી શી આવે છે તે હવે આપણે જોઇએ.

( ૨ ) એ **अनागतं परिज्ञाय**વાળા શ્લોકમાં આગળ જણાવે છે કે મારે જ માટે જેમણે લલિતવિસ્તરા નામની વૃત્તિ બનાવી: **मदर्थैव कृता**–'મારે માટે જ બનાવી' એ **अनागतं परिज्ञाय**ની સાથે જ લઈ શકાય તેમ છે. અહીં 'મારે માટે જ' એટલો ભાર મૂકીને કહે છે તેથી સહજ ધુંચવણ થાય છે, પણ તેની સાથે એ જ શ્લોકમાં **अनागत** શબ્દ વાપર્યો છે તેથી ધુંચવણ નીકળી જાય છે. એ જ શ્લોક પ્રભાવકચરિત્રકારે પોતાની કૃતિમાં મૂક્યો છે. ત્યાં પાઠ **मदर्थं निर्मिता येन** એવો છે, એ પાઠથી ધુંચવણ દૂર થતી નથી. જો **मदर्थैव कृता येन** એવો પાઠ હોય તો ધુંચવણ નીકળી જાય, કારણ કે ત્યાં **इव** સંભાવના અર્થમાં આવે: પણ હરિભદ્રસૂરિને પ્રશસ્તિમાં કહેવા પ્રમાણે 'ધર્મબોધકર'ને રસવતીપતિનું સ્થાન

આપવામા આવ્યુ છે અને તેને कालव्यवहित 'સમયથી દૂર રહેલા' ગ્રંથકાર પોતે જ કહે છે એટલે સર્વ વાતનો મેળ મળે છે અહીં એક વાત ધ્યાનમા રાખવાની કે 'મારે માટે જ બનાવી' એવી જે હકીકત કહી છે તે માન અર્થમા જ છે અને પોતાને થયેલ ગુણના બદલામાં બતાવેલ વફાદારીનું સૂચક જ એ વાક્ય છે એ અર્થ ન બેસે તો આખો શ્લોક અર્થવગરનો થઈ જાય છે અને પરસ્પર વિરોધ સ્પષ્ટપણે દાખવનાર થાય છે

અત્રે એક વાત નોધવા જેવી એ છે કે ભગવાનની અવલોકના સિદ્ધર્ષિ પર–નિષ્પુણ્યક પર થઇ એટલી વાત ધર્મબોધકરે જોઇ એટલુ જ મૂળ કથામા આવે છે તે પ્રસગે લલિતવિસ્તરના વાચનને કે કથનને કોઈ પ્રકારનો અવકાશ આવી શકતો નથી અવલોકના લાક્ષણિક પ્રતિભાને બતાવે છે એટલુ જ અહી કહી શકાય તેમ છે, બાકી વધારે હકીકત મૂળ ગ્રથમાથી મળી શકતી નથી

( ૩ ) શ્રી સિદ્ધર્ષિ મહારાજ શ્રી હરિભદ્રસૂરિના સમકાલીન નથી તેનો તેમના પોતાના શબ્દોમા મજબૂત પુરાવો છે પ્રથમ પ્રસ્તાવમા 'ધર્મબોધકર' નામના સુસ્થિત મહારાજના મત્રીનું પાત્ર આવે છે તેને માટે પ્રથમ મૂળમા વાત કરી કે 'તે ધર્મ-બોધકર રાજસેવકે પેલા દરિદ્રી ઉપર મહારાજાની કૃપાદષ્ટિ પડી છે એમ જોયુ ' ( ભાષા પૃ ૨૧ )

એનો ઉપનય ગ્રથકર્ત્તાએ પોતે જ ઉતાર્યો છે પૃ ૧૧૨ મા તેઓ પોતે લખે છે તે આ મુદ્દાનો નિર્ણય કરવામા બહુ ઉપયોગી હકીકત છે અને વિચાર કરતા જણાશે કે એ શબ્દોનુ પૃથક્કરણ કરવામા આવે તો બન્ને સમકાલીન નથી તેનો સતોષકારક નીવેડો કરે છે

" यथा च ता महाराजदृष्टिं तत्र रोरे निपतन्तीं धर्मबोधकराभिधानो महानसनियुक्तो निरीक्षितवानित्युक्त तथा परमेश्वरावलोकना मज्जीवे भवतीं धर्मबोधकरणशीलो धर्मबोधकर इति यथार्थाभिधानो मन्मार्गोपदेशक सूरि स निरीक्षते स्म । तथाहि ।

" એ સુસ્થિત મહારાજે રસવતી ખાતાના ઉપરી તરીકે ધર્મબોધકર નામના રાજસેવકની નિમણૂક કરેલી છે, તેણે તે વખતે

તે દરિદ્રી ઉપર મહારાજાની કૃપાદૃષ્ટિ થઇ છે એમ જોયું–" આ પ્રમાણે અગાઉ કથાપ્રસંગમાં કહેવામાં આવ્યું છે. ધર્મનો બોધ કરવામાં તત્પર હોવાથી ધર્મબોધકરના નામને યોગ્ય અને મને માર્ગનો ઉપદેશ કરનાર આચાર્ય મહારાજે મારા ઉપર પરમાત્માની કૃપા નજર થતી જોઇ એમ તે હકીકત ઉપરથી સમજવું.

હવે ખાસ પ્રસ્તુત વાક્ય આવે છે તે વિચારવું:—

**सद्ध्यानबलेन विमलीभूतात्मनः परहितैकनिरतचित्ताः भगवन्तो ये योगिनः पश्यन्त्येव देशकालव्यवहितानामपि जन्तूनां छद्मस्थावस्थायामपि वर्तमाना दत्तोपयोगा भगवदवलोकनाया योग्यतां पुरावर्तिनां पुनः प्राणिनां भगवदागमपरिकर्मितमतयोऽपि लक्षयन्ति तिष्ठन्तु विशिष्टज्ञाना इति। ये च मम सदुपदेशदायिनो भगवन्तः सूरयस्ते विशिष्टज्ञाना एव यतः कालव्यवहितैरनागतमेव तैर्ज्ञातः समस्तोऽपि मदीयवृत्तान्तः स्वसंवेदनसंसिद्धमेतदस्माकमिति।** ( જે મહાત્મા યોગીઓનો આત્મા વિશુદ્ધ ધ્યાનથી નિર્મળ થયેલ હોય છે અને જેઓનું મન હમેશાં પારકાનું હિત સાધવા તરફ લાગેલું હોય છે તેઓ દેશકાળથી દૂર રહેલા પ્રાણીની યોગ્યતા પણ જાણી શકે છે. જેઓ છદ્મસ્થ અવસ્થામાં વર્તતા હોય છતાં જો તેઓની બુદ્ધિ જૈન આગમથી વિશુદ્ધ થયેલી હોય છે તો તેઓ ઉપયોગ મૂકીને પોતાની પાસે રહેલા પ્રાણીની યોગ્યતા કહી શકે છે. આ પ્રમાણે જ્યારે વિશિષ્ટ શ્રુતજ્ઞાની પણ યોગ્યતા અયોગ્યતા માટે ઉપયોગપૂર્વક વિચાર કરી નિર્ણય આપી શકે છે તો પછી વિશેષ જ્ઞાની માટે તો શી વાત કરવી ? મને ઉપદેશ દેનારા આચાર્ય મહારાજ તો વિશિષ્ટ જ્ઞાનવાળા હતા, કારણ કે ભવિષ્યમાં મારા સંબંધમાં બનનારા સર્વ બનાવ તેઓ અગાઉથી જાણી ચૂક્યા હતા–જાણે એમને પોતાને અનુભવસિદ્ધ હોય તેમ. (ભા. પૃ. ૧૧૨).

આ વાક્યથી જણાય છે કે ધર્મબોધકર અને શ્રી સિદ્ધર્ષિ સમકાલીન હતા નહિ. ભવિષ્યમાં સિદ્ધર્ષિ નામની વ્યક્તિ થશે તે હકીકત બે રીતે જણાય: કાં તો વિશિષ્ટ જ્ઞાનથી અને કાં તો શ્રુતના ઉપયોગથી. શ્રી સિદ્ધર્ષિ કહે છે કે પોતાના સંબંધી સર્વ હકીકત ધર્મબોધકરને સંવેદન સિદ્ધ હતી. અહીં એમણે **कालव्यवहित**

સમયથી દૂર રહેલા—એવા શબ્દો વાપર્યા છે એટલે સમકાલીનના પ્રશ્નોનો તો બગબર નીકાલ થઇ જાય છે

પણ અહીં એક ગુચવણ નવી ઊભી થાય છે ધર્મબોધકરનુ પાત્ર હરિભદ્રસૂરિનુ એમા તો જરા પણ શકા નથી, કારણ કે પ્રશસ્તિમા પદરમા શ્લોકમા આચાર્ય હરિભદ્રને પ્રથમ પ્રસ્તાવના ધર્મબોધકરનુ પાત્ર શ્રી સિદ્ધર્ષિ પોતે જ બતાવે છે પણ ધ્યાનબળથી યોગીઓ ભવિષ્ય જાણે છે તે કરતા વધારે વિશિષ્ટ જ્ઞાની તેને કહે છે એ વાતનો સમન્વય અગાઉ જણાવ્યુ તેમ એકજ રીતે શક્ય છે વિશિષ્ટ જ્ઞાની એટલે શ્રુતજ્ઞાનના ઉપયોગવાળા શાસ્ત્રકાર કહે છે કે શ્રુતજ્ઞાનનો બરાબર ઉપયોગ મૂકે તો વ્યુત્પન્ન આત્મા કેવળજ્ઞાની તુલ્ય ભાવોને ભાષી શકે છે

શ્રી હરિભદ્રસૂરિને વિશેષ જ્ઞાની એટલે કેવળી તો કોઇ રીતે કહી શકાય તેમ છે જ નહિ, એટલે આ અર્થમા એ શબ્દપ્રયોગ ગણવામા આવે તો જ ઘડ બેસી શકે એમ છે તેના કારણો નીચે મુજબ છે —

a ધર્મબોધકરનુ પાત્ર સામાન્ય રીતે સર્વ ઉપદેશકને લાગુ પડે તેવુ ચિતરવામા આવ્યુ છે

b બન્નેની વચ્ચે સમયનો અતર સ્પષ્ટ કરવામા આવ્યો છે

c **તદ્દયાના** પાત્રનુ નિરૂપણ તે જ કારણે થયુ હોય તેમ જણાય છે તદ્દયા આખા લોકના સમસ્ત પ્રાણી પર ધ્યાન આપે છે ( પૃ ૧૮૫ ) અને તદ્દયાને અગે પૃ ૧૮૬ મા ખુલાસો કરતા જણાવે છે કે **गुरोर्या जीवस्योपरि दया सैव प्राधान्यात्तार्थक्येन कर्त्री विवक्षिता ।**

d તદ્દયાનુ પાત્ર અને ધર્મબોધકર વસ્તુત એક હોવાથી એ જ પ્રસ્તાવમા સદ્દ્બુદ્ધિનુ પાત્ર ચિતરવામા આવ્યુ છે તે Consonance સાથે બરાબર મળતુ લગભગ આવે છે

e પ્રથમ પ્રસ્તાવને છેડે આ આખુ ચરિત્ર 'સભવ' માત્રથી પોતાના જીવને લાગુ પડે છે અને તે સર્વ જનોને લાગુ પડે છે એમ બતાવ્યુ છે અહીં સર્વ વાતનો ખુલાસો થઇ જાય છે

આ કારણે વિશિષ્ટ જ્ઞાની શબ્દથી ઘુંચવણ થતી નથી એમ મારું ધારવું છે. આ સંબંધી કોઇ વધારે ખુલાસો કરશે તો તે ધ્યાન આપવા યોગ્ય થઇ પડશે. સર્વ પ્રસ્તુત હકીકતોનો સમન્વય મને આ પ્રમાણે બેઠો છે અને કોઇ પણ પ્રકારના આગ્રહ વગર તે જનતા સમક્ષ રજૂ કર્યો છે.

( ૪ ) પ્રો. જેકોબીએ મારી સાથેના પત્રવ્યવહારમાં જણાવ્યું છે કે ન્યાયની જે પરિભાષા શ્રી હરિભદ્રસૂરિએ વાપરી છે તે તેમને માટે જે સમય કહેવામાં આવે છે તેની પછી ઘણાં વર્ષે ઉપયોગમાં આવી છે. મતલબ એ પરિભાષા છઠ્ઠા સૈકાની નથી. એમની સાથેના પત્રવ્યવહારમાં મેં હરિભદ્રસૂરિનો છઠ્ઠો સૈકો સ્વીકારવાની વાત ચાલુ રાખી હતી. હવે જે દલીલની સૂચના ઉપરના પત્રવ્યવહારમાં કરવામાં આવી છે તેની તપાસ કરીએ.

શ્રી હરિભદ્રસૂરિ ષડ્દર્શનસમુચ્ચય ગ્રંથના ૧૧ મા શ્લોકમાં બૌદ્ધન્યાયસંમત હેતુ( લિંગ ) ના ત્રણ રૂપ આ પ્રમાણે આપે છે:—

**रूपाणि पक्षधर्मत्वं सपक्षे विद्यमानता ।**
**विपक्षे नास्तिता हेतोरेवं त्रीणि विभाव्यताम् ॥**

હેતુનાં આ ત્રણ સ્વરૂપ બૌદ્ધન્યાયમાં જાણીતાં છે, પણ એમાં જે **पक्षधर्मत्व** શબ્દનો ઉપયોગ છે તે બૌદ્ધોના પુરાણા ન્યાય ગ્રંથોમાં વપરાયેલ નથી. એ શબ્દનો ઉપયોગ અર્વાચીન ન્યાય ગ્રંથોમાં થયો છે એ કારણે છઠ્ઠી શતાબ્દિમાં શ્રી હરિભદ્રનો સમય આવી શકે નહિ. આ હકીકત લાક્ષણિક શોધક બુદ્ધિથી પ્રો. જેકોબીએ બહાર પાડી, ત્યારપછી તો એના સમર્થનમાં ઘણા આધારો મળ્યા, જે શોધવાનું માન શ્રી જિનવિજયને ઘટે છે. આટલી શોધથી તો માત્ર એટલું થાય છે કે હરિભદ્રનો સમય છઠ્ઠી શતાબ્દિનો ન હોઇ શકે, તેમનો સમય નિર્ણય કરવાના પ્રસંગો પર બીજી અનેક સાબિતીઓ છે તે તુરતમાં જ વિચારવામાં આવશે.

( ૫ ) નંદીસૂત્ર ઉપર શ્રી હરિભદ્રસૂરિએ સંસ્કૃત ટીકા લખી છે. તે જ ગ્રંથ પર શ્રીજિનદાસ મહત્તરે કરેલી ચૂર્ણિમાં પ્રાંતે લખે છે કે:—

**शकराज्ञः पञ्चसु वर्षशतेषु व्यतिक्रान्तेषु अष्टनवतिषु नन्द्यध्यनचूर्णिः समाप्ता**

એટલે એ નંદીસૂત્રની ચૂર્ણિ શક સંવત ૫૯૮ માં બની ચૂર્ણિ પ્રાકૃતમાં જ હોય છે શ્રી હરિભદ્રસૂરિએ એ ચૂર્ણિને પોતાની સદર ગ્રંથની સંસ્કૃત ટીકામાં વારંવાર ઉધ્ધૃત કરી છે અને ત્યારપછી તેના ઉપર સંસ્કૃત ટીકા કરી છે તેમની ટીકાની એ જ પદ્ધતિ છે દશવૈકાલિકની ટીકામાં પણ તેમણે એ રીતિનું અનુકરણ કર્યું છે. ચૂર્ણિના પાઠો હાલ પણ વિદ્યમાન છે અને તે અલગ ગ્રંથના આકારમાં મળે છે

શકસંવત ૫૯૮ એટલે વિક્રમ સંવત ૭૩૩ અને નંદીસૂત્રના ચૂર્ણિકાર જો વિક્રમ સંવત ૭૩૩ માં થયા હોય તો તેની પહેલા તો શ્રી હરિભદ્રસૂરિનો સમય વિક્રમ સંવત ૫૪૫ કે ૫૮૫ માનવામાં આવે તો ચોખ્ખો વિરોધ આવે છે તેથી કોઈ રીતે તેમનો જે સમય ચૌદમી શતાબ્દિના જૈન લેખકોએ માન્યો છે તે કબૂલ થઈ શકે તેમ નથી

શ્રી હરિભદ્રસૂરિના સમયપરત્વે આવા આવા અવાતર તેમજ આતર પુરાવાથી ચૌદમી શતાબ્દિમાં કરેલી માન્યતા ટકી શકે તેમ નથી.

---

## હરિભદ્ર સમયનિર્ણયનાં વિશેષ સાધનો

ચૌદમી શતાબ્દિના જૈન લેખકોએ શ્રી હરિભદ્રસૂરિનો જે સમય નિર્ણય કર્યો છે તે સ્વીકારવામાં તો શ્રી સિદ્ધર્ષિના ગ્રંથમાં આપેલા તથા શ્રી હરિભદ્રસૂરિના પોતાના ગ્રંથોના પ્રમાણથી ઘણો વિરોધ આવે છે એ રીતે જોતા સંવત ૫૮૫ કે ૫૪૫ એ કોઈ રીતે સ્વીકારી શકાય તેમ નથી.

હવે કેટલાક બીજા સાધનો પણ શ્રી હરિભદ્રસૂરિના રચેલા ગ્રંથોથી પ્રાપ્ત થાય છે તે વિચારી જઈએ અને પછી પ્રાપ્ત સાધનોમાંથી બની શકે તેટલો નજીકનો નિર્ણય કરી નાખીએ

શ્રી હરિભદ્રસૂરિએ પોતાના અનેકાન્તજયપતાકા વિગેરે ગ્રંથોમાં અનેક વિદ્વાનોના નામો આપ્યા છે તેમનો સમય નિર્ણીત છે તે પરથી આપણે કેટલોક નિર્ણય કરી શકીએ તેમ છીએ

દર્શન ગ્રંથોમાં શ્રી હરિભદ્રસૂરિના બે મુખ્ય ગ્રંથો છે (૧)

અનેકાંતજયપતાકા અને (૨) શાસ્ત્રવાર્તા સમુચ્ચય. આ બન્ને ગ્રંથોમાં અન્ય દર્શનકારોનાં નામ તેમણે આપ્યાં છે તે દર્શનકારોનો સમય વિચારવાથી કાંઈ રસ્તો નીકળી આવે તેમ છે.

( a ) અનેકાંતજયપતાકાના ચોથા અધિકારમાં ભર્તૃહરિ નામના વૈયાકરણનું નામ લખ્યું છે. મૂળ ગ્રંથમાં તો તેમણે **शब्दार्थतत्त्वविद्** એટલો જ શબ્દ આ વ્યાકરણકોવિદ માટે વાપર્યો છે, પણ તેની સ્વોપજ્ઞ ટીકામાં ભર્તૃહરિ નામ સ્પષ્ટપણે આપ્યું છે.

હવે આ ભર્તૃહરિની વિશેષ હકીકત રજૂ કરવા પહેલાં એક અગત્યની હકીકત અહીં જણાવી દેવી પ્રાસ્તાવિક છે. ચીનાઈ મુસાફરો અભ્યાસ કરવા માટે હિંદુસ્થાનમાં આવ્યા તે પૈકી હુએનત્સીંગનો સમય ઇ. સ. ૬૨૯–૬૪૫ છે અને ઇત્સીંગનો સમય સાતમી શતાબ્દિનો ઉત્તરાર્ધ કાળ છે. એણે ચીન જઇ જે નિવેદન રજૂ કર્યું તેનો સમય ઇ. સ. ૬૯૫ છે. ( જુઓ મેક્સમુલરકૃત India : What can it teach us? p. 210 ) એ બન્ને ચીનાઈ મુસાફરો પૈકી ઇત્સીંગ ભર્તૃહરિ માટે ખૂબ વિસ્તારથી વર્ણન કરીને જણાવે છે કે એણે ૭૦૦ શ્લોકપ્રમાણ વાક્યપ્રદીપ ગ્રંથ રચ્યો હતો અને એના ગ્રંથકર્ત્તાનું મૃત્યુ ઈ. સ. ૬૫૦ માં થયું હતું. આથી ભર્તૃહરિ વૈયાકરણનો સમય સંવત ૭૦૬ થયો (૬૫૦+૫૬) એટલે તે પહેલાં તો શ્રી હરિભદ્રસૂરિનો સમય ન હોઇ શકે.

( b ) હવે એક બીજી વાત વિચારીએ. શ્રી હરિભદ્રસૂરિએ મીમાંસા દર્શનની આલોચના કરી છે. એમણે મહાન મીમાંસક કુમારિલના તંત્રવાર્તિક ગ્રંથના શબ્દો ટાંકી તે પર ચર્ચા કરી છે. એ કુમારિલ મીમાંસકે અનેક સ્થાનો પર ભર્તૃહરિના વાક્યપદીપ ગ્રંથ પર ટીકા–ચર્ચા કરી છે.-આથી કુમારિલ મીમાંસકનો સમય વૈયાકરણ ભર્તૃહરિ પછી આવે.

શાસ્ત્રવાર્તાસમુચ્ચયમાં પ્રમાણના વિષયપરત્વે કુમારિલ મીમાંસકના શબ્દો ટાંકવામાં આવ્યા છે અને સ્વોપજ્ઞ વ્યાખ્યામાં કુમારિલનું નામ પણ આપ્યું છે ( શા. વા. સમુચ્ચય. દેવચંદ લાલભાઇ ગ્રંથમાળા પૃ. ૩૫૪). એથી ભર્તૃહરિ વૈયાકરણ અને કુમારિલ મીમાંસક બન્નેનો સત્તાસમય શ્રી હરિભદ્રસૂરિ પહેલાં થયો. પ્રો. પાઠક

કુમારિલનો સમય આઠમી શતાબ્દિની શરૂઆત કહે છે ( જુઓ જર્નલ ઑફ બોબે બ્રાચ રો એ સો પુ ૧૮ પૃ ૨૧૩-૨૩૮ ) તો એ રીતે હરિભદ્રસૂરિ અને કુમારિલ સમકાલીન થાય છે આ રીતે હરિભદ્રસૂરિ ઇસ્વીસનની આઠમી શતાબ્દિની શરૂઆત પહેલા હોઈ શકે નહિ એમ દેખાય છે

( c ) આથી પણ વધારે અગત્યની બાબતો બૌદ્ધ લેખોના અવતરણ પરથી પ્રાપ્ત થાય છે ધર્મપાળ નામના બૌદ્ધ આચાર્યનુ નામ હુએનત્સીંગે પોતાના પ્રવાસવર્ણનમા આપ્યુ છે એ ઈ સ ૬૩૫ મા નાલદા વિદ્યાપીઠમા આવ્યા ત્યારે એને માલૂમ પડ્યુ કે એના આવવા અગાઉ થોડા વખત પહેલા એ વિદ્યાપીઠના અધ્યક્ષ ધર્મપાલ નિવૃત્ત થઇ ગયા હતા અને તેના સ્થાન પર સત્યપાલ નામનો ધર્મપાલનો શિષ્ય આવેલ હતો હુએનત્સીંગે વિદ્યાભ્યાસ આ સત્યપાલ નામના ધર્માધ્યક્ષ પાસે કર્યો

આથી એમ માલૂમ પડે છે કે ધર્મપાલનો સમય ઇ સ ૬૦૦ થી ૬૩૫ ની વચ્ચે હતો અનેકાતજયપતાકાની ટીકામા શ્રી હરિભદ્રસૂરિ પોતે ધર્મપાલ અને ધર્મકીર્તિનુ નામ પોતાના પૂર્વ લેખક તરીકે આપે છે ( અનેકાતજયપતાકા ટીકા. અમદાવાદ ચોથો પરિચ્છેદ પૃષ્ઠ ૫૦ )

આથી ' ધર્મપાલ ' પહેલા તો આચાર્ય હરિભદ્રનો સમય હોઇ શકે નહિ ધર્મપાલનો સમય ઈ સ ૬૦૦ થી ૬૩૫ વચ્ચે એટલે વિક્રમ સવત ૬૫૬ થી ૬૯૧ પહેલા તો ન જ હોઈ શકે

( d ) હવે ધર્મકીર્તિનો સમય જોઇએ એ બૌદ્ધના અતિ વિખ્યાત ન્યાયાચાર્ય થયેલા છે એને માટે હરિભદ્રસૂરિએ ' ન્યાયવાદી ' અને ' મહામતિ ' વિશેષણો વાપર્યા છે અને એનુ નામ આપીને અનેકાતજયપતાકામા અને શાસ્ત્રવાર્તાસમુચ્ચયમા એના સૂત્રો પર ચર્ચા કરી છે

આ ધર્મકીર્તિ તે સદર ધર્મપાળના શિષ્ય થાય હુએનત્સીંગ ચીની મુસાફર અભ્યાસીના સમયમા એની વય ઘણી નાની સભવે છે, પણ ત્યારપછી ચીનાઇ મુસાફર ઇત્સીંગે ઈ સ ૬૭૧-૬૯૫ સુધી ભારતવર્ષમાં પ્રવાસ કર્યો ત્યારે એની પ્રસિદ્ધિ ખૂબ થઇ હતી

એણે પોતાના પ્રવાસવર્ણનમાં ન્યાયના વિષય પર લખતાં જણાવ્યું છે કે દિઙ્નાગાચાર્ય પછી ન્યાયને ખૂબ પલ્લવિત કરનાર ધર્મકીર્તિ થયા હતા. એટલે ઇત્સીંગના પ્રવાસસમયે મહામનિ ધર્મકીર્તિની પ્રસિદ્ધિ સારી રીતે થયેલી હતી.

આ ધર્મકીર્તિનું વર્ણન શ્રી હરિભદ્રસૂરિએ ઠામઠામ કરેલું હોવાથી અને ધર્મકીર્તિનો સમય ઇસ્વીસનની સાતમી શતાબ્દિનો પૂર્વાર્ધ હોવાથી તેની પહેલાં તો હરિભદ્રસૂરિનો સમય થઇ શકે નહિ.

( e ) હવે કુમારિલ મીમાંસકે ધર્મકીર્તિ ઉપર ખૂબ ચર્ચાઓ કરી છે તેથી શ્રી હરિભદ્રસૂરિનો સમય ધર્મપાળ, ધર્મકીર્તિ અને કુમારિલ પછી આવે. કુમારિલનો સમય ઇસ્વીસનની આઠમી શતાબ્દિની શરૂઆતમાં આવે છે. આ સર્વ સાધનો ધ્યાનમાં રાખીને હવે આપણે કાંઇક નિર્ણય પર આવી શકશું.

## ઉપલબ્ધ સાધનોથી હરિભદ્ર સમયનિર્ણય

આપણી પાસે હવે શ્રી હરિભદ્રસૂરિનો સમય નિર્ણય કરવા માટે કેટલાંક સાધનો પ્રાપ્ત થયાં. તે પરથી આપણે કામચલાઉ નિર્ણય કરીએ. એ નિર્ણયને કામચલાઉ એટલા માટે કહેવાનો છે કે આવી બાબતમાં આપણે છેવટનો નિર્ણય ન જ કરી શકીએ. જેમ જેમ સાધનો વિશેષ પ્રાપ્ત થતાં જાય તેમ તેમ નિર્ણયમાં ઘટતો ફેરફાર કરવાની સરળતા રાખવી જોઇએ. પોતાનાં નિર્ણયને ફેરવવા જ નહિ અને વિરુદ્ધનાં કારણોની ઉપેક્ષા કરવી એ પદ્ધતિ આ કાળમાં પાલવે નહિ. આપણને જે સાધનો મળ્યાં છે તે પરથી નીચેની વાતો પ્રાપ્ત થાય છે.

શ્રી સિદ્ધર્ષિના પોતાના શબ્દો બતાવે છે કે બન્ને સમકાલીન નહોતા. **कालव्यवहित** અને **अनागत** એ બે શબ્દો તે માટે પૂરતા ગણાય તેમ છે.

શ્રી સિદ્ધર્ષિના દીક્ષાગુરુ ગર્ગર્ષિ હતા એ પ્રશસ્તિથી જણાય છે. શ્રી સિદ્ધર્ષિના ગુરુ સૂરાચાર્ય હતા એ પણ પ્રશસ્તિથી જણાય છે. એના સંબંધમાં અનેક વિકલ્પો ઉપર વિચારાઇ ગયા છે, તેથી એક વાત સ્પષ્ટ જણાય છે કે શ્રી સિદ્ધર્ષિ અને હરિભદ્રસૂરિ રૂબરૂ મળ્યા નથી.

છતા તે બન્ને વચ્ચે ચાર મો વર્ષનો અતર પણ સભવતો નથી. એટલા અતરે 'મારે માટે લલિતવિસ્તગ બનાવી' એમ લખવામા એક જાતની ધૃષ્ટતા લાગે ખરી

હવે શ્રી હરિભદ્રસૂરિની સપ્રદાય પ્રમાણે જણાતી તારિખ ટકે તેમ નથી તે વાત ઉપર સ્પષ્ટ થઈ ગઇ છે ધર્મપાલ, ધર્મકીર્તિ અને કુમારિલની તારિખોથી હરિભદ્રસૂરિનો મમય ઇસ્વીસનના સાતમા સૈકા પછી જાય છે તે ઉપરાત નદીસૂત્રની ચૂર્ણિનો મમય શક સવત ૫૯૮ એટલે વિક્રમ મવત ૭૩૩ હોવાથી એથી પણ આગળ શ્રી હરિભદ્રસૂરિનો સમય જાય છે

દાક્ષિણ્યચિન્હની કુવલયમાળા શક મવત ૬૯૯ ના ચૈત્ર વદિ ૧૪ ને રોજ બની એટલે એનો મમય ૮૩૫ વિક્રમ મવત થયો એની પ્રશસ્તિમા એ મમગઇચ્ચકહાની પ્રશમા કરે છે એ લખે છે કે —

**जो इच्छइ भवविरह भवविरह को न बंधए सुयणो.**
**समयसत्थसयगुरुणो समरमियंका कहा जस्स ॥**

'ભવવિરહ' અથવા 'વિરહ' શબ્દ શ્રી હરિભદ્રસૂરિના મર્વ ગ્રથોની છેવટે આવે છે અને સમરાઇચ્ચ કહા તો તેમની જ લખેલી છે એ સુપ્રસિદ્ધ હકીકત છે આથી એક વાત નિર્ણીત થાય છે કે શ્રી હરિભદ્રસૂરિનો સમય વિક્રમ મવત ૮૩૫ થી આગળ તો ન જ જાય

અગાઉ કુમારિલ અને ધર્મકીર્તિના ટાચણથી બતાવ્યુ છે કે શ્રી હરિભદ્રસૂરિનો સમય ઇસ્વીસનની આઠમી શતાબ્દિ પહેલા તો ન જ થઇ શકે

દાક્ષિણ્યચિન્હ ઉદ્યોતનસૂરિ અને હરિભદ્રસૂરિ થોડો વખત સાથે પણ રહ્યા હોય એટલે કે હરિભદ્રસૂરિનો વૃદ્ધાવસ્થાનો કાળ અને દાક્ષિણ્યચંદ્રનો શરૂઆતનો કાળ સાથે હોય તો તે વાતની સાથે શ્રી હરિભદ્રસૂરિનો ગ્રથમમૂહ વિચારતા તેમનો જીવનકાળ પણ લગભગ ૬૫ થી ૭૦ વર્ષનો ગણીએ તો મર્વ વાતને અનુસરણ મેળવતા શ્રી હરિભદ્રસૂરિનો મમય ઇ મ ૭૦૦ થી ૭૭૦ એટલે વિક્રમ મવત ૭૫૬ થી ૮૨૬ આવે છે આ મર્વ હકીકત ઉપલબ્ધ સાધનોથી અત્ર રજૂ કરી છે બાકી તેમા ફેરફાર કરવા માટે વિશિષ્ટ દલીલો કે સાધનો મળે તો વાધો નથી

આ વિભાગ લખવામાં અનેક સાધનોનો ઉપયોગ કર્યો છે અને એમાં શ્રી જિનવિજયના હરિભદ્રસૂરિ સંબંધી જૈન સાહિત્ય-સંશોધકના લેખનો ખાસ ઉપયોગ કરવામાં આવ્યો છે તે આ સ્થળે જણાવવા યોગ્ય છે.

## શ્રી સિદ્ધર્ષિનો સમય

શ્રી સિદ્ધર્ષિનો સમય નિર્ણય કરવા માટે ઉપયોગી પ્રસ્તુત સાહિત્ય આપણે જોયું. હવે જરૂરી બાબતની સ્પષ્ટતા કરવા પ્રયત્ન કરીએ.

શ્રી સિદ્ધર્ષિનો સમય વિક્રમ સંવત ૯૬૨ જેઠ માસની શુદિ ૫ તેમણે પ્રશસ્તિમાં જણાવી છે ત ઉપરથી વિક્રમની દશમી શતાબ્દિ બરાબર મળતો આવે છે.

શ્રી હરિભદ્રસૂરિનો સમય સંપ્રદાય પ્રમાણે વિક્રમસંવત ૫૮૫ છે તે સ્વીકારવામાં અનેક વિરોધો આવે છે. તેઓશ્રીના પોતાના વાક્યપ્રયોગો અને ટાંચણો પરથી તેમને આઠમી વિક્રમની શતાબ્દિ પહેલાં તો મૂકી શકાય તેમ નથી જ.

દાક્ષિણ્યચિહ્ન ઉદ્યોતનસૂરિ પોતાની કુવલયમાળામાં શ્રી હરિભદ્રસૂરિને પ્રમાણ અને ન્યાય શીખવનાર કહે છે અને તેમનો સમય શક સંવત ૭૦૦ તેમના લખવા પ્રમાણે છે એટલે હરિભદ્રસૂરિનો સમય ૭૦૦+૧૩૫=૮૩૫ વિક્રમ સંવત થાય એ સર્વ પરથી વિક્રમ નવમી શતાબ્દિની શરૂઆત અને આઠમી શતાબ્દિનો અંતભાગ મુકરર થાય છે.

એટલા ઉપરથી શ્રી હરિભદ્રસૂરિ અને સિદ્ધર્ષિ વચ્ચેનો આંતરો લગભગ સવાસો વર્ષનો થવા આવે છે. સો એક વર્ષ પહેલાં લલિત-વિસ્તરા વૃત્તિ લખાણી હોય અને તે જાણે પોતાને જ માટે હરિભદ્રસૂરિએ લખી હોય એમ શ્રી સિદ્ધર્ષિ ગણિ કહે તો તેમાં વાંધો લાગતો નથી.

હરિભદ્રસૂરિના સમયનિર્ણય પર શ્રીયુત હીરાલાલ અમૃતલાલ શાહે જૈન સાહિત્ય સંશોધક (૧. ૧. પૃ. ૩૮) પર સમાલોચનાનો લેખ લખ્યો છે. તેમણે એક બહુ સુંદર સમન્વય કર્યો છે. તેઓ સંપ્રદાયથી ચાલી આવતી સંવત ૫૮૫ ની તારિખ શ્રી હરિભદ્રસૂરિ

પરત્વે સાચી છે એવું સુંદર સમર્થન તે ઉલ્લેખમાં કરે છે તે ખાસ વિચારવા યોગ્ય છે

તેમની એક દલીલ મજાની છે તેઓ કહે છે કે ૫૮૫ ની સાલને રદ તો નજ કરી શકાય પણ સવાલ એ થાય છે કે એને કયો સંવત ગણવો ? શ્રીયુત હીરાલાલના મતે ગુપ્ત સંવતની ગણતરી કરવામાં ભૂલ થયેલી છે શ્રી જિનવિજયે ૫૮૫ માં ૨૪૧ વર્ષ ભેળવી ગુપ્ત સંવત ૫૮૫ માટે શક સંવત ૮૨૬ કર્યો છે અને તેમ કરીને ૫૮૫ નું સાંપ્રદાયિક સંવત્સર નિર્મૂળ ગણાવ્યું છે

પણ ગુપ્ત સંવત એમ ગણવો તે શ્રીયુત શાહના મતે ખોટું છે તેઓના અભિપ્રાય પ્રમાણે ગુપ્ત સંવત વીરાત્ ૭૨૭ વર્ષે શરૂ થયેલ છે એટલે કે વીરાત્ ૬૦૫ વર્ષે ( ઈ સ ૭૮ ) શકવર્ષની શરૂઆત છે તે પ્રમાણે ગુપ્ત સંવત વીરાત્ ૭૨૭ એટલે ઇ સ ૨૦૦ અને શકના ૧૨૨ વર્ષે શરૂ થાય છે

આ વાત બરાબર હોય તો ૫૮૫ માં ૧૨૨ ઉમેરતા શક સંવત ૭૦૭ થાય એટલે દાક્ષિણ્યચિહ્ન-ઉદ્યોતનસૂરિએ પોતાની કુવલયમાળા શક ૭૦૦ પૂરા થયા પહેલા એક દિવસે લખી તેની સાથે બરાબર મેળ બેસી જાય છે

તેઓ આ ગણતરી હરિવંશ પુરાણને આધારે બતાવે છે હરિવંશ પુરાણની સાલોનો સરવાળો કરતા ગુપ્ત સંવત વીરાત્ ૭૨૭ વર્ષે આવે છે, એટલે કે એની શરૂઆત ઇ સ ૭૮ વર્ષથી થાય છે શ્રીયુત શાહના મત પ્રમાણે શક ૨૪૧ માં જે વર્ષની શરૂઆત થાય છે તે ગુપ્ત સંવત્સર નથી, પણ વલ્લભી સંવત્સર છે ( આ સંબંધમાં જુઓ શ્રી હી અ. શાહનો ગુપ્ત સંવત્સર પરનો લેખ ) આ રીતે સર્વ પ્રકારનો વિરોધ શમી જાય છે એમાં આઠમી શતાબ્દિના લેખકોનો સંવત ૫૮૫ પણ જીવતો રહે છે, માત્ર તેને ગુપ્ત સંવત ગણવાનો છે એમાં શ્રી સિદ્ધર્ષિની પ્રશસ્તિનો પણ સમન્વય થાય છે અને કુવલયમાળાની પ્રશસ્તિને સ્થાન બરાબર મળે છે હવે આપણે દશમી શતાબ્દિમાં જનતાની સ્થિતિ વિગેરેની હકીકત બહારના ઇતિહાસથી અને ગ્રંથની અંદરના પુરાવાથી વિચારી જઇએ





પૂરવણી—

[ અનુસંધાન પૃષ્ઠ ૩૮૪ ની પંક્તિ ચારથી ]

## દાક્ષિણ્યચિહ્ન ( દાક્ષિણ્યચંદ્ર ) અને સિદ્ધર્ષિ

શ્રી સિદ્ધર્ષિના સમયનિર્ણયને અંગે છેવટે એક હકીકત સ્પષ્ટ કરવાની આવશ્યકતા જણાય છે. ઉપર છઠ્ઠા વિભાગમાં પૃ. ૩૫૮ માં જણાવ્યું છે કે કુવલયમાળાના કર્ત્તા શ્રી ઉદ્યોતનસૂરિ ( દાક્ષિણ્ય-ચિન્હ ) અને સિદ્ધર્ષિગણિ સમકાલીન હોય તે વાત તદ્દન અશક્ય છે અને તેનાં કારણો સદર વિભાગમાં વિગતવાર બતાવ્યાં છે. એને અંગે એક વિકલ્પ શ્રી પ્રભાવક ચરિત્રની પ્રસ્તાવનામાં પૃ. ૭૪ માં પૂ. શ્રી કલ્યાણવિજયજીએ રજૂ કર્યો છે. તેઓને પણ કુવલયમાલાના કથાકાર અને ઉપમિતિભવપ્રપંચા કથાકારને સમકાલીન ગુરુભાઇ માનવામાં મોટો વિરોધ જ લાગ્યો છે, પણ પછી તેઓશ્રી એક કલ્પના રજૂ કરે છે કે કદાચ ' દાક્ષિણ્યચિહ્નથી દાક્ષિણ્યચંદ્ર નામના ભિન્ન કવિ સિદ્ધર્ષિના ગુરુભ્રાતા માનવામાં આવે અને તેમણે બીજી કુવલયમાળા કથા બનાવી હશે એમ માનવામાં આવે તો પૂર્વોક્ત વિરોધનો પરિહાર થઇ શકે. '

પણ આ વિકલ્પને સ્થાન જ નથી. એવી કુવલયમાળા હસ્તિ ધરાવતી નથી અને તેઓ પોતે જ કહે છે તેમ ' પણ આ નવી કલ્પનાને સત્ય ઠરાવનાર પ્રમાણ નથી એટલે એ કલ્પના પણ કેવળ કલ્પના જ રહે છે. ' આ કલ્પના કરવાને માટે વાસ્તવિક રીતે કોઈ પણ કારણ હસ્તિ ધરાવતું નથી. ધ્યાનમાં રાખવા લાયક હકીકત એ છે કે જ્યાં દાક્ષિણ્યચંદ્રનું નામ પ્રભાવકચરિત્રમાં આપવામાં આવ્યું છે ત્યાં તેમણે ' શૃંગારપૂર્ણ કુવલયમાળા કથા રચી. ' એમ પણ સાથે જ કહેવામાં આવ્યું છે. ( ભાષાંતર પૃ. ૧૯૩ ) એટલે કુવલયમાળા નામની કથા તદ્દન અલગ દાક્ષિણ્યચંદ્રે બનાવી હોય અને તે હાલ અલભ્ય હોય એમ કલ્પના દોડાવવી એ તો લગભગ કલ્પનાને નકામો મોટો ઝોક આપ્યો જ કહેવાય. એની સાથે દાક્ષિ-ણ્યચિહ્નની કુવલયમાળા કથા મોજુદ છે, તે શૃંગારપૂર્ણ છે અને તેના કર્ત્તાએ કૃતિકાળ વિગતવાર બનાવ્યો છે, એટલે એ સર્વ રીતે

વિચાર કરતા મે ઉપર પૃ ૩૫૮ મા જે અનુમાનો દાક્ષિણ્યચિહ્નને અંગે તારવ્યા છે તેમા સુધારાવધારા કે ફેરફાર કરવાને કોઇ કારણુ સાપડતુ નથી

## ઉપદેશમાળા ટીકા

આચાર્ય સિદ્ધર્ષિએ ઉપદેશમાળા ટીકા બનાવી છે અસલ ઉપદેશમાળા ગ્રથ ધર્મદાસ ગણિએ રચેલો છે. તેની ૫૩૮ ગાથા પ્રાકૃતમા છે તેના ૫ર સસ્કૃત ટીકા રચી છે તેમા સસ્કૃત ભાષામા વ્યાખ્યા આપી છે અને કથાઓ સક્ષેપમા આપી છે આ ગ્રથ ઈ સ ૧૯૧૪ પંડિત હીરાલાલ હંસરાજે ભાસ્કરોદય પ્રેસમા છપાવ્યો છે

શરૂઆતમા ટીકાકાર લખે છે કે —

हेयोपादेयार्थोपदेशाभि. प्रबोधितजनाब्ज,
जिनवरदिनकरमवदलितकुमततिमिर नमस्कृत्य ॥
गीर्देवताप्रसादितधाष्ट्यन्मिन्दतरजनप्रबोधाय,
जडबुद्धिरपि विधास्ये विवरणमुपदेशमालाया ॥

આવી રીતે ઉપદેશમાળાની હેયોપાદેયા ટીકા ભગવાનને નમસ્કાર કરીને અને પોતાથી ઓછી બુદ્ધિવાળા લોકોના પ્રબોધને માટે વિવરણુ રૂપે કરવાનું શરૂ કર્યું છે ટીકાને છેડે કેટલીક સૂચક હકીકતો લખી છે "આ સૂત્રોમા પાઠાતરો ઘણા છે તેમાથી જેનો માર્ગે અર્થ નીકળે એમ અમને લાગ્યુ તે પાઠ પર અમે વિવરણુ કર્યું છે, બાકીના પાઠો પર વિવરણુ કર્યું નથી કોઇ વખત અમારી પાસે પ્રાપ્ત થયેલ પ્રતિમા પ્રસ્તુત અર્થને બધબેસતો ન આવે તેવો પાઠ જોઇને અમે આપ્યો છે તે પાઠ કોઇ જગ્યા પર હશે એમ અમે ત્યા જણાવી દીધુ છે"

ત્યારપછી નીચેની ગાથા આપી છે

त्रिपं विनिर्धूय कुवासनामयं व्यचीरचद्य कृपया मदाशये ।
अचिन्त्यवीर्येण सुवासनासुधा नतोऽस्मि तस्मै जिनधर्मसूरये ॥

આ શ્લોક ઉપમિતિ ગ્રંથની પ્રશસ્તિમાં પણ આવે છે. તેના પર વિવેચન ઉપર પૃ. ૨૯૦ થી આગળ થઈ ગયું છે. એમાં પાઠાંતરો નોંધવા લાયક છે. અત્ર **व्यरीरचत्** છે, ઉપમિતિમાં **व्यचीचरत्** પાઠ છે. અહીં **जिनधर्मसूरये** પાઠ છે, ઉપમિતિમાં **हरिभद्रसूरये** પાઠ છે. આ પાઠાંતરોથી ઉપર જે પરિણામો આપ્યાં છે કે શ્રી હરિભદ્રસૂરિ અને શ્રી સિદ્ધર્ષિ સમકાલીન હતા નહિ એ વાતને ટેકો મળે છે. 'જિનધર્મસૂરિ' તો સામાન્ય નામ છે.

ઉપદેશમાળાની ટીકાની પછવાડે આ શ્લોક આગળપાછળના સંબંધ વગર આવે છે તેથી તેનો હેતુ બરાબર સમજાતો નથી. ગ્રંથને છેડે લખે છે કે **इत्याचार्य श्रीसिद्धर्षिप्रणीता उपदेशमालाया हेयोपादेयाख्या लघुवृत्तिः समाप्ता।** અહીં **સિદ્ધર્ષિને** આચાર્ય જણાવ્યા છે. આચાર્યપદની તેઓને ક્યારે પ્રાપ્તિ થઇ તે જણાતું નથી.

ઉપમિતિ ગ્રંથ સુધી તો તેઓ **ગણિ**પદધારક હતા અને પ્રભાવકચરિત્રકારના કહેવા પ્રમાણે કુવલયમાળાના કર્ત્તા દાક્ષિણ્યચંદ્રે ટોણો માર્યો ત્યારે ઉપદેશમાળા વૃત્તિ તો બની ગઇ હતી. આ વાત બંધબેસતી થતી નથી. ઉપદેશમાળા વૃત્તિ પ્રથમ બનવાની વાત તો સહેજે ઊડી જાય છે, કારણ કે ઉપદેશમાળા બનાવતી વખતે સિદ્ધર્ષિ આચાર્ય હોય તો ત્યારપછીની કૃતિમાં **ગણિ** તરીકે લખાય નહીં.

આ કૃતિ આખી જોઈ જતાં ઉપમિતિના કર્તા આ વૃત્તિ કરનાર ન હોય એમ ધારવાનું કાંઇ કારણ મળતું નથી, બન્ને એક જ હશે એમ **विषं विनिर्धूय**વાળા શ્લોકથી લાગે છે. કૃતિ વાંચવા યોગ્ય છે. બાકી શ્રી સિદ્ધર્ષિના સમયનિર્ણયને અંગે સદર કૃતિથી કાંઇ વિશેષ પ્રકાશ પડતો નથી. ઉદ્યોતનસૂરિ કે દાક્ષિણ્યચંદ્ર (ચિહ્ન) સંબંધીની હકીકતને કાંઇ ટેકો મળતો નથી, પણ એમણે ટોણો માર્યો છે કે તારા ગ્રંથમાં તો માત્ર પૂર્વ લેખકોના ગ્રંથનું ભરતીયું છે એ વાત પણ સિદ્ધર્ષિમહારાજની ટીકા વાંચતાં ઉચિત લાગતી નથી. પ્રેરણાત્મક વાક્ય તરીકે તેનો ઉપયોગ સમજી શકાય છે, પણ તેમાં સંપૂર્ણ તથ્યાંશ દેખાતો નથી.

# દશમી શતાબ્દિ

**આ ઉપમિતિ** ગ્રંથના લેખક વ્યાખ્યાતા શ્રી સિદ્ધર્ષિનો સમય વિક્રમ સંવત ૯૬૨ એટલે ઇસ્વીસન ૯૦૬ હોવાથી વિક્રમની દશમી શતાબ્દિ તેમને માટે મુકરર છે તે વખતે જનસમાજની રાજકીય, સાહિત્યિક, સાંસારિક આદિ સ્થિતિ કેવા પ્રકારની હતી એનો ખ્યાલ કરવાથી એ ગ્રંથ સમજવામાં ઘણી સગવડ થાય તેમ છે, કારણ કે પ્રવર્તમાન દેશકાળની છાયા ગ્રંથકર્ત્તા પર પડ્યા વગર રહેતી નથી તેથી આપણે દશમા સૈકાની પરિસ્થિતિ ઉપર નજર નાખી જઇએ

**ભિન્નમાળ ગુજરાતમાં ચૈત્યવાસનું જોર અને તેનું સ્વરૂપ—**

દશમો સૈકો અંધકારયુગના ઉત્તર બાજુના છેડા પરનો છે ચૈત્યવાસનો છેડો પણ ત્યારપછી આવ્યો રાજ્યની દૃષ્ટિએ જોઈએ તો વલ્લભીનો સૂર્ય તપીને અસ્ત થઇ ગયો હતો તે સમયે ગુજરાતની સરહદ **ભિન્નમાળ** નગર સુધી હતી ગુજરાતની ઉત્તરે એ અગાઉ ગુજરાતની રાજધાની હતી એનું કવચિત્ **ભિલ્લમાલ** એવું નામ પણ આવે છે એ લગભગ ગુજરાત અને મારવાડની સરહદ પર આવેલું હતું

આ ગ્રંથના કર્ત્તા શ્રી **સિદ્ધર્ષિ** ગણિએ ઉપમતિભવપ્રપંચા કથા બનાવીને પ્રથમ એ જ નગરના અગ્રમંડપમાં કહી સંભળાવી એમ સદર ગ્રંથની પ્રશસ્તિના વીશમા શ્લોક પરથી જણાય છે ભિન્નમાલ નગરને સર્વ ગુણોનો આધાર કહેવામાં આવ્યું છે તેથી તે વખતે તેની જાહોજલાલી સારી હશે એમ સહજ અનુમાન થાય છે

'અગ્રમંડપ' શબ્દથી દેરાસરનો મંડપ સમજવો કે સભામંડપ સમજવો તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે શ્રી સિદ્ધર્ષિનો સમય ચૈત્યવાસનો હતો એ ચૈત્યવાસનો સમૂળ નાશ અગિયારમી શતાબ્દિમાં થયો છે તેથી ચૈત્યના અગ્રમંડપમાં પણ આ કથા વંચાણી

હોય એ બનવાજોગ છે. ચૈત્યવાસનું જોર વનરાજ ચાવડાના સમયમાં નવમી શતાબ્દિની શરૂઆતમાં એટલું બધું હતું કે અણહિલ્લપુર પાટણમાં ચૈત્યવાસી સિવાય અન્ય સાધુને પેસવાનો હુકમ નહોતો. ચૈત્યવાસનું જોર પ્રભાવકચરિત્રમાંના ૧૯ મા અભયદેવસૂરિના ચરિત્ર પરથી જણાય છે. ત્યાં કહે છે કે—"હે રાજેંદ્ર! સાંભળો. પૂર્વે ધનુષ્ય સમાન ઉત્કટ (ચાપોત્કટ) ક્ષત્રીય વંશમાં **વનરાજ** નામે રાજા થયો. તેને બાલ્યાવસ્થામાં **નાગેંદ્ર** ગચ્છરૂપ પૃથ્વીને ધારણ કરવામાં વરાહ સમાન એવા શ્રી દેવચંદ્રસૂરિએ ઉછેરીને મોટો કર્યો. વળી **પંચાશ્રય** (પંચાસર) નામના સ્થાનમાં રહેલ ચૈત્યમાં વસતાં તેમણે અહીં નવું નગર વસાવીને તેને રાજ્ય આપ્યું, તેમજ **વનરાજવિહાર** નામે ત્યાં ચૈત્ય સ્થાપન કર્યું. વનરાજે કૃતજ્ઞપણાથી ગુરુનો ભારે આદરસત્કાર કર્યો. તે વખતે શ્રી સંઘે રાજા સમક્ષ એવી વ્યવસ્થા કરી કે—'સંપ્રદાયનો ભેદ કાઢી નાખવાથી લઘુતા થવા પામી છે, માટે ચૈત્ય-ગચ્છવાસી યતિઓને સંમત હોય તે મુનિ અહીં રહી શકે; પણ તેમને સંમત ન હોય તેવા મુનિઓ આ નગરમાં આવીને રહી ન શકે. હે રાજન્! પૂર્વજ રાજાઓની વ્યવસ્થા પાશ્ચિમાત્ય રાજાઓએ માન્ય રાખવી જોઈએ' (ભાષાંતર પૃષ્ઠ ૨૫૭-૮.)

ત્યારપછી એ ઠરાવ રાજા દુર્લભરાજે કેવી રીતે ફેરવ્યો તેની હકીકત ઉક્ત ગ્રંથમાં રજૂ થયેલી છે. આ દુર્લભરાજનો—અભયદેવસૂરિનો સમય સં. ૧૦૮૦ છે, એટલે શ્રી સિદ્ધર્ષિના સમયમાં ચૈત્યવાસ પૂરજોસમાં પ્રવર્તતો હશે એમ જણાય છે.

મુનિશ્રી કલ્યાણવિજયજી સદર ગ્રંથની પ્રસ્તાવનાના પૃ. ૭૫ માં પોતાનો અભિપ્રાય જણાવે છે તે ખાસ પ્રસ્તુત હોવાથી અત્ર આખો ઉતારી લેવામાં આવે છે. તેઓશ્રી જણાવે છે કે:—

"સિદ્ધર્ષિનો સમય ચૈત્યવાસીઓના સામ્રાજ્યનો સમય હતો, છતાં સિદ્ધર્ષિ અને એમના ગુરુભાઇઓ વિગેરે ત્યાગ-વૈરાગ્યવાન્ હતા. જો કે સિદ્ધર્ષિએ પોતે ઉપમિતિભવપ્રપંચાકથાનું વ્યાખ્યાન મંદિરના અગ્રમંડપમાં બેસીને કર્યું હતું છતાં તે સુવિહિત સાધુ હતા, ચૈત્યમાં ધર્મોપદેશ કરનારને ચૈત્યવાસી માની લેવાની ભૂલ કોઇ ન કરે. જિનમંદિરમાં બેસીને ધર્મોપદેશ કરવો, એ પ્રત્યેક

સાધુનો શાસ્ત્રવિહિત અધિકાર છે નૂતન ગચ્છસૃષ્ટિ પહેલા ચૈત્યવાસી કે સુવિહિત સાધુ દરેક જિનચૈત્યના અગ્રમડપમા બેસીને ધર્મકથા કરતાં હતા, પણ નૂતન ગચ્છપ્રવર્તકોએ અનેક પ્રવૃત્તિઓની જેમ આ પ્રવૃત્તિને પણ ચૈત્યવાસીઓની પ્રવૃત્તિ માનીને એનો નિષેધ કરવા માડ્યો ત્યારપછી ધીરે ધીરે આ પ્રવૃત્તિ બધ પડી ગઇ ”

આ ટાચણ પરથી શ્રી સિદ્ધર્ષિના સમયમાં ચૈત્યવાસનુ કેટલુ જોર હશે તેનો ખ્યાલ આવે છે શ્રી સિદ્ધર્ષિ મહારાજ ચૈત્યવાસમા માનતા હતા કે નહિ તેનો નિર્ણય કરવાનુ એક પણ સાધન પ્રાપ્ત થતુ નથી પૂજ્ય શ્રીકલ્યાણવિજયજીના ઉપરોક્ત કથનનો સાર માત્ર એટલો જ છે કે શ્રી ઉપમિતિભવપ્રપચા કથા શ્રી સિદ્ધર્ષિ ગણિએ દેરાસરના અગ્રમડપમા વાચી હોય છતા પણ તેઓ ચૈત્યવાસી ન હોય તે બનવાજોગ છે એ દલીલ બેધારી છે ગમે તેમ હોય પણ શ્રી સિદ્ધર્ષિ મહારાજના ત્યાગ સબધી વિચારો તેમના ગ્રથ-દ્વારા વાચતાવિચારતા તેઓ આત્મલક્ષી હતા એમ તો જરૂર જણાઇ આવે છે તેમના ગ્રથમા ચૈત્યવાસ સબધી કાઇ ઉલ્લેખ ન હોવાને કારણે તેમના સબધમા એક કે બીજી બાજુ કોઇ પણ નિર્ણય બતાવી શકાય તેમ નથી

ચૈત્યવાસનુ સ્વરૂપ જાણવા જેવુ છે મૂળમાર્ગમા મદતા આવતા શિથિલ સાધુઓએ ચૈત્યવાસ શરૂ કર્યો એની વિગતમા અનેક પ્રકારની ચરણકરણની મદતા દેખાઇ આવે છે ગાથાસહસ્રી પ્રમાણે એની શરૂઆતનો સમય વીરાત્ ૧૨૫૦ (વિ સ ૭૮૦) આવે છે આ સબધમા મતભેદ ઘણો છે, પણ એકદર આધારો વિચારના વિક્રમની આઠમી, નવમી અને દશમી શતાબ્દિ ચૈત્યવાસનો સમય ગણાય અગિયારમી વિક્રમ શતાબ્દિના આખરના ભાગમા તે વખતના આચાર્યોએ જોર કરી ચૈત્યવાસ દૂર કરાવ્યો એ ચૈત્યવાસી શિથિલ સાધુઓ પોતાનો મઠ કરીને રહેતા હતા, દેરાસરમા રહેતા હતા, પ્રતિમા વેચતા હતા, વૈદકનો ધધો કરતા હતા, જોષ જોઇ આપતા હતા, ધન રાખતા હતા અને પૌષ્ટિક આહાર લેતા હતા એ વાહન રાખે, શરીરે તેલ ચોળાવે, સ્ત્રીઓ સાથે વાતો કરે, ગૃહસ્થનુ બહુમાન કરે અને ચરણકરણમા, અનેક પ્રકારની મદતા કરે

એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે આ ચૈત્યવાસના સમયમાં પણુ અનેક શુદ્ધ ત્યાગીઓ થયા છે અને તેમની સામે ટીકા થતી તો પણુ તેઓ મૂળ માર્ગને ચૂક્યા નથી. ખુદ શ્રી હરિભદ્રસૂરિ ચૈત્યવાસના સમયમાં થયા છે, છતાં સર્વ પ્રકારના શિથિલાચાર વિરુદ્ધ એમણે પોતાનાં અનેક પુસ્તકોમાં વિસ્તારથી લખ્યું છે.

જૈન ઇતિહાસમાં આવી રીતે બસો ત્રણુસો વર્ષ ઉદ્યોતનાં આવે અને બસો ત્રણુસો વર્ષ મંદતાનાં આવે એમ બનતું જ આવ્યું છે. નવમી અને દશમી શતાબ્દિ એ રીતે જોતાં મંદતાનો સમય ગણાય.

## દશમી શતાબ્દિનું રાજકીય વાતાવરણ—

દેશનું રાજકીય વાતાવરણ ઘણું અવ્યવસ્થિત હતું. વનરાજ ચાવડાએ વિ. સં. ૮૦૨ માં અણુહિલ્લપુર પાટણુ વસાવ્યું. વલ્લભીપુરનો તે સમય પહેલાં સંપૂર્ણુ નાશ થઈ ગયો, ગુજરાતની રાજધાની પાટણુ બની. શીલગુણુસૂરિના પ્રતાપે વનરાજની આણુ સમસ્ત ગુજરાત પર પ્રસરવા લાગી. એ શીલગુણુસૂરિના શિષ્ય દેવચંદ્રસૂરિએ વનરાજની પરિપાલના કરી.

ગુજરાતના રાજ્ય પર જૈનોનું જોર શરૂઆતથી જ રહ્યું. એને માટે મેરુતુંગાચાર્ય ખૂબ ગૌરવ લઈને પોતાના પ્રબંધચિંતામણિ ગ્રંથમાં લખે છે કે—

**गौर्जरात्रमिदं राज्यं वनराजात्प्रभृत्यभूत् ।**
**स्थापितं जैनमंत्र्यौघैस्तद्द्वैषी नैव नन्दति ॥**

એનો આશય એ છે કે ગુજરાતનું રાજ્ય વનરાજથી માંડીને જૈન મંત્રીઓએ સ્થાપિત કરેલું છે અને એનો દ્વેષ કરનાર ટકી શકતો નથી. જૈન મંત્રીઓમાં **સાંતનૂ**, **વિમળ**, **મુંજાલ**, **ઉદયન**, **વસ્તુપાળ** વગેરે મહાપ્રતાપી થઈ ગયા છે અને એક રીતે વિચારતાં ગુજરાતનો નવમી, દશમી અને અગિયારમી શતાબ્દિનો ઇતિહાસ એટલે જૈન ઇતિહાસ જ છે. આપણે આ સમયની રાજકીય પરિસ્થિતિ સંક્ષેપમાં જોઈ જઈએ.

વલ્લભીપુરનો નાશ થયો, ગુજરાતમાં **પંચાસર** નામે ગામ કચ્છના રણુ પાસે છે ત્યાં **જયશિખરી** નામે રાજા રાજ્ય કરતો

હતો કાન્યકુબ્જ દેશના કલ્યાણકટક નગરના ભૂવડ (ભૂદેવ અથવા ભૂયડ) નામના રાજાએ એના ઉપર ચડાઈ કરી જયશિખરી ખૂબ બહાદૂરીથી લડ્યો પણ ભૂવડની જબરજસ્ત સેના પાસે તેણે પોતાનું લશ્કર સખ્યામા નાનુ જોયુ એટલે પોતાની ગર્ભવતી ગણી રૂપસુદરીને તે રાણીના ભાઈ સૂરપાળ સાથે જગલમા મોકલી આપી રાણીએ ત્યા પુત્રને જન્મ આપ્યો એ પુત્રનુ નામ **વનરાજ** પાડ્યુ એ વનરાજને ઉછેરવામા **શીલગુણસૂરિ** નામના જૈન સાધુએ ખૂબ મદદ કરી વનગજે ખૂબ પરાક્રમ કરી પિતાનુ ગજ્ય પાછુ મેળવ્યુ અને અણહિલ્લપુરપાટણ વિ સવત્ ૮૦૨ મા વસાવ્યુ એણે ૫૯ વર્ષ રાજ્ય કર્યુ

ત્યારપછીનો ગુજગતનો ઇતિહાસ એ ચાવડા વશનો ઇતિહાસ છે એમા સાત રાજાઓ થયા છે

| | |
|---|---|
| વનગજ (સ ૮૦૨–૮૬૨) | વૈરીસિંહ (સ ૯૫૧–૯૭૬) |
| યોગગજ (સ ૮૬૨–૮૯૭) | ગ્નાદિત્ય (સ ૯૭૬–૯૯૧) |
| ક્ષેમગજ (સ ૮૯૭–૯૨૨) | સામતસિંહ (૯૯૧–૯૯૮) |
| ભુવડ (સ ૯૨૨–૯૫૧) | |

ચાવડાના વશના અત સાથે વિક્રમની દશમી સદીનો અત આવે છે એટલે ચાવડા વશનો ઇતિહાસ આ બન્ને સદીઓના ઇતિહાસમા અગત્યનો ભાગ ભજવે છે વનગજે અનેક પગક્રમો કરેલા નોધાયલા છે

ચાવડા વશનો આખો ઇતિહાસ ઘણી અવ્યવસ્થિત દશામા છે, છતા એ આખા સમયમા જૈનોની જાહોજલાલી સારી હતી એમ ચોક્કસ જણાય છે આ વશના ઇતિહાસ માટે નીચેના પુસ્તકો લભ્ય થાય છે —

શ્રી હેમચદ્રાચાર્યકૃત દ્વયાશ્રય મહાકાવ્ય

શ્રી મેરુતુગકૃત પ્રબધચિંતામણિ

શ્રી મેરુતુગકૃત વિચારશ્રેણી

કૃષ્ણાજીકૃત રત્નમાળા

શ્રી જિનપ્રભસૂરિકૃત વિવિધતીર્થકલ્પ.

શ્રી જિનમંડનકૃત કુમારપાળ પ્રબંધ.

કૃષ્ણઋષિકૃત શ્રી કુમારપાળ ચરિત.

સોમેશ્વરકૃત કીર્તિકૌમુદી.

અરિસિંહકૃત સુકૃતસંકીર્તન.

શ્રી રાજશેખરકૃત ચતુર્વિંશતિ પ્રબંધ.

ચંદકવિકૃત પૃથ્વીરાજ રાસો.

એ ઈતિહાસનો કેટલોક ભાગ સદર સાધનોમાંથી નીચેના પ્રસિદ્ધ થયેલા ગ્રંથોમાં રજૂ કરવામાં આવેલો માલૂમ પડે છે.

ફાર્બસકૃત રાસમાળા.

સદરનું ગુજરાતી અવતરણ ( રા. રા. રણછોડભાઈ ઉદયરામ )

ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ
( ગુ. વ. સો. રા. રા. ગોવિંદભાઇ હાથીભાઇ )

જૈનોનો પ્રાચીન ઈતિહાસ ( રા. રા. મોહનલાલ દ. દેશાઇ ).
ગવર્મેન્ટ ગેઝેટીયર ભાગ ૧ લો.

એ સર્વ સાધનો પરથી જણાય છે કે **વનરાજ** પર જૈન ધર્મની અસર સારી થયેલી હતી. વનરાજ સંબંધી અનેક દંતકથાઓ છે તે અત્ર રજૂ કરતાં વિસ્તાર વધી જાય. આપણા ઉદ્દેશને અંગે તે વખતની જીવનની અસ્થિરતા અને રાજકાર્યમાં ધમાધમ ઘણી હતી એ વાત ચોક્કસ માલૂમ પડે છે. પંચાસરના દેરાસરમાં વનરાજ પૂજા કરતો હતો તે મૂર્તિ તેણે પાટણ મંગાવી, તેની પ્રતિષ્ઠા મુખ્ય દેરાસરમાં કરી. એ દેરાસર અત્યારે પણ '**પંચાસરા પાર્શ્વનાથ**' ના દેરાસરના નામથી પ્રસિદ્ધ છે.

વનરાજની મૂર્તિ એ પંચાસરા પાર્શ્વનાથના દેરાસરની ભમતીમાં પહેલી દેરીમાં જ છે. એ મૂર્તિનું ચિત્ર રાસમાળામાં આપ્યું છે. તે રાજાએ દાઢી રાખી છે, કાનમાં કુંડળ, હાથે કડાં, પગે તોડા ( સાંકળાં ) અને કોટમાં કંઠો પહેરેલો છે, ટૂંકું ધોતિયું પહેરેલ છે, કેડે કમરબંધ બાંધ્યો

છે. અને ગળે ઉપરણો નાખ્યો છે રાજાની પાસે એક મનુષ્ય છત્ર ધરીને ઊભો છે અને બીજા પાંચ હજુરીયા ઊભા રહેલા છે અત્ર જે વર્ણન કર્યું છે તેને મળતુ જ રાષ્ટ્રકૂટ રાજાઓનુ વર્ણન આરબ મુસાફરોએ કરેલુ છે સોમનાથથી પચીસ માઈલ દૂર માળીઆમાં સોલંકી રાજાની મૂર્તિ મોજુદ છે તે પણ આવા જ આકારની છે (ગુ પ્રા ઇતિહાસ પૃષ્ઠ ૧૫૬)

ચાવડા વંશના રાજાઓના સમય અને રાજ્યકાળ પરત્વે ફેરફાર જુદાજુદા આધાર પ્રમાણે થાય છે એક સરખી હકીકત મળતી નથી, પણ નવમી દશમી વિક્રમ શતાબ્દિમા ગુજરાતમા ચાવડાનુ રાજ્ય હતુ એ સંબંધમા જરા પણ મતભેદ નથી અને દશમી શતાબ્દિની આખરે સોલંકીનો રાજ્યઅમલ ગુજરાત પર વર્ત્યો એ વાત પણ એકમતે ચોક્કસ થાય છે

ચૌલુક્ય અથવા સોલંકીઓનો ઇતિહાસ વધારે વિગતોથી ભરપૂર મળી આવે છે એ સમય પર સારી સંખ્યામા ગ્રંથો લખાયલા છે એટલી વિગત ચાવડા વંશના ગુજરાતના ઈતિહાસને અંગે ઉપલબ્ધ થતી નથી, એ ખેદનો વિષય છે

આ વિગત પ્રમાણે ઉપમિતિભવપ્રપંચા ગ્રંથ સંવત ૯૬૨ મા બન્યો તે વખતે ગુજરાતનુ રાજ્ય ચામુંડરાજના હાથમા હતુ એમ શ્રી મેરુતુંગાચાર્યની વિચારશ્રેણિ પરથી જણાય છે પ્રબંધચિંતામણિમા ચામુંડને બદલે ભૂયડ એવુ નામ આપ્યુ છે અને એ ભૂયડે ૨૭ વર્ષ રાજ્ય કર્યું છે. અનુમાન એમ કરવામા આવે છે કે ચામુંડરાજનું બીજું નામ ભૂયડ હશે વિચારશ્રેણિ પ્રમાણે ભૂયડનું રાજ્ય સંવત ૯૬૨ (ઈ સ ૯૦૬) મા પૂરુ થયુ જણાય છે પ્રબંધચિંતામણિમા ભૂયડનુ રાજ્ય ૨૯ વર્ષ લખ્યુ છે અને વિચારશ્રેણિમા ચામુંડનુ રાજ્ય ૨૭ વર્ષ લખ્યુ છે તેથી આ બે વર્ષનો તફાવત જતો કરીએ તો **ચામુંડરાજનુ બીજુ નામ ભૂયડ હતું** એમ ધારવાથી સર્વ બાબતનો લગભગ સમન્વય થઈ જાય છે આ **હિસાબે વિચારના શ્રી ઉપમિતિ ગ્રંથની પૂર્ણાહુતિ વખતે (સં. ૯૬૨) ગુજરાતમાં ચાવડાવંશના રાજા ચામુંડરાજ ઊર્ફે ભૂયડનુ રાજ્ય હતુ એમ ધારી શકાય**

દશમી શતાબ્દિની આખરે ચાવડા વંશનો અંત આવ્યો અને સોલંકી વંશ ગુજરાતની ગાદી પર આવ્યો એટલે **ચાવડા વંશનો ઉત્તરાર્ધ ભાગ** એ આ ગ્રંથનો સમય ગણાય.

પ્રાચીન ઇતિહાસ પરથી જણાય છે કે ચાવડા વંશના હાથમાં ભિલ્લમાલ પણ હતું. ગુજરાતની ઉત્તર સીમા જોધપુર રાજ્ય સુધી હતી અને દક્ષિણે લાટ દેશનો સમાવેશ ગુજરાતમાં થતો હતો. (રાજપૂતાનેકા ઇતિહાસ પ્રથમ ભાગ. પૃ. ૧૩૨. ) આ પ્રમાણે ગુજરાત અને રજપૂતાનાના મોટા ભાગની સ્થિતિ હતી. એકંદરે આ સમયના ઇતિહાસનાં થોડાં સાધનો જ પ્રાપ્ત થાય છે.

નવમી અને દશમી સદીના ઇતિહાસનાં સાધનો હજુ એટલાં અલ્પ છે કે એના સંબંધમાં વિસ્તારથી લખવાનું બની શકે તેવું નથી. ટોડના ‘ રાજસ્થાન ’માંથી અને શ્રીયુત ગૌરીશંકર ઓઝાના ‘ રાજપુતાનેકા ઇતિહાસ ’માંથી છૂટીછવાઈ હકીકતો મળી આવે છે તે ભાગ્યે જ શૃંખલાબદ્ધ ઇતિહાસ લખવા માટે પૂરતી ગણાય.

**સાંસારિક સ્થિતિ—**

દશમી શતાબ્દિમાં જનતાની સાંસારિક સ્થિતિ સમજવા માટે કેટલીક હકીકતો પ્રાપ્ત થાય છે. રાજપૂતોની શૂરકથા એમાં મુખ્ય ભાગ ભજવે છે. એક હકીકત એ પણ જણાય છે કે રાજ્યો નાનાં મોટાં ઘણી સંખ્યામાં હશે. તે વખતે પ્રતાપી ગોહિલ વંશની શરૂઆત થઈ ચૂકી હતી, પણ એનો ભવ્ય ઇતિહાસ હવે પછી રચાવાનો હતો. તે ઉપરાંત પરમાર, રાઠોડ વિગેરે વંશો પણ પ્રચલિત થઇ ગયા હતા. ભિન્નમાલમાં ગુર્જરોનું રાજ્ય હતું.

સ્ત્રીઓ ઘણી શૂરવીર હતી. પડદાનો રિવાજ સામાન્ય પ્રકારનો હતો અથવા લગભગ નહોતો એમ કહી શકાય તેમ છે.

રાજસ્ત્રીઓ પોતાના પતિ સાથે જાહેરમાં જતી આવતી હતી એમ જણાય છે. એ વીરમાતા કે વીરપત્ની કહેવરાવવામાં ગૌરવ માનતી હતી. ધર્મોત્સવમાં સ્ત્રીઓ જાહેરમાં ભાગ લેતી હતી. શિકાર કરવા પતિ સાથે જતી હતી. પડદાનો રિવાજ મુસલમાની સમયમાં વધારે પ્રચલિત થયો હોય એમ જણાય છે.

રજપૂતોમા સ્વદેશભક્તિ અને સ્વામીભક્તિનો ગુણ સારી રીતે કેળવાયલો હોય, એમ જણાય છે રાજાઓ પોતાના સામતવર્ગ ઉપર કુટુબીઓ જેટલુ વાત્સલ્ય રાખતા હતા

લોકોમા મદ્યપાન કરવાનો રિવાજ આ સમયમા જણાય છે રજપૂતોના આખા ઇતિહાસમા જેમ તેમના શૌર્ય તરફ પ્રેમ થાય તેવુ છે, તેમજ તેમના અનેકપત્ની કરવાના રિવાજ તરફ ખેદ થાય તેવુ છે રજપૂતોની પડતીના કારણોમા બહુપત્ની અને મદ્યપાન મુખ્ય છે

બાકી તેમના પ્રેમમા અગત તત્ત્વ ઘણુ હતુ ચિતોડવાળા ચિતોડ ઉપર જ દૃષ્ટિબિન્દુ રાખે અને જોધપુરને મારવામા આનદ માને તે વખતનો સ્વદેશપ્રેમ તે અત્યારની નજરે પ્રાતિક પ્રેમ હતો, એમ ઇતિહાસ વાચતા લાગ્યા વગર રહે તેમ નથી

**રાજ્યવ્યવસ્થા—**

શ્રી ગૌરીશકર ઓઝા 'રાજપૂતાનેકા ઇતિહાસ' ભાગ ૧ પૃષ્ઠ ૬૭–૬૮ મા વિવેચન કરતાં નીચેની મતલબની હકીકત જણાવે છે—

"મહાભારતના સમયમા રાજધાનીના અને અન્ય મોટાં નગરની આસપાસ મોટો ગઢ બનાવવામા આવતો હતો, તેની દિવાલો ચારે બાજુએ ઊંચી રાખવામા આવતી હતી અને તેની પછવાડે જળથી ભરપૂર ઊંડી ખાઇઓ ખોદી રાખવામા આવતી હતી રાજાઓનાં અતપુરને પુરુષોના નિવાસસ્થાનથી અલગ રાખવામા આવતા હતા એ અતપુરમા વિસ્તીર્ણ મેદાન, બગિચા અને ક્રીડાસ્થાનો પણ બનાવવામા આવતા હતા હાલના સમયમા છે તેટલો સ્ત્રીઓ માટે સખ્ત પડદાનો નિયમ નહોતો એ વખતે ક્રૂરતાથી પુરુષોનુ પુરુષત્વ નાશ કરી, નપુસક બનાવી, અતપુરની રક્ષા માટે તેમને નિયત કરવાનો રિવાજ નહોતો દારુ વિગેરે નિશાની ચીજોનો નિષેધ કરવામા આવતો હતો અને દારુની દુકાનો તથા વેશ્યાઓ પર બારિક દેખરેખ રાખવામા આવતી હતી

"કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'થી જણાય છે કે તે વખતે વખત જાણવા માટે ઘડી (તડકામા ચક્ર) અને પાણીમા નળી રાખવામા

આવતી હતી. રાત્રે એક પ્હોર લગભગ પૂરો થતાં ચોઘડિયા વાગતાં રાજા અંતઃપુરમાં જતા હતા અને સવારમાં ચોઘડીઆં વાગતાં રાજા જાગૃત થતા હતા. જોગી અને જાદુગરને સર્વદા પ્રસન્ન રાખવામાં આવતા હતા. અંતઃપુરની ચારે બાજુ ઊંચી દિવાલો કરી લેવામાં આવતી હતી. દરવાજા પર દેવોની મૂર્ત્તિઓ બનાવવામાં આવતી હતી, મહેલોમાં સુરંગો રાખવામાં આવતી હતી અને કેટલાક તાંત્રિક પ્રયોગો પર વિશ્વાસ હોવાથી તેનો પણ અમલ કરવામાં આવતો હતો. રાજાઓનાં અંતઃપુરની રક્ષા માટે શસ્ત્રધારી સ્ત્રીઓને રાખવામાં આવતી હતી. રાજાના શરીરની સેવા સ્ત્રીઓ કરતી હતી. અંતઃપુરમાં છળપ્રપંચ ચાલ્યા કરતા હતા. રાજાની સવારી ચાલે ત્યારે બન્ને બાજુ પોલિસનો બંદોબસ્ત રાખવામાં આવતો હતો અને ગાયોના ચારા માટે તથા તપસ્વી લોકોને રહેવા માટે ગામની આસપાસ જગ્યાઓ છૂટી રાખવામાં આવતી હતી. શિકારને માટે જંગલોને રક્ષિત કરવામાં આવતાં હતાં. નગરોની ચારે બાજુ પાકો કોટ બનાવી, તેની પછવાડે ખાઈ ખોદાવવામાં આવતી હતી. રસ્તા પર પથ્થર પાથરવામાં આવતા હતા. ગઢના દરવાજા પર ભિન્નભિન્ન દેવતાઓની મૂર્તિઓ રાખવામાં આવતી હતી. વેશ્યાઓ રાજાની સાથે રહેતી હતી. રાજાની વર્ષગાંઠ પર કેદીઓને છોડી મૂકવામાં આવતા હતા અને ભૂત–પ્રેતની પૂજા થતી હતી. દાસદાસીઓનાં લેવાણુવેચાણુ થતાં હતાં, પણ આર્યજાતિનાં સ્ત્રીપુરુષને દાસ બનાવવામાં આવતાં નહોતાં.”

### રાજ્યપ્રબંધ-યુદ્ધપ્રણાલિકા—

નવમી દશમી શતાબ્દિમાં **રાજ્યપ્રબંધ** અને **યુદ્ધપ્રણાલિકા** તથા **યુદ્ધના નિયમો** કેવા પ્રકારના હતા તે જાણવું ખાસ પ્રાસંગિક છે. મહાભારતમાં જે નિયમો બતાવવામાં આવ્યા હતા તે રજપૂતના સમયમાં ઘણાખરા જળવાઇ રહ્યા હતા. એ સંબંધમાં શ્રીયુત ગૌરીશંકર ઓઝા ‘ રાજપૂતાનેકા ઇતિહાસ ’ પ્રથમ ભાગ પૃ. ૬૯ થી જે હકીકત શોધખોળને પરિણામે જણાવે છે તેનો સારાંશ નીચે મુજબ છેઃ—

રાજ્યપ્રબંધ અને ન્યાયનું કામ રાજાઓ આઠ મંત્રીઓની સલાહ લઇને ચલાવતા હતા. અત્યારે પણ ‘ આઠ કૌંસલ ’ ના

નામથી એ રજપૂતાનામા પ્રસિદ્ધ છે. એની સામે અત્યારનુ પ્રધાન મંડળ સરખાવવા જેવુ છે

૧ પ્રધાન, ( of Prime minister )

૨ સેનાપતિ, ( cf Commander-in-chief )

૩ પુરોહિત ( cf Commissioner of Police )

૪ ગુપ્તચરવિભાગનો અધ્યક્ષ ( cf Head of C I D Department )

૫ દુર્ગાધ્યક્ષ ( War minister )

૬ ન્યાયાધીશ ( cf Judge )

૭ આયવ્યયાધિપતિ ( cf Finance minister )

૮ મહાસાન્ધિવિગ્રહિક ( cf Foreign minister )

એ આઠ ઉપરાંત જિલ્લાના હાકેમ તથા પ્રજાના સર્વ વર્ણોના શ્રેષ્ઠ પુરુષોને રાજસભામા સામેલ કરવામા આવતા હતા પૂર્વકાળમા રાજા પોતે દરબારમા આવી ન્યાયકાર્ય કરતા હતા અને તેને સહાય કરવા માટે એક રાજસભા પણ રચવામા આવતી હતી ( cf Our Privy Council ) એ રાજસભામા ૪ વેદના જાણનાર સદાચારી ગૃહસ્થ બ્રાહ્મણ, ૮ બળવાન શસ્ત્રકુશળ ક્ષત્રિય, ૨૧ ધનવાન વૈશ્ય—વ્યાપારી અને ૩ પવિત્ર અને વિનયી શૂદ્રોને રાખવામા આવતા હતા આ રાજસભા એકલા ન્યાયના કાર્ય ઉપર જ ધ્યાન આપતી હતી એમ નહોતુ, પણ દેશના પ્રબંધ સાથે પણ સબંધ રાખતી હતી

રાજામા ૩૬ ગુણ હોવા જોઇએ એવી આમ્નાય હતી તે છત્રીશ પૈકી મુખ્ય ગુણો નીચે પ્રમાણે છે—રાજાએ રાગદ્વેષ છોડી ધર્માચરણ કરવુ, કાર્યમા શિથિલતા ન કરવી, મદોન્મત્ત થઈ વિષયભોગમા ન પડવુ, શૂરવીર થવુ, દાનશૂર થવુ પણ કુપાત્રને દાન ન આપવુ, નીચ પુરુષોની સંગતિ ન કરવી, જીવનમા નિયમિત રહેવુ, સદાચારીનુ સન્માન કરવુ, દુરાચારીને દંડ આપવો, સમયને અમૂલ્ય સમજવો, પ્રજાકલ્યાણના કાર્યો માટે વિચાર કરવો અને

એનો અમલ કરવો, યોગ્ય અને કાર્યકુશળ મનુષ્યોને અધિકાર આપવા, વ્યાપારી અને કારિગરોને સહાયતા આપી વ્યાપાર અને કળાકૌશલ્યની ઉન્નતિ કરવી, લોકોને કષ્ટ થાય તેવો ભારે કર ન નાખવો, આળસને અવકાશ ન આપવો અને વિદ્યા તથા ધર્મની ઉન્નતિ કરવી. ( આ સર્વ વાત મહાભારતના શાંતિપર્વમાંથી લીધેલી જણાય છે.) એનો અમલ કેટલો થતો હતો તે વ્યક્તિગત રાજા પર આધાર રહેતો. રાજાનો આવો આદર્શ હતો, એમ કહેવું વધારે યોગ્ય ગણાય.

રાજાની કર્તવ્યપ્રણાલિકામાં એને ઇશ્વરનો ભય રાખી સત્ય માર્ગથી કદી પણ બહાર પગલું ન ભરવાનો સમાવેશ થતો હતો. રાજ્યસત્તાના મુખ્ય આધારસ્તંભ તરીકે સત્યને ગણવામાં આવતું હતું.

## સેના અને યુદ્ધ સંબંધી પ્રાચીન સ્થિતિ—

સેના **ચાર પ્રકારની** હતી.

૧. પાયદળ–પદાતિ ( Infantry )

૨. અશ્વ–ઘોડેસ્વાર ( Cavalry )

૩. હાથી સ્વાર

૪. રથમાં બેસીને યુદ્ધ કરનાર. ( રથી )

એને **ચતુરંગિણી સેના** કહેવામાં આવતી હતી.

લશ્કરના અંગ તરીકે હાથીને બહુ ઉપયોગી ગણવામાં આવતા હતા. હાથીને શિક્ષણ આપીને ખાસ તૈયાર કરવામાં આવતા હતા અને એને મસ્ત કરી એની સુંઢમાં બેધારી તરવાર આપવામાં આવતી અને પછી તેને શત્રુ પર છોડી મૂકવામાં આવતા હતા. લડાઇની આગળ હાથીઓની હાર કરવામાં આવતી હતી અને એની વચ્ચે તથા બાજુ પર ધનુર્ધારી યોદ્ધાઓ રહેતા હતા. રાજા ખૂબ શણગારેલા હાથી પર ઘણેભાગે સ્વારી કરતા અને તેથી લડાઇ વખતે તેનો હાથી શોધી કાઢવો ઘણો સહેલો થઇ પડતો હતો. **વ્યૂહરચના** અનેક પ્રકારે કરવામાં આવતી હતી અને એ રચનાની આવડત ઉપર લડાઇનાં પરિણામનો ઘણો આધાર રહેતો

હતો જો હાથીની લાઇન તૂટી જાય તો લશ્કરમા ભંગાણ પડવાનો ઘણો સંભવ રહેતો હતો લડાઈમા જો રાજાનો હાથી ગાંડો થઇ જાય તો ભારે ગુંચવણ થતી અને ગજા પડે એટલે લશ્કર નાસવા માંડતું અનેક પ્રસંગે આવા કારણે લડાઈમા હાર થઈ જતી હતી

સેનાનીઓને કુશળતા પ્રાપ્ત કરવા સારુ વર્ષો સુધી લશ્કરી તાલીમ આપવામા આવતી હતી લશ્કરીઓને પગાર નિયત સમયે રોકડ તથા અન્નના આકારમા આપવામા આવતો હતો દશ યોદ્ધા પર એક ઉપરી, સો પર એક ઉપરી-નાયક અને હજાર પર એક ઉપરી, એવી રીતે હવાલદાર, દફેદાર અને જમાદારની નિમણુક થતી અને એવી સર્વ ટુકડીઓના ઉપરીને સેનાપતિ કે સેનાધિપતિની સંજ્ઞા આપવામા આવતી હતી

ચતુરંગી સેનાની સાથે દૂત, જાસૂસ, નોકર અને દૈશિક (માર્ગ બતાવનાર-ભોમિયા) રાખવામા આવતા હતા

## લશ્કરીઓનાં આયુધો—

**પાયદળ લશ્કરનાં આયુધોમા** ધનુષ, બાણ, ઢાલ, તલવાર, ભાલા, ફરશી, તોમર ( લોઢાનો દંડ ) વિગેરે હથિયારો હતા ગદાનો ઉપયોગ તો માત્ર દ્વંદ્વયુદ્ધમા જ થતો **ઘોડેસ્વારની** પાસે તલવાર અને બરછી રાખવામા આવતા હતા **રથી** અને મહારથી રથમા બેસતા રથને બે પૈડા હતા અને ચાર ઘોડા જોડવામા આવતા હતા એને મથાળે જુદા જુદા ચિહ્નવાળી ધ્વજાઓ ફરકાવવામા આવતી હતી રથની અંદર બાણ, શક્તિ વિગેરે આયુધોનો સંગ્રહ રહેતો, રથી અને મહારથી પોતાના માથા પર લોઢાનો ટોપ રાખતા, શરીર પર લોઢાનુ બખતર પહેરતા, હાથે પર ગોધાગુલીત્રાણ રાખતા અને આંગળીઓની રક્ષા માટે આવરણ રાખતા રથનો હાકનાર સારથિ પણ કવચ ( બખતર ) પહેરતો સેનાપતિ ઘણે ભાગે લશ્કરને મોખરે રહેતો

## યુદ્ધના નિયમો—

**યુદ્ધના નિયમો** બાધેલા હતા એ નિયમોને આધારે યુદ્ધ કરવામા આવે તેને ' ધર્મયુદ્ધ ' કહેવામા આવતુ હતુ ઝેરી અથવા

કર્ણી ( આંકડાવાળું ) બાણુ ઉપયોગમાં લેવામાં આવતું નહિ. રથવાળો રથવાળા સાથે લડે, હાથી પર સ્વારી કરનાર હાથીવાળા સાથે લડે, ઘોડેસ્વાર ઘોડેસ્વાર સાથે લડે અને પાયદળ પાયદળ સાથે લડે, એવો નિયમ હતો. બન્ને બાજુના યોદ્ધાઓનાં શસ્ત્ર સમાન રખાતાં.

સામો શત્રુ જો દુ:ખાકુળ હોય તો તેના ઉપર ઘા કરવામાં ન આવતો. ભયભીતને, હારેલાને કે પૂંઠ પકડી નાસનારને મારવામાં ન આવતો. સામા લડનારનું શસ્ત્ર ભાંગી જાય, ધનુષ્યની દોરી તૂટી જાય, તેનું બખ્તર નીકળી પડે અથવા તેનું વાહન ભાંગીને નાશ પામી જાય તો તેના પર શસ્ત્ર ચલાવવામાં ન આવતું. સૂતેલા, થાકેલા, ખાતા, પાણી પીતા અથવા ઘાસદાણો લાવતા શત્રુ પર ઘા કરવામાં ન આવતો. લડાઈ વખતે ખેડૂત કે પ્રજાજનને કોઈ પણ પ્રકારની પીડા ન થાય તેની ખાસ સંભાળ રાખવામાં આવતી. લડાઈમાં ઘાયલ થયેલા સામાવાળાને કાં તો તેની છાવણીમાં પહોંચાડી દેવામાં આવતા અથવા પોતાની છાવણીમાં ઘા પર મલમપટ્ટા કરવામાં આવતા અને એને સારું થયા પછી છોડી દેવામાં આવતા.

આપત્તિકાળમાં રાષ્ટ્ર ખાતર શત્રુ સાથે સંગ્રામ કરવો અને પ્રજાની રક્ષા કરવી, એ ક્ષત્રિયનો ધર્મ ગણાતો. જે દેશ પર વિજય પ્રાપ્ત કર્યો હોય તેના ઉપર નીતિ પ્રમાણે શાસન કરવાની અને તેની પ્રજાને સુખી બનાવવાની વિજેતાની ફરજ ગણવામાં આવતી. યુદ્ધમાં લડીને મરવું એ ક્ષત્રિયને માટે સૌભાગ્ય ગણાતું અને યુદ્ધમાંથી નાસી આવવું, એ તેને માટે અતિ નિંદનીય ગણાતું.

**હુએન્તસંગ** દક્ષિણના રાજા પુલકેશિનું વર્ણન કરતાં લખે છે કે " રાજા જાતિનો ક્ષત્રિય છે. એનું નામ પુ–લો–કે–શિ ( પુલકેશિ ) છે. એના વિચાર અને કાર્ય અતિ વિસ્તૃત છે, એના ઉપકારનાં કામોનો લાભ દૂર દૂર પહોંચે છે. એની પ્રજા પૂર્ણ વિનયપૂર્વક એની આજ્ઞા ઉઠાવે છે. આ સમયમાં શિલાદિત્ય ( કનોજનો શ્રીહર્ષ ) રાજાએ પૂર્વથી પશ્ચિમ સુધીના દેશ પર વિજય મેળવ્યો છે અને દૂર દૂરના દેશો પર ચડાઈ કરી છે, પણ આ દેશ( મહારાષ્ટ્ર )વાળા એને સ્વાધીન થયા નથી. અહીંવાળાને દંડ દેવા માટે તથા આધીન કરવા માટે એણે પોતાના રાજ્યના

પાચે વિભાગના સૈન્યને એકઠુ કર્યું, સર્વ રાજ્યોના બહાદુર સેનાપતિઓને બોલાવ્યા અને પોતે પણ લશ્કરી હરોળમા રહ્યો, તો પણ એ અહીંના સૈન્યને જીતી ન શકયો અહીના લોક સાદા, પ્રમાણિક, શરીરે ઊંચા, સ્વભાવે કઠોર, બદલો લેવાવાળા, ઉપકાર કરનારનો આભાર માનનાર અને શત્રુપરત્વે નિર્દય છે એ લોક તેઓનુ અપમાન કરનાર સામે બદલો લેવામા પોતાનો જાન પણુ આપી દેનાર છે, પણ કોઈ મુશ્કેલીને વખતે તેમની મદદ માગે તો તેને મદદ દેવાની ઉતાવળમા પોતાના શરીરની પણ દરકાર ન કરે તેવા છે જો તે કોઈ બાબતનો બદલો લેવા માગતો હોય તો શત્રુને એ પહેલેથી સાવધાન કરી દે છે, પછી બન્ને શસ્ત્રો ધારણ કરી એક બીજા પર હુમલો કરે છે એ બન્નેમાથી એક નાસી-ભાગી જાય તો બીજો તેનો કેડો પકડે છે, પણ જો તે શરણે આવી જાય તો તેને મારતા નથી કોઈ સેનાપતિ લડાઇમા હાર ખાઇ જાય તો તેનો દડ કરતા નથી, પણ એને તેઓ સ્ત્રીનો પોશાક ભેટ આપે છે અને એમ થાય એટલે પેલા સેનાપતિને જાતે જ મરવુ પડે છે રાજ્યના અધિકારમા સેકડો યોદ્ધાઓ નિયત કરેલા હોય છે તેઓ લડાઈ વખતે નિશો કરી મદમત્ત થઇ જાય છે અને પછી તો પ્રત્યેક હાથમા ભાલો લઇ લલકારતા આગળ વધે છે અને દશ હજાર માણસોનો સામનો કરે છે એવી રીતે લશ્કર માટે પ્રયાણ કરતો યોદ્ધો રસ્તામા ચાલનારા કોઇ આદમીને મારી નાખે તો તેને સજા કરવામા આવતી નથી એ જ્યારે લડવા માટે બહાર પડે છે ત્યારે પોતાની આગળ ઢોલ વગડાવે છે સેકડો હાથીઓને પણ મદમસ્ત કરી લડવા માટે લઇ જાય છે એ લોક પહેલેથી નિશો કરે છે અને પછી એકી સાથે આગળ વધીને દરેક ચીજને બરબાદ કરી મૂકે છે અને તેથી કોઇ શત્રુ તેની સામે ટકી શકતો નથી" ('સોલકીઓકા પ્રાચીન ઇતિહાસ' પ્રથમ ભાગ પૃ ૩૪-૩૫ માથી ઉદ્ધૃત)

આ લખાણુ ટાચણુ નજરે જોનાર પરદેશી અભ્યાસી મુસાફરે કરેલ લખાણુને આધારે થયેલ હોવાથી એમા તથ્યાશ હોવાનો ઘણો સભવ છે રજપૂતો માટે જે હકીકત ઇતિહાસમા વાચવામા આવે છે તેના પર તે મહોરસિક્કો કરનાર હોવાથી બહુ ઉપયોગી જણાય છે

## રાજ્યસંબંધ—

શ્રીયુત ઓઝા આ નવમી દશમી શતાબ્દિ સંબંધી વિવેચન કરતાં સદર "રાજપૂતાનેકા ઇતિહાસ, પ્રથમ ભાગ"માં આગળ પૃ. ૭૫ પર જણાવે છે કે "પ્રાચીન કાળથી ભારતમાં અનેક નાનાં મોટાં રાજ્યો વિદ્યમાન હતાં અને તે રાજ્યો અંદર અંદર લડાઇ ઝગડા કર્યા કરતા હતા, પણ એમાં એક વાત એ જરૂર હતી કે કોઇ રાજા પોતાનું બળ વધારી દઇ બીજા રાજા ઉપર વિજય મેળવતો તો પણ તે પરાજિત રાજાનું રાજ્ય છીનવી લેતો નહિ, તેની અભ્યંતર સ્વતંત્રતામાં અડચણ નાખતો નહિ, માત્ર વિજયચિહ્ન તરીકે તેની પાસેથી કાં તો ખંડણી નિયત કરતો અથવા ભેટ લેતો. એ ઉપરાંત પ્રાચીન રાજ્યો પરસ્પરના વેર મટાડવા માટે કન્યાની આપલે કરવાનો રિવાજ પણ રાખતા હતા. રજપૂતોમાં પ્રાચીન સમયથી અત્યાર સુધી એક રીત ચાલી આવે છે કે ભિન્ન વંશના રાજા સાથેનો વિરોધ પોતાની દીકરીને વિવાહ સંબંધમાં આપીને શમાવવામાં આવતો હતો અને એક જ વંશના રાજાઓ વચ્ચે વિરોધ થયો હોય તો અફીણ પીવરાવવાથી (કસુંબા કાઢવાથી) વિરોધ દૂર થતો હતો. ઇતિહાસમાં આવા અનેક દાખલાઓ મોજુદ છે. રાજ્યો વચ્ચે અંદર અંદરની લડાઇઓ ચાલુ રહેતી ત્યારે પણ જો બહારનો કોઇ શત્રુ રાજ્ય પર આક્રમણ કરતો અથવા દેશ પર હુમલો કરતો ત્યારે નાનાં મોટાં સર્વ રાજ્યો મળી જઇને તેવા પરદેશી હુમલાનો સામનો કરતા હતા. આગળના જમાનાનું આ સંગઠન જ્યારે રદ થયું ત્યારે પરદેશીઓ આ દેશમાં દીર્ઘકાળ માટે દાખલ થઇ ગયા; પણ એ સમયનો વિચાર અપ્રસ્તુત હોઇ અહીં તે વિષય પર વિશેષ ઉલ્લેખ કરવાની આવશ્યકતા નથી."

## રજપૂતો અને સ્ત્રીઓ:—

રજપૂતોમાં સ્ત્રીઓ તરફ મોટો આદર હતો. સ્ત્રીઓ પણ પોતાની જાતને વીરપત્ની કે વીરમાતા કહેવરાવવામાં પોતાનું ગૌરવ માનતી હતી. એ વીરાંગનાઓના પતિવ્રતા ધર્મ, શૂરવીરતા અને સાહસ જગત્પ્રસિદ્ધ છે. એનાં અનેક ઉદાહરણો ઇતિહાસમાં નોંધાયલાં છે. દશમી શતાબ્દિ પછીના ઇતિહાસમાં મુસલમાનો સાથેના અનેક પ્રસંગમાં રાણીઓએ અદ્ભુત શૌર્ય બતાવ્યાના

દાખલાઓ મોજુદ છે એવી જ રીતે પોતાનુ સતીત્વ જાળવવા માટે હજારો રજપૂત મહિલાઓએ નિર્ભયપણે જૌહરની ધગધગતી આગમા બળીને ભસ્મસાત થવાના અનેક પ્રસગો જાણીતા છે પડદાનો રિવાજ આ શતાબ્દિઓમા મધ્યકાળના જેવો નહોતો ધર્મોત્સવ, શિકાર અને યુદ્ધ વખતે રાણીઓ રાજાની સાથે રહેતી હતી અને રાજ્યાભિષેક વખતે પતિની સાથે ભરદરબારમા રાણી બેસતી હતી મુસલમાની સમયમા દેખાદેખીથી સખ્ત પડદાનો રિવાજ વધતો ગયો અને એના અનુકરણથી રાજદ્વારી પુરુષોમા અને ધનાઢ્ય વૈશ્યોમા એ રિવાજ વધતો ચાલ્યો

## સ્વદેશભક્તિ અને સ્વામીધર્મ:—

સર્વ રજપૂતોમા સ્વદેશભક્તિ અને સ્વામીધર્મ પ્રાચીન કાળથી ચાલ્યા આવે છે રજપૂતાનાના ઈતિહાસમા એવા સેકડો ઉદાહરણો મળે છે કે જેમા પોતાના સ્વામીને સાથ દેવામા અને દેશની રક્ષામા હજારો લાખો રજપૂતોએ પોતાના પ્રાણોની આહુતિ આપી હોય પોતાના માલેક-સ્વામીનો સામનો કરનાર અથવા તેની સાથે છળકપટ કરનારના માથા ઉપર હરામખોરીનુ આકરુ કલક લગાડવામા આવતુ હતુ અને એ કલક સમસ્ત રજપૂતાનામા મોટી ગાળ સમાન અથવા આકરી એબ સમાન ગણવામા આવતુ હતુ (સ્વદેશની ભાવના તે વખતે વિશેષત પ્રાતિક હોય એમ જણાય છે) રાજાઓ પોતાના સામતો તરફ ખૂબ પ્રેમ રાખતા હતા અને માનમર્યાદા જાળવતા હતા આથી સ્વામી-સેવકનો સબધ પ્રેમપૂર્ણ હોઇ, પરસ્પર દૃઢ બધન રહેતુ હતુ અને સેવાથી એને પુષ્ટિ મળતી હતી દશમી શતાબ્દિ સુધી તો આ સ્થિતિ કાયમ રહી ત્યારપછી એ પ્રથા શિથિલ થતી ચાલી અને મુસ્લીમ બાદશાહોની ભેદનીતિથી પરસ્પરનો સબધ ઢીલો થતા અને પ્રેમ-શ્રદ્ધા-ભક્તિ અને વિશ્વાસનો પૂલ તૂટી જતા અવ્યવસ્થા ચાલી અને રાજ્યોમા ભગાણુ પડ્યા ત્યારપછી રાજાઓ પણ સમયાનુકૂળ પોતાનો સ્વાર્થ સાધવા લાગ્યા અને રાજ્યની છત્રછાયામાથી છૂટી ખુલ્લી રીતે સ્વતત્ર થવાની ચેષ્ટા કરવા લાગ્યા નીતિશાસ્ત્રોમા રાજ્યને એક શરીર ગણીને રાજા, અમાત્ય, પ્રજા અને સામતગણને તેના અગો તરીકે કલ્પવામા આવ્યા છે જો

એમાંનું એક પણ અંગ રોગી, નિર્બળ અથવા કર્તવ્યહીન થઈ જાય તો રાજ્યરૂપ આખા શરીરને તે નિર્બળ બનાવી દે છે. રાજ્યની ઠંડી છાયામાં એના સામંતો બીજા પ્રબળ પ્રતિપક્ષીઓ તરફથી થતા ઉત્તાપ, વ્યાધિ કે આપત્તિઓથી બચી જતા હતા. રાજ્યની જડ ચલાયમાન થઇ જાય ત્યારપછી એનાથી જુદા પડેલાં અંગો ખેમકુશળ રહેવાની આશા કેવી રીતે રાખી શકે? પણ આ સર્વ બાબતો દશમી શતાબ્દિ પછી બની જણાય છે. મુસલમાન બાદશાહોની ભેદનીતિનો ભોગ બનેલા અને મરાઠાઓના અંદરઅંદરના ક્લેશથી નિર્બળ બનેલા ભારતવર્ષની શી દશા થઇ તે જાણીતો ઇતિહાસ છે, પણ તે વખતની સ્થિતિને પ્રસ્તુત વિચારણામાં સ્થાન નથી. દશમી શતાબ્દિ સુધી ભારતવર્ષ સન્નદ્ધબદ્ધ હતું.

શ્રીયુત ઓઝા સદર પુસ્તકના પૃ. ૭૯ પર લખે છે કે "ભારતમાં જ્યાં સુધી પ્રાચીન આચારવિચાર, રીતિરિવાજ, રાજ્યપદ્ધતિ અને શિક્ષાપ્રચારનો ક્રમ બન્યો બન્યો રહ્યો ત્યાં સુધી ક્ષત્રિયવર્ણે ભારતવર્ષ માત્ર જ નહિ, પણ દૂર દૂરના બહારના દેશોને પણ હસ્તગત કર્યા. એની સભ્યતા, શિષ્ટતા અને પ્રતાપની સામે અન્ય જાતિઓએ પોતાનાં શિર ઝૂકાવ્યાં અને એ લોકો મહારાજ્યનો આનંદ લૂંટતા રહ્યા, પરંતુ ત્યારપછી જેમ જેમ એ વર્ણમાં શિક્ષાનો અભાવ થતાં સ્વાર્થપરાયણુતાનાં મૂળ ઘુસ્યાં, દેશમાં અનેક પ્રકારના ધર્મો અને નાની નાની જાતિઓ બની ગઇ અને એક સૂત્રમાં બંધાઇ રહેલી પ્રજા જાતિ, પંક્તિ અને મતમતાંતરોના ઝગડાથી પૃથક્ પૃથક્ થઈ એક બીજાને વૈરવિરોધની નજરે જોવા લાગી, રાજાઓ પણ સ્વધર્મીઓનો પક્ષ લઇ કોઈ કોઇ વાર અન્ય ધર્માવલંબીઓ પર અત્યાચાર કરવા લાગ્યા અને પોતાની પ્રજાને તુચ્છ દૃષ્ટિથી દેખવા લાગ્યા તેમ તેમ નીતિ અને ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરી રાજાઓ સ્વેચ્છાચારી બનતા ગયા. પરિણામે અંદરઅંદરની ફાટફૂટ ફેલાઇ જતાં રાતદિવસના ઝઘડાથી એનાં બળ પરાક્રમ ક્ષીણુ થતાં ચાલ્યાં."

**ક્ષત્રિયોની ક્ષતિનાં બે કારણો:—**

શ્રીયુત ઓઝાજી પોતાનાં ઇતિહાસમાં ક્ષત્રિયોની ક્ષતિનાં બે કારણો બતાવે છે: ( ૧ ) **બહુવિવાહ**—એક રાજા અનેક સ્ત્રીઓને પરણે

તે એકપત્નીત્વનો અભાવ આ કારણની શરૂઆત ઘણા વખતથી ચાલી આવી જણાય છે, પણ એનાં ભયકર પરિણામો આખો ઇતિહાસ વિચારતાં જણાયા વગર રહેતા નથી એનાથી અનેક રાજાઓના પ્રાણ ગયા છે, અનેક નિરપરાધી બાળકોનાં મરણ થયા છે અને અનેક રાજ્યો નષ્ટભ્રષ્ટ થયા છે મેવાડના સાગા જેવા મહાપરાક્રમી રજપૂતોના રાજ્યમા આ બહુવિવાહથી નાશના ગણેશ મડાયા હતા (૨) **મદ્યપાન.** રજપૂતોની ક્ષતિનુ બીજુ કારણ દારુ-મદ્યપાન મેગાસ્થનિસ લખે છે કે ભારતના લોકો યજ્ઞયાગ સિવાય દારુનો ઉપયોગ કરતા નહિ (ઈ એન્ટિકવરી પુ ૬ પૃ ૧૩૧) પૂર્વકાળમા કોઇ વખત લડાઈ પ્રસગે મદ્યપાન કરવાનો રિવાજ હતો, છતા એમા વધારો થતો ગયો અને બળ, વીર્ય, શૌર્ય અને સાહસનુ ભક્ષણ કરનાર એ દૈત્યના પજામા રજપૂતો વધારે વધારે સપડાતા ગયા

છેવટે શ્રીયુત ઓઝાજી જણાવે છે કે (પૃ ૮૧) "સારાશ એ છે કે સ્વાર્થપરાયણતા, અવિદ્યા, આળસ, બહુવિવાહ, મદ્યપાન, પરસ્પરમા ફાટફૂટ અને દ્વેષને કારણે છેવટે આખી રજપૂત જાતિનું એકલક્ષ્ય ન રહેવાથી રજપૂતો નિર્બળ થતા ગયા "

ઉપરની સર્વ સ્થિતિ દશમી શતાબ્દિ પછી થઈ, પણ એની શરૂઆત પ્રસ્તુત સમયમા થઇ ગઈ હતી



## દશમી શતાબ્દિના રિવાજો વિગેરે (ગ્રથમાથી તારણ)

દશમી શતાબ્દિના સામાજિક રિવાજો સબધી અન્યત્ર ઉપલબ્ધ હકીકત આપણે જોઇ ગયા હવે ખૂદ ઉપમિતિભવપ્રપચા કથામાથી કેટલીક હકીકત સાપડે છે તે વિચારી લઇએ

### યુદ્ધની ભૂમિકા:—

ઉપમિતિ ગ્રથમા યુદ્ધની અનેક ભૂમિકાઓ જુદે જુદે પ્રસગે ચિતરી છે તે પ્રસગો પરથી યુદ્ધનીતિ અને રીતિ પર ઘણો પ્રકાશ પડે છે તે સર્વથી વધારે ધ્યાન ખેચનાર એટલા માટે છે કે લડાઈની વર્તમાન પદ્ધતિ તદ્દન જુદી છે અને દશમી સદીની રીતિ

તદ્દન જુદી હતી. થોડા પ્રસંગો જોઈ જઈએ એટલે એની વિશિષ્ટતા ખ્યાલમાં આવશે.

મોહરાય અને ચારિત્રરાજનું યુદ્ધ **પ્રસ્તાવ ૫, પ્રકરણ ૧૯** માં આવે છે. આ પ્રથમ યુદ્ધ છે. ચારિત્રરાજનો **સંયમ** નામનો સુભટ દુશ્મનોથી ખૂબ ઘવાયો છે. એને **ચારિત્રધર્મરાજ**ની રાજસભામાં લાવવામાં આવે છે. સભામાં પોતાના સુભટને માર પડેલો જોઈ મોટો ખળભળાટ થાય છે અને કોઈ હોકારા કરવા માંડે છે, કોઈ તરવાર પર હાથ નાખે છે અને આખું સભાસ્થાન ઉગ્ર બની જાય છે. મહારાજા ચારિત્રરાજના ઇસારાથી સર્વ શાંત થઈ જાય છે. પછી પ્રથમ નાના રાજાઓ પોતાના વિચારો બતાવે છે અને દુશ્મનને જડમૂળથી ઉખેડી નાખવાની સલાહ આપે છે. એ સર્વે રાજાઓનો મત જાણી મહારાજાની કૌંસીલ બેસે છે અને ખાનગીમાં મંત્રણા શરૂ કરે છે. કૌંસીલ હોલમાં ગયા ત્યારે લશ્કરી સેનાધિપતિ **સમ્યગ્દર્શન** અને દિવાની મુખ્ય સચિવ **સદ્બોધ**ની સલાહમાં ભારે મોટો તફાવત પડે છે. લશ્કરી સમ્યગ્દર્શન તો એક ઘાના બે કટકા કરવાની વાત કરે છે. એ કહે છે 'શત્રુ તરફથી આવો અસહ્ય ગુન્હો થયા પછી સ્વમાનવાળો કેમ બેસી રહે?' એણે શત્રુનું અપમાન સહન કરી જનારને તરખલાને તોલે ગણાવ્યા, એવા જીવતર કરતા મરણને વધારે સારું બતાવ્યું અને શત્રુને હઠાવી રાજ્યને નિષ્કંટક બનાવવાની સલાહ આપી. પછી સાચા મુત્સદ્દી સદ્બોધનો વારો આવ્યો. એ કદી આવેશમાં આવે તેવો નહોતો. એ ગણતરીબાજ અને વિચારશીલ હતો અને એ લાંબી નજરે પરિણામને કલ્પી શકે તેવો હતો. એણે સૈન્યાધિપતિ તરફ ખૂબ માન બતાવ્યું, એના સ્વામીભક્તપણાની પ્રશંસા કરી અને પછી મર્યાદિત શબ્દોમાં સલાહ આપી કે સમજુ માણસ અવસર વગર કોઈપણ કાર્ય કદી શરૂ કરતો નથી. ( પૃ. ૧૩૦૬ ).

ત્યારપછી એ **રાજનીતિના છ ગુણો** ગણાવે છે: સ્થાન, યાન, સંધિ, વિગ્રહ, સંશ્રય અને દ્વૈધીભાવ. આ છ ગુણોની વિગત પૃ. ૧૩૦૬–૭ માંથી જાણવા યોગ્ય છે. એમાં લશ્કરની વ્યૂહરચના વિગેરે અનેક ઉપયોગી બાબતોનો સમાવેશ થાય છે.

રાજનીતિના **પાંચ અંગ** બતાવવામાં આવ્યાં છે ઉપાય ( સામ, દામ, દંડ, ભેદ અને ઉપેક્ષા ), દેશકાળ વિભાગ, પુરુષ અને દ્રવ્ય, આપત્તિનો ઉપાય, કાર્યસિદ્ધિ ( પૃ ૧૩૦૮ )

રાજ્યસત્તાને અંગે **ત્રણ પ્રકારની શક્તિ** ધ્યાનમાં રાખવી ઉત્સાહશક્તિ પ્રભુશક્તિ અને મંત્રશક્તિ ( પૃ ૧૩૦૮-૯ )

ત્રણ ઉદય, ત્રણ સિદ્ધિ બતાવીને પછી સામ, દામ, દંડ અને ભેદ એમ **ચાર પ્રકારની નીતિનું** વર્ણન કરવામાં આવ્યું છે ( પૃ ૧૩૦૯ ) રાજાએ ચાર પ્રકારની વિદ્યાઓ જાણવી જોઈએ

ત્યારપછી સદ્બોધ મંત્રી બહુ વ્યવહારુ વાત કરે છે એ રાજનીતિના અભ્યાસીએ ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય છે તે જણાવે છે કે "પ્રાણી ગમે તેટલા શાસ્ત્રો જાણતો હોય, પણ જો તે પોતાની અવસ્થા બરાબર સમજતો ન હોય તો આંધળા માણસની પાસે ધરવામાં આવેલો આરિસો નકામો થાય છે તેમ તેનું જ્ઞાન પણ નકામું થાય છે ન સાધી શકાય તેવી બાબત મેળવવા માટે જે પ્રાણી પ્રવૃત્તિ કરે છે, તેને અંગે યોગ્ય વિવેક રાખતો નથી તેની લોકોમાં હાસી થાય છે અને પોતે મૂળથી નાશ પામે છે" આ સર્વ પ્રસ્તાવના કરી સદ્બોધ મંત્રી કમાલ કામ કરે છે એ જણાવે છે કે આ આખી બાબતનો વરરાજા તો **સંસારી જીવ** છે, આખી ચિત્તવૃત્તિ અટવીનો રાજા એ છે અને એ તો ચારિત્રધર્મ-રાજને ઓળખતો પણ નથી, એનો પક્ષપાત મહામોહ-દુશ્મન રાજા તરફ છે, એ આપણને બરાબર ઓળખે ત્યાં સુધી કાંઈપણ કરવું નકામું છે, હાલ તો રાહ જોવી અને જરા પાછા હઠી વધારે જોર મેળવવું ઉચિત છે

એ પ્રમાણે કહીને વખત લંબાવવાની અને અનુકૂળ સમયની રાહ જોવાની એ સલાહ આપે છે, છતાં લશ્કરી સેનાપતિ છેવટે દૂત મોકલવાની સૂચના કરે છે તેના જવાબમાં સદ્બોધમંત્રી જણાવે છે કે સામી બાજુ બળવાન હોય ત્યારે દૂત મોકલવો એ ગરમ તેલમાં પાણી રેડવા બરાબર છે, એથી તો ઊલટો

ભડકો થશે; છતાં એ પ્રયોગ કરી જોવો એમ ઠર્યું. ચારિત્રરાજનો દૂત મોહરાજાની સભામાં ગયો. ( પૃ. ૧૩૧૫ ).

દૂતે મહામોહની રાજધાનીમાં જઇને સંદેશો આપ્યો. એ સાહસિક હતો, છતાં એણે શાંતિથી વાત ચલાવી અને અરસ્પરસ પ્રેમ વધે તેવી રીતે કામ લેવા સૂચના કરી, પણ તેનાં વચન સાંભળીને મોહરાજાના સેનાનીઓ લાલપીળા થઈ ગયા અને સર્વ હોકારા પાડી બોલવા મંડી ગયા, દૂતનું અનેક પ્રકારે અપમાન કરી એને તેઓએ બહાર કાઢયો અને લડાઈનું કહેણુ મોકલ્યું. (પૃ. ૧૩૧૫)

આ આખા પ્રસંગ પરથી અસલ કોંસીલની પદ્ધતિએ રાજ્ય ચાલતું હતું, લશ્કરી માણસો ઉપર મુત્સદ્દીઓનો દોર ચાલતો હતો, રાજાના સલાહકારો બળાબળની બરાબર ગણુતરી કરતા હતા, દૂતનું શરીર પવિત્ર માનવામાં આવતું હતું છતાં તેનું અપમાન કરવાથી લશ્કરી માણસો બહુધા આવેશમય હતા એમ જણાય છે.

ત્યાર પછી વાંચનારને વિસ્મય કરે તેવું યુદ્ધ થાય છે. તેમાં જે વર્ણન આપવામાં આવ્યું છે તે વિચારતાં શસ્ત્ર અને અસ્ત્રોની ફેંકાફેંક, હાથી અને રથની ધમાલ, ઘોડેસ્વાર, પગવાળા અને શબ્દનો મોટો રવ–એટલે દશમા સૈકામાં યુદ્ધ કેવું થતું હશે તેનો ખ્યાલ આવે છે.

યુદ્ધના અન્ય પ્રસંગો આ ગ્રંથમાં અનેક આવે છે તે ઉપરથી પણ દશમી શતાબ્દિમાં યુદ્ધ કેવી રીતે થતું હશે તેનો ખ્યાલ આવે છે. ( **પ્ર.** ૩. પ્ર. ૨૬ માં નંદિવર્ધનનું વંગરાજ સાથેનું યુદ્ધ વર્ણવ્યું છે. પૃ. ૬૨૦–૧ ) એ જ પ્રસ્તાવમાં અંબરીષ બહારવટીઆનું યુદ્ધ **પ્ર.** ૨. પ્ર. ૨૨ માં વર્ણવ્યું છે. ત્યાં તીરથી લડાઈ થાય છે તેમાં પણ તત્સમયની લડાઇનો થોડો ખ્યાલ આવે છે. સર્વથી મોટું યુદ્ધ એ પ્રસ્તાવના પ્ર. ૨૩ માં વિભાકર સાથેનું માલૂમ પડે છે. એમાં વ્યૂહરચના પણ બતાવી છે. ( પૃ. ૫૮૪ ). લડાઇના વર્ણનમાં રાડો, હાથી, રથ અને ઘોડાની ધમાલ અને તીર તથા કોળાહળનું જ વર્ણન માલૂમ પડે છે. મહારથીઓનું યુદ્ધ હાથોહાથનું પણ હોય છે. સરદાર પડે એટલે એના આખા લશ્કરમાં ભંગાણુ પડે છે, એ સમરસેન પડવાનાં પરિણામમાં દેખાઈ

આવે છે ( પૃ ૫૮૫ ) આ યુદ્ધમા તરવારની પટ્ટાબાજી દેખાય છે દુશ્મન તરફ દાનાઈ બતાવવામા આવતી હતી, એ કનકશેખરના વર્તન પરથી જણાય છે ( પૃ ૫૮૯ )

યુદ્ધની ભૂમિકા તો ઉપરના લાક્ષણિક ચિત્રોમાથી જ સાપડે છે આગળ ચાલતા આઠમા પ્રસ્તાવમા મોહરાજાના સર્વ સ્થાનો ભાગી નાખવામા આવે છે તે આતરસૃષ્ટિમા ભીષણ યુદ્ધ બતાવે છે ( પ્ર ૮ પ્ર ૯ ), પણ એને યુદ્ધ ભાગ્યે જ કહી શકાય દશમી શતાબ્દિ સુધીમા તીર અને શસ્ત્ર અસ્ત્રનુ જ યુદ્ધ જણાય છે, એમા રથ, હાથી અને ઘોડાનો ઉપયોગ મુખ્યત્વે કરીને થાય છે લડનારના શારીરિક બળ ઉપર ઘણો આધાર રહે છે અને રાજા–સરદારના હુકમને આધીન આખુ સૈન્ય રહે છે લગભગ મહાભારતના સમયથી જે યુદ્ધપ્રણાલિકા ચાલી આવતી હતી તે જ એમા દેખાય છે ત્યા સુધી દારુગોળાનો ઉપયોગ માલૂમ પડતો નથી અને સર્વ યુદ્ધ જમીન પર જ થતા હોય એમ જણાય છે યુદ્ધની ભૂમિ મેદાન અથવા કિલ્લાબદી–બન્ને પ્રકારની જણાય છે

પ્ર. ૫ પ્ર ૩ મા આકાશમા યુદ્ધની હકીકત આવે છે બે પુરુષો લડતા લડતા આકાશમા ઊડે છે ( પૃ ૧૧૬૫ ) આ યુદ્ધ વિદ્યાધરોનુ હતુ એટલે અત્યારના લોકોની અક્કલમા ઉતરે તેવુ ન હોઇ વધારે ચર્ચાને પાત્ર નથી, પણ એના અતરગમા અત્યારે દોરડાની કળા ( Rope Trick ) સબધી જે ચર્ચા ચાલી રહી છે તેથી જરા ખ્યાલ કરવા યોગ્ય છે એ આકાશના યુદ્ધને વર્તમાનકાળના હવાઈ યુદ્ધ સાથે કોઇ પ્રકારનો સબધ નથી વિદ્યા, મત્ર કે ચમત્કાર એ આન્ધાનો વિષય છે, પણ દશમી શતાબ્દિમા એવા યુદ્ધની શક્યતા ગણવામા આવી છે તેટલા પૂરતી એ હકીકત નોધી લેવા લાયક છે

નીચેના હથિયારોના નામ આ ગ્રથમા મળે છે

શક્તિ, તરવાર, ભાલા, તીર, અર્ધચદ્ર બાણ, અસ્ત્રશસ્ત્ર, ચક્ર, અસિ ( તરવાર ), તૂણીર ( ભાથા ), કુન્ત ( બર્છી ), નારાચ ( લોઢાના બાણો ), પ્રાસ, ધનુષ, દડ, ગદા, શૂળ, ( પ્ર. ૮ પ્ર ૩ પૃ ૧૮૭૮ ) નર્વાસ્ત્ર, વારુણાસ્ત્ર, ગારુડાસ્ત્ર ( પ્ર. ૩ પ્ર ૨૩ પૃ ૫૮૫–૬ ) યવનોના આક્રમણ દશમી શતાબ્દિમા થવા લાગ્યા હતા

તે યવનરાજ વંગરાજ સાથેના નંદિવર્ધનના યુદ્ધથી જણાય છે. ( **પ્ર.** ૩. પ્ર. ૨૬ )

લડાઇના મેદાનમાં સ્ત્રીઓ જતી હોય એમ લાગતું નથી. દ્વેષગજેંદ્ર અને અવિવેકિતા ( **પ્ર.** ૪. પ્ર. ૮. પૃ. ૭૯૮ માં ) વાત કરે છે ત્યાં દ્વેષગજેંદ્ર પોતાની પત્નીને ભારે શરીરે ( ગર્ભાધાનકાળમાં ) લડાઇના મેદાનમાં આવવા ના કહે છે, છતાં ચાલતી લડાઇમાં સ્ત્રીઓ સાથે હોય તેવો એક પણ દાખલો વ્યવહારુ દુનિયામાં ચાલતો હોય તેવું ગ્રંથમાં બતાવ્યું નથી. લડવાનું કામ પુરુષો જ કરતા હતા એમ લગભગ સાર્વત્રિક હકીકત જણાય છે.

રાજાઓ બાતમીદારો ખૂબ રાખતા જણાય છે. એના જાસુસી ખાતાના માણસો વિવિધ દેશની ભાષાઓ, વેશ, વર્ણસ્વરભેદ અને વિજ્ઞાન જાણતા અને રાજાની ખાનગી મંડળીમાં વાતો થાય તેનો ભેદ સામેના રાજાને મળી જતો હતો. તપન ચક્રવર્તી પાસે રિપુદારણના મંત્રીઓ પહોંચ્યા તે પહેલા તેની સર્વ વાત ચક્રવર્ત્તી પાસે પહોંચી ગઇ હતી. ( **પ્ર.** ૪. પ્ર. ૪૦. પૃ. ૧૧૨૧ )

લશ્કર ચાર પ્રકારનું અનેક પ્રસંગે વર્ણવ્યું છેઃ રથ, હાથી, પાયદળ અને અશ્વ ( **પ્ર.** ૬. પ્ર. ૧૦. પૃ. ૧૫૬૦ ).

લશ્કરીખાતાના ઉપરીને સેનાનાયક કહેવામાં આવતો જ્યારે મંત્રીનો હોદ્દો અલગ હતો અને રાજા મંત્રીની સલાહ ઉપર ખૂબ ધ્યાન આપતા હતા. ( **પ્ર.** ૬. પ્ર. ૧૦. પૃ. ૧૫૬૧ )

લડાઇ વખતે ઘોંઘાટ ખૂબ થતો હશે એમ જણાય છે, સેનાનીઓ લડતાં લડતાં સિંહનાદ કરતા હતા, મોટેથી તાડુકા કરતા હતા અને જબરા અવાજથી આકાશને ગજાવી મૂકતા હતા. ( **પ્ર.** ૮ પ્ર. ૩. પૃ. ૧૮૭૮ ) સામું લશ્કર હારી જાય એટલે પછી એના મકાનો–મંડપો તોડી પાડવાનો તે વખતે રિવાજ જણાય છે ( **પ્ર.** ૮. પ્ર. ૯. પૃ. ૧૯૪૭ )



**સાંસારિક રિવાજો—**

સાંસારિક રિવાજો સંબંધી દશમી શતાબ્દિની સ્થિતિને અંગે આ ગ્રંથ ઘણું અજવાળું પાડે છે. આપણે તેના થોડાક દાખલાઓ જોઇએ.

( a ) એકથી વધારે સ્ત્રીઓ રાજા પરણુતા હતા તેના અનેક દાખલાઓ ગ્રથમા આવે છે દા ત ભવચક્રના લલિતપુર નગરમા રિપુક પનને રતિલલિતા અને મતિકલિતા નામની બે સ્ત્રીઓ હતી ( પ્ર ૪ પ્ર ૨૩ પૃ ૯૪૫ ) નદિવર્ધન ગ્ત્નવતી પર કનકમજ્જરીને પરણ્યો હતો ( પ્ર. ૩ પ્ર ૨૪ ) આવા અનેક પ્રસગો આખા ગ્રથમા છે તેની કેટલીક હકીકત આગળ સ્ત્રીઓની તે સમયની સ્થિતિની વિચારણાને અગે વિચારવામા આવશે

( b ) પુત્રજન્મ પ્રસગે દીવાઓ કરવામા આવતા હતા, આગ્સિાઓની માળા ચોતગ્ફ વિસ્તારવામા આવતી હતી, ગ્ક્ષાના વિધાનો કગ્વામા આવતા હતા, ધોળા સગ્સવથી નદ્યાવર્તની એકડો રેખાઓ પૂરીને સાથિયા કગ્વામા આવતા હતા, વિલાસિની સ્ત્રીઓને હાથમા ચામર આપી ઠેકાણે ઠેકાણે સ્થાપન કગ્વામા આવતી હતી ( પ્ર. ૪ પ્ર. ૨૩ પૃ ૯૪૫ )

( c ) ઊંચા વર્ગની દાસીઓ કદોરો પહેરતી હતી, તે કટિમેખળા કહેવાતી હતી ( પૃ ૯૪૫ )

( d ) **મહોત્સવ ઉજવવાની રીતિ** નોબત શરણાઇના અવાજો, કેસગ્, અગર, કસ્તૂરી, ચદન અને કપૂગ્ના સુગધીદાગ પાણીના છાટણા, વામન અને કુબ્જોના નાચ, વધામણીની ગ્કમ આપવાની રીતિ, ગજ્યલોકોનુ નવા નવા વસ્ત્રોનુ ધારણ કરવુ, મદિરમા સ્ત્રીઓના રાસડા, વધામણી લઇને આવનારને ભોજન તથા પાન ( પ્ર. ૪ પ્ર ૨૩ પૃ ૯૪૬–૭ ) આવા પ્રકારનુ વર્ણન ભવચક્રનુ અવલોકન કગ્તા પ્રકર્ષ વિમર્શદ્વાગ પ્રકટ કરવામા આવ્યુ છે અને તે દશમી શતાબ્દિનો એવા પ્રસગે થતા વિધિનો બગાબર ખ્યાલ આપે છે

પુત્રજન્મના અનેક પ્રસગો આ ગ્રથમા આવે છે સબધીને જમાડવાનો, વધામણી આપવાનો અને બાગ્મે દિવસે પુત્રનુ નામ પાડવાનો રિવાજ લગભગ સાર્વત્રિક જણાય છે ( એને માટે જુઓ ધનશેખગ જન્મપ્રસગ, પ્ર ૬ પ્ર ૧ પૃ ૧૪૬૭ )

ગજાને ત્યા પુત્રજન્મ થાય ત્યારે જન્મમહોત્સવ વધારે મોટા પાયા ઉપગ ઉજવવાનો રિવાજ જણાય છે પ્રસ્તાવ ત્રીજામા

નંદિવર્ધનના જન્મપ્રસંગે મોટાં દાનો આપવાનો, કેદખાનામાંથી કેદીઓને છોડી દેવાનો, નગરદેવતાનું પૂજન કરવાનો, દુકાને અને બારણે તારણો લટકાવવાનો, મોટા રસ્તાઓ ઉપર સુગંધી જળનો છંટકાવ કરવાનો, વાજિંત્રો વગાડવાના, સ્ત્રીઓને ગીત ગાવાનો, અને કંચુકી વામન કુબડાઓનો નાચવાનો રિવાજ ત્યાં નોંધાયલો છે (પ્ર. ૩. પ્ર. ૧પૃ: ૩૪૫). અને એને મળતું જ વર્ણન ગુણધારણના જન્મની નોંધમાં જોવામાં આવે છે. (પ્ર. ૮. પ્ર. ૧. પૃ. ૧૮૫૫).

શેઠીઆઓને ત્યાં પુત્રજન્મ થાય ત્યારે પણ પૂજા, ભક્તિ, દાન આપવાનો અને મહોત્સવ કરવાનો રિવાજ હતો તે માટે વામદેવ જન્મમહોત્સવ વર્ણવ્યો છે. ( પ્ર. ૫. પ્ર. ૧. પૃ. ૧૧૪૨ ). તેવું જ વર્ણન ધનશેખરના જન્મનું આવે છે. ( પ્ર. ૬. પ્ર. ૧. પૃ. ૧૪૬૭ ). ઘનવાહનના જન્મ અવસરે પણ એવો જ મોટો મહોત્સવ કરવામાં આવ્યો હતો એમ નોંધાયલું છે. એના રસીલાં વર્ણન માટે જુઓ, પ્ર. ૭. પ્ર. ૧. પૃ. ૧૬૪૬.

( e ) બે મિત્રો ઘણા વખતે મળે ત્યારે ખૂબ હળે મળે છે અને આનંદમાં નાચ અને ગાયનો થાય છે. ઢોલ તાંસા વગડાવવામાં આવે છે અને કુટુંબના માણસોને સારું ભોજન આપવામાં આવે છે. અત્યારે એવા પ્રસંગે મીજલસ કરવામાં આવે છે તેની સાથે સરખાવવા યોગ્ય આ રિવાજ જણાય છે. (પ્ર. ૪. પ્ર. ૨૬. પૃ. ૯૭૯ )

( f ) પુત્રીજન્મ વખતે વધામણી આપવાનો તો એક જ પ્રસંગ નોંધાયલો છે. તે વિદ્યાધરનો છે. ( પ્ર. ૮. પ્ર. ૨. પૃ. ૧૮૬૨. ) છોકરીનો જન્મ ઉજવવાનો આ પ્રસંગ અભિનવ ગણાય, કારણ કે તે વખતે છોકરીનું મૂલ્ય બહુ અલ્પ હતું. પુત્રજન્મ મહોત્સવનું સુંદર વર્ણન અનુસુંદરના જન્મપ્રસંગે છેવટે કર્યું છે. તે લગભગ ઉપરના મહોત્સવોને મળતું જ છે, પણ વધારે લાક્ષણિક છે. ( પ્ર. ૮. પ્ર. ૧૨. પૃ. ૧૯૭૫ )

( g ) દીક્ષા આપતી વખતે સાંસારિક નામ હોય તે ફેરવવામાં આવતું. ( નોટ પૃ. ૨૦૫ પીઠબંધ )

( h ) કોઇની નજર ન પડે તેટલા માટે ઘણા છોકરા હોય છતા પિતાને નિર્બીજ તરીકે જાહેર કરવાનો રિવાજ હતો ( પ્ર. ૨ પ્ર ૪ પૃ ૨૭૫ )

( h ) જન્મ થયા પછી નામ પાડવાનો વિધિ થાય છે તે કવચિત્ બારમે દિવસે કરવામા આવતો હતો ( પ્ર. ૬ પ્ર ૧ પૃ ૧૪૬૭ ) અને કવચિત્ એક માસ પછી કરવામા આવતો ( પ્ર. ૩ પ્ર ૧ પૃ ૩૪૫ અને પ્ર. ૮ પ્ર ૧૨ પૃ ૧૯૭૫ )

( i ) વિજય મેળવવા માટે ગામ બહાર નીકળતી વખતે-પ્રયાણ કરતી વખતે સામે સોનાનો કળશ સ્થાપન કરવાનો, જય જયની ઉદ્ઘોષણા કરવાનો, મગળ ગીતો ગવગાવવાનો અને વાજિત્રો વગડાવવાનો રિવાજ હતો ( પ્ર. ૩ પ્ર ૪ પૃ ૩૯૦ ) લડાઈ માટે પ્રસ્થાન કરતી વખતે પિતાને નમન કરવાનો રિવાજ હતો ( પૃ ૩૯૧ ) પિતા પાસે જઈ નમીને પુત્ર જમીન પર બેસે અને પિતાની આજ્ઞા થાય ત્યારે જ આસન પર બેસે એવો રિવાજ જણાય છે ( પૃ ૩૯૩ )

( j ) અનગ તેરશને દિવસે કુમારી સ્ત્રીઓ-છોકરીઓ સારો પતિ મેળવવા અને પરણેલી સ્ત્રીઓ સૌભાગ્યવૃદ્ધિ માટે નગર બહાર જઇ કામદેવની પૂજા કરતી હતી ( પ્ર. ૩ પ્ર ૮ પૃ ૪૩૫ )

( k ) ચાડાળને અસ્પર્શ્ય વર્ણના ગણવામા આવતા હતા એ વર્ગના લોકો તળાવમા ન્હાઇ શકે નહિ એ કોઈ ન દેખે તેમ તળાવમા ન્હાવા ઉતરેલ હોય તો પણ તેને મનમાં બીક લાગે કે જો તેને કોઇ તળાવમા ન્હાતા જોઇ જશે તો તેની સાથે કલેશ કરશે ( પ્ર. ૩ પ્ર ૧૩ પૃ ૪૯૯ ) તે સમયની માન્યતા પ્રમાણે ચાડાળસ્ત્રી સાથે ગમન કરવુ તે ઘણુ અધમ ગણાતુ હશે એમ જણાય છે, છતા સ્પર્શ્ય મનાતા વર્ગવાળા પણ ચડાળ સ્ત્રી ઉપર કામને વશ થઈ ઉતરી પડતા હતા એમ જણાય છે

( l ) નદિવર્ધન જેવો તુમાખી છોકરો પણ પિતાને દરરોજ વદન કરવા જતો હતો એ ખાસ નોધવા જેવુ છે એ યુવાન થયો અને પિતાથી જુદા વાસગૃહમા રહેતો હતો ત્યારે પણ દર-

રોજ વંદન કરવાની રીતિ એણે ચાલુ રાખી હતી. ( **પ્ર.** ૩. પ્ર. ૧૮. પૃ. ૫૫૨ )

( m ) રાજકુમાર કોઇ કારણે રીસાય તો પરદેશ ચાલ્યો જાય ( **પ્ર.** ૩. પ્ર. ૧૯. પૃ. ૫૬૩ ). પછી તેને સમજાવવા દૂત મોકલવામાં આવે. ( પૃ. ૫૬૭ ) આ રિસામણા મનામણાનો રિવાજ આ જ પણ ક્વચિત્ દૃષ્ટિગોચર થાય છે.

( n ) **લગ્ન મહોત્સવ વર્ણન:** હાથમાં સોનાના કળશો લઇ કન્યાપક્ષની સ્ત્રીઓ વરને સ્નાન કરાવવા આવે, વરને હાથે મંગળ-સૂત્ર બાંધે, દાન આપવામાં આવે, બંદીખાનેથી કેદીઓને છોડી મૂકવામાં આવે, નગરદેવતાનું પૂજન થાય, વડીલની પૂજા થાય, બજારો શણગારવામાં આવે, રસ્તાઓ સાફ કરવામાં આવે, ગીતો ગવાય, દાસીઓ નાચે અને રાજવલ્લભ પુરુષો વિલાસ કરે. ( **પ્ર.** ૩. પ્ર. ૨૪. પૃ. ૬૧૨ ) લગ્નમંડપમાં માયરું ( માતૃગૃહ ) રચવામાં આવે, હસ્તમેળાપ થાય, મંગળફેરા ફેરવવામાં આવે. ( પૃ. ૬૧૩ )

( o ) **મરણ પછીની સ્થિતિ:** મૃતિ( મરણ )ના હુકમથી લોકો બીજી જગ્યાએ જાય છે ત્યારે અહીંનાં ધન, ઘરબાર, સગાંસ્નેહીઓ અને સંબંધીઓ સર્વને અહીં મૂકીને તદ્દન એકલા જ ચાલ્યા જાય છે. ત્યારપછી તેના છોકરા કે સગાઓ થોડો વખત રડવા-કૂટવાની ધમાલ કરે છે અને ત્યારપછી થોડા વખતમાં પોત-પોતાને કામે લાગી જાય છે, ખાય છે, પીવે છે અને સર્વ વ્યવહાર કરે છે, મરનારના ધનના ભાગ પાડે છે, તેને માટે પરસ્પર લડે છે અને કૂતરાને એક માંસનો ટુકડો મળે તો અર-સ્પરસ સામસામી ખેંચતાણ કરી મૂકે છે તેવો દેખાવ તેઓ કરે છે ( **પ્ર.** ૪. પ્ર. ૨૮. પૃ. ૧૦૦૨ ). ભાગલા પાડવાની લડાઇ તે યુગમાં પણ હતી એમ જણાય છે, પણ કોર્ટે ચડવાની કે વકિલ કરવાની વાત આવતી નથી તે નોંધવા જેવું છે.

( p ) કોઇની ચીજ ખોવાય—ચોરાઈ જાય તો કોઇ સ્ત્રી ધૂણે અને ખોવાયલી વસ્તુનો પત્તો આપે ( **પ્ર.** ૫. પ્ર. ૭. પૃ. ૧૨૦૮ )

( q ) મોટા પૈસાદાર બાપનો ધનપતિ પુત્ર ધનશેખર પહેરેલે કપડે ધન કમાવા સારુ સ્વેચ્છાએ નીકળી જાય છે તે વખતે તેની

વય વીશ વર્ષથી ઓછી ન હોવી જોઈએ, છતા તેના લગ્ન કર્યા નથી એ બતાવે છે કે એ યુગમા ધનવાનના પુત્રો પણ બાળવયમાં પરણતા નહોતા બાળલગ્ન મુસલમાન યુગમાં દાખલ થયાની હકીકતને એ વાતથી ટેકો મળે છે ( પ્ર. ૬ પ્ર ૧ પૃ ૧૪૭૨ )



## અનેક પ્રકારના રિવાજો

૧ ચોરીનુ ધન રાખનાર અને ચોરીની ચીજ ખરીદનારનુ રાજા સર્વસ્વ લૂટી લેતા હતા ( પ્ર ૫ પ્ર ૨૪ પૃ ૯૫૬ )

૨ રાજસેવકો પકડવા આવે એટલે પોચા વાણીઆ ત્યાથી પલાયન કરી જતા હતા ( પ્ર ૫ પ્ર ૨૪ પૃ ૯૫૬ )

૩ ચોરીનો માલ રાખનારને ગધેડા ઉપર બેસારવામા આવતો, તેના આખા શરીર ઉપર રાખ ચોપડવામા આવતી અને સિપાઇઓ તેને લાકડીથી મારતા ( પ્ર. ૫ પ્ર ૨૪ પૃ ૯૫૬ ) આવા પ્રસ ગે તેને ન્યાયાધીશ ( મેજીસ્ટ્રેટ ) પાસે રજૂ કરવાની જરૂર હોય એમ જણાતુ નથી મુદ્દામાલ સાથે પકડાય, એટલે પોલિસ જ સર્વ બાબતનો ફેસલો કરી નાખે એવી ત સમયની ન્યાયપદ્ધતિ હતી એમ પૃ ૯૫૬ પરથી જણાય છે

૪ શેઠ લોકો બજારમા પોતાના હીરામાણેક તથા મહોર સિક્કા ખુલ્લા રાખી શકતા હતા તેથી જાનમાલની સલામતી ઠીક હશે એમ જણાય છે ( પ્ર ૪ પ્ર ૨૪ પૃ ૯૫૪ )

૫ વેશ્યાને ત્યા જનાર બનીઠનીને અત્તર તેલ લગાવી, માલપાણી ખાઇને ત્યા જાય છે અને જતી વખતે જાણે પોતે મોટો મહારાજા હોય તેમ ચોટલો સમારતા અને સુગ ધી સુ ઘતા જાય છે ( પ્ર ૪ પ્ર ૨૫ પૃ ૯૬૧)

૬ જુગાર રમવામા પોતાનુ માથુ મૂકી શકાતુ હતુ એમ જણાય છે એવી રીતે માથુ મૂકનારનુ ખૂન થાય તે ગુન્હો ગણાતો હશે કે નહિ તે સ્પષ્ટ થતુ નથી ( પૃ ૯૭૧ )

૭. દ્યૂત ખેલનારના શા હાલ થાય છે તે માટે પૃ. ૯૭૦ પર કપોતકનું દૃષ્ટાંત આપ્યું છે, પણ જુગટું કેમ રમાતું હતું તેનું વર્ણન આવતું નથી તેથી તે યુગની દ્યૂતપદ્ધતિથી આપણે અજાણ રહીએ છીએ.

૮. શિકાર ઘોડા પર સ્વારી કરીને હથિયારથી કરવાનો રિવાજ જણાય છે. ( પ્ર. ૪. પ્ર. ૨૬ પૃ. ૯૭૩ )

૯. રાજ્યવિરુદ્ધ જૂઠી વાતો ફેલાવનારના ગળામાં ગરમ શીશું રેડવાનો રિવાજ હતો. આ તદ્દન કઠોર પ્રકારની સજા છે. ( પ્ર. ૪. પ્ર. ૨૬. પૃ. ૯૭૭ )

૧૦. ભિખારીને શેરીના છોકરાઓ ખૂબ ચીડવતા હોય એમ જણાય છે. ( પીઠબંધ પૃ. ૧૬ )

૧૧. ધનવાનો પોતાના ધનના રક્ષણના બચાવ માટે ધનને જમીનમાં ગુપ્ત રીતે દાટતા હતા એમ જણાય છે. ( પીઠબંધ પૃ. ૭૭ )

૧૨. ગુરુમહારાજા શ્રાવકને દરરોજ ઉપાશ્રયે આવવાનો નિયમ કરાવતા હતા એમ જણાય છે. ( પીઠબંધ ૧૩૩ )

૧૩. રીંગણાં અને ભેંસનું દહીં વધારે ખાધાં હોય તો ઊંઘ બહુ આવે છે એવી માન્યતા તે સમયમાં હતી. ( પીઠબંધ પૃ. ૧૭૪)

૧૪. ચોરને ફાંસી દેવા માટે લઈ જવામાં આવે ત્યારે તેના આખા શરીર પર રાખ ચોળવામાં આવતી, તેની ચામડી પર ગેરુના હાથા પાડવામાં આવતા, ઘાસની રાખથી તેના શરીર પર કાળા ચાંડલા કરવામાં આવતા, ગળામાં કણેરના ઓડકાની માળા પહેરાવવામાં આવતી, છાતી પર રામપાત્રની માળા પહેરાવવામાં આવતી, ફૂટેલી ઠીબનું માથા પર છત્ર કરવામાં આવતું, ગળાની એક બાજુ પર ચોરીનો માલ લટકાવવામાં આવતો અને તેને ગધેડા પર સ્વારી કરાવવામાં આવતી હતી, એમ સંસારીજીવરૂપ ચોરને વધસ્થાનકે લઈ જવામાં આવતો હતો તે વખતે કરેલા તેના વર્ણન પરથી જણાય છે. ( જુઓ પ્ર. ૨. પ્ર. ૬. પૃ. ૨૯૭–૮ ). લગભગ આને મળતું જ વર્ણન બાળને ફાંસી દેવામાં આવે છે ત્યાં પણ આવે છે. (જુઓ પ્ર. ૩. પ્ર. ૧૦. પૃ. ૪૬૦)

૧૫ રાજાઓ રાજસભા ભરે ત્યા વખત જણાવવા માટે કાળનિવેદક રહેતા હતા મધ્યાહ્ન અથવા સાયકાળ થાય ત્યારે નોબત વાગે, શંખ ફુંકાય અને કાળનિવેદક એકાદ મર્મસૂચક શ્લોક બોલે એટલે સભા બરખાસ્ત કરવાનો સમય થયો છે એમ સમજવામા આવતુ હતુ (પ્ર ૩ પ્ર ૨ પૃ ૩૭૨ તથા પ્ર ૫ પ્ર ૧૦ પૃ ૧૨૧૯) મિનિટ કે કલાકની માથાકૂટ હતી નહિ

૧૬ **આપઘાત કરવાની રીત** ઝાડની શાખા સાથે દોરડુ બાંધવુ, ગડ્ડા ઉપર ચઢી જવુ, ગળામા પોતાને હાથે દોરડુ નાખવુ અને ગડ્ડા પરથી નીચે પડવા જતા સ્વયં લટકાઇ જવુ (પ્ર ૩ પ્ર ૩ પૃ ૩૭૫)

૧૭ ફાંસીએ ચઢાવ્યા પછી દોર તૂટી જાય કે બીજુ કાંઇ બની આવે તો ફરી વાર ફાંસી દેવાનો રિવાજ નહોતો એમ બાળના ચરિત્ર પરથી જણાય છે (પ્ર ૩ પ્ર ૧૦ પૃ ૪૬૦ અને તે પરની નોટ)

૧૮ ધાન્યના ઢગલા—સમુદાય પર ઇતિઓ નુકશાન કરતી હતી ઇતિ સાત પ્રકારની હતી તે માટે જુઓ નોટ (પ્ર ૩ પ્ર ૪ પૃ ૩૮૯)

૧૯ મુહૂર્ત જોવાનો રિવાજ તે યુગમા હતો દીક્ષાની તારિખ જ્યોતિષીને પૂછીને નક્કી કરવામા આવતી હતી (પ્ર. ૩ પ્ર ૧૭ પૃ ૫૩૫)

૨૦ તે યુગમા નજર લાગે છે એવી માન્યતા હતી જ્યારે કોઇની નજર લાગી હોય ત્યારે તેના ઉપાય આ પ્રમાણે ગણાતા. વૃદ્ધ ડોશીને બોલાવી તેમની પાસે મીઠુ ઉતરાવવુ ને અગ્નિમા નાખવુ મંત્રમા કુશળ માણસો પાસે અપમાર્જન કરાવવુ, રક્ષા કરવી, કાંડાને દોરા બાંધવા અને બીજા ભૂતિકર્મના પ્રયોગો હાથ ધરવા. (પ્ર ૩ પ્ર ૨૪ પૃ ૫૯૪) જેમ તેની સજ્જ ટાંકણુ વાગી હોય પણ જો તેને બરાબર દમ મારીને ધમકાવી કાઢી હોય તો તેનુ જોર એકદમ નરમ પડી જાય છે (પૃ ૫૯૯) એવી તે યુગની માન્યતા હતી

૨૧ દાહજ્વર થાય ત્યારે ચંદનનુ વિલેપન કરે, કપૂરના ઠંડા

પાણીના છાંટણા જેમાંથી થઇ શકે તેવા પંખાદ્વારા પવન નાંખે, ઠંડા તાડછાના પંખાથી અંગ પર ઠંડક કરે, નાગરવેલના પાનની બીડીઓમાં કપૂર નાખી ખવરાવે અને ટાઢક થાય તેવા અનેક પ્રયોગો કરે ( પ્ર. ૩. પ્ર. ૨૪. પૃ. ૫૯૯ ).

૨૨. કોઇ વાત ચાલતી હોય અને રસ્તા પરથી અવાજ આવે કે ‘ ચાલો, એ કામ તો સિદ્ધ થયું ’–એ અચાનક વચન જાણે પોતા માટે બોલાયું હોય એમ માની કાર્યસિદ્ધિ જરૂર થઈ જવાની તે સમયે માન્યતા હતી. ( પૃ. ૬૦૧ ) એ હકીકતને પૃ. ૬૦૩ માં વધારે સ્પષ્ટ રીતે બતાવી છે.

૨૩. દશમી સદીમાં **ગુલામની પ્રથા** ચાલતી હશે એમ માનવાના દાખલાઓ છે. નંદિવર્ધન ચોરોની પલ્લી પાસે આવ્યો ત્યારે તેને હૃષ્ટપુષ્ટ જાણી ચોરોએ વિચાર કર્યો કે એને લઇને કોઈ જગ્યાએ વેચવામાં આવશે તો એનું ઘણું મૂલ્ય આવશે. ( પ્ર. ૩. પ્ર. ૨૯. પૃ. ૬૪૧ ).

૨૪. તે સમયમાં **દેશપરદેશના સમાચાર જાણવાનાં સાધનો** અતિ ઓછાં હશે એમ જણાય છે. નંદિવર્ધન ખૂનો કરી રાજ્યભ્રષ્ટ થયો તેના સમાચાર બહુ વખત સુધી તેના મામાના દીકરા કનકશેખરને પડતા નથી એ વાત ભારે નવાઇ જેવી છે. ( પ્ર. ૩. પ્ર. ૨૯. પૃ. ૬૪૭ ) તેવી જ રીતે વિભાકર રાજાને પણ તેના સમાચાર મળેલ જણાતા નથી. (પૃ. ૬૪૩). રાજાનું બાતમીદાર ખાતું તો ઘણું મજબૂત હોવું જોઇએ, પણ તે યુગની સ્થિતિ આવી જણાય છે. એ જ પ્રમાણે શાર્દૂલપુરના રાજા અરિદમનને પણ જયસ્થળ નગર ભાંઠો થઈ જવાના અને પોતાના અધિકારીના પણ કાંઈ સમાચાર મહિનાઓ સુધી મળ્યા નથી તેથી તે કાળમાં અવરજવરનાં સાધનો ઘણાં અલ્પ હશે એમ ચોક્કસ થાય છે. ( પ્ર. ૩. પ્ર. ૩૧. પૃ. ૬૫૫ ).

૨૫. છોકરાને અભિનંદન આપવા સાથે તેના તરફ સ્નેહ બતાવવો હોય ત્યારે **માથું સુંઘવાનો રિવાજ** હતો. (પ્ર. ૪. પ્ર. ૨. પૃ. ૭૨૩).

૨૬. ઘોડાની જાતો પૈકી બહલી દેશના, કંબોજ દેશના અને તુર્કસ્તાનના ઘોડાની જાતો ઊંચી ગણાતી. ( પ્ર. ૪. પ્ર. ૬. પૃ. ૭૫૬ )

૨૭ વન–ઉદ્યાનના વર્ણનો ઘણા આવે છે તે પરથી અનુમાન થાય છે કે તે યુગમા હિંદમા મોટા **વનો** ખૂબ હશે નગર બહાર ઉદ્યાન–બગિચા પણ ઘણા હશે એમ જણાય છે દા ત જુઓ લલિતવન વર્ણન ( પ્ર ૪ પ્ર ૬ પૃ ૭૫૭ ) આવા અનેક વનના વર્ણન આવે છે

૨૮ દારુના ભાજનને સો વાર ધોવામા આવે તો પણ તે સાફ થઇ શકતુ નથી એમ કહેલ છે (પ્ર ૪ પ્ર ૧૯ પૃ ૯૦૬) એ ઉપરથી એમ અનુમાન થાય છે કે તે વખતે **દારુ પીવા માટે માટીનાં ઠામનો ઉપયોગ** થતો હશે અને અત્યારે વપરાય છે તેવા કે તેને મળતા કાચના ઠામો કે ગ્લાસોનો ઉપયોગ થતો નહિ હોય ચિત્રોમા પણ દારુના ભાંડો માટીના જ બનાવેલા જોવામા આવે છે

૨૯ મરણના અનેક કારણો પૃ ૧૦૦૦ ( પ્ર ૪ પ્ર ૨૮ )મા બતાવ્યા છે તે તો આ યુગમા પણ ચાલુ જ છે, પણ તેમા પર્વત પરથી પડવાથી એટલે ભેરવજવ ખાવાથી અને હાથીના પગ તળે કચરાવાથી મરણ થાય છે એ બે કારણો વિશેષ બતાવ્યા છે તે ખાસ નોંધવા જેવા છે

૩૦ કોઈ સ્પૃશ્ય વર્ગના મનુષ્યને કોઈ ચીજ ભેટ આપીએ પણ તે સ્વીકાર ન કરતો હોય તો આગ્રહ કરીને તેના કપડાને છેડે તે બાંધી દેવાનો રિવાજ હતો, તે પરથી જણાય છે કે તે વખતે **ખીસાં હતાં નહિ** ( પ્ર ૫ પ્ર ૫ પૃ ૧૧૭૭ ) અથવા વિદ્યાધરો માત્ર પિતાંબર અને એમ જ ગણતા હોય તો તેને ખીસા ન હોય તેમ પણ બનવાજોગ છે

૩૧ ક્ષીરવૃક્ષો—ઉંબરો, વડ, પીપળો ઊગે ત્યા ધન જરૂર હોય છે એવી તે સમયે માન્યતા હતી કેશુડા ( પલાશ )ને માટે પણ એવી જ માન્યતા હતી એ વૃક્ષનુ થડ પાતળુ હોય તો થોડુ ધન ત્યા હોય છે, રાત્રે તેનો પ્રકાશ પડતો હોય તો ખૂબ ધન ત્યા હશે એવી માન્યતા હતી, કેશુડાના ઝાડને વીંધતા તેનાથી રાતો રસ નીકળે તો જમીનમા રત્ન છે, સફેદ રસ નીકળે તો રૂપુ છે અને પીળો રસ નીકળે તો સોનુ છે એમ જાણવુ કેશુડાના ઝાડના પ્રમાણ પર અનેક પ્રકારની ધનને

અંગે માન્યતા હતી. ( **પ્ર.** ૬. પ્ર. ૨. પૃ. ૧૪૭૫ ). આ વિદ્યાને **ખન્યવાદ–ધાતુવાદ** કહેવામાં આવતો હતો.

૩૨. ધનનો લોભી વાણીઓ માબાપને છોડી પરદેશ જાય છે, પરણેલી સ્ત્રીને દિવસો સુધી મળવાની ફુરસદ પણ મેળવતો નથી અને ગમે તેવા સારા ખરાબ, પાપમય કે દુ:ખમય વ્યાપારો કરી ધન મેળવવાની પિપાસામાં રાત–દિવસ મશગુલ રહે છે. ( **પ્ર.** ૬. પ્ર. ૨ પૃ. ૧૪૭૯ )

૩૩. એવો પણ પ્રસંગ જોવામાં આવે છે કે રાજા પોતાને ત્યાં જન્મનાર બાળક પોતાનું રાજ્ય પચાવી પડશે એ ભયથી એને જન્મતાં જ મારી નાખતા. ( **પ્ર.** ૬. પ્ર. ૩. પૃ. ૧૪૮૭ )

૩૪. દૂર દેશાવરમાં ગયા પછી ત્યાં પોતાના દેશના માણસો મળે ત્યારે ખૂબ આનંદ થાય છે અને અરસ્પરસ મૈત્રી સ્વત: જામી જાય છે. ( **પ્ર.** ૬. પ્ર. ૩. પૃ. ૧૪૮૯ )

૩૫. વસંત ઋતુમાં મિત્રમંડળ સાથે બગિચા–ઉદ્યાનમાં જઇ જુદી જુદી રીતે વિનોદ કરવાનો રિવાજ હતો. (**પ્ર.** ૬. પ્ર. ૩ પૃ. ૧૪૯૧).

૩૬. ઊંટ ગાંગર્યા કરતો હોય ત્યારે તેની પીઠ પર માલ ન લાદી શકાય તો તેને ગળે બાંધવાનો રિવાજ હતો અને તે હકીકતનો વ્યાજોક્તિ તરીકે પણ ઉપયોગ થતો હતો. ( **પ્ર.** ૬. પ્ર. ૬. પૃ. ૧૫૩૨ )

૩૭. જ્યોતિષમાં લોકો માનતા હતા. બારમાંથી અમુક રાશિમાં જન્મનાર કેવો થાય તે પર વર્તારા બહાર પડતા હતા. પ્રત્યેક રાશિના ગુણ વર્ણવ્યા છે. ( **પ્ર.** ૭. પ્ર. ૧. પૃ. ૧૬૪૯–૫૪ )

૩૮. મિત્રો મળે ત્યારે વ્યંગ્યમાં મશ્કરી કરે તેવા અનેક પ્રસંગો આવે છે તેમાંથી નીચેના નોંધવા જેવા છે. ગુણધારણ બીજે દિવસે બગિચે જવાનો વિચાર બતાવે છે ત્યારે કુલંધર મશ્કરીમાં પૂછે છે કે ‘ગુણધારણ બગિચામાં ચાવી ભૂલી ગયો છે કે શું ?’ આ ઠંડી મશ્કરી છે. ( **પ્ર.** ૮. પ્ર. ૧. પૃ. ૧૮૫૯ ). હરિકુમારના મિત્રો એને મન્મથને વશ પડેલો જોઈ ખૂબ બનાવે છે. ( **પ્ર.** ૬. પ્ર. ૩. પૃ. ૧૪૯૧ થી )

૩૯ વૃદ્ધ માતા જુવાન કુમારિકા પુત્રીને લાડમા ખોળામા બેસાડે એ ભારે અભિનવ વાત છે, પણ તે યુગમા સત્ય જણાય છે (પ્ર ૮ પ્ર ૨ પૃ ૧૯૭૨)

૪૦ પોતે કહેલી વાત સાચી છે એમ ખાત્રી કરાવવા સોગન (શપથ) ખાવાનો રિવાજ હતો. એકથી વધારે સોગન પણ ખાવામા આવતા અને કોઇ પ્રસ ગે તો ભાર મૂકવા માટે અનેક (સે કડો) શપથ લેવાના પ્રસ ગ પણ નોધાયા છે (પ્ર ૮ પ્ર ૨ પૃ ૧૯૭૨)

૪૧ **લગ્નવિધિઃ** આઠ માતૃકાનુ સ્થાપન કરવુ, (હાલ તેને માઇ થાપના કહેવામા આવે છે) મ ડપ બાધવો, તેમા વેદીની સ્થાપના કરવી, વેદીમા અગ્નિકુ ડ ચેતાવવો, વધૂકર્મમા માતાઓ દીકરીને સ્નાન કરાવે, વિલેપન કરે અને આભૂષણ ધારણ કરાવે વરને સ્નાન વિલેપન વસ્ત્રાભૂષણ ધારણ કરે કરાવે, ગોર અગ્નિમા ઘૃત નાખે, યજ્ઞ કરે, તેમા આહુતિ અપાય, તે માટે અ જળી ભરી ભરીને શાળ અગ્નિમા નાખવામા આવે જોશી વરકન્યાનુ પાણિગ્રહણ કરાવે સ્ત્રીઓ હર્ષ વિલાસ કરે (ગીત ગાય) પતિ પત્ની સિ હાસન (બાજોઠ) પર બેસે આટલી ક્રિયા અત્ર બતાવવામા આવી છે (પ્ર ૮ પ્ર ૯ પૃ ૧૯૪૯–૫૦)



## લોકોનુ સમૂહવર્તનઃ—

સમાજમા સમુચ્ચયે લોકો કેવી રીતે વર્તતા હતા તે ઘણુ જોવા જેવુ છે

(a) વસ તઋતુમા લોકો ટોળે મળી નગરની બહાર નીકળી પડતા હતા ઉપવન–ઉદ્યાનમા લોકો એ ઋતુમા લહેર કરતા હતા કુદરતની લીલાનો લાભ લોકો સારી રીતે લેતા હતા ઝાડ સાથે હીચકા લટકાવી તેના ઉપર બેસી અથવા ઊભા રહી હીંચકા ખાતા ખાતા આન દ કરતા હતા (પ્ર. ૪ પ્ર ૨૧ પૃ ૯૨૨–૪)

(b) લોકો ગામ બહાર જઇને ગોષ્ઠિ કરતા હતા, તેમા સ્ત્રીઓ પણ પૂરતી છૂટથી ભાગ લેતી હતી

(c) લોકોના બાહ્ય આન દમા નર્તન, વાદન અને સુરાપાન મુખ્ય ભાગ ભજવતા હતા ચાળાચેન કરવા, મશ્કરી કરવી, સ્ત્રીઓને

ચુંબન કરવું અને ઢંગધડા વગર અહીંતહીં દોડાદોડ કરવી, એમાં આનંદવિલાસ માનવામાં આવતો હતો. ( પૃષ્ઠ ૯૨૫ ). વસંત સમયમાં નગરના બહારના વિભાગો પૂર બહારમાં આવતા હતા એમ જણાય છે. ( પૃ. ૯૨૭ ). આ પ્રસંગોમાં સ્ત્રીઓને અંગે 'વિલાસિની ' શબ્દ વાપર્યો છે તે પોતાની પરણેલી સ્ત્રી માટે સમજવો કે તેને વારવિલાસિની–નાયિકા સમજવી એનો નિર્ણય કરવો મુશ્કેલ લાગે છે, પરંતુ રાજાઓની સ્ત્રીઓ પણ એમાં ભાગ લે છે એ વાત આગળ જણાવે છે તે સર્વનો સંબંધ વિચારતાં કુળવાન વધૂઓ પણ એ આનંદમહોત્સવમાં ભાગ લેતી હતી એમ લાગે છે.

( d ) પૃ. ૯૨૯ માં ઉપવનમાં લોલાક્ષ રાજા આવે છે ત્યારે શું થાય છે તે માટે એક ફકરો ઘણો સૂચક છે. ત્યાં જણાવે છે કે "ત્યારપછી તે સમુદાયમાં કોઇ લોકો નાચે છે, કોઇ કૂદે છે, કોઇ દોડે છે, કોઇ આનંદના અવાજો કરે છે, કોઇ કટાક્ષ ફેંકે છે, કોઈ આળોટે છે, કોઈ અરસ્પરસ મશ્કરી કરે છે, કોઇ ગાય છે, કોઇ વગાડે છે, કોઈ હર્ષ પામે છે, કોઇ મોટેથી બૂમો પાડે છે, કોઇ આનંદમાં આવી જઈ કાખલી કૂટે છે અને કોઇ સોનાની પીચકારીઓ હાથમાં લઇ તેમાં સુખડકેશરમિશ્રિત જળ ભરીને અરસ્પરસ ફેંકે છે." અત્યારે હોળીના સમયમાં જે હકીકત બને છે તે અસલના વખતમાં કેવા પ્રકારે બનતી હશે તેનો આથી કાંઇક ખ્યાલ આવે છે.

( e ) સદર બનાવ પછી લોલાક્ષ રાજા પોતાના ભાઇની વધૂ રતિલલિતા પાસે નાચ કરાવે છે, મર્યાદાભંગ કરે છે અને ચંડિકાદેવીની મૂર્તિને ઊડાવી દે છે એ બનાવ અસાધારણ ગણીએ તો પણ એટલી હદ સુધીની મર્યાદાભંગની શક્યતા દશમી શતાબ્દિમાં હતી એમ તો લાગ્યા વગર રહે તેમ નથી. રાજા પોતાના નાના ભાઈ પર આધિપત્ય ભોગવતા જણાય છે, દેવીના મંદિરમાં પુષ્કળ દારુ પીવાય છે, નાચરંગ થાય છે અને દેવી પોતે પણ દારુ પીએ છે એ સર્વ હકીકત દશમી સદીની મનોદશા અને સમુદાયમાં લોકવર્તન બતાવે છે. આ સર્વ ભવચક્રનગરનાં કૌતુકો છે. વર્તમાન કાળમાં પાશ્ચાત્ય દેશોના બોલ–નાચ જોતાં આપણને જે વિતર્કો થાય છે તેવા જ વિતર્કો ગ્રંથકર્ત્તાને થયા જણાય છે અને અંતરંગ રાજ્યમાં મકરધ્વજ અને દેવી રતિને ખડા કરવાની જે જરૂરિયાત

તેમણે જોઇ છે તે ખાસ નોધ કરવા યોગ્ય છે દારુ અને પરદારાને લોકસમુદાયમા એ સદીમાં શુ સ્થાન હતુ એનો આખો ચિતાર પ્ર. ૪ પ્ર ૨૩ પૂરો પાડે છે

(f) ગામ કે શહેરમા આગ થાય ત્યારે લોકસમુદાય કેવું વર્તન કરે છે એ દશમી સદીને અ ગે વાચવા યોગ્ય છે તે સમયે બ બા નહોતા અને આગ ઓલવવાની પદ્ધતિસરની ટુકડીઓ નહોતી આગને પ્રસ ગે "ચોતરફ ધૂમાડાના ગોટે-ગોટા નીકળવા લાગ્યા અને આગના ભડકા વધારે વધારે નીકળવા લાગ્યા, વાસને ફુટવાના અવાજો કડાકા અને ધડાકા ચોતરફ સ ભળાવા લાગ્યા આવા મોટા અવાજો સાભળીને લોકો જાગી ઉઠ્યા, ચારે તરફ કોળાહળ થઈ ગયો, ધમાધમ થઇ રહી, છોકરાઓ આક્ર દ કરવા લાગ્યા, સ્ત્રીઓ હાફળીફાફળી અહીંતહીં દોડવા લાગી, આધળા માણસો બુમરાણ કરવા લાગ્યા, પાગળા લોકો ઊંચેથી રડવા લાગ્યા, કુતુહળી મશ્કરાઓ કિલકિલાટ કરવા લાગ્યા, ચોર લોકો ચોરી કરવા લાગ્યા, બધી વસ્તુઓ બળવા લાગી, કૃપણ લોકો વિલાપ કરવા લાગ્યા અને માતા વિનાના પુત્રની માફક આખુ ગામ શરણ રહિત નિરાધાર જેવુ થઇ રહ્યુ" (પ્ર. ૭ પ્ર ૨ પૃ ૧૬૫૮) આટલુ વર્ણન તે સમયે થતી આગ જોઇ હોય તેનાથી જ લખાય લોકોની ધમાધમ, અવ્યવસ્થિત દોડાદોડી અને સ્ત્રી બાળકોના આક્ર દ એ અત્યારે પણ નાના ગામમા આગ થાય ત્યારે દેખાય છે ચોર લોકો ચોરી કરવાની તક સાધે છે એ મોટી આગો જોઇ હોય તે સમજી શકે તેવુ છે

(g) અત્યારે બજારમા રામરપાટા મારવામા આવે છે તે જ પ્રકારે દશમી સદીમા મારવામા આવતા હશે એમ અગ્રહીતસકેતાના કહેવા પરથી જણાય છે (પ્ર ૨ પ્ર ૪ પૃ ૨૭૮) ખાસ કરીને રાજ્યની અને રાજકુટુ બની વાતો બજારમા થતી હશે એમ સહજ અનુમાન થાય છે

(h) કોઈ કોઇ કુળવાન સ્ત્રીઓ પતિને તજી દઇ પરપુરુષ સાથે રમણ કરતી હશે અને જે ગુરુના પ્રતાપથી પોતે ગુણભાજન થયેલ હોય તેના જ તરફ શિષ્યો પ્રતિકૂળ વઇ બેસતા હશે એમ મહામોહના વર્ણન પરથી માલૂમ પડે છે (પ્ર ૩ પ્ર ૪ પૃ ૩૯૨)

(i) પોતાના કુળને કલંક લાગે તેવું કાર્ય ન કરવું જોઇએ એ તત્સમયની લોકમાન્યતા હતી. ( પ્ર. ૩. પ્ર. ૪. પૃ. ૪૦૬ )

(j) વસંત સમયમાં ઉદ્યાનમાં જઇ કામદેવની પૂજા કુમારિકાઓ સારો પતિ મેળવવાની ઇચ્છાએ અને પરણેલી સ્ત્રીઓ સૌભાગ્યમાં વધારો કરવા માટે કરતી હતી. ( પ્ર. ૩. પ્ર. ૮. પૃ. ૪૩૫. )

(k) દેવનું અપમાન કરનાર ઉપર લોકો તૂટી પડતા હતા, તેની નિંદા કરતા હતા અને તેના વર્તનનો તિરસ્કાર કરતા હતા ( પૃ. ૪૩૯ ); પણ એકંદરે તેની ઉપેક્ષા કરતા હતા. તેને મારતા હોય કે ઈજા કરતા હોય એમ જણાતું નથી.

(l) ગામમાં કોઈ અસાધારણ બનાવ બને એટલે લોકો વાતો કરવા મંડી જાય. કોઇ પણ ખરાબ વાત આખા ગામમાં તુરત ફેલાઇ જતી હતી એમ જણાય છે. ( પ્ર. ૩. પ્ર. ૯. પૃ. ૪૫૩ )

(m) રાજાનો દીકરો ખૂન પર ચઢે છે ત્યારે તેને પકડી લેવામાં આવે છે, કેદખાનામાં નાખવામાં આવે છે, પાંચ મોડીએ બાંધવામાં આવે છે અને લોકો તેની મશ્કરી કરે છે. ( પ્ર. ૩. પ્ર. ૨૮. પૃ. ૬૩૯ )

(n) રાજા પુત્રને કાઢી મૂકે છે ત્યારે લોકો પણ તેના નામ પર થૂંકે છે, તેને ન સંભળાવવા લાયક વચનો સંભળાવે છે અને તેની મશ્કરી કરે છે. ( પ્ર. ૪. પ્ર. ૫. પૃ. ૭૫૫ )

(o) સમૂહ વર્તનને અંગે નીચેનાં આખાં ચરિત્રો ખૂબ રસિક અને તત્સમયના સ્વભાવના આબેહૂબ વર્ણનથી ભરેલા છે.

(૧) ચાર પ્રકારના પુરુષો : ઉત્તમોત્તમ, ઉત્તમ, મધ્યમ અને જઘન્ય. ( પ્ર. ૩. પ્ર. ૧૨. પૃ. ૪૭૪–૪૯૨ )

(૨) છ પ્રકારના પુરુષો : નિકૃષ્ટ, અધમ, વિમધ્યમ, મધ્યમ, ઉત્તમ અને વરિષ્ઠ. ( પ્ર. ૬. પ્ર. ૧૦ થી ૧૫ પૃ. ૧૫૫૭–૧૬૨૮ )

તે ઉપરાંત બાળ, મધ્યમ અને મનીષીનું ચરિત્ર ત્રીજા પ્રસ્તાવમાં આવે છે, તે ત્રણ પ્રકારના પુરુષોને માટે સમજી લેવું.

(p) તદ્દન અધમ લોકો( **નિકૃષ્ટ** )નું બાહ્ય જીવન: દેખાવમાં

ભયકર, ગરીબ, રક, દુ ખી, લોકો એની નિંદા કરે, પારકા ઉપર આધાર રાખનાર, હીનસત્વી, શરીરે ગડગુમડ જખમ અને મેલ, જાતે નોકર ચાકર કે ખેપીઓ, ઘાસના ભારા વેચીને કે હળ ખેડીને નિર્વાહ કરનાર; અત્યત તુચ્છ જીવન વહનાર ( પ્ર ૬. પ્ર ૧૧ પૃ ૧૫૭૪ ) આ પ્રકારના પ્રાણીઓ ધર્મ, અર્થ, કામ અને મોક્ષથી રહિત હોઈ પુરુષાર્થ વગરના હોય છે

( q ) **અધમ** લોકો અર્થ અને કામમા આસક્ત રહે છે એને ઇન્દ્રિયોના વિષયભોગની ખૂબ વાછા હોય છે અને એ દયા, દાન, શીલ તરફ દ્વેષી હોય છે આ વર્ગમા ભાટ ચારણ કે ભવાયાનો સમાવેશ થાય એમા જુગારીઓ, વ્યભિચારી, નાસ્તિકો અને પાપીઓ પણ આવે ( પ્ર ૬ પ્ર ૧૨ પૃ ૧૫૮૩ )

( r ) **વિમધ્યમ** લોકો પૈસા પેદા કરવામા અને તેનુ રક્ષણ કરવામા આસક્ત રહે છે અને કોઇ કોઇ વાર ધર્મકાર્ય પણ કરે છે એ સરળ પ્રકૃતિના હોય છે એની દાન દેવાની ઇચ્છા હોય છે એ શીલ પાળવા તત્પર હોય છે એ દિવસના વિભાગ પાડી કેટલોક વખત વિષયસેવનમા ગાળે અને થોડો વખત ધર્મકાર્યમા ગાળે આ વર્ગમા સદાચારી બ્રાહ્મણો અથવા સારા પ્રખ્યાત રાજાઓનો સમાવેશ થાય ( પ્ર ૬ પ્ર ૧૩ પૃ ૧૫૮૭-૮૮ )

( s ) **મધ્યમ** લોકો ધર્મ, અર્થ, કામ, મોક્ષ ચારે પુરુષાર્થમા ચાલુ પ્રયાસ કરનાર હોય છે એ અર્થ કામની નિકૃષ્ટતા સમજે છે, પણ તેને સર્વથા તજી શકતા નથી એ ઘરબાર સ્ત્રી પુત્રના બ ધનને સત્વાભાવે છોડી શકતા નથી, પણ એને બરાબર ત્યાજ્ય સમજે છે જૈન શાસનમાં વર્તતા શ્રદ્ધાવાળા અને પાપથી પાછા હઠેલા દેશવિરતિઓનો આ વર્ગમા સમાવેશ થાય છે ( પ્ર ૬ પ્ર ૧૩ પૃ ૧૫૯૦-૨ )

( t ) **ઉત્તમ** લોકો વસ્તુસ્થિતિ સમજીને તે સમજણ પ્રમાણે અમલ કરે છે એ અ તર ગ રાજ્યપ્રવેશના ઉપાયો સમજે છે અને સમજીને તેને અનુસરે છે એને માટે તેર બાબતો ત્યા બતાવી છે ગુરુપિચર્યા, શાસ્ત્રનો અભ્યાસ, ક્રિયાનુ આચરણ, વ્રતપાલન, સાધુતા, ઇંદ્રિય પર અ કુશ, ભાવના, સ તોષ, તપ, સ્વાધ્યાય, અ તરશુદ્ધિ, પરીષહસહન અને યોગ ત્યારપછી અ તરગ રાજ્યપ્રવેશના

રસ્તા બતાવ્યા છે. ત્યાં આખો યોગ સમાવ્યો છે. એમાં વૈરાગ્યના અભ્યાસથી શરૂ કરી યોગરુંધન સુધીના રસ્તા બતાવ્યા છે. એ સર્વ રસ્તાઓને ઉત્તમ જીવ અનુસરે છે. ( પ્ર. ૬. પ્ર. ૧૪. પૃ. ૧૫૯૪–૧૬૧૦ )

( u ) **વરિષ્ઠ** વર્ગમાં સ્વયંજ્ઞાની આવે છે. એમાં ગણધરોનો સમાવેશ થાય. તીર્થંકર આ કોટિમાં આવે. એ સફળારંભી હોય, પરમ ઐશ્વર્યસંપન્ન હોય અને ગંભીર આશયવાળા હોય. એને સ્પૃહા નામ માત્ર પણ ન હોય, એને પ્રાતિહાર્ય સમવસરણ આદિ બાહ્ય લક્ષ્મી હોય, અનેક અતિશયો હોય અને એ અઢાર મહા-દૂષણથી રહિત હોય. ( પ્ર. ૬. પ્ર. ૧૫. પૃ. ૧૬૧૩–૨૮ )



**તત્સમયની કેટલીક માન્યતાઓ:—**

( a ) મીઠું–લૂણ વધારે ખાવાથી ઘડપણ એકદમ આવે છે. ( પ્ર. ૪. પ્ર. ૨૮. પૃ. ૯૯૫ )

( b ) પુરુષ સ્ત્રીના શરીરલક્ષણ પર અનેક જાતની માન્યતાઓ હતી. તે પર પાંચમા પ્રસ્તાવમાં પ્રકરણ બીજું વિચારવા યોગ્ય છે. ( પૃ. ૧૧૫૧–૧૧૬૩ )

કેટલીક હકીકત ખાસ અભિનવ છે. એ ઉપરાંત પાદુકાજ્ઞાનની વાત પણ ત્યાં બતાવી છે. પગલાની નિશાની પરથી જેના પગની એ નિશાની હોય તે કેવા પ્રકારના લક્ષણવાળો મનુષ્ય હશે તે જાણવાના જ્ઞાનને **પાદુકાજ્ઞાન** કહેવામાં આવે છે. ( પ્ર. ૫. પ્ર. ૧. પૃ. ૧૧૫૦ )

( c ) પુરુષનો જેવો વર્ણ હોય છે તેવું તેનું રૂપ હોય છે, જેવું રૂપ હોય છે તેવું તેનું મન હોય છે, જેવું મન હોય છે તેવું તેનું સત્ત્વ હોય છે અને જેવું સત્ત્વ હોય છે તેવા તેનામાં ગુણો હોય છે. ( પ્ર. ૫. પ્ર. ૧. પૃ. ૧૧૬૦ )

( d ) કેશુડાના ઝાડ પાસે ( નીચે ) ધન દાટેલું હોય છે અને તેના પ્રારોહો અને ડાળીઓ અમુક પ્રકારના હોય તો તેની નીચેથી સોનું રૂપું રત્ન વિગેરે મળે છે તે સંબંધી આખી હકીકત અનેક

પ્રકારના રિવાજોના શિર્ષક તળે નોધાયલી છે તે અત્ર પણ પ્રસ્તુત છે એ સદીની માન્યતાઓ જાણવાનુ એ સારુ સાધન પુરુ પાડે છે (પ્ર ૬ પ્ર ૨ પૃ ૧૪૭૫)

(e) મહાપુરુષોને વિપત્તિ આવતી નથી અને કદાચ આવે તો અલ્પ સમયમા વિસરાળ થઇ જાય છે અને તેમને નિરંતર આનંદ જ રહે છે (પ્ર. ૬ પ્ર ૭ પૃ ૧૫૪૨) સાધુપુરુષો વિકાર વગરના હોય છે (પૃ ૧૫૪૩)

(f) બીલીના ઝાડનો પ્રરોહ તેની શાખામાથી ફૂટીને જમીન સુધી ગયેલો હોય તો ત્યા ધન દાટેલુ છે એવી માન્યતા હતી (પ્ર ૬ પ્ર ૧૬ પૃ ૧૫૩૯)

(g) વાદરાને ગમે તેટલુ ઘી પીવરાવવામા આવે તેથી તે પુષ્ટ થતો નથી (પ્ર ૭ પ્ર ૧૫ પૃ ૧૮૦૯)



## નીતિ-વ્યવહારના ખ્યાલો:—

દશમી શતાબ્દિમા વ્યવહાર અને નીતિના ખ્યાલો કેવા હશે તે જાણવાના અનેક પ્રસંગો ગ્રંથમાથી પ્રાપ્ત થાય છે દાખલા તરીકે જુઓ —

(a) 'આપ સાહેબના સદુપદેશથી જ્યારે હુ ચોરીથી કોઇ પણ પદાર્થ લેતો નથી, રાજ્યવિરુદ્ધ કોઈપણ કાર્ય કરતો નથી, વેશ્યા અથવા પારકી સ્ત્રી તરફ દૃષ્ટિ કરતો નથી અને એવુ ધર્મ-વિરુદ્ધ અથવા લોકવિરુદ્ધ કોઇપણ આચરણ મદર ઉપદેશ પ્રમાણે કરતો નથી અને મહાઆરંભ અને મહાપરિગ્રહમા રીઝી જતો નથી ત્યારે લોકો મને સાધુ (સારા માણસ) તરીકે ગણે છે, મારામાં વિશ્વાસ મૂકે છે અને મારા વખાણ કરે છે ....પૈસા ઉપરની મૂર્ચ્છાને લઇને હુ ચોરીથી ધન ઉપાડવા માડુ છુ, વિષય-લોલુપતાને લીધે વેશ્યા કે પરસ્ત્રીગમન કરુ છુ અને તેવુ બીજું કાંઈપણ ખોટુ આચરણ કરુ છુ ત્યારે લોકો તરફથી નિંદા, રાજ્ય તરફથી શિક્ષા અને સર્વ ધનહરણ, શરીરનો ખેદ, મનનો તાપ અને બીજા અનેક પ્રકારના અનર્થો આ લોકમા જ પ્રાપ્ત કરું છુ (પૃ ૧૯ પીઠબધ)

(b) કોઇ મૂર્ખ માણસ અકાર્ય કરવા તૈયાર થયો હોય ત્યારે તેને તેમ કરતાં અટકાવવાનો પ્રયાસ નિરર્થક છે. રાખના ઢગલામાં ઘીની આહુતિની પેઠે એ નકામો જાય છે. (પ્ર. ૩. પ્ર. ૫. પૃ. ૪૦૭)

(c) બે જુદાં જુદાં કાર્યોને અંગે કયું કાર્ય પ્રથમ કરવું એવી મનમાં શંકા થાય ત્યારે કાળક્ષેપ કરવો. (પૃ. ૪૧૦)

(d) ઉદ્યાનમાં અનંગતેરશને દિવસે અનેક સ્ત્રીઓ કામદેવની પૂજા કરવા આવે ત્યારે મોહાંધ કામી પુરુષો પોતાને પસંદ આવે તેવી સ્ત્રીઓ સાથે સંબંધ કરવાની તક મેળવવાની લાલચે તે મંદિરમાં આવતા હતા. આવા બહાદુર (!) પુરુષો દશમી સદીમાં પણ હતા તે ખાસ નોંધવા જેવું છે. (પ્ર. ૩. પ્ર. ૮. પૃ. ૪૩૫)

(e) ગુરુની સ્ત્રી ગમે તેવા રૂપાળી હોય તો પણ તે સર્વથા અગમ્ય છે અને દેવની શય્યા પર સૂવાતું નથી. (પ્ર. ૩. પ્ર. ૮. પૃ. ૪૩૯)

(f) સારી રીતે છુપાવીને કરેલ પાપાચરણ પણ જરૂર પ્રસિદ્ધ થઇ જાય છે અને તેને છુપાવવા પ્રયત્ન કરવો એ મિથ્યા છે. (પ્ર. ૩. પ્ર. ૯. પૃ. ૪૫૧)

(g) જનસમાજના મોટા ભાગના વર્તન માટે મધ્યમ પ્રકારના માણસોની સ્થિતિ અને અધમ વર્ગની સ્થિતિ ચાર પ્રકારના પુરુષોના વર્ણન પરથી સમજાય છે. તે વખતના સમાજને સમજવા માટે એ વર્ણન ઘણું ઉપયોગી જણાય છે. મધ્યમ વર્ગ સંશયારૂઢ રહે છે અને જઘન્ય વર્ગ લહેરી અને વિષયાંધ હોય છે. (પ્ર. ૩. પ્ર. ૧૨. પૃ. ૪૮૬–૭) જઘન્ય વર્ગના પ્રાણીઓ ઘણી મોટી સંખ્યામાં હોય છે એમ આચાર્ય કહે છે તે તે સમયની સમાજ–સ્થિતિ બતાવે છે. (પૃ. ૨૮૮)

(h) એક માણસને મિત્ર તરીકે સ્વીકાર્યાં પછી તેના દોષ જાણવામાં આવે તો પણ તેનો અકાળે ત્યાગ કરાય નહિ એવી તે સમયની લોકનીતિ હતી, (દૃષ્ટાંત શુભસુંદરીની મનીષીને સલાહ (પ્ર. ૩. પ્ર. ૫. પૃ. ૪૦૫) પણ અવસર આવે ત્યારે ત્યાગ ન કરે તો પછી પરિણામે તેનો પોતાનો જ ક્ષય થાય છે. તે સમયની નીતિ

એવી હતી કે હેયબુદ્ધિએ પણ કારણસર અન્યને ગ્રહણ કરાય અને ત્યાગના અવસરની ગહ જોવાય વર્તમાન વર્તનવિચારણા-નિર્ણય અને આ નિર્ણયમા ઘણો મોટો આતરો છે તે નોધવા જેવુ છે

(i) ચડાળ સ્ત્રીને અસ્પર્શ્ય માનવામા આવતી હતી અને તેની સાથે મૈથુન સબધ કરવો તે સ્પર્શ્યવર્ગ માટે અત્યત કનિષ્ઠ કામ ગણવામા આવતુ હતુ (પ્ર. ૩ પ્ર ૧૩ પૃ ૪૯૬)

(j) સાધુપુરુષ આત્મનિંદા, પરસ્તુતિ અને પોતાના પૂર્વ ચરિત્રનું વર્ણન ન કરે, પણ અતિ આગ્રહ અને ખાસ લાભનું કારણ દેખે તો પોતાના પૂર્વપશ્ચિમ સમયનુ વર્ણન કરે (પ્ર. ૪ પ્ર ૬ પૃ ૭૬૦)

(k) સજ્જન પુરુષો વડીલના વાક્યનું કદી પણ ઉલ્લઘન કરતા નથી (પ્ર. ૪ પ્ર ૭ પૃ ૭૭૬)

(l) ગુરુની સ્તુતિ તેમની હાજરીમા કરવી, મિત્ર અને સગાની સ્તુતિ તેમની ગેરહાજરીમા કરવી, નોકરની સ્તુતિ (પ્રશસા) કામ થઈ રહ્યા પછી કરવી, પુત્રની સ્તુતિ (પ્રશસા) ન કરવી અને સ્ત્રીની પ્રશસા તો તેના મરણ પછી જ કરવી (પ્ર. ૪ પ્ર ૭ પૃ ૭૮૩)

(m) હસવાનુ ગમે તેવુ કારણ પ્રાપ્ત થાય તો પણ ગભીર ચિત્તવાળા મનુષ્ય તો માત્ર મૂછમા જ હસે છે, મુખને જરા મલકાવે છે, ખડખડાટ હાસ્ય કદી કરતા નથી (પ્ર. ૪ પ્ર ૧૫ પૃ ૮૭૩)

(n) દારુની અસર તળે લોલાક્ષ રાજા પોતાના ભાઈ રિપુકપનની સ્ત્રી ઉપર બળાત્કાર કરે છે એ વાત ખાસ વિચારવા યોગ્ય છે પરાધીનપણુ હોવા છતા દારુની અસર નીચે આ વાત શક્ય હતી એ નોધવા જેવુ છે (પ્ર. ૪ પ્ર ૨૨ પૃ ૯૪૧)

(o) સારી આકૃતિ-સુદર રૂપ હોય ત્યા નિર્મળ ગુણો વાસ કરે છે (પ્ર. ૪ પ્ર ૨૮ પૃ ૧૦૦૭)

(p) જ્યા મૃષાવાદ હોય છે ત્યા ઘણે ભાગે માયા પણ સાથે જ હોય છે (પ્ર. ૫ પ્ર ૧ પૃ ૧૧૮૪)

છે કે પ્રાણીને ઘણી સ્ત્રીઓ પરણવાની આકાંક્ષા થતી અને તે સર્વ સ્ત્રીઓ પોતાને એકલાનેજ વફાદાર રહે એવી તેની ઇચ્છા રહેતી, પોતાનો પરિવાર વિનયી અને ચતુર થાય એવી ભાવના રહેતી, મહેલોમાં વસવાની હોંશ થતી, અનેક રત્નો ઘરમાં ભરેલાં હોવાના એ યુગના લોકો સ્વપ્નાં સેવતા હતા, ઘરેણાં ઘડાવવાના સંકલ્પો કરતા હતા, ચીનાઇ ( રેશમી ) અને સુતરાઉ વસ્ત્રોના ઢગલા વાંછતા હતા, મહેલની બહાર બગિચો કરાવવાનો વિચાર કરતા હતા અને ઘોડાના રથમાં ( ઘોડાગાડીમાં ) બેસી પોતે ફરે અને પાળા આગળ પાછળ ચાલે અને બહુ તો પોતે રાજા થાય-આ તે યુગનું મનોરાજ્ય હતું. એમાં સાહિત્ય કે અભ્યાસને સામાન્ય જનતામાં સ્થાન હોય એવું જણાતું નથી. ( પીઠબંધ પૃ. ૬૫-૬૮ ) યુવાની કાયમ ટકે એવા પ્રયોગો કરવાનો લોકો યત્ન કરતા હતા. ( સદર. પૃ. ૬૯ )

( b ) સંસારસુખનો ખ્યાલ આ પ્રમાણેનો જણાય છે:—

" અમે માંસ ખાઇએ છીએ, દારુ પીએ છીએ, બત્રીશ પ્રકારનાં ભોજન અને તેત્રીશ પ્રકારનાં શાક આરોગીએ છીએ, સુંદર સ્ત્રીઓ સાથે વિલાસ કરીએ છીએ, ઊજળાં મૂલ્યવાન વસ્ત્રો પહેરીએ છીએ, પંચ સુગંધી યુક્ત પાન ચાવીએ છીએ, ફૂલની માળા ધારણ કરીએ છીએ, શરીર પર વિલેપન કરીએ છીએ, ધનનો ઢગલો એકઠો કરીએ છીએ, મનને ગમે તેવી ચેષ્ટાઓ કરીએ છીએ, દુશ્મનની ગંધ પણ સહેતા નથી, અમારી કીર્તિને ચોતરફ ફેલાવીએ છીએ. " ( પ્ર. ૭. પ્ર. ૭. પૃ. ૧૭૧૯ )



## પુત્રપ્રાપ્તિ માટે તીવ્ર ઇચ્છા—

એ યુગમાં પુત્રપ્રાપ્તિ માટે ખૂબ ઇચ્છા થતી હશે એમ નીચેના પ્રસંગોથી જણાય છે.

( a ) દેવી કાળપરિણુતિ પોતાના પતિ કર્મપરિણામને કહે છેઃ ' આપની કૃપાથી હું સર્વ કલ્યાણ પ્રાપ્ત કરી ચૂકી છું, આ દુનિયામાં દેખવા લાયક સર્વ પદાર્થો આપની કૃપાથી હું જોઈ ચૂકી છું, માત્ર અત્યાર સુધી મેં પુત્રનું મુખ જોયું નથી એટલું બાકી છે, તેથી જો આપશ્રીની કૃપાથી મને એક પુત્ર થઈ જાય તો મારું

જીવતર સફળ થાય, નહિ તો આ જીવન બધું નિષ્ફળ છે (પ્ર. ૨ પ્ર ૩ પૃ ૨૭૧)

(b) સગળ શેઠ અને બધુમતી ઘરડા થયા હતા, પુત્ર નહોતો, દુકાન પર વામદેવ આવી થોડા આંસુ પાડે છે એટલે શેઠ એને પુત્ર કરી લે છે અને આશા રાખે છે કે એ દીકરો પોતાનું ઘડપણ પાળશે (પ્ર ૫ પ્ર ૨૦ પૃ ૧૩૩૧)

(c) વિદ્યાધરના રાજા કનકોદરને પુત્ર નથી એની દિલગીરીનો પાર નથી એ માટે એની રાણીએ અનેક ઔષધો ખાધા, ગ્રહશાંતિ કરાવી, સેંકડો માનતાઓ માની, નિમિત્તિયાને બોલાવી ભવિષ્ય પૂછ્યું, મંત્રવાદીઓ પાસે જાપ કરાવ્યા, જંત્રો હાથે બાંધ્યા, જડી બૂટીઓ પીધા, કૌતુકો કર્યાં, અવશ્રુતિ નીકાળી, હોરા તંત્રો શોધ્યા, પ્રશ્નો પૂછ્યા, સ્વપ્ન-અર્થો પૂછ્યા અને યોગિણીઓની પ્રાર્થના કરવામાં આવી (પ્ર ૮ પ્ર ૨ પૃ ૧૮૬૨)

(d) રાજપુરના શ્રીગર્ભ રાજાની પુત્રપ્રાપ્તિ માટેની તીવ્ર ઇચ્છા નોંધવા યોગ્ય છે એણે તો વળી અનેક ઔષધિઓ પણ ખાધી જણાય છે એને ત્યાં પુંડરીકનો જન્મ થાય છે (પ્ર ૮ પ્ર ૧૪ પૃ ૧૯૮૩)

---

## રાજા-રાજ્ય-રાજસેવક-રૈયત—

(a) 'વસ્તુઓ (દ્રવ્યાદિ) પ્રાપ્ત કરવાના ઇરાદાથી મનુષ્યો **રાજસેવા** ઉઠાવે છે, રાજાની ચાકરી કરે છે, તેના તરફ વિનય બતાવે છે, તેને અનુકૂળ લાગે તેવું બોલે છે, તેની ખુશામત કરે છે, પોતે દિલગીરીમાં હોય તો પણ રાજાને હસતો દેખીને પોતે હસે છે, પોતાને ઘેર પુત્રજન્મ થવાથી ઘણો આનંદ થતો હોય ત્યારે પણ રાજાને રડતો જોઇને પોતે રડવા લાગી જાય છે, રાજાના માનીતા લોકો પોતાના દુશ્મન હોય તો પણ તેમના વખાણ કરે છે, રાજાના દુશ્મનો પોતાના ઇષ્ટમિત્ર હોય તો પણ રાજાની સમક્ષ તેમની નિંદા કરે છે, રાજાની આગળ રાતદિવસ દોડે છે, પોતે તદ્દન થાકી ગયો હોય તો પણ રાજાના પગ ચાંપવા બેસી જાય છે, રાજાના અપવિત્ર સ્થાનો પોતાને હાથે ધુએ છે, રાજાની આજ્ઞાથી ગમે

( q ) જ્ઞાન, વિજ્ઞાન, ધૈર્ય, સ્મૃતિ, સમાધિ—એ સત્ત્વવૃદ્ધિના ઉપાયો છે. ( પ્ર. ૫. પ્ર. ૧ પૃ. ૧૧૬૦. )

( r ) એકાંત સ્થાનમાં ઢાંકણા વગરનું દહીંનું ભાજન પડેલું હોય તો સ્વાદલુબ્ધ કાગડો એને છોડીને બીજે કેમ જાય ? તેમ રૂપાળી સુંદર સ્ત્રી એકલી પડેલી જણાય તો એના વિલાસી પુરુષો એને કેમ છોડે ? ( પ્ર. ૫. પ્ર. ૪. પૃ. ૧૧૭૩. )

( s ) ડાહ્યો માણસ અવસર વગર કોઈ પણ કામ કદી શરૂ કરતો નથી, કારણ કે નીતિ અને પુરુષત્વનો અવસર જ બરાબર કામ સાધી શકે છે. ( પ્ર. ૫. પ્ર. ૧૯. પૃ. ૧૩૦૬ )

( t ) પ્રાણી ગમે તેટલાં શાસ્ત્રો જાણતો હોય પણ જો પોતાની અવસ્થા બરાબર સમજતો ન હોય તો જેમ આંધળા માણસની પાસે આરિસો ધરવામાં આવે તે નકામો થાય છે તેમ તેનું જ્ઞાન પણ નકામું થાય છે.

( u ) ધનશેખર ધન કમાવા માટે પરદેશ જવા તૈયાર થાય છે ત્યારે તેના પિતા હરિશેખર તેને શિખામણ આપે છે તે દશમી શતાબ્દિનો નીતિ અને વ્યવહારનો સ્પષ્ટ ખ્યાલ આપે છે. આખો ફકરો ખાસ લાક્ષણિક હોઈ દશમી શતાબ્દિને ચિતરે છે. 'દીકરા ! મેં તને સુખમાં ઉછેર્યો છે, તું પ્રકૃતિથી સીધી લાઇનનો છે, દેશાંતર દૂર છે, રસ્તાઓ આડાઅવળા અને આકરા છે, લોકો વાંકા હૃદયવાળા હોય છે, સ્ત્રીઓ છેતરવાની કળામાં ઘણી કુશળ હોય છે, નીચ અને દુર્જનો ઘણા હોય છે, સજ્જન માણસો ભાગ્યે જ મળી આવે છે, ધૂતારા લોકો અનેક પ્રકારના પ્રયોગો કરવામાં ચતુર હોય છે, વાણીઆઓ કપટી હોય છે, કરિયાણા વિગેરે વસ્તુઓનું રક્ષણ કરવામાં ઘણી મુશ્કેલી નડે છે, નવી જુવાની અનેક પ્રકારના વિકારોને કરનારી હોય છે, કાર્યોનાં પરિણામ દુઃખે જાણી શકાય તેવાં હોય છે, પાપ અથવા અકૃત્ય અનર્થને પસંદગી આપનારા હોય છે, ચોર અને લુચ્ચાઓ હેરાન કરનારા હોય છે; તેથી જ્યારે એવા પ્રસંગ આવે ત્યારે વખતને અનુસરીને કોઈ વખત પંડિત બની જવું, કોઈ વખત મૂર્ખ બની જવું, કોઈ વખત દાક્ષિણ્યવાળા થઈ જવું અને કોઈ વખત તદ્દન કઠોર બની જવું,

કોઇ વખત દયાળુ બની જવુ અને કોઇ વખત નિર્દય બની જવુ, કોઇ વખત મોટા લડવૈયા બની જવુ અને કોઇ વખત તદ્દન બીકણુ બની જવુ, કોઇ વખત મોટા દાનેશ્વરી બની જવુ અને કોઇ વખત એકદમ કૃપણુ બની જવુ, કોઈ વાર બગવૃત્તિ ધારણ કરી તદ્દન મૌન રહી જવુ અને કોઇ વખત ચતુર વક્તા બની જવું, અને હમેશા ક્ષીરસમુદ્ર જેવા ઊંડા, ગભીર અને શાત થઇ જવુ, તેમજ એટલા ઊંડા થવુ કે કોઇ માણુસ એ સમુદ્રનો મધ્યભાગ કદી પામી શકે નહિ." (પ્ર ૬ પ્ર ૧ પૃ ૧૪૭૧)

(v) ધનવાન પાસે ધન છે તે તેની પાસે શા માટે રહેવા દેવુ જોઇએ? તેનો તેના ઉપર શો હક્ક છે? એમની પાસેથી લક્ષ્મી પડાવી લેવી એમા શુ ખોટુ છે? આવા સમાજવાદના વિચારો તે સમયે પણ હતા (પ્ર. ૬ પ્ર ૨ પૃ ૧૪૭૪)

(w) જે પ્રાણી કટાળો પામે છે તેને ધન મળતુ નથી, તેથી સમજુ માણસો કહે છે કે કોઈ પણ બાબતમા કટાળવુ નહિ એ જ ધન એકઠુ કરવાનો મૂળ ઉપાય છે (પ્ર. ૬ પ્ર ૮ પૃ ૧૫૪૯)

(x) જેનું પોતાના ઘરમા બરાબર માન નથી હોતુ અને જેનો ઘરમા પરાભવ થતો હોય છે તે બહાર પણ પરાભવ જ પામે છે **यो गृहे परिभूतोऽत्र स बहिः परिभूयते।** (પ્ર ૬ પ્ર ૧૧ પૃ ૧૫૭૪)

(y) જેણે બારીક અવલોકન કરીને એક સવત્સર (વર્ષ) જોયેલ હોય તેણે આખી દુનિયાની બરાબર અવલોકના કરી લીધી છે એમ સમજવુ, કારણ કે દુનિયાના ભાવો ફરી ફરીને એવી ને એવી રીતે અન્યોન્ય સબધે બન્યા જ કરે છે (પ્ર ૬ પ્ર ૧૬ પૃ ૧૬૩૦)

(z) જે વસ્તુ નખથી છેદી શકાય તેવી હોય તેને ડાહ્યો માણસ કુહાડાથી છેદવી પડે તેટલી મોટી થવા દેતો નથી, તેને મૂળમાથી જ ડાભી દે છે (પ્ર ૭ પ્ર ૧૧ પૃ ૧૭૭૨)



### સાંસારિક મનોરાજ્ય—

(a) સાસારિક પ્રાણીઓને શું શુ મેળવવાની ઇચ્છા થતી હોય છે તેનું વર્ણન પીઠબધ પૃ ૬૫ મા આવે છે, તે પરથી જણાય

તેવું હલકું કામ ઉપાડી લે છે, યમના મ્હોં જેવા રણમેદાનમાં જાતે પ્રવેશ કરે છે, તરવાર ભાલાના ઘા સહન કરવા માટે પોતાની છાતી આગળ ધરે છે." (પીઠબંધ પૃ. ૭૩ ). આમાં રાજસેવકની ખુશામત અને આજ્ઞાંકિતપણું ખાસ નોંધવા જેવું છે.

(b) રાજમંદિરમાં રાજાની પાસે અમાત્ય, મોટા યોદ્ધાઓ, નિયુક્તક (કામદારો), તલવર્ગિક (કોટવાળો), વૃદ્ધ સ્થવિરાઓ, લશ્કરી સુભટો, વિલાસિની સ્ત્રીઓ વિગેરે રાખવામાં આવતા હતા એ ખાસ નોંધવા જેવું છે (પીઠબંધ. પૃ. ૯૧) અને રાજમંદિરમાં પ્રવેશ રજા વગર થતો નહોતો એમ **સ્વ**કર્મવિવર દ્વારપાળના ઉપયોગથી જણાય છે. (સદર)

(c) રાજાની નજર પડે તો પણ ધન્યતા માનવામાં આવતી હતી, એટલે રાજાઓ જાણે દેવાંશી હોય એ વિચારનો પ્રચાર હતો એમ સાતમા માળ પર બેઠેલા સુસ્થિત રાજની નજર ભિખારી પર પડવાને પરિણામે તેની ધન્યતા માનવાની હકીકત પરથી પ્રાપ્ત થાય છે. (પીઠબંધ પૃ. ૧૧૨) અને તે જ પીઠબંધના પૃ. ૧૧૫ માં '**यथा राजा तथा प्रजा**'ના સૂત્રનો નિર્દેશ કરી રાજાની વિશિષ્ટ સત્તા સંબંધમાં તે યુગના વિચારો બરાબર વ્યક્ત કર્યા છે. રાજ્ય-કૃપા માટે કેટલો તલવલાટ હશે તે આ આખા પ્રસંગ પરથી સહજ સમજાય છે. Divine Rights of Kings(રાજાના દૈવી હક્કો)નો સિદ્ધાંત આ યુગમાં પ્રવર્તતો હતો એમ બરાબર લાગે છે.

(d) રાજ્યવિરુદ્ધ કાંઇ પણ કાર્ય કરવું તે બહુ ખરાબ–નિંદ્ય કામ ગણાતું હતું એમ લોકવિરુદ્ધ કાર્યોની ગણનામાં તેને સ્થાન (પૃ. ૧૯૦ પીઠબંધ) આપ્યું છે તે પરથી જણાય છે.

(e) રાજાઓ તાબાનાં રાજ્યોમાં પોતાનો સરસૂબો (મહત્તમ) નીમતા હતા. દરેક પ્રાંતમાં એક સેનાધિપતિ અને મહત્તમ નીમાતો હતો. મહારાજાનો હુકમ દૂત મારફતે ત્યાં મોકલવામાં આવતો હતો. સંદેશો લઇ આવનાર દૂતને ખૂબ માન આપવામાં આવતું હતું અને મહારાજાનો સંદેશો આખી સભા અને સેનાપતિ તથા સૂબો ખડેપગે સાંભળતા હતા. (**અસંવ્યવહાર** નગરની આ આખી પદ્ધતિ **પ્ર.** ૨. પ્ર. ૭ માં વર્ણવી છે તે દશમી સદીના રાજ્ય-બંધારણ ઉપર ખાસ અજવાળું પાડે છે. જુઓ પૃષ્ઠ ૩૦૦–૩૦૫)

મહારાજાના રાજ્યપ્રદેશમા વસ્તી કેટલી છે તેનો કર્મપરિણામને ખ્યાલ નથી એવુ અધેર દશમી સદીમા ચાલતુ હતું સદાગમ ઘણાને મોક્ષે મોકલી દે, તો ખાલી પડેલી જગાએ પૂરવાની રાજાને ચિંતા થઈ પડી હતી, પણ એને પોતાના સૂબાના તાબામા કેટલી મોટી વસ્તી હતી તેનો ખ્યાલ નહોતો ( પ્ર. ૨. પ્ર ૭ પૃ ૩૦૪-૫ ) વર્તમાન સરકારના દફતરમા નાની નાની વિગતોના પણ આકડા હોય છે તેવુ તે યુગમા ન હોતુ એ ધ્યાનમાં રાખવા યોગ્ય છે

( f ) રાજાઓ સાથે સ્પષ્ટ શબ્દોમા વાત કરવામા ઘણો સકોચ થતો હશે અને તેના નોકરો અથવા ઉપજીવીઓ ઘણે ભાગે મીઠી વાતો જ કરતા હશે એમ કળાચાર્યને પણ રાજા સાથે સ્પષ્ટ વાત કરતા થયેલ સકોચ પરથી સહજ અનુમાન થાય છે ( પ્ર. ૩ પ્ર ૧ પૃ ૩૫૭ )

( g ) રાજાઓની પાસે ખાસ સેવક રહેતા હતા જે અત્યારના 'પ્રાઈવેટ સેક્રેટરી' જેવુ રાજાનું કામ કરતા હતા એમ વિદુરના વર્ણન પરથી અનુમાન થાય છે ( પ્ર. ૩ પ્ર ૧ પૃ ૩૫૫ ) એને 'રાજવલ્લભ' કહેવામા આવ્યો છે તે ખાસ નોધવા જેવુ છે

( h ) રાજસભા સાજે મળવાનો રિવાજ હોય એમ જણાય છે ( પ્ર. ૩ પ્ર ૧૦ પૃ ૪૫૭ ) અને રાજા ચાલે ત્યારે તેની આગળ બળની મસાલ ચાલે એવો રિવાજ જણાય છે ( પૃ ૪૫૮ ) વિદ્યાધર ચક્રવર્તી કનકોદરની રાજસભા પણ સાજે-સધ્યા વખતે મળતી હતી ( પ્ર. ૮ પ્ર ૨ પૃ ૧૮૯૯ )

( i ) કોઈ રાજાનો ગુન્હો કરે તો રાજા તેને તપાસ કર્યા વગર સીધી જ સજા કરે, વારટ કાઢવાની જરૂર નહોતી નોકરોને હુકમ કરે, એટલે ગુન્હેગારને બાધી દેહ કરી એટલી યાતનાઓ કરે કે ગુન્હેગાર મહાત્રાસ પામી જાય એને લોઢાના થાભલા સાથે બાધે, એને સખત કોરડા ( ચાબખા ) લગાવે, એના શરીર પર ધગધગતું તેલ રેડે, એની આગળીઓમા ખીલા ઠોકે અને એને અનેક પ્રકારની યાતનાઓ-કદર્થનાઓ કરે ( પ્ર ૩ પ્ર ૧૦ પૃ ૪૫૯ )

( j ) **સજાના પ્રકાર**—શત્રુમર્દન રાજા સ્પર્શનને દેશનીકાલની સજા કરે છે અને પાછો આવે તો લોહયંત્રમાં પીલવાની ધમકી આપે છે તે ઉપરથી એમ જણાય છે કે દેહાંત દંડની સજાનો અમલ ઘાણીમાં પીલીને પણ કરવામાં આવતો હતો. એવી ઘાણીને 'લોહયંત્ર' કહીને વર્ણવવામાં આવેલ છે. (પ્ર. ૩. પ્ર. ૧૪. પૃ. ૫૦૨)

( k ) 'લોકોને માથે જ્યાંસુધી **કર** આપવાની બીક હોય છે ત્યાંસુધી તેઓ હદને ઉલ્લંઘી જતા નથી, પણ એક વાર કર આપવાની બીકથી તેઓને મુક્ત કરવામાં આવે છે ત્યારે તેઓ તદ્દન છૂટા થઇ જાય છે અને છૂટો માણસ સર્વ અનર્થોને કરે છે. (પ્ર. ૩. પ્ર. ૧૯. પૃ. ૫૫૮)

( l ) તે વખતે **કૌંસીલની પદ્ધતિ** જાણીતી હશે. કનકચૂડ રાજાના ચાર પ્રધાનો—મંત્રીઓ મતિધન, બુદ્ધિવિશાળ, પ્રજ્ઞાકર અને સર્વરોચક છે. એ ચાર મંત્રીઓ રાજ્યને લગતી અગત્યની બાબતના નિર્ણયો કરે છે એ વાત નોંધવા જેવી છે. (પ્ર. ૩. પ્ર. ૨૬. પૃ. ૬૧૯–૨૦)

( m ) રાજા જાતે ઊઠી પોતાને હાથે કોઇને **પાન** રાજસભા સમક્ષ આપે તે મોટામાં **મોટું માન** ગણવાની તે સમયની રીતિ હતી. (પ્ર. ૩. પ્ર. ૨૯. પૃ. ૬૪૬)

( n ) રાજાઓ ઘણી **સમૃદ્ધિવાળા** હશે, કુબેર ભંડારી જેવા માલદાર હશે એમ દરેક રાજાના વર્ણન પરથી જણાય છે. દા. ત. જુઓ નરવાહન રાજાનું વર્ણન. (પ્ર. ૪. પ્ર. ૧. પૃ. ૭૦૪)

( o ) **રાજ્ય** ક્રમપ્રાપ્ત પણ હોય એટલે વડિલ તરફથી ઊતરી આવેલ હોય અથવા એક રાજાને હરાવી તેનું રાજ્ય ખૂંચવી લેવામાં આવેલું પણ હોય. (પ્ર. ૪. પ્ર. ૨૦. પૃ. ૯૧૯)

( p ) રાજા મૂર્ખ હોય તો તેના મંત્રીઓ ગમે તેવા કુશળ હોય અથવા લશ્કરનો ઉપરી બળવાન હોય તો પણ રાજ્ય મહાકષ્ટમાં આવી પડે છે. **એકહથ્થુ સત્તાનો** દોર કેટલો મોટો હતો તેનો આથી સહજ ખ્યાલ આવે છે. (પ્ર. ૪. પ્ર. ૪૦. પૃ. ૧૧૨૩)

(q) સમસ્ત પ્રજાજનને બાધા વગરના કરી સુખમા સ્થાપન કરવા અને પછી પોતાનુ સુખ શોધવુ એ **રાજ્યધર્મ** છે અને તેમ કરનાર ખરો રાજા છે પોતાના હાથ નીચેના દુખમા સબડતા હોય, પ્રજાજન દુખ ભોગવતા હોય તેવે વખતે જે રાજા સુખ ભોગવે છે તે પેટભરો કહેવાય છે–આવો વિચક્ષણ માણસોનો અભિપ્રાય હતો (પ્ર ૫ પ્ર ૧૧ પૃ ૧૨૨૫)

(r) ચોરને દેહાતદંડની સજા કરવાનો ધારો હતો (પ્ર ૫ પ્ર ૨૨ પૃ. ૧૩૩૪) રાજા કરેલી સજા માફ કરી શકતા હતા (સદર) અત્યંત શકદાર માણસોને અત્યારે જેમ પોલિસની દેખરેખમા રાખવામા આવે છે તેમ અગાઉ રાજા પોતાની જ દેખરેખ નીચે રાખતા હતા (પ્ર ૫ પ્ર ૨૨ પૃ ૧૩૩૪) અને ઘણી વાર નામીચો ચોર વગરગુન્હે માર્યો પણ જતો હતો (સદર)

(s) પરદેશથી દરિયાની સફર કરીને કોઇ **વેપારી** આવે તે રાજા પાસે જાય, ત્યા નજરાણુ ધરે અને દાણ ચુકાવે અથવા માફ કરાવે (પ્ર ૬ પ્ર ૨ પૃ ૧૪૮૫)

(t) રાજાઓને રાજ્ય અન્ય પચાવી પાડશે, એ બાબતની બહુ બીક રહેતી હશે એમ જણાય છે નીલકંઠ રાજા પોતાના ભાણેજ હરિકુમારની લોકપ્રિયતા સાભળી પોતે ચિંતામા પડે છે અને તૃષ્ણાથી અંધ બની તેને મારી નાખવાના વિચારો કરે છે (પ્ર ૬ પ્ર ૭ પૃ ૧૫૩૬) રાજા પાસે બુદ્ધિશાળી વ્યવહારદક્ષ **મંત્રીઓ** હતા, જેઓ સાપ મરે નહિ અને લાકડી ભાગે નહિ એવી **સલાહ** આપતા (પૃ ૧૫૩૭)

(u) રાજાનુ વર્ણન કરવુ હોય તો તેના કોશ (ખજાનો), ચતુરંગ લશ્કર, ભૂમિ, દેશ, રાજ્યસામગ્રી વિગેરે અપરિહાર્ય છે રાજાની સાથે આ સર્વ હોવુ જ જોઇએ એવો તે સમયનો ખ્યાલ જણાય છે (પ્ર ૬ પ્ર ૧૦ પૃ ૧૫૫૯) કોશ (ટ્રેઝરી)મા રત્ન મણિ માણેકનો સંચય ગણવામા આવતો હતો રોકડ નાણાને તેમા સ્થાન આપવામા આવ્યુ નથી એ હકીકત ઘણી અર્થસૂચક છે

(v) રાજ્યમા નવો રાજા થાય ત્યારે **ડાંડી પીટાવવાનો**

રિવાજ જણાય છે. એ ડાંડી અથવા ઢોલ ટીપનારને **ડિંડિમક** નામ આપવામાં આવતું હતું. ( **પ્ર**. ૬. પ્ર. ૧૧. પૃ. ૧૫૬૮ )

( w ) **રાજા નબળો** હોય ત્યારે ચોરનું જોર વધે છે, લૂંટારાઓને તડાકો પડે છે, ધાડ પાડનારને મજા થાય છે અને દુષ્ટ લશ્કરી માણસો હરખમાં આવી જાય છે. ( **પ્ર**. ૬. પ્ર. ૧૧. પૃ. ૧૫૭૧ ) એક માણસની સત્તા લાભ અને નુકસાન કેવી રીતે કરે છે તે જાણવાનું આ પ્રબળ કારણ પૂરું પાડે છે.

( x ) **રાજા** જ્યારે ઘણો **અધમ** થઈ જાય, દુરાચારી થઈ જાય અને રાજ્યધર્મ વિસરી જાય ત્યારે પ્રજા અને મંત્રીઓ એકઠા થઇ રાજાના ભાઇને વિજ્ઞપ્તિ કરે-તેને રાજ્ય સ્વીકારવા વિનવે, એ પ્રમાણે ન થાય તો નજીકનો પારકો રાજા આવી રાજ્યને કબજે કરી લે. આ પદ્ધતિ ઘણી વિચારવા યોગ્ય છે. ( **પ્ર**. ૭. પ્ર. ૧૫. પૃ. ૧૮૧૨ ) અને એવો અધમ રાજા પદભ્રષ્ટ થાય ત્યાર પછી સર્વે તેની મશ્કરી કરે, તેને બાંધે, ખેંચે, કેદમાં નાખે અને કોઈ તેની પડખે ચઢે નહિ. ( પૃ. ૧૮૧૩ )

( y ) સ્વયંવર મંડપમાં કોઇ પણ રાજાને રાજકુમારી ન વરે તો પણ લડાઈ થતી. સ્વયંવરમાં આવેલ રાજાઓ તેમ થતાં પોતાનું અપમાન થયેલું સમજતા. ( **પ્ર**. ૮. પ્ર. ૨. પૃ. ૧૮૭૧ )

( z ) લોકસ્થિતિ કેવી છે તેનો જાતે અભ્યાસ કરવા સારુ રાજાઓ અને ચક્રવર્ત્તીઓ રાજધાનીમાંથી બહાર નીકળી પોતાના તાબાના દેશમાં ફરતા હતા. ( **પ્ર**. ૮. પ્ર. ૧૨. પૃ. ૧૯૭૮ )



**રાજનીતિ—**

( a ) મોટા માણસો અને રાજાઓ પાસે અંગત માણસો રાખવામાં આવતા હતા. એવા માણસ દૂતનું કામ કરતા હતા. અત્યારના સી. આઇ. ડી. ખાતા જેવા તે હતા. તેવા માણસોને દેશ દેશની ભાષાનો અભ્યાસ હોય, જુદા જુદા પ્રકારના વેશો ધારણ કરવામાં તે બહુ કુશળ હોય, ચીવટથી કામ કરનારા હોય અને અન્ય તેને

પકડી શકે નહિ એવી ચાલાકી તેનામા હોય ( પ્રભાવ દૂતનું વર્ણન પ્ર. ૩ પ્ર ૪ પૃ ૩૮૫ )

( b ) બુદ્ધિશાળી મ ત્રીઓ સલાહ આપવા ઉપરાત પોતાના ખાસ સેવકોને પાસે રાખતા, જે જરૂર વખતે અગત્યની બાતમી અન્યને મોકલી કામ લેતા વૃદ્ધ સુબુદ્ધિ મ ત્રીએ દમનક નામના સેવકને મોકલી હરિકુમારનો બચાવ કર્યો–એ ધ્યાનમા લેવા જેવી તે સમયની લાક્ષણિક રાજઘટના છે ( પ્ર. ૬ પ્ર ૭ પૃ ૧૫૩૮ ) રાજાને સાચી સલાહ આપતા વાત બગડી જાય તેમ હોય તો મ ત્રી રાજાની હામા હા મેળવી દેતા અને આડકતરી રીતે વાતનો તોડ ઉતારતા રાજાની સામે થવાની તાકાત મ ત્રીઓમા નહોતી ( પૃ ૧૫૩૭ )

( c ) ચારિત્રરાજે લશ્કરી સેનાપતિ સમ્યગ્દર્શનને મોકલવા વિચાર કર્યો ત્યારે સદ્બોધે સદાગમને મોકલવા ભલામણ કરી–એમા લશ્કરી માણસો અને દિવાન ઓફિસના માણસોની કામ લેવાની રીતિનુ જ્ઞાન બતાવે છે, છતા એ સમ્યગ્દર્શનના વખાણ જ કરે છે એ એની કામ લેવાની કુનેહ છે ( પ્ર ૭ પ્ર ૧૦ પૃ ૧૭૬૮ )

( d ) દિવાની ઓફિસના માણસોની સલાહ આધાર રાખવા લાયક અને કાર્યસાધક હોય છે એમ અ તે લશ્કરી સેનાધિપતિ સમ્યગ્દર્શન સ્વીકારે છે ( પ્ર. ૭ પ્ર ૧૬ પૃ ૧૮૨૪ )



## ધન અને ધનવાનોનો દોર–

ધનિક વર્ગ દશમી શતાબ્દિમા કેટલો જોરમા હશે તેના અનેક દાખલાઓ આખા ગ્ર થમા છે એમાથી થોડા દાખલાઓ આપણે તપાસી જઈએ

( a ) પ્ર ૪ પ્ર ૨૪ પૃ ૯૫૪ મહેશ્વર શેઠ ભવા ચઢાવીને બેઠા છે, કોઇ માગે તેના તરફ નજર પણ કરતા નથી, ખુશામત કરનાર તરફ પણ નજર કરતા નથી, રત્નોને જોઈ રાજી થાય છે અને તેના ધ્યાનમા સ્તબ્ધ થાય છે–એ દશમી સદીના ધનવાનનુ

લાક્ષણિક ચિત્ર છે. ચોરીનો માલ એ ઓછી કિંમતે પડાવી લે છે, એ સર્વ કાળનો જાણીતો વિષય છે. દશમી શતાબ્દિમાં એવી સ્થિતિ હતી એ ભવચક્રનાં સ્વરૂપદર્શનમાંથી પ્રતીત થાય છે. તેની પાસેના હીરા માણેક સોનામહોરોના ઢગલાનો વિચાર કરતાં દેશમાં ધન અમુક વર્ગ પાસે બહુ મોટા પ્રમાણમાં હશે એમ જણાય છે.

( b ) ધનવાન વર્ગના વિચારો લાક્ષણિક ભાષામાં પ્ર. ૭. પ્ર. ૭. પૃ. ૧૭૧૯ માં તેના મુખમાં ગ્રંથકર્ત્તાએ મૂકયા છે તે દશમી શતાબ્દિનું આબેહૂબ ચિત્ર રજૂ કરે છે. જુઓ આગળનું પૃષ્ઠ ૪૩૪.

( c ) રાજ્યલોભનું એક સુંદર દૃષ્ટાંત હરિકુમાર અને નીલકંઠ રાજાના સંબંધમાં આવે છે. મામા રાજા ભાણેજની લોકપ્રિયતા જોઇ એ પોતાનું રાજ્ય પડાવી લેશે એ બીકે એનો વધ કરવા નિર્ણય કરે છે અને તેવો નિર્ણય કરતાં સૂત્ર ગોઠવે છે કે ' અરધા રાજ્યને હરણ કરી લે અથવા પચાવી પાડે તેવો નોકર હોય તેને જો હણી નાખવામાં ન આવે તો આખરે પોતાને મરવાનો વખત આવે છે. ' ( પ્ર. ૬. પ્ર. ૭. પૃ. ૧૫૩૬ ) હરિકુમાર સુબુદ્ધિ મંત્રીની વખતસરની સલાહથી બચી જાય છે એ જુદી વાત છે, પણ ધન કે રાજ્યના લોભમાં રાજાઓ પોતાના સંબંધીઓનું ખૂન કરવા માટે પણ તૈયાર થઈ જતા હતા એમ જણાય છે.

( d ) ધનવાનના મગજના ફાંટા કેવા હોય છે તેનું લાક્ષણિક ચિત્ર પીઠબંધમાં કર્તાએ આપ્યું છે. ત્યાં બુઢા ખખ થઈ ગયેલાં ધનપતિને યુવાન ગણાવ્યો છે, તે બીકણ હોવા છતાં મહાન લડવૈયા તરીકે તેને બતાવ્યો છે, અભણ હોવા છતાં તીવ્ર બુદ્ધિશાળી બતાવ્યો છે, કદરૂપો હોવા છતાં સ્વરૂપવાન તરીકે તેની સ્તુતિ થતી બતાવી છે, દાસીપુત્ર હોય તો પણ કુળવાન તરીકે તેનું વર્ણન થાય છે, દૂરના સંબંધી તેના નજીકના સગા થતા આવે છે એમ જણાવ્યું છે. (પૃ. ૧૩૭-૮). ધનવાન વર્ગનો દોર કેટલો હશે તે આ ચિત્ર ઠીક ઠીક રજૂ કરે છે.

( e ) સારી સલાહ આપનાર અને સુંદર વાર્તા કહેનાર વિદુર જેવા વયોવૃદ્ધ અધિકારીને તોરમાં આવી નંદિવર્ધન તમાચો મારે છે એ ધનવાનવર્ગ અને રાજવર્ગ કેટલો તુમાખી હશે તે બતાવે છે. ( પ્ર. ૩. પ્ર. ૧૮ પૃ. ૫૫૧ )

(f) **ધનિક વર્ગના વિચારતરંગો:** 'ખૂબ પૈસા એકઠા કરીને મોજ ઉડાવુ, અંતઃપુરને દેવતાના વૈભવસ્થાન જેવુ બનાવી દઉં, મનને આનંદ આપનાર સુંદર રાજ્યને સારી રીતે ભોગવું, મોટા મોટા રાજમહેલ બંધાવુ, સારા સારા બગિચાઓ તૈયાર કરાવુ, મોટો વૈભવ પ્રાપ્ત કરીને તેમજ શત્રુઓનો ક્ષય કરીને દુનિયામા સર્વ લોકોની પ્રશંસા પામી, સર્વ મનોરથ સંપૂર્ણ કરી પાચે ઇંદ્રિયોના વિષય સંબંધી સુખસાગરમા મારા મનને તરબોળ કરી નિરંતર આનંદની મસ્તીમા રહ્યા કરુ. આવી રીતે ખાવુ પીવુ, ભોગ ભોગવવા અને ઇંદ્રિયોને તૃપ્ત કરવી એ જ મનુષ્યપણું પ્રાપ્ત કરવાનુ ફળ છે' વિગેરે (પ્ર ૪ પ્ર ૧૧ પૃ ૮૨૯)

(g) ધનવાનના તરંગોનુ વર્ણન ધનશેખરને અંગે અતિ વિશિષ્ટ આપ્યુ છે 'આ દુનિયામા ધન જ ખરેખરુ સારભૂત છે, ધન જ ખરેખરુ સુખ આપનાર છે, ધનના જ લોકો વખાણ કરે છે, ધનના ગુણ વધારે વધારે ગવાય છે, લોકો ધનને વાંદે છે, પૂજે છે, નમે છે, ધન જ ખરેખરુ સાચુ તત્ત્વ છે, ધન જ ખરેખરો પરમાત્મા છે અને ધનમા જ સર્વ બાબતો પ્રતિષ્ઠા પામે છે, આવી વાતો છે દુનિયામા અવલોકન કરીને જોશો તો માલૂમ પડશે કે દુનિયામા જે પ્રાણી પૈસા વગરનો છે તે વાસ્તવિક રીતે જોતા તરખલાને તોલે છે, રાખ જેવો છે, શરીરના મેલ જેવો છે, ધૂળ જેવો છે અથવા વધારે વાસ્તવિક રીતે બોલીએ તો તેની તેટલી પણ કિંમત નથી, તે વસ્તુત કાંઈ નથી વિગેરે (પ્ર. ૬ પ્ર ૧ પૃ ૧૪૬૮) ધન અને ધનવાનનું શું વર્ચસ્વ હશે તેનો આથી ખ્યાલ આવે છે

(h) ધન કમાવા માટે અનેક જાતના સાહસ ખેડનાર વાણીઆના પુત્રો તે વખતે મોજુદ હતા અત્યંત શ્રીમાન વર્ણક શેઠનો પુત્ર ધનશેખર એક પાઈ લીધા વગર પહેરેલ કપડે ઘેરથી નીકળી જાય છે અને પૈસા રળવા માટે સ્વપરાક્રમ ફોરવવા પરદેશ જાય છે, તે ઉપરથી ધન કમાવાના અને પરદેશ જવાના તે યુગના વિચારો પર સારો પ્રકાશ પડે છે (પ્ર. ૬ પ્ર. ૧) યાદ રાખવાનુ છે કે તે વખતે જવા આવવાના સાધનો ઘણા ઓછાં હતાં અને દૂર દેશથી પત્રવ્યવહાર પણ અશક્ય હતો તેવા યુગમા સાહસ કરનાર હતા એ ખાસ નોંધવા જેવુ છે ધનશેખર પોતાની માતાને

જતાં જતાં કહે છે કે—'છોકરો ધંધે લાગી જાય તે ઘણું સારું છે અને ડાહ્યો દીકરો દેશાવર ભોગવે ( ફરે ) એ તો આપણામાં જાણીતી વાત છે.' ( પૃ. ૧૪૭૩ )

( i ) ધનપ્રાપ્તિ કરવાનાં નીચેનાં સાધનો તે સમયે જાણીતાં હતાં એમ ધનશેખરના વિચારતરંગો પરથી જણાય છેઃ—

( ૧ ) રત્નદ્વીપે જઇ ધન ઘસડી લાવવું.

( ૨ ) ધનવાનો સાથે લડાઇ કરી ધન પડાવી લેવું.

( ૩ ) ચંડિકા દેવીની આરાધના કરી તેને લોહીનો ભોગ આપી તેની પાસે ધન માગવું.

( ૪ ) રોહણાચળ પર્વતને ખોદી તેમાંથી ધન કાઢવું. ( રત્નો કાઢવા ).

( ૫ ) ગુફામાંથી રસકૂપિકાનો રસ લાવી તેનાથી સોનું બનાવવું. ( પ્ર. ૬. પ્ર. ૨. પૃ. ૧૪૭૪ )

( j ) ધનના લોભી વાણીઆઓ હજારના પંદર સો કરે, તેના દશ હજાર કરે, કરોડ કરે, દ્રવ્યમાં વધતો જાય તેમ વધારે વધારે લોભી થતો જાય ( પ્ર. ૬. પ્ર. ૨. પૃ. ૧૪૭૫ ) અને કરોડ દ્રવ્ય મળે તો કરોડ રત્ન એકઠાં કરવા રત્નદ્વીપે જાય. કરોડાધિપતિ જાતે, સસરાનો મોટો વારસો મેળવનાર એક પળ નિરાંતે બેસતો નથી, સુખે ખાતો નથી, અપ્સરા જેવી પત્નીને સંતોષ આપતો નથી કે ચિત્તની શાંતિ અનુભવતો નથી. ( સદર પૃ. ૧૪૮૨ )

( k ) ધનપ્રાપ્તિના ઇચ્છકો ધનની જ ઝંખના કરે છે અને ગાઢ મૈત્રીને પણ આડી આવનાર ગણે છે અથવા વિઘ્નરૂપ ગણે છે. ધનશેખરના હરિની મિત્રતાને અંગેના સંકલ્પો લાક્ષણિક છે. ( પ્ર. ૬. પ્ર. ૬. પૃ. ૧૫૨૯ )

( l ) સંસારરસિક મૂઢ પ્રાણીઓ ઉપદેશ આપનાર ગુરુને આમ પણ કહેનારા એ યુગમાં જીવતા હતા કે–' સાહેબ ! તમારા મોક્ષનો અમારે ખપ નથી ! તમે મોક્ષ જવાની વાત શા માટે કહો છો ? જુઓ, તમારા મોક્ષમાં નથી કાંઇ ખાવાનું, નથી કાંઇ

પીવાનુ, નથી કાઇ ભોગવિલાસ કરવાના કે નથી ઐશ્વર્યમા આળોટવાનુ ! નથી ત્યા દેવાગનાનો સ્પર્શ થવાનો કે નથી ત્યા કમલાક્ષીના કટાક્ષોથી વીધાવાનુ ! નથી ત્યા વિલાસના ભાષણો કે નથી ગાયન કે નાચ, નથી હસવાનુ કે નથી રમવાનુ ! અમારા દિલને તો અહી જ મોક્ષ છે અમને અહી ખાવાપીવાનુ પુષ્કળ મળે છે, ધનસપત્તિ સાપડે છે, વિલાસ મોજ ઉડાવાય છે, ઘરેણા-ગાઠા પહેરાય છે અને કમલાક્ષી સાથે આનદ થાય છે ' વિગેરે (પ્ર. ૭ પ્ર ૭ પૃ ૧૭૩૦)

(m) પૈસાથી સુખના સાધન મેળવી–ભોગવી શકાય છે, એવા પૈસા તે પરલોકના સુખ સાધન માટે ખર્ચી નાખવા એ વ્યાજબી ગણાય ? નજરે દેખાય તે સુખ છોડી, કલ્પનાના સુખ ખાતર ધન ખર્ચી નખાય ? આવા વિચાર કરનાર ધનવાહન જેવા દ્રવ્યવાનો પણ તે યુગમા હતા (પ્ર. ૭ પ્ર ૧૪ પૃ ૧૭૯૩)



**ધનના હાલહવાલ—**

ધનવાન વર્ગના પૈસા ચાલ્યા જવાના પણ અનેક માર્ગો મોજુદ હતા એમ અનેક ઉલ્લેખોથી જણાય છે

(a) સમુદ્રદત્ત શેઠ ઘર, ધન, ધાન્ય, સુવર્ણથી ભરપૂર હતા અને કુબેર ભડારી સાથે સ્પર્ધા કરે તેવા હતા તેનુ ધન તેનો પુત્ર રમણ ગણિકાના છદમા પડી ગુમાવે છે અને ચીથરેહાલ થઇ જાય છે, છતા ઇશ્કી થઇને ફરે છે (પ્ર ૪ પ્ર ૨૫ પૃ ૯૬૨)

(b) " ધનવાન પ્રાણીઓ ધૂર્તથી ભય પામે છે, અગ્નિની પીડા ખમે છે, લૂટારાથી નિરતર ભયમા રહે છે, રાજા તરફથી લુટાઇ જવાની વિમાસણમા રહે છે, ભાઇઓ કે સગાઓ તરફથી ભાગ લાગ પડાવવાની પચાતીમા પડે છે, ચોરથી ચોરાવાના ભયમાં રહે છે " (પ્ર ૪ પ્ર ૨૪ પૃ ૯૫૮)

(c) દ્યૂતથી પૈસા ખોનાર તરીકે કપોતકનુ આખુ દષ્ટાત લાક્ષણિક છે એણે ધનેશ્વર પિતાનુ ઘર સ્મશાન તુલ્ય કરી મૂક્યું (પ્ર ૪ પ્ર ૨૬ પૃ ૯૭૧)

( d ) અતિ લોભથી અનેક રત્ન એકઠાં કરનાર ધનશેખર હરિકુમાર સાથે દરિયામાં સફર કરતાં હરિકુમારનાં રત્નો અને સ્ત્રી પર લોભ કરવા જતાં સમુદ્રમાં પડીને ઘસડાય છે અને ભિખારીને હાલે રખડે છે. ( પ્ર. ૬. પ્ર. ૬. પૃ. ૧૫૪૪ )

( e ) ધનવાનોને ચોરની બીક રહેતી હતી, રાજ્ય તરફથી ત્રાસનો ભય રહેતો હતો, પિત્રાઈઓની બીક રહેતી હતી. ( પીઠબંધ પૃ. ૭૬ ) તે ઉપરાંત તેને અગ્નિનો ભય પણ રહેતો હતો, જળપ્રલયની આશંકા થયા કરતી હતી અને કોઈ સખાવતમાં પૈસા આપવા પડશે એવી ચિંતા નિઃસ્પૃહ મુનિઓ તરફની પણ રહેતી હતી. ( પૃ. સદર ) ધનને રક્ષણ સારુ જમીનમાં દાટવાનો રિવાજ તે વખતે જણાય છે. ( પૃ. ૭૭ )

( f ) ધનવાન કે રાજા કેદમાં પડે ત્યારે તે અત્યંત ગંધાતી કોટડીમાં દુઃખી થાય, ત્યાં તે ભૂખપરાભવ અને તાડના સહન કરે અને એના ખાવાપીવાનું પણ ઠેકાણું ન હોય. ધનવાહનની દશાનો ચિતાર નજરમાં રાખવા યોગ્ય છે. તે યુગના કેદખાનાં કેવાં ખરાબ હશે તેનો પણ તેથી સહજ ખ્યાલ આવે છે. (પ્ર. ૭. પ્ર. ૧૫. પૃ. ૧૮૧૪)

( g ) **ધનની લાલસા**–વાસના એવી મજબૂત હોય છે કે પ્રાણી મરીને સર્પ, ઊંદર કે ગરોળી થાય ત્યાં પણ ધનનો ભંડાર મળે ત્યારે એને આનંદ થાય છે અને એ ભંડારને કોઇ લઈ જાય ત્યારે દુઃખ થાય છે. ( પ્ર. ૭. પ્ર. ૧૬. પૃ. ૧૮૧૭–૮ )



## તે સમયની ગરીબાઈ–

જેમ દશમી સદીમાં ધનની વિપુળતા હતી તેમ ગરીબાઈ પણ આકરી જણાય છે. તે યુગના સર્વ લોકો લખપતિ હતા એમ માનવાનું કારણ નથી. નીચેનાં પ્રસંગો ગરીબાઇ–દારિદ્ર નજરે જોનાર જ લખી શકે એમ માનવાનું કારણ પ્રાપ્ત થાય છે. એ મગજમાંથી ઉપજાવેલ કલ્પના નથી.

( a ) નિષ્પુણ્યક ભિખારીનું વર્ણન ગ્રંથની શરૂઆતમાં જ પીઠબંધ પૃ. ૧૬–૧૭ માં આવે છે. તેની પાસે કાંઈ પૈસા નથી, જાત-

મહેનત કરવાની તેનામા શક્તિ નથી, ભૂખથી તેનુ શરીર તદ્દન લેવાઇ ગયેલુ છે, તે હાડપિંજર જેવો દેખાય છે, તે ભાગેલુ ઠીકરુ લઇને ભીખ લેવા માટે ગતદિવસ ઘેર ઘેર ભટકે છે, જમીન પર સૂવાથી તેના પાસા ઘસાઈ ગયેલાં છે, ફાટેલા વસ્ત્રથી તેનુ શરીર અડધુ ઢકાયલુ છે, તેના શરીરમા પાર વગરના રોગો છે અને તેને અનેક પ્રકારની વેદનાઓ ભોગવતો બતાવવામા આવ્યો છે

( b ) દરિદ્રતા—ગરીબાઇને લાવનાર બાહ્ય કારણોમા નીચેના ગણાવ્યા છે જળ, અગ્નિ, લૂટારા, રાજા, સગા, ચોર, મદ્ય, દ્યૂત, ભોગમા આસક્તિ, વેશ્યાગમન અને ખરાબ ચાલચલગત

દરિદ્રતા સાથે દીનતા. પરિભવ, મૂઢતા, અતિ સતતિ હોવાપણુ, હૃદયની સકુચિતતા, ભિક્ષા, લાભનો અભાવ, તુચ્છ ઇચ્છાઓ, ભૂખ, સતાપ, કુટુબીઓની વેદના—પીડા—કકળાટ વિગેરે આવે છે (પ્ર. ૪ પ્ર ૨૮ પૃ ૧૦૦૮)

દરિદ્રતાથી ઘેરાયલો પ્રાણી ધન મેળવવાની આશાના પાશથી બધાઇને જુદા જુદા ઉપાયો અજમાવે છે, ફાફા મારે છે અને નિષ્ફળ પ્રયત્નો કરે છે, પછી એ બાઈ રડવા બેસે છે, મનમા વધારે વધારે ખેદ પામે છે, જે પૈસા પેદા કરવા ધાર્યા હતા તે પોતાના જ હતા એમ માની લઇને તે ન મળતા શોક કરે છે અને પારકા પૈસા ઉઠાવી લેવાના કે પચાવી પાડવાના પ્રયત્નો આદરે છે પોતાની પાસે ફૂટી બદામ પણ ન હોવાથી કાલે ઘી ક્યાથી લાવશુ ? તેલ ક્યાથી લાવશુ ? અનાજ ક્યાથી લાવશુ ? સરપણ ( બળતણ ) ક્યાથી લાવશુ ? એ સર્વ લાવવાના પૈસા ક્યાથી મળશે ? એવી કુટુબચિંતાથી બાપડાને રાત્રિએ જરાએ ઊંઘ પણ આવતી નથી એવી ચિંતાને પરિણામે જેમ તેમ કરીને પૈસા મેળવવા માટે અનેક ન કરવા યોગ્ય કામો કરે છે, ધર્મકાર્યથી તદ્દન વિમુખ થઇ જાય છે, મનમા માને છે કે ધર્મ કરવામા કાંઈ સાર નથી, કારણ કે ધર્મ કરનાર દુખી દેખાય છે પરિણામે લોકોમા હલકાઇ પામે છે અને તરણાથી પણ ઓછી તેની કિંમત થાય છે (પ્ર. ૪. પ્ર ૨૮ પૃ ૧૦૦૯)

વર્તમાન સ્થિતિ સાથે આ વર્ણન સરખાવવા યોગ્ય છે આમા સટ્ટાનુ નામ આવતુ નથી તે ખાસ નોધવા યોગ્ય છે

( c ) દુર્ભાગી માણસનું વર્ણન કરતાં જણાવે છે કે એવા પ્રાણીઓ લોકોમાં અપ્રિય થઇ પડે છે, પોતાના માલેક( શેઠ સ્વામી )ને પણ પસંદ પડતા નથી, પોતાની સ્ત્રી પણ તેને હડધૂત કરે છે, છોકરાઓ તેના કહ્યામાં રહેતા નથી, બાંધવો તેને જોવાની ઇચ્છા રાખતા નથી, એના સગા ભાઇઓ પણ એની સાથે બોલતા નથી. ( પ્ર. ૪. પ્ર. ૨૮. પૃ. ૧૦૧૧ )

( d ) વિમળકુમારે પિતાની પરવાનગી લઇ હિમભવનની યોજના કરી ત્યાં કોઇ પ્રકારનાં દુઃખ કે ત્રાસથી હેરાન થતાં માણસોને રાખવા અને તેમનાં દુઃખો દૂર કરવાની ધારણા કરી. ( પ્ર. ૫. પ્ર. ૧૧. પૃ. ૧૧૨૬. ) એ ઉપરથી ગરીબ કે દુઃખીને માટે યોજના કરવી એ તે યુગમાં રાજ્યધર્મ ગણાતો હતો એમ લાગે છે. પણ એના અંતરમાં વડીલપણાનો ભાવ અથવા મુરબ્બીવટ દેખાય છે અને જાણે તેમ કરવું એ ફરજરૂપે નહિ, પણ ખાસ કૃપાદૃષ્ટિએ થતું હોય એમ સમજાય છે તે ઉપરથી વર્તમાન કાળના 'સમાજવાદ'ના કોઇ પણ સૂત્રને દશમી સદીમાં સ્થાન હોય એમ લાગતું નથી.



## દાસ-દાસીની સ્થિતિ—

( a ) દાસ અને દાસીઓનો રિવાજ દશમી સદીમાં ખૂબ જણાય છે. દાસીઓ નોકરી કરતી અને છતાં તેમનામાં માતા જેવું વાત્સલ્ય પણ રહી શકતું. કપિંજલા દાસી કનકમંજરીની ધાવમાતા હતી. કનકમંજરીને દાહજ્વર થાય છે ત્યારે એ છોકરી તરફ અસાધારણ વાત્સલ્ય બતાવે છે. ( પ્ર. ૩. પ્ર. ૨૪. પૃ. ૫૯૭ )

( b ) વળી એવી દાસીઓ લગ્નસંબંધ જોડી આપવાના કોલ-કરાર પણ કરે છે અને પ્રેમીઓને નજીક લાવે છે. ( સદર ) ત્યાં કપિંજલાએ તેતલિ સારથી સાથે વાતચીત કરી તે આખી દશમી સદીનું માનસ રજૂ કરે છે.

( c ) એવી દાસીઓ ઘણી વાર ખૂબ નિમકહલાલ અને સેવા-ભાવી પણ હોય છે. આનંદપુરના કેસરી રાજાની રાણી કમળસુંદરીની દાસી વસુમતી એની સ્વામિનીની સુવાવડ જંગલમાં કરે છે અને એ

રાણી મરી જાય છે ત્યારે એના ખેદનો પાર રહેતો નથી ( પ્ર ૬ પ્ર ૩ પૃ ૧૪૮૭-૮ ) ત્યારપછી તુરતના જન્મેલ બાળકને એ માતા તરીકે ઉછેરે છે અને એના બચાવ માટે એના મામાને ઘેર રત્નદ્વીપે પહોચી જાય છે

( d ) દાસીઓનુ સમાજમા સ્થાન કેવુ હશે તે હરિકુમારના વિનોદમાથી-મન્મથના સવાલમાથી પ્રાપ્ત થાય છે ' તું દાસી છે તેથી તારા હાથથી હું ભિક્ષા લઇશ નહિં,' એ પ્રમાણે ભિખારીએ કહ્યુ એટલે તે સ્ત્રી લજવાઇ ગઈ દાસીના હાથથી ભિક્ષા પણ ન લેવી ઘટે એટલુ તેનુ નીચુ સ્થાન હતુ, એ પરિસ્થિતિ આ પ્રસગે પ્રસ્તુત ગણાય ( પ્ર ૬ પ્ર ૩ પૃ ૧૫૦૨-૩ )

( e ) દાસી પુત્રજન્મની વધામણી આપે તેના બદલામા તેનુ દાસીપણુ હમેશને માટે દૂર કરવાનો રિવાજ રાજ-રજવાડામા જણાય છે ( પ્ર ૭ પ્ર ૧ પૃ ૧૬૪૬ )

આવી દાસીઓ **ગુલામ** તરીકે જ રહેતી હતી એમ જણાય છે તેમને ખાવાપીવાનુ આપવામા આવતુ પગાર સબધી કોઈ જાતનો બદોબસ્ત નહોતો તે જ તેમની ગુલામગીરી બતાવે છે પુત્રજન્મ વખતે તેમનુ દાસપણું દૂર કરવામા આવતુ હતુ તે બતાવે છે કે એ લગભગ ગુલામગીરીમા જ હતી



## તે સમયના સમાજમાં સ્ત્રીઓનુ સ્થાન—

( ૧ ) દશમી શતાબ્દિમા **પડદાનો રિવાજ બહુ જણાતો નથી.** સ્ત્રીઓ જાહેરમા ઉઘાડે મ્હોએ ભાગ લેતી જણાય છે **પ્ર.** ૪ પ્ર ૨૨ મા વસતોત્સવ થાય છે ત્યારે આખુ નગર ગામ બહાર નીકળી પડતુ જોવામા આવે છે અને સ્ત્રીઓ પુરુષો સમક્ષ નાચતી દેખાય છે (પૃ ૯૩૪) આ બનાવ ત્યા તો કદાચ અસાધારણ ગણી શકાય, પણ દરેક જન્મોત્સવની નોધમા પણ સ્ત્રીઓને નાચતી બતાવવામા આવી છે, તેથી જાહેરમા નાચ કરવાનો રિવાજ તે સમયમા હશે એમ જણાય છે ત્રીજા પ્રસ્તાવમા વિમલાનના અને રત્નવતી નગર જોવા એકલી નીકળી પડે છે એ પણ બતાવે

છે કે પડદાનો રિવાજ તે યુગમાં નહિ હોય. ( પ્ર. ૩. પ્ર. ૨૩. પૃ. ૫૮૨ ) સ્ત્રીઆસક્ત પુરુષોનું વર્ણન કરતાં પીઠબંધ પૃ. ૭૮ માં ઇર્ષ્યાથી અન્ય પુરુષને પોતાને ઘેર ન બોલાવવાની હકીકત રજૂ કરી છે અને મિત્રો પણ તેના ઉપર નજર ન નાખે તે માટે તેમને આમંત્રણ ન કરવાની વાત જણાવી છે, પણ તે બહાર ન જાય તેવી ચોકી કરવાની કે ઘુમટો તાણવાની વાત જણાવી નથી; તેથી પડદાનો રિવાજ હોય તેમ લાગતું નથી. આખા પુસ્તકમાં પડદાની વાત કોઈ સ્થાનકે આવતી નથી. જો પડદો રાખવાનો રિવાજ હોત તો એ વાત આવ્યા વગર ન રહેત. એવા અનેક પ્રસંગો કથામાં આવેલ છે, જેથી સલામતીથી કહી શકાય તેમ છે કે સિદ્ધર્ષિ જેવા બારિક અવલોકનકારે એ વાતનો ઉલ્લેખ કોઇ સ્થાનકે કર્યો નથી તેથી તેવો કોઈ રિવાજ તે વખતે હોવાનો સંભવ જણાતો નથી. પ્ર. ૮. પ્ર. ૩. પૃ. ૧૮૮૩ માં ગુણધારણનું સામૈયું થાય છે ત્યારે માતા તથા સ્ત્રીવર્ગ હાથણીઓ પર બેસે છે તે એ જ વાતને પુષ્ટ કરે છે.

( ૨ ) તે વખતના સમાજમાં પણ્યસ્ત્રી ( **ગુણિકા** ) પણ હતી, અધમ વર્તન કરતી હતી, લોકોના પૈસા લૂંટી લેતી હતી અને પોતાની જાતનો વિલાસદ્વારા લોકોને ઉપભોગ કરવા દેતી હતી, એમ રમણ અને નાયિકાના પ્રસંગમાં વિસ્તારથી વર્ણવ્યું છે. ( પ્ર. ૪. પ્ર. ૨૫ ) એવી નાની યુવાન ગુણિકાઓની માતા–અક્કાઓ ઘણી લુચ્ચી લોભી અને તુચ્છ હતી એમ જણાય છે.

( ૩ ) પીઠબંધ પૃ. ૧૦૨ માં શ્રાવિકાનું વર્ણન કરવામાં આવ્યું છે તે ખાસ વિચારવા યોગ્ય છે. તેમાં બે પ્રકારની શ્રાવિકાઓ બતાવી છે ( પૃ. ૧૦૩ ): એક શ્રમણોપાસક(શ્રાવક)ને બંધાઇને રહેલી એટલે કુળવધુઓ–ગૃહસ્થ સ્ત્રીઓ અને બીજી મુત્કલ–છૂટી સ્ત્રીઓ. આમાં કુમારી સ્ત્રીઓ અને વિધવાનો સમાવેશ થાય છે. તેઓ જે છૂટથી સર્વજ્ઞ શાસનમાં હરેફરે છે તે જોતાં તે યુગની સ્ત્રીઓને હરવાફરવાનો પ્રતિબંધ જણાતો નથી. બીજું એમ પણ જણાય છે કે કેટલીક સ્ત્રીઓ કુમારજીવન ગાળતી હશે, આજીવન બ્રહ્મચર્ય પાળતી હશે. સ્વધર્મી બંધુ વગરના દેશમાં એમને રહેવું પડે તો તેમના મનમાં ઉદ્વેગ થાય છે એ ઉપરથી જણાય છે કે સ્ત્રીઓ પરદેશ જતી હતી.

( ૪ ) **અભ્યાસ**–જૈન સ્ત્રીવર્ગમા સારો અભ્યાસ હશે એમ માલૂમ પડે છે શિક્ષાવ્રતની માથે તો 'અભ્યાસ' શબ્દ જ વાપર્યો છે અને ધર્મકથા કરવાની તેની ટેવનુ ત્યા વર્ણન કરવામા આવ્યુ છે તે અભ્યાસ વગર અશક્ય છે

પ્રજ્ઞાવિશાળા રાજપુત્રી છે, વિધવા છે તેણે દીક્ષા લીધી છે. એ વાત યોગ્ય છે **અગ્રહિતસ** કેતા રાજપુત્રી હોવા છતા એને **પ્ર ૨** પ્ર ૪ ની શરૂઆતમા બ્રાહ્મણી શા માટે કહેવામા આવી છે તે સમજાતુ નથી કદાચ તે કાળની બ્રાહ્મણીઓ બહુ આગળ પડતી અને ચાલાક નહિ હોય પ્રજ્ઞાવિશાળા–મહાશ્વેતા તો ગણમણી અથવા વાણિયણ લાગે છે એ ખૂબ સુદર વિદ્વાન પાત્ર છે બન્નેને કેટલી છૂટ મળે છે તે તે યુગની નજરે ખૂબ વિચારવા યોગ્ય છે આગળ અવિવેકિતા નામની ન દિવર્ધનની ધાવમાતા આવે છે (પ્ર ૩ પ્ર ૧ પૃ ૩૪૬) તેને પણ બ્રાહ્મણી કહેવામા આવી છે તેથી એ વર્ગની સ્ત્રીઓનુ સમાજમા બહુ સારુ સ્થાન હોય તેમ લાગતુ નથી

( ૫ ) જ્યારે **ભવિતવ્યતા**ના પાત્રનો વિચાર કરીએ છીએ (**પ્ર ૨** પ્ર ૭ ) ત્યારે સ્ત્રીઓ કેટલી સત્તાધારી હશે તેનો ખ્યાલ આવે છે એ પોતાના પતિને નાક થોભીને નચાવે છે એ મીઠા વચનોથી બોલાવે છે પણ એને તદ્દન નિર્માલ્ય બનાવી મૂકે છે એ પાત્રને રજૂ કરતા જ કહેવામા આવ્યુ છે કે–' મારે ભવિતવ્યતા નામની એક સ્ત્રી છે ' વાસ્તવિક રીતે એ સ્ત્રી નથી, પણ સાડી પહેરનાર મોટો સૈનિક છે (પૃ ૩૦૮) આ રીતે જોતા એ પાત્રને વાસ્તવિક સ્ત્રીઓની એ યુગની દશા બતાવનાર પ્રતિનિધિ પાત્ર ગણવુ કે માત્ર અલકારિક પાત્ર ગણવુ એનો નિર્ણય કરવો મુશ્કેલ છે એનો દોર તો અજબ છે, છતા એ યુગમા આવી 'amazon સ્ત્રીઓ પણ હશે એટલુ તો જરૂર નોધી લેવા જેવુ છે એમ ન હોય તો અલકારમા પણ એવી જબરી પત્નીઓનો ઉલ્લેખ ન સભવે ભવિતવ્યતા જેવી પોતાની પ્રજાના એક માણસની સ્ત્રીને રાજસભામા બોલાવવામા આવે ત્યારે અત્યતઅબોધ (સેનાપતિ) અને તીવ્રમોહોદય (મહત્તમ) તેને વાણીથી પાદપતન કરે (પ્ર ૨ પ્ર ૭ પૃ ૩૧૧) એ સ્ત્રીવર્ગ તરફનુ તે યુગનુ સન્માન સૂચવે છે ભવિતવ્યતા અસાધારણ શક્તિશાળી છે એ ખરુ, પણ મધ્ય યુગમા કોઇ મહારાજા કે

તેનો સરસૂબો સ્ત્રીને નમન કરે એ વાત બનવાજોગ મનાય નહિ. અને ત્યાં તો વ્યાપકલક્ષણા કરે છે કે **सर्वापि स्त्री किल देवता** એટલે સર્વ સ્ત્રીઓનો પૂજ્યભાવ સ્પષ્ટ રીતે આપવામાં આવ્યો છે. સ્ત્રીઓનું સમાજમાં સ્થાન શું હશે તે આ હકીકત બતાવે છે. (પૃષ્ઠ સદર)

(૬) **માતાઓ પુત્રના સંસ્કારો** પર બહુ જબરી અસર કરતી હશે એવી માન્યતા જણાય છે. **અ**કુશળમાળાએ બાળ પર પોતાનો કેવો પ્રભાવ પાડ્યો અને **શુ**ભસુંદરીએ મનીષી પર કેવો પાડ્યો એ લાક્ષણિક દૃષ્ટાંત છે. (**પ્ર.** ૩. પ્ર. ૫) અને સામાન્યરૂપાએ **પ્ર.** ૩. પ્ર. ૭ માં ઘુંચવણી થાય ત્યારે થોડો વખત પસાર કરી જવાની પોતાના પુત્ર **મ**ધ્યમબુદ્ધિને સલાહ આપી અને તે પર **ઋ**જુપ્રગુણાની વાત કરી તે તે યુગની સ્ત્રીઓની **દીર્ઘ વિચારણાશક્તિનો** ખ્યાલ આપે છે.

(૭) **મ**દનકંદળીનું વર્ણન **પ્ર.** ૩. પ્ર. ૧૦. પૃ. ૪૫૭ માં વાંચતા જાણે સ્ત્રીઓએ શરીર પર વિલેપન કરવું, કપડાં ઘરેણાં પહેરવાં અને મોજશોખ માણવા એ સ્ત્રીકર્તવ્ય હોય એમ જણાય છે. **પ્ર**જ્ઞાવિશાળા જેવી ચતુર સ્ત્રીઓ હોય છે ખરી, પણ ઘણીખરી સ્ત્રીઓ તો પુરુષવર્ગની મોજને પૂરું પાડનારી પુતળીઓ હોય એવું જણાય છે.

(૮) જાહેર પ્રસંગોએ મોટા વરઘોડામાં સ્ત્રીઓ ચામર વીંઝતી હતી (**પ્ર.** ૩. પ્ર. ૧૭. પૃ. ૫૩૮) એ ઉપરથી જણાય છે કે સ્ત્રીઓ પુરુષો સાથે પૂરતી છૂટથી મળતી હતી અને મહોત્સવમાં ભાગ લેતી હતી.

(૯) ભાઈબહેન કબૂલાત કરતા કે બન્નેને જો પુત્ર પુત્રી થાય તો તેના લગ્ન કરવા. (**પ્ર.** ૩. પ્ર. ૨૦. પૃ. ૫૬૭) આવાં સાટાં જન્મ પહેલેથી થઈ જતા હતા એવી વાત વાંચીએ છીએ તેથી તેવો રિવાજ પણ તે કાળમાં પ્રચલિત હોવાનો સંભવ રહે છે. લગ્નસંબંધમાં છોકરીની ઈચ્છા પૂછવામાં આવતી હતી અને કેટલીક વાર જોખમ ખેડીને પણ તેનું ધાર્યું કરવાની પિતા રજા આપતા હતા. (**પ્ર.** ૩. પ્ર. ૨૦. પૃ. ૫૬૯) **ર**ત્નવતી જેવી સુંદર સ્ત્રી હોવા છતાં **નં**દિવર્ધન કનકમંજરીને દૂરથી જુએ છે ત્યાં એવો ઘાયલ થઇ જાય છે કે એના વિકારનું વર્ણન કરવામાં અને એની વિરહદશાને વ્યક્ત કરવામાં ગ્રંથકર્ત્તાએ લંબાણ વિવેચન કર્યું છે. (પૃ. ૫૯૧)

(૧૦) માત્ર રાજપુત્રીઓના લગ્નમા પસંદગીને સ્થાન હતુ એમ જણાય છે, છતા તેમા પણ પિતાની ઇચ્છા તો અવશ્ય મુખ્ય ભાગ ભજવતી નરસુંદરી પસંદગીથી વરવા આવી, રાજસભામા રિપુદારણનો રકાસ થયો, છતા એના પિતાએ બન્ને પક્ષની આબરૂનો વિચાર કરી અંતે નરસુંદરીને રિપુદારણ સાથે પરણાવી (પ્ર. ૪ પ્ર ૪ પૃ ૭૩૯)

(૧૧) **એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી** કરવામા જરા પણ વાધો કે સંકોચ તે યુગમા નહોતા એના અનેક પુરાવા આ ગ્રંથમા છે એના કુશળ સારથિને પણ એ વાત તદ્દન યોગ્ય જ લાગે છે માત્ર હાથી પર બેઠેલ રાજકુમાર અન્ય સ્ત્રી સામે જોઇ રહે તે ઠીક ન દેખાય એનો એને ખ્યાલ થાય છે, પણ એના લગ્ન જો કનકમંજરી સાથે થાય તો તેને તે કામદેવ–રતિના સંબંધ જેવો ગણે છે (પૃ ૫૯૦)

એક સ્ત્રીની હયાતીમા વધારે સ્ત્રી પરણવાના રિવાજના પાર-વગરના પ્રસંગો આ ગ્રંથમા આવે છે તેથી પુરુષના હક્કનો તે પ્રકારનો ઉપયોગ સારી રીતે તે યુગમા થતો હશે તેમ જણાય છે આ સંબંધમા નીચેના દાખલાઓ વિચારવા —

રિપુકંપનને રતિલલિતા અને મતિકલિતા નામની બે સ્ત્રીઓ હતી (પ્ર. ૪ પ્ર ૨૩ પૃ ૯૪૫)

નંદિવર્ધન રત્નવતી સાથે પ્રેમથી પરણ્યો અને થોડા જ દિવસમા કનકમંજરી સાથે અતિ આનંદથી પરણ્યો (પ્ર. ૩ પ્ર ૨૪ પૃ ૬૧૩)

ક્ષેમરો રાજા (આનંદપુરે)ને જયસુંદરી અને કમળસુંદરી નામે બે સ્ત્રીઓ હતી (પ્ર. ૬ પ્ર ૩ પૃ ૧૪૮૬)

ગુણધારણ અલંકારિક રીતે અનેક કન્યાઓ પરણે છે તે તદ્દન સ્વાભાવિક ધારવામા આવ્યુ છે (પ્ર. ૮ પ્ર ૯ પૃ ૧૯૫૦–૧)

સ્ત્રીઓની પરાધીનતા વધારે પડતી દેખાય છે તેઓ લડવા જતી હોય એમ લાગતુ નથી પોતાના બચાવ માટે એને પુરુષવર્ગ પર આધાર રાખવો પડતો હતો એના અનેક દાખલા મળે છે

લતાગૃહમાંથી ઊડેલા વિદ્યાધરનું યુદ્ધ થાય છે ત્યારે ભયભીત સુંદરી વિમળકુમારનું શરણું કરે છે. એના પતિને લડતા જોઇ એ ધ્રૂજતી હતી, ગભરાઇ ગઈ હતી, મુંઝાઇ ગઇ હતી. ( **પ્ર.** ૫. પ્ર. ૩. પૃ. ૧૧૬૫ )

એક પતિની અનેક સ્ત્રીઓ શોક કહેવાતી અને તેઓ અરસ્પરસ ખૂબ લડતી એ અત્યારે છે તે પ્રમાણે જ તે વખતે હશે એમ રત્નવતીના વચન પરથી જણાય છે. તે કહે છે ' હું બહેન વિમળા વગર એક ક્ષણ પણ રહી શકું તેમ નથી, પણ હું કનકશેખરને વરીને મારી બહેનને શોક નહિ થવા દઉં.' સ્ત્રીઓમાં અરસ્પરસ ગમે તેટલો પ્રેમ હોય, પણ જો તેઓને શોક તરીકેનો સંબંધ થાય તો સ્નેહ જરૂર તૂટી જાય છે. ( **પ્ર.** ૩. પ્ર. ૨૦. પૃ. ૫૬૯ )

નંદકુમારની બ્હેન લીલાવતી પોતાની શોકના છોકરાને ગંધ ( વિષમય ) આપી મારી નાખવાની પેરવી કરે છે. જો કે એ પડિકાથી પોતાનો ભાઈ જ મૃત્યુનો ભોગ બને છે, પણ શોકના તરફ અને તેના પરિવાર તરફ એક પતિની પત્નીઓનો કેવો ભાવ વર્તતો હતો તેનું એક વધારે દૃષ્ટાંત એ હકીકતથી પૂરું પડે છે. ( **પ્ર.** ૫. પ્ર. ૧૯. પૃ. ૧૩૨૦ )

( ૧૨ ) **પુરુષોનો સ્ત્રીઓ પર સર્વ હક્ક સ્વાધીન** હતો. રિપુદારણ નરસુંદરીને વગરગુન્હે પોતાના મહેલમાંથી કાઢી મૂકે ( **પ્ર.** ૪. પ્ર. ૫ ) અને નંદિવર્ધન કનકમંજરીનું ખૂન કરે એ તે યુગના સ્ત્રીપરતંત્રતાના ખ્યાલને તદ્દન યોગ્ય હતું. સ્ત્રી પોતાના પતિને આધીન રહેવા જ સરજાયલી હતી એ વાત અનેક સ્થળે બહાર આવે છે. નરસુંદરીની નમ્રતા તો અવધિ છે, પણ નરપિશાચ રિપુદારણે એની માતાને પણ લાત મારી અને નરસુંદરીને અંતે આત્મઘાત કરવો પડ્યો. ( **પ્ર.** ૪. પ્ર. ૫ ) આ દશા તે યુગમાં સ્ત્રીઓની હતી.

( ૧૩ ) ' હકીકતનો સાર સમજ્યા વગર જે મૂર્ખ પ્રાણી સ્ત્રીનાં વચન પર આધાર રાખીને પ્રવૃત્તિ કરે છે તેને અનર્થ પ્રાપ્ત થવો અશક્ય કે અસંભવિત નથી.' ( **પ્ર.** ૪. પ્ર. ૭. પૃ. ૭૭૫ ) સ્ત્રીઓનું સમાજમાં સ્થાન શું હશે તે પર પ્રકાશ પાડનાર આ લાક્ષણિક વાક્ય છે.

( ૧૪ ) એથી પણ વધારે લાક્ષણિક વાક્ય તે જ પ્રસંગમાં

પૃ ૭૭૭–૮ મા આવે છે 'સર્વ સ્ત્રીઓ પવનની જેવી ચ ચળ હોય છે, સ ધ્યાકાળના આકાશની પ ક્તિ જેવી ક્ષણવાર રક્ત અને પછી વિરક્ત હોય છે, નદીની પેઠે નીચગામિની હોય છે, કાચમા દાખલ કરેલ મુખની પ્રતિમા પેઠે દુર્ગ્રાહ્ય હોય છે, નાગોને ગખવાના કર ડિયા જેવી હોય છે, કાલકૂટ વિષની વેલડી સમાન એકદમ મરણ કરનાર હોય છે, નરકના અગ્નિ સમાન સ તાપ કરનાર હોય છે, શુભ ધ્યાનની દુશ્મન હોય છે, મનમા કાઇ ચિંતવના કરે છે, માયા-કપટથી બીજુ બોલે છે અને કાઈ ત્રીજુ જ કરે છે, પુરુષ પાસે તે મહાપતિવ્રતાનો દેખાવ કરે છે, ઇંદ્રજાળ વિદ્યાની પેઠે દૃષ્ટિને આચ્છાદન કરે છે, અગ્નિ જેમ લાખને પીગળાવી નાખે તેમ મનુષ્યના ચિત્તને એ પીગળાવે છે, વિરોધ કરાવે છે, બુદ્ધિમાન પુરુષોએ તેટલા માટે સ્ત્રીઓને સ સારચક્ર ચલાવવાના કારણભૂત કહી છે અસત્ય ભાષણ, સાહસિકપણુ, કપટવૃત્તિ, લજ્જારહિતપણુ, અતિલોભીપણુ, નિર્દયપણુ, અપવિત્રપણુ એ ગુણો સ્ત્રીઓમા સ્વાભાવિક હોય છે આ દુનિયામા જે કાઇ દોષોનો સમૂહ રહેલો છે તે સર્વ એકઠો કરીને સ્ત્રીરૂપ ભ ડારમા ભરી રાખ્યો છે તેટલા માટે જે પ્રાણી પોતાનુ હિત ઇચ્છતો હોય તેણે પોતાનો આત્મા એ સ્ત્રીઓને ભરોસે ન રાખવો '

આગળ પૃ ૭૭૯ મા એક શ્લોક આપ્યો છે તેનો ભાવાર્થ આ પ્રમાણે છે–'પ્રાણી ગમે તેવો ખબરદાર હોય, પણ જો તે સ્ત્રીના અસલ સ્વભાવની બરાબર તપાસ કરતો નથી, તેને બરાબર પીછાનતો નથી અને છતા તેને પોતાનો હૃદયભાવ અર્પણ કરી દે છે તો આખરે તે જરૂર હેરાન થાય છે, નાશ પામે છે અને પૂરો પસ્તાય છે '

(૧૫) સ્ત્રીઓના જ્યા જ્યા વર્ણનો આવ્યા છે ત્યા ત્યા તેમને પતિપરાયણ બતાવવામા આવી છે આન દનગરનુ વર્ણન કરતા ત્યાની સ્ત્રીઓને અત્ય ત રૂપાળી છતા આખનો પલકારો (કટાક્ષ) ન મારે તેવી બતાવી છે અને ધનશેખરની માતા બ ધુમતીને રૂપનું પણ રૂપ હોય તેવી વર્ણવી પછી એને પતિભક્તિનુ મ દિર ગણાવી છે (પ્ર ૬ પ્ર ૧ પૃ ૧૪૬૬–૭) એમા સ્ત્રીઓ મહોત્સવ સિવાય અન્ય કોઈ પ્રસ ગે જાહેરમા ભાગ લેતી જણાતી નથી તે

ઉપરથી સ્ત્રીઓ વિશેષતઃ ઘરમાં જ રહેતી હશે એવું અનુમાન સહજ થાય છે.

( ૧૬ ) બકુલશેઠને ત્યાં ધનશેખર આવી પહોંચે છે, તેનો સત્કાર કરી જમાડી તે કોણ છે એમ પૂછે છે, તેનાં કુળ, શીલ, વય ને રૂપ યોગ્ય જાણી તેને આનંદ થાય છે અને પોતાની એકની એક દીકરી કમલિનીનો પતિ થવા યોગ્ય છે એમ જાણી છોકરીને બોલાવે છે. અરસ્પરસ બન્નેનો રાગ જાણી પુત્રીની સંમતિથી તેનો ધનશેખર સાથે વિવાહ કરે છે. આ લગ્નસંબંધમાં **પુત્રીની ઇચ્છા** અને **પિતાની સંમતિ** એ ખાસ નોંધવા જેવું છે. તેમજ આ રિવાજ દશમી સદીમાં હતો તે ખાસ નોંધવા જેવું છે. ( પ્ર. ૬. પ્ર. ૨. પૃ. ૧૪૭૭ )

( ૧૭ ) **સ્ત્રીસૌંદર્ય**નો તે યુગનો ખ્યાલ નીચે પ્રમાણે જણાય છે: વિશાળ સ્તન, વિશાળ આંખ, પાતળી કેડ, મોટા નિતંબ, હાથણી જેવી ચાલ. ( પ્ર. ૬. પ્ર. ૬. પૃ. ૧૫૪૦ ) આવી સ્ત્રીઓ સૌંદર્ય-શાળી ગણાતી હતી. છોકરીને લગ્નમાં આપવા પહેલાં પતિના કુળ શીલનો બરાબર અભ્યાસ કરવો જોઈએ, એમ ન કરવામાં આવે અને પતિ મૂર્ખાઈ કરી દીકરીનો પરાભવ કરે, તેને મારે–કૂટે અથવા તેની સાથે પૂરતો સ્નેહસંબંધ ન રાખે તો વડિલોને મોટો સંતાપ થાય. આવો પુત્રીલગ્નસંબંધ પરત્વે તે યુગનો ખ્યાલ હતો. ( પ્ર. ૭. પ્ર. ૧૬. પૃ. ૧૮૨૫ )

( ૧૮ ) છોકરાના જન્મપ્રસંગો ખૂબ ઉજવાતા વર્ણવ્યા છે, પણ છોકરીનો જન્મ તો માત્ર વિદ્યાધર કનકોદર જ ઉજવે છે. ( પ્ર. ૮. પ્ર. ૨. પૃ. ૧૮૬૨ ) છોકરીનું સમાજમાં શું સ્થાન હશે તે આ ઉપરથી જણાય છે.

( ૧૯ ) છોકરીનું સમાજમાં તે વખતે શું સ્થાન હતું તે નીચેના વાક્ય પરથી માલૂમ પડે છે. એ વાક્ય વિદ્યાધરપતિના મુખમાં મૂક્યું છે તે આ પ્રમાણે છે:–" દીકરી જન્મે ત્યારે શોક કરાવે છે, મોટી થતી જાય છે ત્યારે ચિંતા કરાવે છે, અન્યને આપી દેવાનો વખત આવે ત્યારે અનેક સંકલ્પવિકલ્પ કરાવે છે અને ખરાબ સ્થિતિમાં આવી પડે ત્યારે અત્યંત શોક કરાવે છે. એને જો યોગ્ય

વરને આપવામા આવે, એ વર એને પસદ પડે અને એ વર ધર્મીષ્ઠ અને ધનવાન હોય તો એની બાબતમા નિશ્ચિતપણું પ્રાપ્ત થાય છે " (પ્ર ૮ પ્ર ૩ પૃ ૧૮૭૮)

## પ્રેમ કરવાના વિવિધ પ્રકારો—

(a) ચિત્રપટને જોઇને પ્રેમ લાગ્યો અને તાપસી મારફતે મયૂરમજરી અને હરિકુમારનો સબધ જોડવા ધનશેખર પ્રયાસ કરે છે એ સમયમા પણ પ્રેમલગ્ન થતા હતા એમ જણાય છે. (પ્ર. ૬ પ્ર ૫) પ્રેમપાત્રની ખાતરી માટે એ બે હાથના દોરેલા ચિત્રો રજૂ કરે છે વિદ્યાધરમિથુન અને વિયોગી ગજહસીના ચિત્રદ્વારા પ્રેમપાત્રની મનોદશા વ્યકત કરે છે આ પ્રેમ કરવાની રીતિ ખાસ ધ્યાન ખેચે તેવી છે એનુ વર્ણન પ્ર. ૬ પ્ર ૬ માથી વાચવા યોગ્ય છે

(b) સ્ત્રીઆસક્ત પ્રાણીઓ પોતાને ઘેર મિત્રને પણ બોલાવતા નથી, સ્ત્રી તરફ કોઈ નજર ન કરે તેની ચીવટ રાખે છે અને સ્ત્રી જાણે પોતાનો પરમાત્મા હોય તેમ તેની સાથે વર્તે છે (પીઠબધ પૃ ૭૮)

(c) નામ સાભળીને વગર જોયે પણ પ્રેમ થયાના દાખલા નોધાયલા છે અને વ્યામોહ થયા પછી તો ખાવુપીવુ, રમત-ગમત સર્વ વિસારે પડી જાય એવી સ્થિતિ થાય છે (પ્ર. ૩ પ્ર ૨૦ પૃ ૫૬૮)

(d) વિજય પ્રાપ્ત કરી નગરપ્રવેશ કરનાર પર તારામૈત્રકથી પ્રેમ બધાય છે જુઓ કનકમજરી અને નદિવર્ધન સબધ (પ્ર. ૩ પ્ર ૨૪ પૃ ૫૮૯)

(e) કામદેવનો પ્રભાવ વિચિત્ર હોવાથી કામાસક્ત માણસો કદી સીધો જવાબ આપતા નથી, એ ત્રણ કાળમા સાચી વાત હોય એવી સ્થાપના કરવામા આવી છે (પ્ર. ૩ પ્ર ૨૪ પૃ ૫૯૩)

(f) ગુણધારણ કુમાર નગર બહાર બગિચામા જાય છે, ત્યા ઝાડની નીચે હીંચકા ખાતી મદનમજરી ઉપર પ્રેમમા પડી જાય

છે. ત્યાં બન્નેનું તારામૈત્રક થાય છે પણ બન્ને કુળવાન હોવાથી જરા પણ છૂટ લેતા નથી. ઊલટું પોતાના મિત્રે પોતાને પરસ્ત્રી તરફ નજર કરતો જોયો હશે તો તે પોતાને માટે શું ધારશે એવી ચિંતા તેને થાય છે. ( પ્ર. ૮. પ્ર. ૨. પૃ. ૧૮૫૭ )

( g ) સ્વયંવર મંડપનો રિવાજ પણ વર્ણવ્યો છે. રાજાઓ એકઠા થાય. દીકરીને વસ્ત્રાભૂષણો પહેરાવી રાજાઓની વચ્ચે લાવવામાં આવે, એની ધાવમાતા રાજાના વૈભવ, રૂપ, ગુણ વર્ણવે અને દીકરીને ગમે તેના ગળામાં દીકરી વરમાળા આરોપે, અને કોઇ ન ગમે તો સ્વયંવર પડી પણ ભાંગે. ( પ્ર. ૮. પ્ર. ૨. પૃ. ૧૮૬૪–૫ )



## દશમી સદીના વિલાસો—

અનેક સ્થાને નોંધવા જેવા વિલાસો વર્ણવ્યા છે. દશમી શતાબ્દિની એ બાબતમાં લાક્ષણિક નૂતનતા આપણે વિચારીએ.

૧. સુગંધીવાળા કપૂર(બરાસ)થી મિશ્ર કરેલ સુખડ, કેસર, કસ્તૂરીનું વિલેપન કરવાનો રિવાજ હતો. ( પીઠબંધ પૃ. ૬૯ )

૨. પાનમાં પાંચ સુગંધી નાખવામાં આવતી હતી તેમાં કપૂર નાખવાનો રિવાજ હતો એ તદ્દન નૂતન હકીકત છે. (પૃ. સદર)

૩. અંગહાર નામનો નાચ, હાલમાં ઉદયશંકર જે પદ્ધતિએ નાચ કરે છે તેનો તે પ્રકાર હોવો જોઇએ એમ અનુમાન થાય છે. (પૃ.સદર)

૪. વાજિત્રમાં કાકલી નામના વાજિત્રનું નામ આવે છે. વેણુ, વીણા, મૃદંગ ઉપરાંત તે વાજિત્ર કયું હશે તે સમજાતું નથી. એનો સ્વર ઘણો મીઠો હોય છે અને ચોર લોકો ઘરના માણસ જાગે છે કે નહિ એ જાણવા માટે પણ તેનો ઉપયોગ કરે છે. એ શ્રવણેંદ્રિયને વિલાસ કરાવનાર વાજિત્ર છે. (પીઠબંધ પૃ. ૬૯)

૫. ગરમી ઓછી કરવા માટે ચંદન રસના છાંટણાવાળો પંખો કરવામાં આવતો હતો. ( પ્ર. ૩. પ્ર. ૧. પૃ. ૩૫૯ )

૬. **સ્પર્શન સુખના પ્રકાર**—કોમળ તળાઈ અને કોમળ ઓશીકાં વાપરવાં; હંસ પક્ષીનાં રૂંવાંથી ભરેલા આસનીઆનો ઉપયોગ.

કરવો, રેશમી તથા ચિનાઇ વસ્ત્રો પહેરવા, શિયાળામા ગરમ અને ઉનાળામા ઠડા વિલેપનો કરવા, સ્ત્રીઓ સાથે આનદ કરવો (પ્ર ૩ પ્ર ૩ પૃ ૩૭૭-૮) વિષયસુખનો ઉપભોગ શરીરે વિલેપન અને ઉદ્ધર્તન (પૃ ૪૦૧)

૭ રાજા ગણી સુખ ભોગવે ત્યારે કોઇ કોઇ વાર વિલાસ માટે હાથમા ફૂલની છાબડીઓ લઇ બગિચામા જઇ ફૂલો વીણવા મડી જાય અને પ્રથમ છાબડી કોની ભરાય છે તે સબધી હોડ કરે (ઋજુપ્રગુણા વર્ણન પ્ર ૩, પ્ર ૬ પૃ ૪૧૧) વસત સમયમા લોકો ચર્ચરીની રમત કરે છે, ઘેરઘેર હીંડોળાખાટ બધાય છે અને સુગધી પવનનો રસાસ્વાદ જનતા કરે છે (પ્ર ૩ પ્ર ૮ પૃ ૪૩૫)

૮ રાજાઓ નગર બહાર નીકળે ત્યારે તે ઘોડા કેવા ખેલાવે છે તે જોવા માટે લોકો ટોળા વળીને જાય છે (પ્ર ૪ પ્ર ૬ પૃ ૭૫૬)

૯ **રસનાસુખ પ્રકાર**—દૂધપાક, શેરડી, ખાડ, દહીં, ઘી, ગોળ, પકવાન્ન ખાવા અને મદ્ય, માસ, મધના પીણા પીવા (પૃ ૭૭૩) આવી બાબતમા ખૂબ ગાઢતા રાખવી એ એની લોલુપતા ભાવતી વસ્તુઓ અકરાતીઆની પેઠે ખાવી, સ્ત્રીઓ સાથે બગિચામા ફરવા જવુ, રસ્તે ચાલતા દાન આપવુ એ પણ વિલાસનો એક પ્રકાર ગણવામા આવતો હતો (વેલ્લહલ કથા પ્ર ૪ પ્ર ૧૧ પૃ ૮૦-૧)

૧૦ મ્હોમા દારુનો કોગળો ભરી સ્ત્રી પોતાની તરફ પ્રેમ બતાવનારના મુખમા તેને પાછો ઠેલવે અને પ્રેમી તે પી જાય તેને રતિનો એક પ્રકાર માનવામા આવતો હતો એમ મકરધ્વજની પત્ની રતિના વર્ણન પરથી જણાય છે (પ્ર ૪ પ્ર ૧૪ પૃ ૮૭૦ અને તે પરની નોટ)

૧૧ વસત ઋતુમા **નવ પ્રકારે વિલાસો** થાય છે તેના નામ નર્તન, ગાન, તર્જન, આકર (બોલાવવુ તે), પ્રણુમન, હસન, રૂદન, પઠન અને ઉત્કઠ (પ્ર ૪ પ્ર ૨૧ પૃ ૯૨૨) એનુ વિસ્તારથી ગદ્યવર્ણન પૃ ૯૨૧ મા આપ્યુ છે તે ખાસ વાચવા યોગ્ય છે

૧૨. ઋતુના વર્ણનમાં અનેક વનરાજી અને પુષ્પોનાં નામો આવે છે તે પરથી લોકોનો કુદરત તરફ સદ્ભાવ ખૂબ હશે એમ અનુમાન કરી શકાય. છએ ઋતુનાં વર્ણન પ્રસ્તાવ ચોથામાં આવે છે. તે માટે જુઓ:—

શરદ્વર્ણન ( પ્ર. ૪. પ્ર. ૮. પૃ. ૭૮૫–૬ )

હેમંતવર્ણન ( પ્ર. ૪. પ્ર. ૮. પૃ. ૭૮૭–૯ )

શિશિરવર્ણન ( પ્ર. ૪. પ્ર. ૨૦. પૃ. ૯૧૨–૫ )

વસંતવર્ણન ( પ્ર. ૪. પ્ર. ૨૧. પૃ. ૯૨૧–૫ )

ગ્રીષ્મવર્ણન ( પ્ર. ૪. પ્ર. ૩૭. પૃ. ૧૦૯૯–૧૧૦૦ )

વર્ષાવર્ણન ( પ્ર. ૪. પ્ર. ૩૭. પૃ. ૧૧૦૧–૧૧૦૩ )

૧૩. દારુ પીવાનો રિવાજ ઘણો જણાય છે. દારુ પીવાની મંડળીઓ થાય, ત્યાં નાચના જલસા ચાલે, માણસો છાકટા થઈ ચેનચાળા કરે, મદ્યપાત્રો પાથરવામાં આવે, કોઈ મોટા માણસોનું મંડળ હોય તો મદ્યપાત્રો સોનાનાં પણ હોય, દારુ વધારે ચડાવવા માટે હિંદોળ રાગ ગાવામાં આવે, વાદ્ય વગાડનારને પણ આગ્રહ કરી દારુ પીવરાવવામાં આવે, દારુ પીતાં સ્ત્રીનાં અધરોષ્ઠનું પાન કરવામાં આવે, ધીમે ધીમે મર્યાદા પણ ચૂકાય અને મોટા માણસો પણ બાળક જેવી ચેષ્ટા કરે. ( પ્ર. ૪. પ્ર. ૨૨. પૃ. ૯૩૮–૯ )

૧૪. **ઘ્રાણવર્ણન**—નાસિકાનું વર્ણન અભિનવ છે. લલાટપટ્ટ પર સુંદર પર્વત અને એ પર્વત પર શિખર અને તેની ઉપર કબરી નામની ઝાડી અને તે ઝાડીમાં નાસિકા નામની ગુફા અને ગુફામાં બે અંધારીઆ ઓરડા અને તેની વચ્ચે બે વિભાગ પાડતી એક શિલા–એ આખું વર્ણન મૌલિક છે, અશ્રુતપૂર્વ છે, અદ્ભુત છે અને યથાસ્થિત હકીકત રજૂ કરનાર છે. એટલી જ ભવ્ય કલ્પના ભુજંગતા દાસીની છે. સુગંધી ફૂલો અને બીજા સુગંધી પદાર્થોને સુંઘવા એ ઘ્રાણનો વિષય છે. ભુજંગતા સાથે મળતાં ઘ્રાણ તરફ રાગ થાય છે અને દુર્ગંધી તરફ દ્વેષ થાય છે એ આખી રચના ખૂબ રસભરેલી છે. ( પ્ર. ૫. પ્ર ૧૮. પૃ. ૧૨૮૮–૯૨. )

૧૫ મિત્રો બગિચામા જઇ વિદ્વત્તાભરેલો વાર્તા વિનોદ કરે, મશ્કરી સાથે આનંદ કરે અને ટોળટપ્પા કરે એવો પણ રિવાજ હતો અને એમા વિદ્વદ્ગોષ્ઠિ પણ થતી હતી વિદ્વત્તાભરેલા વિનોદના પ્રસંગો પણ આવે છે (પ્ર. ૬ પ્ર ૩ પૃ ૧૪૯૫ થી આગળ)

૧૬ **દૃષ્ટિદેવીનો પ્રભાવ**—સ્ત્રીઓના રૂપ જોવા, સ્ત્રીઓએ કટાક્ષ કરવા, સ્ત્રીઓ આડી આંખે જુએ કે નિશાની કરે તે જોવુ, સ્ત્રીના અંગના વિભ્રમોની ચેષ્ટા જોવી, સ્ત્રીના હાવભાવ જોવા, હસવુ જોવુ અને સ્ત્રી સંબંધી કાંઇ પણ હકીકત બને તે આંખ માંડીને જોવી એના જુદા જુદા અવયવો માટે કમળ ચંદ્ર આદિની કલ્પના કરવી વિગેરે (પ્ર. ૬ પ્ર ૧૨ પૃ ૧૫૮૧)

૧૭ **શ્રુતિ**—વીણા, વેણુ, મૃદંગ સાંભળવામા આનંદ માનવો પછી ગંધર્વ કિન્નરના ગાયનો સાંભળવાની વૃત્તિ થાય વિગેરે (પ્ર. ૭ પ્ર ૧૨ પૃ ૧૭૮૨)

૧૮ **દેવોનો વિલાસ**—રત્નોના કિરણથી લાલ રંગના દેખાતા જળથી ભરેલા અને ખીલેલા કમળોથી શોભતા સરોવરમા હૃષ્ટપુષ્ટ શરીર અને પયોધરવાળી લલિત લલનાઓ સાથે સ્નાન કરવુ, જળક્રીડા કરવી, મંદિરમા જઇ તીર્થંકરને વંદન પૂજન કરવુ, મણિરત્નમય પુસ્તકોનુ વાચન કરવુ અને સર્વ ઇંદ્રિયોના ભોગો ભોગવવા (પ્ર. ૭ પ્ર ૧૭ પૃ ૧૮૩૩)

---

## તે યુગના બાળકોનાં તોફાન—

તે યુગના બાળકોના તોફાનો સમજવા માટે પણ કેટલાક પ્રસંગો પ્રાપ્ત થાય છે

(a) નિષ્પુણ્યકને તોફાની છોકરાઓ મારતા હતા તેઓના લાકડી, મુઠ્ઠી અને માટીના ઢેફાના પ્રહારથી તે અધમુઓ થઈ ગયો હતો (પીઠબંધ પૃ ૧૬) તે નિષ્પુણ્યક ભિખારી ‘બાળકોને રમત કરવાનુ રમકડુ થઈ પડ્યો હતો’ (સદર પૃ ૧૭)

(b) નંદિવર્ધન બોલે છે કે-‘લાલ આંખ અને ચઢાવેલાં

ભવાં સાથે દરેક અભ્યાસ કરનાર બાળકોની સાથે કજીઆ કરું, સર્વની ખાનગી બાબતની ચાડી કળાચાર્ય પાસે ખાઉં, સાચું ખોટું બોલું, તેઓ વચ્ચે પડીને મને સમજાવવા યત્ન કરે તે સહન પણ ન કરું અને લાકડી કે બીજું જે કાંઇ હાથમાં આવે તે વડે દરેક અભ્યાસીને ફટકાવું.' ( પ્ર. ૩. પ્ર. ૧. પૃ. ૩૫૧. ) તે યુગના છોકરાઓનું આ લાક્ષણિક ચિત્ર છે. છોકરાઓને નંદિવર્ધનનો ભય પણ એટલો લાગતો હતો કે કળાચાર્ય પાસે નંદિવર્ધનના તોફાનની વાત કહેવાની તેમની હિંમત પણ ચાલતી નહોતી.

( c ) રિપુદારણ ગુરુના આસન પર ચઢી બેસતો. તોફાની છોકરાઓ બાળવયમાં આવાં ટીખળ કરતા હતા ( પ્ર. ૪. પ્ર. ૨. પૃ. ૭૧૭ ) અને પાછા પોતાનો ગુન્હો બીજા ઉપર ઢોળી પાડતા હતા. ( સદર ) ગુરુના આસન પર બેસવું એ તે સમયમાં ગુન્હો ગણાતો હતો.

( d ) નિશાળના છોકરાઓમાં તો અરસ્પરસ ધમાલ કરવી, ચાડી ખાવી અને શિક્ષક પાસે ફરિયાદ કરવાની આપણી ધૂળી નિશાળો જેવી પદ્ધતિ જણાય છે. ( પ્ર. ૪. પ્ર ૨. પૃ. ૭૧૮ )

( e ) તોફાની છોકરાઓને માર મારવાની રીત પ્રચલિત જણાય છે. સદાશિવ ભૌતાચાર્યની ઉપકથા એ વિષય પર સારો પ્રકાશ પાડે છે. ( પ્ર. ૪. પ્ર. ૧૦. પૃ. ૮૧૩–૫ )



**રમતગમત (Sports) વિગેરે—**

રમતગમતના કેટલાક પ્રસંગો દશમી શતાબ્દિના લેખકે વર્ણવ્યા છે.

૧. વસંતમાસમાં લોકો નગર બહાર નીકળી પાનગોષ્ઠિ કરે છે. વનભાગમાં વિલાસ કરતી સ્ત્રીઓની આસપાસ ધનવાન યુવકો ફરી વળેલા દેખાય છે. સ્ત્રીઓ ઝાડ સાથે લટકાવેલા હીંચકા ખાય છે. સ્ત્રીઓ રાસ લેતી દેખાય છે. કોઇ વનવિભાગમાં સ્ત્રીપુરુષના યુગલો અરસ્પરસ ભેટીને બેસી ગયા છે. (પ્ર. ૪. પ્ર. ૨૧. પૃ. ૯૨૬)

૨ રમતગમતમા કુળવાન સ્ત્રીઓ સારી રીતે જાહેરમા ભાગ લેતી હતી એમ રતિલલિતાના નાચ પરથી પૃ ૯૩૯ પરથી જ જણાય છે

૩ નાચને અગે 'અ ગહાર' નામનો નાચ આવે છે (પીઠબ ધ પૃ ૬૯) એ નાચમા આગળીઓ અને શરીરના બીજા અવયવોના લટકાઓ કરવામા આવે છે હાલમા ભૂતકાળના નાચોનુ પુનર્જીવન કરવામા આવે છે તે વખતે આ શબ્દપ્રયોગ ધ્યાનમા રાખવા લાયક જણાય છે

૪ વીણા વગાડવી, દડો ઉડાડવો એ રમત નોધાયલી છે ત્યાર પછી 'પત્રચ્છેદ'ની રમત લખી છે શરીર પર મે દી કે ચ દનના ચિત્ર કાઢવા એવો એનો અર્થ અનુમાનથી કર્યો છે (પ્ર ૩ પ્ર ૨૦ પૃ ૫૬૮)

૫ રાજાની છોકરીઓ હાથમા દડો લઈ તેને ઉછાળવાની રમત કરતી જણાય છે મેના-પોપટને પાળવામા અને તેમને રમાડવામા પણ આન દ માનવામા આવતો હતો (પ્ર ૬ પ્ર ૬. પૃ ૧૫૧૯)



## જુવાની-તેના ચાળા—

( a ) જુવાની જાળવવા માટે એ યુગના માણસો ખૂબ ચોક્કસ રહેતા એમ જણાય છે. હાલમા જેમા Rejuvenationના પ્રયોગ જુવાની જાળવવા માટે થાય છે અને વાદરાની નસ મનુષ્યના શરીરમા નાખી અસલ નબળી પડતી નસને દૂર કરવામા આવે છે તેમ અમલ કુટીપ્રાવેશિક નામનુ રસાયણ તૈયાર કરવામા આવતુ હોય એમ જણાય છે એ રસાયણના ઉપયોગથી શરીર વળીઆ, ધોળા વાળ, ( માથાની ) તાલ અને ખોડખાપણ વગરનુ થાય છે અને વૃદ્ધાવસ્થા દૂર થાય છે એમ જણાવવામા આવે છે એથી શરીર દેવકુમાર જેવી કાંતિવાળુ થાય છે, સર્વ વિષયો ભોગવવાને સમર્થ થાય છે અને બહુ બળવાળુ થાય છે એમ પણ જણાવવામા આવ્યુ છે ( પીઠબ ધ પૃ ૬૮-૯ )

( b ) યુવાવસ્થામા મેનચાળા કેવા ઘના કરે તેનું વર્ણન દેવી કાલપત્રિત આપે છે -" ત્યારપછી કુમારભાવ પૂરો થાય એટલે તરુણપણુ પ્રાપ્ત કરી, ત્યા સર્વ વિવેકી પ્રાણીઓને હાસ્ય ઉત્પન્ન

કરે તેવા કટાક્ષો મહારાજશ્રી કામદેવ નામના મહાગુરુના ઉપદેશ અનુસાર કરો અને તેમ કરવામાં પોતાના કુળને કલંક લાગશે કે બીજી કોઇ મુશ્કેલીઓ આવશે તેની દરકાર ન કરો, પણ જેમ કામદેવ કહે તેમ જુદા જુદા પ્રકારના વિલાસો કરી નાચો અને તોફાન મસ્તી કરો, પરદારાગમન જેવા અનાર્ય કાર્ય કરો. ” ( **પ્ર**. ૨. પ્ર. ૨. પૃ. ૨૬૮ )

( c ) બાળ જેવા જુવાનો રાત્રે રખડતા હતા અને પરસ્ત્રી મેળવવાને માટે અનેક પ્રકારના ફાંફા મારતા હતા. ( **પ્ર**. ૩. પ્ર. ૯ ) એવા રખડુઓ આચાર્યનો સુંદર ઉપદેશ ચાલતો હોય ત્યારે પણ રૂપાળી સ્ત્રીઓ તરફ નજર ફેંક્યા કરતા હતા. (**પ્ર**. ૩. પ્ર. ૧૨. પૃ. ૪૮૦)

( d ) જુવાનીના તોરમાં નંદિવર્ધન રાજસભામાં છરી ઉછાળે છે અને કનકશેખરનો સંબંધ વિસરી જાય છે. ( પૃ. ૬૧૮ ) ત્યાંથી માંડીને જુવાની કેવા કેવા ચાળાઓ કરાવે છે તેનું આખું ચિત્રપટ વિચારણીય છે અને દશમી શતાબ્દિના માનસનું લાક્ષણિક ચિત્ર રજૂ કરે છે.

( e ) યૌવનનું અતિ સુંદર વર્ણન નીચે પ્રમાણે કર્યું છેઃ—

યૌવન યોગી પ્રાણીઓનાં શરીરમાં દાખલ થઇ અનેક પ્રકારના વિલાસો કરાવે છે, વારંવાર હસાવે છે, ચાળાચસ્કા કરાવે છે, ઊલટા-સુલટા વિચારો કરાવે છે, ઠેકડા મરાવે છે, કુદકા મરાવે છે, ઉલ્લાસ કરાવે છે, નાચ કરાવે છે, દોડાદોડી કરાવે છે, અભિમાન કરાવે છે, પરાક્રમ કરાવે છે, ભાંડચેષ્ટા કરાવે છે, સાહસ કરાવે છે વિગેરે. ( **પ્ર**. ૪. પ્ર. ૨૮. પૃ. ૯૯૬–૭ )

( f ) પરદેશ જતા પુત્રને શિખામણ આપતાં પિતા ધનશેખર કહે છે કે ‘ નવી જુવાની અનેક પ્રકારના વિકારોને લાવનારી હોય છે. ’ ( **પ્ર**. ૬. પ્ર. ૧. પૃ. ૧૪૧૭ )

( g ) છબિ જોતાં પ્રેમ થવાના દાખલા નોંધાયલા છે. આવા જુવાનીના વેગને પસંદગી લગ્નની કોટિમાં મૂકાય. કે જુવાનીના આવેશમાં મૂકાય તે વિચારવા જેવું છે. (**પ્ર**. ૬. પ્ર. ૩. પૃ. ૧૪૯૧) જુવાનીના જોસ અને મિત્રોની ઠઠ્ઠા મશ્કરી કેવી હોય છે તે માટે હરિકુમારનો આખો મિત્રવિનોદ વિચારવા યોગ્ય છે.

( h ) જુવાનીનુ જોશવાળુ વર્તન ધનશેખર બરાબર બતાવે છે એને ભોગવિલાસથી તૃપ્તિ થતી નથી એ વિધવા સ્ત્રીઓ, ભગત સ્ત્રીઓ અને જેના પતિ પરદેશ ગયેલા હોય છે તેવી સ્ત્રીઓમા રખડે છે, ઊંઘ વેચે છે અને લાજ મૂકીને ભટકે છે ( પ્ર ૬. પ્ર ૬ પૃ ૧૫૩૩ ) છેવટે ઢેઢ ભગીયણ જેવી સ્ત્રીઓમા પણ એ રખડે છે

એની સાથે ઘડપણનુ જે વર્ણન કર્યું છે તે તે સમયની લાક્ષણિક સ્થિતિ બતાવે છે ઘરડા માણસો 'હજારો દુખના ભોગ થઇ પડે છે, રક જેવા થઇ જાય છે, તેમની પોતાની સ્ત્રીઓ પણ તેમને હડધૂત કરે છે, કુટુબીઓ તેમનો તિરસ્કાર કરે છે. બાળબચ્ચાઓ તેમની મશ્કરી કરે છે, જુવાન સ્ત્રીઓ તેમના તરફ ધિક્કાર બતાવે છે, તેઓ વારવાર ઉધરસ ખાધા કરે છે, ભાગીતૂટી ખાટલીમાં પડી આળોટ્યા કરે છે, તેઓના નાકમાથી લીટ ચાલ્યુ જતુ હોય છે" વિગેરે ( પૃ ૯૯૭ )



## મહોત્સવો—

( a ) મદિર ઉપર શીળો કરવા પડદા લગાડવા, કસ્તૂરી, ચદન, કપૂરનુ મિશ્રણ કરી સુદર લેપ જમીનતળ પર કરવો, પાચ જાતિના સુગધી ફૂલથી મદિરનુ તળ ઘુટણ સુધી ભરવુ, ચદરવો બાધવો, ચદરવા નીચે થાભલા પર કાચો બાધવા, મોતીની માળા લટકાવવી, ચોતરફ ધૂપ કરવો, સુગધી દ્રવ્ય ચોતરફ ફેલાવી મદિરને સુગધમય કરવુ—આ રીતે દ્રવ્યશુદ્ધિ કરવાનો રિવાજ જણાય છે મોટા રાજાઓ હાથમા કળશ લઇ ઊભા રહે, મહારાણી ચામર વીંઝે, મત્રી સુખકોશ બાધી ધૂપધાણુ લઈ ઊભો રહે ( પ્ર. ૩ પ્ર ૧૫ પૃ ૫૧૪-૬ ) દીક્ષા લેનાર મોટુ દાન કરે એવો તે સમયે પણ રિવાજ હોય એમ જણાય છે ખરેખરી નોધવા લાયક વાત એ છે કે દીક્ષા લેનાર મનીષીને હાથી પર બેસાડવામા આવે છે અને ખૂદ રાજા તેની પછવાડે બેસી તેને છત્ર ધરે છે ( પૃ ૫૧૭ )

( b ) અઠ્ઠાઇમહોત્સવ માટે મડપ તૈયાર કરાવવો અને ત્યા દાન આપવુ—એવો રિવાજ હતો જેને નિમિત્તે મહોત્સવ થાય તેને

આઠે દિવસ નગરના મોટા રસ્તાઓ પર ફેરવવામાં આવતા. રાજા મંત્રી આદિ પગે ચાલતા ( પ્ર. ૩. પ્ર. ૧૭. પૃ. ૫૩૫-૬ ).

( c ) ધવળરાજ અને વિમળકુમારની દીક્ષા વખતે અષ્ટાહ્નિકા મહોત્સવ અને વિશેષ આડંબરથી જિનપૂજન થાય છે તેના વર્ણન માટે જુઓ પ્ર. ૫. પ્ર. ૨૧. પૃ. ૧૩૨૫.

( d ) હરિમંજરીના લગ્નનું વર્ણન કરતાં કહે છે કે તે અવસરે "માણસો સુંદર રસપાનથી મસ્ત થયા, અનેક લોકોને ધનનાં દાન દેવામાં આવ્યાં, દેવતાઓને પણ એ મહોત્સવથી આનંદ અને વિસ્મય થયા અને લોકો નાચવા ને ખાવામાં ખૂબ આસક્ત થયા ( પ્ર. ૬. પ્ર. ૬. પૃ. ૧૫૨૬-૭ ). તે અવસરે દેવગુરુની પૂજાઓ આડંબરથી રચવામાં આવી, સામંતોને માન આપવામાં આવ્યું, પ્રેમીવર્ગને પહેરામણી કરવામાં આવી, રાજલોકોને પ્રસન્ન કરવામાં આવ્યા અને સર્વ ઉચિત ક્રિયાઓ કરવામાં આવી. ( પૃ. ૧૫૨૭ )

( e ) ઉતાવળને પ્રસંગે લગ્ન જેવી ગંભીર વિધિ ઘણા સંક્ષેપથી પતાવી દેવામાં આવતી હતી ( પ્ર. ૮. પ્ર. ૩. પૃ. ૧૮૭૭ ).

( f ) ગુણધારણ વિદ્યાધરની દીકરીને પરણી નગરપ્રવેશ કરે છે તે વખતના મહોત્સવનું ભારે સુંદર વર્ણન કરવામાં આવ્યું છે. પટ્ટહસ્તીની અંબાડી પર ગુણધારણ અને તેના પિતા ( રાજા ), બીજા હાથી પર કુલંધર, હાથણીઓ પર માતા અને સ્ત્રીવર્ગ, આગળ લોકોનું ટોળું, તેમાંના કેટલાકના નાચ ગાયન અને વિલાસો વિગેરે ( પ્ર. ૮. પ્ર. ૩. પૃ. ૧૮૮૨-૩ ).



## મેલી વિદ્યા—

( a ) રાજા ઉપદ્રવ પામે ત્યારે આજુબાજુના રાજાનો પરાભવ દૂર કરવા મેલી વિદ્યાનો ઉપયોગ કરે. એની છ માસ સુધી આસેવના કરે. પછી બત્રીશ લક્ષણા પુરુષના લોહીથી હોમ કરે, એ આખો પ્રયોગ આઠ દિવસ સુધી ચાલે. વિદ્યાનો જાપ પૂરો થાય ત્યારે ૩૨ લક્ષણવાળા પુરુષની પીઠમાંથી માંસની પેશી કાઢે, તેને દાબીને તેમાંથી નીકળતા લોહીનો ખોબો ભરે અને જાપ બરાબર પૂરો

થાય એટલે તે લોહીની આહુતિ આપે આવા પ્રયોગો આઠ દિવસ ચાલે અને ૧૦૮ જાપો પૂરા થાય એ પ્રાણી ઉપર કોઇથી દયા ન ખવાય વળી એના શરીર પર ઓજા લાવવા એને ખાટા પદાર્થો ખવરાવવામા આવે અને શરીરને તદ્દન બહેરુ બનાવી દેવામા આવે આઠ દિવસ સુધી દરરોજ એક સો આઠ જાપ એ રીતે થાય અને આહુતિઓ અપાય ( પ્ર ૩ પ્ર ૯ પૃ ૪૪૭–૮ )

( b ) તપન ચક્રવર્તી પાસે મેલી વિદ્યાનો જાણનાર યોગેશ્વર હતો એણે પોતાની પાસેના યોગચૂર્ણની એક મુઠ્ઠી ભરી રિપુદારણને લગાવી, એટલે એનુ હૃદય શૂન્ય વઈ ગયુ અને પોતે જાણે ઊ ડી ગુફામા કે કાઇ ગયો હોય તેવો થઈ જઇ પોતાનુ સ્વરૂપ પણ ન જાણી શક્યો પછી તો એની પાસે નાચ–નાટક કરાવ્યા તે પર ચર્ચા અન્ય સ્થાનકે થશે મેલી વિદ્યાથી શરીર તદ્દન બહેરુ કરી શકતા હતા એમ એ ઉલ્લેખથી જણાય છે (પ્ર. ૪ પ્ર ૪૦ પૃ ૧૧૨૪)

( c ) મ ત્રવિદ્યાને પરિણામે નિધાન હાથ કરવાનો વખત આવે ત્યારે છેલ્લી ઘડીએ વૈતાળો છળ કરે અને સાધ્યપ્રાપ્તિમા આડા આવે એવી તે સમયમા માન્યતા હતી ( પ્ર. ૮ પ્ર ૯ પૃ ૧૯૪૫ )

## શોક વખતે વર્તન—

મરણ વખતે રડવાકૂટવાના રિવાજ તે યુગમા કેવા હશે તેના અનેક પ્રસ ગો કથાગ્રથમાં આવે છે નીચેના મુદ્દાથી તે પર અજવાળુ પડશે

( a ) રિપુક પનનો નવો જન્મેલો દીકરો તુરતમા જ અસાધ્ય વ્યાધિથી ગુજરી ગયો ત્યારે તેની રાણી 'મતિકલિતા અને રતિલલિતાના માથાના ચોટલાઓ છૂટા વઈ ગયા, ભાગી ગયેલા આભૂષણો લલાટ સાથે અફળાવીને તેઓ માથા કૂટવા લાગી અને એવી સે કડો રીતે રાણીઓએ રડારોળ કરી મૂકી આખા મુખમા લાળ ભરાઈ ગઈ, દીન બની જઈ તેઓ જમીન પર આળોટવા લાગી, માથાના વાળ ચુ ટીચુ ટીને તોડવા લાગી અને મોટેથી પોક મૂકીને રોળાહુળ કરવા લાગી ' ( પૃ ૯૫૧ ) અત્યારે ટોળે મળીને જે પ્રકારે આક્ર દ કરે છે તેવા રિવાજ તે વખતે જોવામા આવતો નથી

( b ) મરણ વખતે રડારોળ કરવાનું ચિત્ર પ્ર. ૪. પ્ર. ૩૬. પૃ. ૯૮૦ માં આપ્યું છે. ત્યાંથી પણ જણાય છે કે મોહથી લોકો રડતા હતા અને સ્ત્રીઓ હાહારવ કરતી હતી. સગાસંબંધીઓ પણ એવે પ્રસંગે રડે છે એમ તે હકીકત પરથી જણાય છે.

( c ) શોક અને મોહનો સંબંધ અને તેની આખી ઉત્પત્તિ અને દ્વેષગજેંદ્ર રાજાની ગેરહાજરીમાં તામસચિત્ત નગરમાં એનું સ્થાન ખૂબ વિચાર કરવા યોગ્ય ભાષામાં આપ્યું છે તે ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય છે ( પ્ર. ૪. પ્ર. ૮. પૃ. ૭૯૬ ).

( d ) શોકનું લાક્ષણિક વર્ણન પ્ર. ૪. પ્ર. ૧૫ માં આવે છે. ત્યાં બતાવે છે કે 'શોક દીનતા ઉત્પન્ન કરે છે, રડાવે છે અને આક્રંદ કરાવે છે. એને વશ પડીને પ્રાણી માથાં કૂટે છે, પોતાનાં વાળ ખેંચી કાઢે છે, છાતી કૂટે છે, પછાડી ખાઇને જમીન પર પડે છે, ગભરાટમાં પડી જાય છે, ગળે દોરડું બાંધી આત્મઘાત કરવા મંડી જાય છે, નદી, સમુદ્ર કે સરોવરમાં પડતું મૂકે છે, અગ્નિમાં ઝંપલાવે છે, પર્વતના શિખરેથી ભેરવજવ ખાય છે, કાળકૂટ ઝેર ખાય છે, પોતાને હથિયાર મારી મરવા મંડી જાય છે, ગાંડાઘેલા જેવા દેખાય છે, ગભરાટમાં પડી જાય છે, રાંકની જેમ બોલે છે' વિગેરે ( પૃ. ૮૭૫-૬ ).

( e ) **મદનસુંદરીના** અચાનક મરણ વખતે **ધનવાહન** માથું કૂટે છે, આંસુઓ પાડે છે, રાજકાર્ય પર ધ્યાન આપવું બંધ કરે છે અને જાણે એને ચેટક વળગ્યું હોય તેવો થઈ જાય છે. તે વખતે **અકલંક** મુનિ એને લાક્ષણિક બોધ આપી શરીરની-જીવનની અસ્થિરતા સમજાવે છે, તે છતાં પણ ધનવાહન તો આક્રંદ કર્યા જ કરે છે; એટલે પછી વધારે અસરકારક ઉપદેશ આપી તેને સ્વસ્થ કરે છે ( પ્ર. ૭. પ્ર. ૧૩. પૃ. ૧૭૮૭-૯ ).



**વ્યાધિ-ઉપાય—**

( a ) વ્યાધિઓનાં અનેક નામો આવે છે. આંખના વ્યાધિઓ પૈકી કાચ, પટલ, તિમિર અને કામલ નામના વ્યાધિઓ ( પીઠબંધ પૃ. ૧૨૨ ) ગણાવ્યા છે.

( b ) આખમા અ જન આજવાથી આખના વ્યાધિ જાય છે એવી માન્યતા હતી ( પૃ ૧૨૯ ) એ તો અત્યારે પણ પ્રચલિત છે, પણ પાણી (જળ) પીવાથી તે 'સર્વ રાગોને ઓછા કરે છે અને શરીરમા રહેલા ઉન્માદનો એકદમ નાશ કરે છે ' ( પૃ ૧૨૯ ) એ વાત ખાસ વિચારવા જેવી છે અમુક ક્ષારવાળા પાણીના ઝરાનો મહિમા અત્યારે પણ અમુક અમુક વ્યાધિઓને અ ગે ગવાય છે કેટલાક ઝરાના પાણી વ્યાધિ કરનાર હોય છે અને કેટલાકના પાણી વ્યાધિ મટાડનાર હોય છે, તે વાતની જડ અહીં પ્રાપ્ત થાય છે

( c ) પરમાન્ન એટલે ખીર ખીર ખાવાથી શા લાભો થાય તે બતાવતા કહે છે કે 'તે સર્વ વ્યાધિઓને મૂળમાથી નાશ કરવાને શક્તિમાન છે, તેને બરાબર વિધિપૂર્વક ખાવામા આવેલ હોય તો તે શરીરનો વર્ણ વધારે છે, પુષ્ટિ કરે છે, ધૃતિ આપે છે, બળ પ્રાપ્ત કરાવે છે, મનને આન દમા રાખે છે, પરાક્રમીપણુ લાવી આપે છે, નિર તર યુવાવસ્થા ટકાવી રાખે છે, વીર્યમા વધારો કરે છે અને અજરામરપણુ પ્રાપ્ત કરાવે છે ' ( પૃ સ૬૨ ) અમુક રીતે તૈયાર કરેલી ક્ષીરમા આટલા બધા ગુણો આવી શકે તે ખાસ સમજવા યોગ્ય છે આ બાબતમા અતિશયોક્તિ નથી કે ઉપમા નથી એ આજુબાજુનો મ બ ધ વિચારતા સ્પષ્ટ જણાય છે

( d ) ઉન્માદ, કોઢ, ખુજલી, શૂળ એટલા વ્યાધિના નામો પૃ ૧૬ મા આપ્યા છે

( e ) પૃ ૧૮૨ મા શૂળ દાહ, મૂ ઝવણ, તાવ, શરદી, જડપણું, છાતીમા તથા પડખામા વેદના ( શૂળ ), ઉન્માદ, અરુચિ એટલા નામો આવે છે

( f ) પૃ ૧૬( પીઠબ ધ )મા ઉન્માદ ( સન્નેપાત ), તાવ, કોઢ, ખુજલીના નામો બતાવ્યા છે અને પૃ ૬૦ મા તેનો ખુલાસો કરતા જળોદર ને નેત્રરોગના નામો આપ્યાં છે

( g ) ભસ્મક વ્યાધિવાળાને ગમે તેટલુ ખાવાનુ તથા પીવાનુ આપવામા આવે તે સર્વ તે ખાઈ જાય છે અને તે તેના શરીરમા ભસ્મીભૂત થઇ જાય છે ( પ્ર ૩ પ્ર ૫ પૃ ૪૦૧ )

( h ) સન્નિપાત થયેલ હોય તેને ક્ષીર (દૂધ) અપથ્ય છે ( પ્ર. ૪. પ્ર. ૨. પૃ. ૭૧૬ ). કોઇને સખ્ત પછાડ લાગ્યો હોય તેને ખટાશ ખવરાવવામાં આવે તો આખે શરીરે સોજા થઇ આવે છે ( સદર ).

( i ) ઊંટવૈદું પણ ઘણું ચાલતું હશે એમ સદાશિવ ભોતાચાર્યની કથા પરથી જણાય છે (પ્ર. ૪. પ્ર. ૧૦. પૃ. ૮૧૩–૧૫). શિખામણ ન સાંભળે તેને માર મારવો એવું પણ તે હકીકતમાંથી નીકળે છે.

( j ) તાવ આવે ત્યારે કાંઇ ખાવું નહિ, પવન ન આવે તેવા ઓરડામાં જઇ આરામ કરવો, લાંઘણ કરવી, ઉકાળેલું પાણી પીવું એ અજીર્ણને મટાડવાના ઉપાયો છે ( વલ્લહલ કથા પ્ર. ૪. પ્ર. ૧૧. પૃ. ૮૨૧–૨ ).

( k ) તાવ, અતિસાર, કોઢ, હરસ, પરમીઓ, પ્લીહ ( બરોળ વધવી તે ), ધૂમક ( હરસ ? ), અમ્લક, સંગ્રહણી, પડખામાં શૂળ, હેડકી, શ્વાસ, ક્ષયરોગ, ભમરી, ગુલ્મ ( ગોળો ), હૃદયરોગ, મૂર્છા, સંગ્રહણી, ધ્રુજ, ખસ, કોઢ, ધાધર, અરુચિ, શોફ (સોજો), ભગંદર, ગળાના વ્યાધિ, ચાળ, જળોદર, સનેપાત, શોષ, શરદી, આંખના રોગો, વિદ્રધિ–આટલાં નામો રૂજા સાથે બતાવ્યાં છે ( પ્ર. ૪ પ્ર. ૨૮. પૃ. ૯૯૮–૯ ).

( l ) ગળત કોઢ થાય છે ત્યારે એ કોઢ ગળ્યા કરે છે, એ વ્યાધિવાળા મનુષ્યનું નાક ચીબું થઈ જાય છે, એનો અવાજ ઘોઘરો અને અસ્પષ્ટ થાય છે, એની આંગળીઓ ટૂંકી ટૂંકી થતી જાય છે ને ઉખડી પણ જાય છે ( પ્ર. ૫. પ્ર. ૧૩. પૃ. ૧૨૪૪ ). શૂળ થાય છે ત્યારે દરેક પળે સણકા આવે છે અને એ વ્યાધિવાળો પોતાના હોઠને વારંવાર દબાવ્યા કરે છે, દાંતોને દાબે છે અને ભવાં ચઢાવે છે (સદર પૃ. ૧૨૪૫).

( m ) વાયુ, પિત્ત અને કફ એ શરીર સંબંધી ત્રણ પ્રકારના દોષો છે. વાયુ અનેક પ્રકારનો હોય છે તે તેનાથી ઊલટા પ્રકારની વસ્તુથી શમે છે. પિત્તના પાંચ પ્રકાર છે અને કફના પણ પાંચ પ્રકાર છે. રસના છ પ્રકાર છે. મીઠો, ખાટો, ખારો, તીખો, કડવો અને તુરો. પ્રથમના ત્રણ રસ કફને વધારે છે, છેલ્લા ત્રણ વાયુને વધારનાર છે અને તીખો ખાટો અને ખારો રસ પિત્તને વધારે છે. ઊલટા રસો તે પર વિજય મેળવે છે.

અજીર્ણ ચાર પ્રકારના છે . આમ, વિદગ્ધ, વિષ્ટબ્ધ, રસશેષ વમનથી આમાજીર્ણ મટે, છાશથી વિદગ્ધ મટે, શેક કે નાહથી વિષ્ટબ્ધ અને ઊંઘી જવાથી રસશેષ અજીર્ણ મટે (પ્ર ૬. પ્ર ૪ પૃ ૧૫૧૦-૧૧)

## દુર્વ્યસનો—

જનસમાજમા દુર્વ્યસનો અનેક હતા નીચેના ખાસ ધ્યાન ખેચે છે

દારૂ (પ્ર ૪ પ્ર ૨૨) (પ્ર ૭ પ્ર ૩)

પરદારાસેવન (પ્ર ૪ પ્ર ૨૨)

ગણિકા–વેશ્યા (પ્ર ૪ પ્ર ૨૫)

જુગટુ (પ્ર ૪ પ્ર ૨૬ પૃ ૯૭૦)

શિકાર (પ્ર ૪ પ્ર. ૨૬ પૃ ૯૭૩) (પ્ર ૩ પ્ર ૨૫ પૃ ૬૧૫)



## વ્યાપારના પ્રકાર—

ખેતી
ગજસેવા
લશ્કરી નોકરી
ગાડાના ભાડા કરવા
દેશપરદેશનો સાથ મારફત વેપાર
ઘર નોકરી
વહાણવટુ
ખાણ ખોદવી
ધાતુવાદ
રસકુપિકા દ્વારા સુવર્ણ પ્રયોગ (Alchemy) (આ સર્વ પ્રકારો પ્ર. ૬ પ્ર ૮ પૃ ૧૪૪૮–૯ મા વર્ણવ્યા છે)
પીઠબધમા પૃ ૬૩–૪ મા નીચેના વ્યાપારો બતાવ્યા છે

અનાજના કોઠાર ભરી ધાન્યનો સઘરો કરવો
કપાસ અને તેલને ભાડશાળામા ભરવા લાખ, ગળી, તલનો સગ્રહ કરવો
અગાર પડાવવા, વનજગલ કપાવવા (પ્ર ૬ પ્ર ૨ પૃ ૧૪૭૯)
માલ લાવવા લઈ જવા ગાડાઓ તૈયાર કરવા, ઊંટનુ ધણ એકઠુ કરી પરદેશ મોકલવુ, વહાણો બધાવી પરદેશ મોકલવા, ગધેડા એકઠા કરીને તે પર માલ લાદી પરદેશ મોકલવા
જગાતના ઈજારા લેવા બળદનુ ટોળુ જમાવવું નાયકાનું ટોળુ

વહાણવટું–સફર
પર્વતની ગુફામાં ભ્રમણ
મડદાના માંસનું વેચાણ
ખન્યવાદ, ધાતુવાદ
ચામડાનો વ્યાપાર
હાથીદાંતનો વ્યાપાર
જમાવી તેમની ચામડી ( રૂપ )
વેચવાનો ધંધો કરવો. રસદારૂ
તાડીના વ્યાપાર. શેરડીના રસની
ખાંડ કરવી ( સદર પૃ. ૧૪૮૧ )



## વ્યાપારની પદ્ધતિ—

( a ) વેપાર કરવા માટે સાહસિકો સમુદ્ર ઓળંગીને પરદેશ જતા હતા ( પ્ર. ૭. પ્ર. ૬. પૃ. ૧૭૦૧ ). પરદેશ ખેડનારામાંના સમજુ વેપારીઓ ત્યાં જઇ બીજું કામકાજ ન કરતાં વેપાર ઉપર જ ધ્યાન આપતા હતા, જ્યારે કોઇ કોઇ લહેરમાં પડી જઈ ખોટો વેપાર કરતા હતા અને કોઇ બેદરકાર પણ થઇ જતા હતા. ( પૃ. ૧૭૦૨–૩ )

( b ) વ્યાપાર બજારમાં થતો હતો, હિંદુસ્તાનમાં અત્યારે છે તેવી જાતની દુકાનો તે વખતે બજારમાં હતી એમ જણાય છે. 'શ્રેણી' શબ્દ વાપર્યો છે તેથી દુકાનની હારોની રીત તે વખતે પણ હતી એમ લાગે છે. દુકાનમાં કરીઆણાં–વ્યાપારની ચીજો રાખવામાં આવતી, મૂલ્ય આપીને ચીજો ખરીદવામાં આવતી તે દેખાડે છે કે તે વખતે વ્યાપાર મોટે ભાગે રોકડથી થતો હતો. બજારના વર્ણનમાં એક બીજી વાત એ જણાય છે કે દેવાદારને કેદખાનામાં નાખવાનો રિવાજ તે વખતે હતો. સંસાર બજારનું આખું વર્ણન તે વખતના વ્યાપારનો સરસ ખ્યાલ આપે તેવું છે ( પ્ર. ૭. પ્ર. ૮. પૃ. ૧૭૩૫ )

( c ) ધનશેખરના પિતા પાસે અઢળક ધન છે છતાં એ પરદેશ જઇ પોતાના પ્રયાસથી ધન રળવા માગણી કરે છે ત્યારે ડોસા અનિચ્છાએ રજા આપતાં તેને જે ભલામણ કરે છે તે પરદેશના વ્યાપારની તે સમયની આખી નીતિરીતિ પર મુદ્દાસરનો પ્રકાશ નાખે છે. પ્ર. ૬. પ્ર. ૧. પૃ. ૧૪૭૧ માં હરિશેખર ડોસા જણાવે છે તેની બાબતમાં અગાઉ ધ્યાન ખેંચવામાં આવ્યું છે.

ધનશેખર પાસે અઢળક દ્રવ્ય છતા સ્વોપાર્જિત પૈસા મેળવવાની તેની તીવ્ર ઇચ્છા રહે છે તે તે વખતની સાહસિક વૃત્તિ બતાવે છે

(d) તે યુગમા અનાજના કોઠારો ભરવાનો રિવાજ હતો કપાસ અને તેલને ભાડશાળામા ભરવાનો રિવાજ હતો લાખ અને ગળીનો મોટા પાયા પર વ્યાપાર ચાલતો જણાય છે જંગલના ઝાડો કાપી બાળીને કોલસા બનાવવાનો વેપાર ચાલતો માલૂમ પડે છે (પ્ર. ૬ પ્ર ૨ પૃ ૧૪૭૯) વ્યાપાર માટે ગાડાઓ, ગધેડાઓ અને ઊંટો મોટી સખ્યામા રાખવાનો રિવાજ જણાય છે (પૃ ૧૪૮૦) વહાણથી પણ ઘણો વેપાર ચાલતો જણાય છે (પૃષ્ઠ સદર)

(e) ચામડાનો વેપાર ચાલતો હતો જગાતના ઇજારા અપાતા હતા અને નવી નવાઇની વાત એ છે કે એ સમયે વેશ્યાનું ટોળું રાખી તેમનુ શિયળ વેચી તે દ્વારા ધન મેળવવાનો વેપાર પણ ચાલતો હતો દારૂ, હાથીદાંત, ગોળ, ખાંડનો વેપાર પણ ચાલતો હતો (પૃ ૧૪૮૧) આ ઉપરાંત ખાણ ખોદવાનો, ભાડા કરવાનો, ચાકરી કરવાનો વેપાર પણ ચાલતો હતો (પૃ ૧૫૪૭)

(f) દરિયાની સફરે મોટા વેપારીઓ વહાણે ચઢે ત્યારે વહાણમા ઈંધણ છાણા ભરી લેવામા આવતા હતા, પીવાના પાણીના ઠામો ભરી લેવામા આવતા હતા વેપારના કરિયાણાથી વહાણ ભરવામા આવતા હતા અને ચાંચીઆ લોક ભરદરિયે લૂંટ ન ચલાવે તે માટે લડાઇનો સરજામ અને લડનારા માણસોને પણ વહાણ પર ચઢાવવામા આવતા હતા (પૃ ૧૪૮૪)

(g) પારકાનો વિશ્વાસ ન કરનાર લોભી શેઠો દુકાન પર સૂતા અને જરૂરી કારણે રાત્રે બહાર જતા તો દુકાનની સાચવણી માટે પાકો બદોબસ્ત કરીને પછી જ જતા (પ્ર. ૫ પ્ર ૨૨ પૃ ૧૩૩૧)

(h) દૂર દેશમા વેપાર કરવાનો હોય ત્યારે વ્યાપારની ચીજ આપીને-વેચીને તેના બદલામા તે સ્થાનની ચીજો લેવાનો રિવાજ હતો દેશપરદેશના નાણાનો વિનિમય આ રીતે થતો હતો (પ્ર. ૬ પ્ર ૨ પૃ ૧૪૮૫)

( i ) તે યુગનો વ્યાપારનો ખ્યાલ એવો જણાય છે કે જે ખરો વેપારી હોય તે આખો વખત વેપાર જ કરે, એને કાંઇ રમતગમત કે કૌતુક હોય નહિ અને જેટલે દરજ્જે તેમ હોય તેટલે દરજ્જે એ વેપારમાં ઓછો ગણાય. ( ચારુ અને યોગ્યનું વર્તન–રત્નદ્વીપને અંગે સરખાવો. પ્ર. ૭. પ્ર. ૬. પૃ. ૧૭૦૧–૨ ). બાગમાં ફરવું, વનખંડમાં લટાર મારવી કે સરોવર પર જવું એ વ્યાપારીને ન ઘટે. તે શોખ ગણાતો હતો. ( પૃ. ૧૭૦૨ )



**પરદેશગમન—**

પરદેશ–દૂર દેશ લોકો નવું નવું જાણવાની જિજ્ઞાસાવૃત્તિથી જતા હતા અથવા વ્યાપારનિમિત્તે જતા હતા તેના ઘણા દાખલા નોંધાયલા છે. તે વખતમાં જવા આવવાનાં સાધનો અલ્પ હોવા છતાં પરદેશ જવાની આવશ્યકતા ખાસ સ્વીકારવામાં આવતી હતી એમ જણાય છે. નીચેની હકીકતો આ મુદ્દા પર ખાસ વિચારવા યોગ્ય જણાય છે.

( a ) **માર્ગાનુસારિતા** માસી વિચાર નામના પોતાના ભાણેજને કહે છે. ‘ દુનિયા અનેક પ્રકારના બનાવો, હેવાલો અને કુતૂહલોથી ભરેલી છે. તેને જે પ્રાણી પોતાને ઘરેથી નીકળીને પહેલેથી છેલ્લે સુધી જોતો નથી તે કૂવાના દેડકા જેવો છે એમ સમજવું. ’ ( પ્ર. ૫. પ્ર. ૧૯. પૃ. ૧૨૪૮ ).

આગળ ચાલતાં માસી કહે છે કે ‘ એવા ઘેર બેસી રહેનારની દુનિયા બહુ ટૂંકી હોય છે, કારણ કે દુનિયાના વિલાસ, હુશિયારી, બુદ્ધિ, ચાલાકીઓ અને તેના પ્રકારો, વિવિધ દેશની જુદી જુદી ભાષાઓ જાણવા લાયક હોય છે, લોકોની અનેક પ્રકારની ઇચ્છાઓ અને આચારોની સુંદરતા જોવા લાયક હોય છે. ’ ( સદર )

( b ) ગમે તેટલું ધન હોય તો પણ પરદેશ જઇ વધારે ધન મેળવવું જ જોઇએ એવા ધનવાનોના વિચારો હતા. ( પ્ર. ૬. પ્ર. ૧. પૃ. ૧૪૬૯ ). ધનશેખર કહે છે કે જે લક્ષ્મી પૂર્વપુરુષોએ પેદા કરેલી હોય તેનો ઉપભોગ કરતાં માણસે શરમાવું જોઇએ. મૂર્ખ માણસો જ એવી વડિલોપાર્જિત લક્ષ્મી વાપરે. કુળક્રમાગત

પુણ્યને ભોગવવા જ માંડી હોય તો કેટલો વખત ચાલે ? એમ તો કુબેર ભંડારીના ભંડાર પણ ખૂટી જાય ' (સદર પૃ ૧૪૭૦)

(c) પરદેશ જતા લગ્નશુદ્ધિ જોવામા આવતી હતી, અવશ્રુતિ કરવામાં આવતી, સમુદ્રદેવનુ પૂજન કરવામા આવતું, સફેદ સઢો સજ્જ કરવામા આવતા, વહાણમા કૂવાસ્તંભો ઊભા કરવામા આવતા, વહાણમા ઇંધણ અને મીઠું પાણી ભરી લેવામા આવતા, લદાયક સામગ્રી વહાણ પર રાખવામા આવતી-આ પ્રમાણે તૈયારી કરી પરદેશની સફર કરવામા આવતી અને તે જ સ્થાને જવા ઇચ્છનાર અન્ય વ્યાપારીઓને વહાણો પર સાથે લેવામા આવતા (પ્ર ૬ પ્ર ૨ પૃ ૧૪૮૪) વહાણ ચાલે ત્યારે શંખનાદ થતો અને મંગળપાઠનો ઉચ્ચાર થતો (પૃ ૧૪૮૫)

(d) પરદેશગમનના સાધનોમા વહાણ અગત્યનો ભાગ ભજવતા હતા ધનશેખર પરદેશ જાય છે ત્યારે વહાણની તૈયારી કરે છે તે ઉપર જોયુ રત્નદ્વીપથી હરિકુમાર સાથે નાસે છે ત્યારે પણ એ વહાણ શોધી કાઢે છે, એ સાધનસામગ્રીથી સંપૂર્ણ છે એમ ખાત્રી કરે છે અને પછી તેમા રત્ન (cargo) ભરે છે અને રાત્રિ થતા ભરતીને વખતે ચુપચૂપ પ્રયાણ કરે છે (પ્ર ૬ પ્ર ૭ પૃ ૧૫૩૮).

(e) ચાર વ્યાપારી કથાનકમા પૈસા કમાવા માટે રત્નદ્વીપ જાય છે એટલા પરથી પરદેશ જવાની ખૂબ જરૂર હશે અને સાહસિકો તેનો સારી રીતે લાભ લેતા હશે એમ જણાય છે (પ્ર ૭ પ્ર ૬ પૃ ૧૭૦૧)



## વિજ્ઞાન—

આયુર્વેદ-વૈદ્ય તે માટે જુઓ પ્ર ૬ પ્ર ૪ પૃ ૧૫૦૮-૧૬.

શુકનશાસ્ત્ર-નિમિત્તશાસ્ત્ર તે માટે જુઓ પ્ર ૬ પ્ર ૫ પૃ ૧૫૧૯.

આકડા માંડીને નિમિત્ત જોવાય છે તેમા આઠ આય હોય છે ધ્વજ, ધુમ્ર, સિંહ, શ્વાન, વૃષભ, ખર, હસ્તી અને કાગ એને નાખીને તે પરથી ભવિષ્યનો નિર્ણય કરાય છે. (પ્ર ૬ પ્ર ૫ પૃ ૧૫૧૯-૨૧)

સ્વપ્નફળ. આ સંબંધી અનેક પ્રકારની માન્યતાઓ હતી. સ્વપ્ન કોઇ પણ આવે એટલે તેનાં ફળ જાણવાની લોકોની જિજ્ઞાસા તીવ્ર હતી ( પ્ર. ૮. પ્ર. ૨. પૃ. ૧૮૬૬ ).

જ્યોતિષ. અમુક નક્ષત્ર ને અમુક રાશિમાં જન્મ થાય તેનું અમુક ફળ થાય ( પ્ર. ૭. પ્ર. ૧. પૃ. ૧૬૪૭–૫૪ ).

નરનારીશરીરલક્ષણ ( પ્ર. ૫. પ્ર. ૨. પૃ. ૧૧૫૧–૬૩ ).

સ્વપ્નફળને અંગે ઘણી વાર આધ્યાત્મિક રહસ્ય સમાયલું હોય છે જે પર આંતરદૃષ્ટિએ ખુલાસો થઇ શકતો હતો (પ્ર. ૮. પ્ર. ૫).

ચૌદ સ્વપ્ન આવનાર માતાનો પુત્ર ચક્રવર્ત્તી કે તીર્થંકર થાય છે (પ્ર. ૮. પ્ર. ૧૨. પૃ. ૧૯૭૫ ).

મુખવાટે પુરુષ પ્રવેશ કરે તેવા સ્વપ્નના ફળની પણ વિચારણા આગળ ઉપર કરી છે ( પ્ર. ૮. પ્ર. ૧૪. પૃ. ૧૯૮૪ ).

---

**કુટુંબપ્રેમ—**

( a ) બાળ કામદેવના વાસભુવનમાં દેવશય્યા પર સૂઇ જવાનું સાહસ કરે છે, છતાં એનો ભાઇ મધ્યમબુદ્ધિ બાળને લોકોના રોષમાંથી છોડાવે છે અને એની આજીજીને પરિણામે વ્યંતર એને જીવતો મૂકે છે. આ બધું સ્નેહનું દૃષ્ટાંત છે. (પ્ર. ૩. પ્ર. ૮. પૃ. ૪૪૦)

( b ) કનકમંજરી પર એના પિતામાતાનો અપાર સ્નેહ છે ( પૃ. ૫૯૬ ). મણિમંજરી પોતાની બહેનને ઘેર જ પરણશે એ વિચારથી હર્ષઘેલી થાય છે ( પૃ. ૬૦૩ ). કનકશેખરના પિતાએ રાજ્યના કરમાંથી જૈનોને મુક્તિ અપાવવાની વાત સાંભળી ત્યારે દુર્મુખને તે વાતનો ઉપાય કરવા સૂચવ્યું પણ પુત્રવાત્સલ્યથી પુત્રને કાંઇ કહી શક્યા નહિ ( પ્ર. ૩. પ્ર. ૧૯. પૃ. ૫૬૩ ).

( c ) બઠરગુરુ પોતાના કુટુંબીઓ પર પ્રેમ ન રાખતાં નાદાન ચોરો પર પ્રેમ રાખે છે તે તેનું વર્તન તેના સેવકોને પણ ગમતું નથી. એ હકીકત બતાવે છે કે એ યુગમાં કુટુંબપ્રેમ રાખવો એ અતિ મહત્ત્વની સાંસારિક બાબત ગણાતી હશે (પ્ર. ૫. પ્ર. ૧૫. પૃ. ૧૨૬૨).

( d ) મલયમ જરીનો પોતાની દીકરી કનકમ જરી ઉપરનો અસાધારણ પ્રેમ માતાનુ વાત્સલ્ય સૂચવે છે (પ્ર ૩ પ્ર ૨૪ પૃ ૫૯૬)

( e ) ચોથા પ્રસ્તાવમા વિમર્શ મામો પ્રકર્ષ ભાણેજની જિજ્ઞાસા તૃપ્ત કરવા એક વર્ષ સુધી તેની સાથે દૂર દેશમા ભટકે છે એ મામા ભાણેજનો પ્રેમ બતાવે છે એવા દાખલાઓ તે યુગમા ઘણા બનતા હશે એમ સહજ અનુમાન થાય છે વિમર્શને તે માટે સૂચના થતા જ તે ઘણી ખુશીથી કામ ઉપાડી લે છે ( પ્ર ૪ પ્ર ૭ પૃ ૭૮૨ )

( f ) વાસવશેઠ પુત્રમરણના સમાચાર સાભળે છે તે વખતે તેને જે ધ્રાસકો પડે છે તે પિતાનો પુત્ર તરફનો વાત્સલ્યભાવ સૂચવે છે ( પ્ર ૪ પ્ર ૨૬ પૃ ૯૮૩ )

( g ) માર્ગાનુસારિતા માસી પોતાની બેનના દિકરા વિચાર તરફ અત્યત સ્નેહ બતાવે છે અને કહે છે કે તેની આખોને જોતા જ તે ઓળખી ગઇ હતી આખ અને હૃદય એ જાતિને ઓળખાવનાર છે એના તરફ એ ખૂબ પ્રેમ દાખવે છે અને જિજ્ઞાસાવૃત્તિથી પરદેશ નીકળી પડવા માટે તેને અભિનદન આપે છે ( પ્ર ૫ પ્ર ૧૯ પૃ ૧૨૯૮–૯ )

( h ) કુટુબપ્રેમ જ્યારે ઉચ્ચ ભૂમિકા પર જાય છે ત્યારે તે વળી અતિ અભિનવ આકાર લે છે ધવળરાજ સસારત્યાગ કરી પુત્ર વિમળને રાજ્યગાદી પર બેસારવાનુ કહે છે ત્યારે પુત્ર જણાવે છે કે પિતાનો પોતા ઉપર સાચો પ્રેમ નથી, નહિ તો પિતા સાચા નિર્વાણમાર્ગ તરફ જાય અને પુત્રને સસારમા ધકેલે એમ કેમ બને ? આ આખુ સભાષણ ઉચ્ચ કક્ષાનો પ્રેમ–વાત્સલ્ય બતાવે છે ( પ્ર ૫ પ્ર ૨૧ પૃ ૧૩૨૪ )

( i ) ધનશેખર–ધનવાન બાપનો પુત્ર પોતાની ઇચ્છાથી પૈસા કમાવા નીકળી પડે છે ત્યારે પિતા સાવધ રહેવાનો લબાણ ઉપદેશ આપે છે અને માતા બધુમતી તો બાપદીકરાની વાતચીત રડતી રડતી સાભળી જ રહી છે માતાને પગે લાગી પહેરેલે કપડે ધનશેખર બહાર નીકળી જાય છે ( પ્ર ૬ પ્ર ૧ પૃ ૧૪૭૨ )

## સજ્જન દુર્જન સંબંધી ખ્યાલો—

સજ્જન gentleman અને દુર્જન loafer સંબંધી મધ્યયુગના વિચારો સંબંધી નીચેના બે ફકરાઓ ખાસ નોંધવા લાયક છે.

( a ) તે ( **વિચક્ષણ** કુમાર ) ગુરુવર્ગની પૂજા કરનારો હતો, બુદ્ધિશાળી હતો, ગુણ તરફ પ્રેમવૃત્તિવાળો હતો, હુશિયાર હતો, પોતાનું સાધ્ય સમજનાર હતો, ઇંદ્રિયો પર વિજય પ્રાપ્ત કરેલ હતો, ઉત્તમ આચારો પાળવામાં તત્પર હતો, ધીરજવાળો હતો, સારી વસ્તુઓનો ઉપભોગ કરનાર હતો, મિત્રતાને વળગી રહેનાર હતો, સુદેવની હોંશથી પૂજા કરનાર હતો, દાનેશ્વરી હતો, પારકાના મનના ભાવોને જાણનાર હતો, સત્ય બોલનાર હતો, નમ્ર હતો, પ્રેમ રાખનાર પર વાત્સલ્ય ભાવવાળો હતો, ક્ષમા ગુણવાળો હતો, મધ્યસ્થ વૃત્તિએ કામ કરનાર હતો, અન્યની ઇચ્છા પૂર્ણ કરવામાં કલ્પવૃક્ષ સમાન હતો, ધર્મ પર દૃઢ નિષ્ઠા રાખનાર હતો, શુદ્ધ આત્મ-જીવન ગાળનાર હતો, આફતમાં ખેદ ન કરનાર હતો, સ્થાનની કિંમત અને તફાવત જાણનાર હતો, કદાગ્રહથી રહિત હતો, શાસ્ત્ર-તત્ત્વોનો જાણકાર હતો, બોલવામાં ખૂબ કુશળ હતો, નીતિમાર્ગમાં વિચક્ષણ હોઈ શત્રુને ત્રાસ પમાડનાર હતો, સ્વગુણનો કદી પણ ગર્વ ન કરનાર હતો, સંપત્તિથી જરા પણ હર્ષ ન કરનાર હતો, પરોપ-કારી હતો. ( **પ્ર.** ૪. પ્ર. ૬. પૃ. ૭૬૪–૫ ). એને મળતું **અકલંક**-કુમારનું વર્ણન આવે છે તે માટે જુઓ **પ્ર.** ૭. પ્ર. ૧. પૃ. ૧૬૫૫.

( b ) **જડ** વિપરીત મનવાળો, સત્ય પવિત્રતા અને સંતોષથી રહિત, વારંવાર માયા–કપટ કરનારો, ચાડી ખાનારો, બાયલા જેવો, સાધુઓની નિંદા કરનારો, ખોટી પ્રતિજ્ઞા કરનારો, અત્યંત પાપા-ત્મા, દેવની નિંદા કરનારો, જૂઠું બોલનારો, લોભથી અંધ થઇ ગયેલો, પારકાના ચિત્તને ભેદી નાખનારો, ઊલટાસુલટા વિચાર, વર્તન અને ઉચ્ચાર કરનારો, અન્યની સંપત્તિ જોઇ બળી મરનારો, અન્યની આપત્તિ જોઇ આનંદ માનનારો, અભિમાનથી ફુલાઈ ગયેલો, ક્રોધથી ધમધમતો, દાંત કચકચાવીને બોલવાવાળો, બડાઇ કરનારો, રાગદ્વેષને વશ પડવાવાળો અને અનેક રીતે આડે માર્ગે ઉતરી ગયેલો હતો. ( સદર )

( c ) ઉત્તમ માર્ગે ચાલનારા મહાત્મા પુરુષોનું એ વ્રત હોય છે કે જ્યારે પણ તેઓ પોતાની સામે પારકી સ્ત્રીને જુએ છે ત્યારે નીચે મ્હોએ જમીન તરફ નજર કરીને ચાલ્યા જાય છે ( સદર પૃ ૭૬૯ )

( d ) સૌજન્ય પોતાની સાથે સારી શક્તિ, ધીરજ, ગભીરતા, વિનય, નમ્રતા, સ્થિરતા, મીઠા વચન, પરોપકાર, ઉદારતા, દાક્ષિણ્ય, કૃતજ્ઞતા, સરળતા વિગેરે અનેક સેનાનીઓને લાવે છે એ માણસોના મનને મનોહર બનાવે છે અને તેને અમૃત જેવુ સુદર કરે છે

એની સામે ખલતા ( દૌર્જન્ય ) કેવુ કામ કરે છે તે પણ સાથે જ બતાવ્યુ છે એની અસર તળે આવ્યા પછી માણસો અનેક પ્રકારના કપટ કરે છે, અન્યને છેતરવા તૈયાર થઈ જાય છે, દ્વેષ-યત્રથી દબાઇ જાય છે અને દ્વેષમય થઈ જાય છે, સ્નેહ સબધને તિલાજલિ આપે છે, પરિચિતની સાથે શ્વાનની જેમ અસભ્ય ભાષા વાપરે છે, પોતાના સબધીઓને ખાઇ જઇને શ્વાનથી પણ વધે છે, જ્ઞાતિ કે વિભાગના રિવાજોથી ઉપરઠા થઇને ચાલે છે, અન્યના છિદ્રો ઉઘાડા પાડે છે, સ્થિર માણસોને કે વસ્તુઓને ઉઘાડા પાડે છે, વાતાવરણને વિષમય બનાવે છે, જીવનને બોજા રૂપ કરી મૂકે છે વિગેરે ( પ્ર. ૪ પ્ર ૨૮ પૃ ૧૦૦૩-૪ )

સૌજન્ય દૌર્જન્યના આ યુગના ખ્યાલો સાથે આ આખુ વર્ણન ખાસ સરખાવવા યોગ્ય છે

( d ) સજ્જનનો મેળાપ ખરેખર ભવ્ય છે સજ્જન મેળાપ પર રત્નચૂડના વિચારો ખૂબ વિચાર યોગ્ય છે ( પ્ર. ૫ પ્ર ૭ પૃ ૧૧૯૮ ) ત્યારબાદ દુર્જનની દુર્જનતા બતાવવામા વામદેવ કમાલ કરે છે એના ખાસ પ્રેમી મિત્ર વિમળનુ રત્ન છુપાવવા એ જબરા કાવાદાવા કરે છે અને અતે ચોરને પાટલે ધૂળની ધૂળ રહે છે એ બતાવે છે કે દશમી શતાબ્દિમા દુર્જનતા આજથી કાઇ ઓછી નહોતી ( પ્ર ૫ પ્ર ૮ પૃ ૧૨૦૨ થી )

( e ) ગમે તે થાય-સૂર્ય પશ્ચિમમા ઊગે, સમુદ્ર મર્યાદા મૂકે, અગ્નિ બરફ જેવો ઠડો થઇ જાય કે મેરુપર્વત પાણીમા તરે તો પણ સજ્જનો જે માણસનો હાથ પોતે પકડ્યો હોય તેને કદી છોડતા નથી, તેના તરફ ઉપેક્ષા કરતા નથી અને પોતે નાદાનોના

ચેષ્ટિત જાણતા હોય છે તો પણ જાણે જાણતા જ નથી એવું વર્તન રાખે છે (પ્ર. ૫ પ્ર. ૮ પૃ. ૧૨૦૮).

(f) ધનશેખરે હરિકુમારને દરિયામાં નાખવા યત્ન કર્યો, એની પત્ની તરફ ખરાબ નજર કરી, છતાં પણ હરિકુમાર ઉત્તમસૂરિ પાસે વાત કરતાં ધનશેખરની દયા ખાય છે. અને એ ક્યારે છૂટશે તે માટે સવાલ પૂછી તેના છૂટકારાના માર્ગનો વિચાર કરે છે. આ સૌજન્યનું અદ્ભુત દૃષ્ટાંત છે (પ્ર. ૬. પ્ર. ૯. પૃ. ૧૫૫૪).



## દશમી સદીનાં નાટકો—

(a) નાટકમાં નીચેનો સાજ અને પાત્રોની યોજના તે યુગમાં હશે એમ જણાય છે.

| | | |
|---|---|---|
| મૃદંગ (નરઘાં) | નરઘાં વગાડનાર | નાંદી |
| ગવૈયા | સૂત્રધાર | નેપથ્ય |
| વિદૂષક | વર્ણ (વર્ણક) | વસ્તુસામગ્રી |
| મંજીરાં(કંશિકા) | રંગભૂમિ | (ઉપસ્કર સંચય) |

(પ્ર. ૨. પ્ર. ૨. પૃ. ૨૬૧–૨)

(b) રાજાઓ નાટકના ખૂબ શોખીન હશે એમ જણાય છે. કર્મપરિણામ રાજા અને તેની કાળપરિણતિ મહારાણીને નાટકો જોવાના ખૂબ શોખીન બતાવવામાં આવ્યા છે. ઉપરના (a) માં ઉલ્લેખ છે તે ઉપરાંત કર્મપરિણામના નાટકપ્રિયત્વને અંગે જુઓ પ્ર. ૪. પ્ર. ૨૦. પૃ. ૯૧૭.

(c) તપન ચક્રવર્તી સમક્ષ રિપુદારણનું રૌદ્ર નાટક કરવામાં આવે છે. પ્રથમ યોગચૂર્ણથી એનાં શરીરનાં અવયવોને બહેરાં કરી એને નાગો કરવામાં આવે છે. પછી એને મુંડો કરવામાં આવે છે. એના આખા શરીર પર મેસના ચાંદલા કરવામાં આવે છે. પછી ત્રણ તાલનો રાસ રિપુદારણ પાસે કરાવવામાં આવે છે. માણસો નાચતા જાય અને રિપુદારણ સર્વને પગે પડતો જાય. કુંડાળામાં એ વચ્ચે રહે અને તાલ દેતો જાય. આમ ફરતા લોકો નવા નવા

પદ બોલતા જાય અને ધ્રુવપદ વારવાર લલકારી ખૂબ ઊચેથી બોલે ( ધ્રુવપદ એ વર્તમાન કાળના કોરસ chorus જેવુ જણાય છે ) ( પ્ર ૪ પ્ર ૪૦ પૃ ૧૦૨૫-૮ )

( d ) બઠર ગુરુનો પ્રસગ જરા અસ્વાભાવિક લાગે છે, પણ અન્યે આપેલુ સરાવળુ હાથમા લઇ દરેક પાડે પાડે ભીખ માગવી, નાચ કરવો અને ચાળા કરી લોકોને રીઝવવા, એ તે યુગના નાટકનો એક પ્રકાર હશે એમ જરૂર લાગે છે (પ્ર ૫ પ્ર ૧૫ પૃ ૧૨૬૨-૫)



**નગરરચના—**

( a ) મોટા નગરો ઘણા ઊચા શ્વેત ઘરોની હારથી વ્યાપી ગ્હેલ, અનેક બજારોથી સુશોભિત અને દુકાનોમા કરિયાણાથી ભરપૂર હતા મોટા દેવાલયોમા ચિત્રો ચિતરવામા આવતા હતા ક્રીડા કરતા બાળકોથી નગરો ગાજી રહેતા હતા નગરની આસપાસ અલધ્ય અને ઊચા કિલ્લા કરવામા આવતા હતા કિલ્લાની ચોતરફ ખાઈ કરવામા આવતી હતી નગરની અદર પાણીની સગવડ માટે નાના મોટા અનેક સરોવર રાખવામા આવતા હતા કિલ્લાની બાજુમા ગુપ્ત ઊંડા કૂવાઓ કરવામા આવતા હતા જે ઘેરો ઘાલનાર શત્રુને ત્રાસનુ કારણ થઈ પડતા હતા નગરની બહાર ફળ-ફૂલના દેવવનો ( બગિચાઓ ) કરવામા આવતા હતા ( જુઓ અદૃષ્ટમૂલપર્યત નગરનુ વર્ણન પીઠબધ પૃ ૧૫-૬ )

( b ) દરેક નગરમા મોટા પાડાઓ ( પોળો ) કરવામા આવતા હતા એમ એકાક્ષનિવાસ નગરના વર્ણન પરથી જણાય છે ( પ્ર. ૨ પ્ર ૮ પૃ ૩૧૩ )

( c ) વૈતાઢ્ય પર્વત પર વિદ્યાધરના નગરોના વર્ણનમા ઉત્તર અને દક્ષિણશ્રેણી નગરોવાળી વર્ણવી છે તે ઉપરથી પર્વતની સપાટી પર બે દિશાએ હારબધ નગરો હશે એવી પણ એક પદ્ધતિ જણાય છે ( પ્ર. ૫ પ્ર ૪ પૃ ૧૧૬૮)

( d ) પર્વતને માથે પણ મોટા નગરો હશે એમ વિવેકપર્વત પરના જૈન નગરના વર્ણન પરથી જણાય છે એ જૈનપુરની કલ્પના

ભલે મગજમાંથી કાઢી હોય, પણ મોટા પર્વતના સપાટ શિખર પર ભવ્ય નગર રચી શકાય છે એ વાત કલ્પિત હોઇ શકે નહિ. ( **પ્ર**. ૫. પ્ર. ૧૯. પૃ. ૧૩૦૦ )

( e ) બજારોમાં દુકાનોની હાર ( શ્રેણી ) હતી. તેમાં કરિયાણું ભરવામાં આવતાં. બજારમાં વેપારીઓ ધમાલ કરતાં વ્યાકુળ થઇને ફરતાં દેખાતા હતા. મૂલ્ય આપીને ત્યાંથી વસ્તુ ખરીદાતી હતી. બજારમાં છોકરાઓ મસ્તી કરતા હતા. દેવું ન આપનારને કેદમાં નાખવાનો રિવાજ હતો. ( **પ્ર**. ૭. પ્ર. ૮. પૃ. ૧૭૩૫ )



**ગૃહરચના—**

( a ) મોટા પ્રાસાદો અને તેમાં પાર વગરના ઓરડાઓ હતા. ( **અસંવ્યવહાર નગરના મહેલોનું વર્ણન પ્ર**. ૨. પ્ર. ૭. પૃ. ૩૦૫ )

( b ) રાજમહેલમાં ફરસબંધી અતિ તેજસ્વી રાખવામાં આવતી હતી, પલંગ ખૂબ ઊંચો રહેતો અને શયનગૃહની બાજુમાં પ્રસાધનશાળા ( Toilet room ) રાખવામાં આવતી હતી એમ મદનકંદળીના મહેલના વર્ણન પરથી જણાય છે. ( **પ્ર**. ૩. પ્ર. ૧૦. પૃ. ૪૫૭ )

( c ) **હિમગૃહની રચના**—પાંદડાં પાથરી દીધાં, કમળોની તે પર યોજના થઇ, બનાવટી નદી ઘરમાં એવી ગોઠવી કે યંત્રથી તેમાંથી સુગંધી પાણી ચાલ્યા જ કરે, ચંદન કપૂરના પાણીની ચોતરફ ગાર કરવામાં આવી અને કમળના તંતુઓની રચનાથી તેમાં વિભાગો પાડવામાં આવ્યા. ( **પ્ર**. ૫. પ્ર. ૧૧. પૃ. ૧૨૨૬ )



**કળા અભ્યાસ—**

( a ) કળાના જ્ઞાન માટે ખાસ ચીવટ જણાય છે. **નંદિવર્ધન**નું વર્ણન કરતાં જણાવે છે કે તેને તેના પિતાએ વિદ્વાન કળાચાર્ય પાસે ભણવા મોકલ્યો. **નંદિવર્ધન** કળાચાર્ય પાસે કળા ગ્રહણ કરવા લાગ્યો. ' અભ્યાસ કરવાનાં સર્વ સાધનો તૈયાર હોવાથી, મારા પિતાશ્રીનો કેળવણી આપવાની બાબતમાં દૃઢ ઉત્સાહ હોવાથી, કળાચાર્ય મને અભ્યાસ કરાવવામાં ખાસ રસ લેતા હોવાથી અને

આલ્યકાળ કોઈ પણ પ્રકારની વ્યવહારની ચિંતાથી રહિત હોવાથી બીજી કોઈ પણ બાબતમા ધ્યાન ન આપતા એકચિત્તે બહુ થોડા વખતમા લગભગ સર્વ કળાઓ કળાચાર્ય પાસેથી હુ શીખી ગયો' (પ્ર ૩ પ્ર ૧ પૃ ૩૫૦)

અભ્યાસની શરૂઆત આઠમે વર્ષે થાય છે અભ્યાસ ઉચ્ચ વર્ગમા ચીવટથી કરવાતો હશે, એવુ સહજ અનુમાન થાય છે અભ્યાસની વિવિધતા કેવા પ્રકારની હશે તે નીચેના કળા–અભ્યાસના નામો પરથી જણાય છે

લિપિજ્ઞાન, ગણિતજ્ઞાન, વ્યાકરણ, નિમિત્ત (આઠ પ્રકારના), ૭ દશાસ્ત્ર, નૃત્ય, ગાયન, હસ્તિશિક્ષા, ધનુર્વેદ, વૈદક, ધાતુવાદ, નરલક્ષણ, ક્રયવિક્રય (વેચવુ, ખરીદવુ ), પત્રચ્છેદ વિગેરે (પ્ર ૩ પ્ર ૧ પૃ ૩૫૬–૭)

પુરુષની બહોતેર કળાઓનુ વર્ણન અન્યત્ર જોવામા આવે છે તેમાની ઘણીખરી કળાનો સમાવેશ આમા થાય છે કળાનો અર્થ art નથી, પણ અભ્યાસ–નિપુણતા હોય એમ જણાય છે

(b) અભ્યાસ કરવવા માટે પુત્રોને ગુરુને ત્યા મૂકવામા આવતા હતા, ખાવાપીવાનુ ગુરુને ત્યા જ રાખવામા આવતુ હતુ અને અભ્યાસ પૂરો થાય ત્યારે ગુરુને પારિતોષિક–ઇનામ આપવામા આવતુ હતુ એમ જણાય છે વિદ્યા વેચવાનો રિવાજ નહોતો એમ જણાય છે પ્ર ૩ પ્ર ૧ મા એનુ લાક્ષણિક વર્ણન છે તે પરથી આ સહજ અનુમાન પ્રાપ્ત થાય છે કળાચાર્ય શિક્ષણ આપવાની બાબતમા ખૂબ રસ લેતા હોય એમ પૃ ૩૫૦ થી જણાય છે અભ્યાસ દરમ્યાન એકાગ્રતા જળવાઇ રહે તેટલા માટે અભ્યાસ કરનાર ગુરુને ઘેર જ રહે અને પોતાને ઘેર આવ્યા–ગયા ન કરે એટલી પણ ચીવટ રાખવામા આવતી હતી (પૃ ૩૫૫) કવચિત્ કરી અભ્યાસની સર્વ સગવડો કરી આપવાનુ પણ જણાવ્યુ છે અનુસુદર ચક્રવર્તીના અભ્યાસ માટે જુઓ (પ્ર ૮ પ્ર ૧૨ પૃ ૧૭૯૬)

(c) પ્ર ૪ પ્ર ૨ પૃ ૭૨૨ મા નીચેની કળા ગણાવી છે –

દસ્તાવેજ લખવાની કળા, ચિત્રકળા, શસ્ત્રકળા, મનુષ્ય લક્ષણ-

જ્ઞાન, ગાવાની કળા, હસ્તિશિક્ષા કળા, પાંદડાની કોરણીની કળા, વૈદક, વ્યાકરણ, તર્ક, ગણિત, ધાતુવાદ, કૌતુક, અષ્ટાંગ નિમિત્ત.

( d ) કળાચાર્યને વેતન આપવાનો રિવાજ નહોતો, પણ તેને ઘેર ધન, ધાન્ય અને સુવર્ણ વિદ્યાભ્યાસ પૂરો થયે મોકલવાનો રિવાજ હતો ( પ્ર. ૪. પ્ર. ૨. પૃ. ૭૨૪ ).

( e ) કન્યાઓને ભણવાનો કોઈ રીતસર પ્રબંધ જોવામાં આવતો નથી, છતાં રાજકુંવરીઓ ભણેલી હોય અને કળામાં કુશળ હોય એમ જણાય છે. દાખલા તરીકે **નરસુંદરીને** વિદ્યા-કળામાં કુશળ ચીતરી છે ( પૃ. ૭૨૫ ).

( f ) છોકરાઓ નિશાળે જવાને બ્હાને રખડતા હતા અને રિપુદારણ જેવા માયામૃષાવાદી બાર બાર વર્ષ સુધી એવી પોલ ચલાવી શકતા હતા ( પ્ર. ૪. પ્ર. ૨. પૃ. ૭૨૫ ).

( g ) ચિત્રપટ ઉપર આબેહૂબ ચિત્ર પાડવાની કળા સારી રીતે વિકાસ પામેલી હોય તેમ જણાય છે. સ્ત્રીનાં ચિત્રવર્ણનમાં તેના ઘરેણાનું વર્ણન કરી તેમાં પૂરેલ રંગ અને છાયાનું આબેહૂબ વર્ણન આપ્યું છે. આખા ચિત્રનાં અંગોપાંગોનું વર્ણન વાંચતાં ચિત્ર નજર સન્મુખ ખડું થાય છે, તે ઉપરથી તે યુગની ચિત્ર-કળાનો ખ્યાલ આવે છે. એના ભ્રમર, અર્ધ ઉઘડેલ નેત્ર અને સ્તનનું વર્ણન વાંચતાં તે યુગની ચિત્રકળા ભાવ પણ બરાબર બતાવી શકતી હશે એવો ખ્યાલ આવે છે ( પ્ર. ૬. પ્ર. ૩. પૃ. ૧૪૯૨–૩ ).

( h ) વિદ્યાધરમિથુન અને વિયોગી રાજહંસીનાં ચિત્ર **મયૂર-મંજરીએ** પોતાને હાથે ચિત્રેલ છે તેનું વર્ણન જોતાં ( પ્ર. ૬. પ્ર. ૫. પૃ. ૧૫૨૪ ) જણાય છે કે ચિત્ર કાઢવાની કળા ઉચ્ચ વર્ગમાં બહુ આદર પામેલી હશે.



## યોગશક્તિ માટે તત્કાલિન માન્યતાઓ—

( a ) શરીરની અંદર કોઈ જગ્યાએ છુપાઈને બેસી જવું અને પછી ભક્તિપૂર્વક ધ્યાન કરે તેને સુખ આપવું ( સ્પર્શન-વર્ણન પ્ર. ૩. પ્ર. ૫. પૃ. ૩૯૯ ). યોગશક્તિ બતાવવા માટે

સ્પર્શને “પદ્માસન કર્યું, શરીરને સ્થિર કર્યું, મનના વિક્ષેપને દૂર કર્યો, આંખને નિશ્ચળ કરી તેને નાકના અગ્ર ભાગ તરફ અનિમેષપણે સ્થાપન કરી, મનને સ્થિર કર્યું, ધારણાને બરાબર સ્થિર કરી, ધારણાના વિષય પર એકતાન લગાવ્યુ, ઇંદ્રિયની વૃત્તિઓને રૂધી દીધી, પોતે તદ્દન સ્વરૂપશૂન્ય થયો ’ (આ રીતે યોગપ્રભાવ બતાવવામા આવતો હતો અને યોગનો ઢાગ કરવાની પણ એ જ રીતિ હતી સ્પર્શનનો યોગ, જુઓ **પ્ર** ૩ પ્ર ૫ પૃ ૪૦૧) આ **યોગપ્રભાવ** તે વર્તમાન કાળના mesmarism (**મેસમેરીઝમ**) જેવો લાગે છે એ ઇચ્છાશક્તિ પર આધાર રાખે છે તેથી નબળી ઇચ્છાશક્તિ(Will-power)વાળા બાળજીવો પર તેની અસર થાય છે અને મનીષી જેવા મજબૂત ઇચ્છાબળવાળા પર તેની અસર થતી નથી એ માન્યતા ખૂબ વિચારવા યોગ્ય છે (પૃ ૪૦૨) અકુશળમાળાનો યોગશક્તિનો પ્રયોગ **પ્ર** ૩ પ્ર ૮ ની શરૂઆતમા આવ્યો છે (પૃ ૪૩૨) તે દશમી શતાબ્દિનો યોગ સબધી કેવો ખ્યાલ હશે તે બતાવે છે આગળ **પ્ર** ૩ પ્ર ૧૪ પૃ ૫૦૧મા જણાવે છે કે ‘કોઈ વખત વ્યક્ત રૂપવાળા થવુ અને કોઈ વખત અદૃશ્ય થઈ જવુ એવી શક્તિ યોગીઓમા હોય છે ’

(b) **પરપુરપ્રવેશ**ના અનેક પ્રસગો ગ્રથમા બતાવ્યા છે તે સૂચવે છે કે એવા કોઇ પ્રકારના પ્રયોગો તે યુગમાં કદાચ થઇ શકતા હશે દાખલા તરીકે જુઓ **પ્ર** ૪ પ્ર ૨૦ પૃ ૯૧૦, તથા **પ્ર** ૪ પ્ર ૨૧ પૃ ૯૩૩ એ યોગશક્તિનો એક પ્રકાર છે અહીં પુર શબ્દ શરીરવાચક છે એટલે બીજાના શરીરમા પ્રવેશ કરવો તે

(c) **નેત્રાંજનથી** અદૃશ્યનો ભાગ દેખાય છે વિમળાલોક અજનના ચમત્કાર માટે જુઓ પીઠબધ પૃ ૧૨૯–૩૦ તથા **પ્ર** ૪ પ્ર ૨૧ પૃ ૯૩૪

(d) મહાત્મા સાધુઓ લબ્ધિને લઇને પોતાની ઇચ્છા પ્રમાણે રૂપો ધારણ કરી શકે છે, અને જોતજોતામા તેમા ફેરફાર કરી શકે છે તેઓ પરમાણુ જેવા સૂક્ષ્મ થઈ શકે છે, મરજી આવે તો પર્વત જેવા ગુરુ થઇ શકે છે, ધારે તો આકડાના તુલ જેવા

હલકા થઈ શકે છે, કારણ પડે તો ઇંદ્રને પણ નોકર માફક હુકમ કરી શકે છે, પથ્થરના શિલાતળમાં ડુબકી મારી શકે છે, ઇચ્છા થાય તો એક ઘડામાંથી સેંકડો-હજારો ઘડાઓ કરી શકે છે, એક કપડા-માંથી સેંકડો કપડાંઓ કરી શકે છે, શરીરના કોઇ પણ અંગથી કે ઉપાંગથી સાંભળી શકે છે, ગમે તેવા રોગને આંગળી અડાડવાથી સાજા કરે છે, આકાશમાં પવનની પેઠે જાય આવે છે. ( પ્ર. ૫. પ્ર. ૭. પૃ. ૧૧૯૫-૬ )



## અભિનવ અર્થાંતર ન્યાસો અને ઉપમાનો—

( a ) રીંગણાં અને ભેંસનું દહીં ખાવાથી એવી સખ્ત ઊંઘ આવે છે કે તે નિદ્રાનું નિવારણ કરવું મુશ્કેલ પડે છે. ( પીઠબંધ ૧૭૪).

( b ) ' તે જ ખાડા અને તે જ મેંઢાં.' ( પીઠબંધ પૃ. ૩૩૯ ) સાંજે મેંઢાં એના એ જ ખાડામાંથી મળી આવે છે. ' એ ભગવાન એના એ ' ને મળતી પ્રચલિત કહેવત.

( c ) એવો કોણ ડાહ્યો મનુષ્ય હોય કે જેને એક વખત મોટું રાજ્ય પ્રાપ્ત થાય ત્યારપછી પોતાના અગાઉના ચંડાળપણાની ઇચ્છા રાખે ? ( પીઠબંધ. પૃ. ૨૦૨ )

( d ) ' કોઇ શેઠનો નોકર તદ્દન ભૂખ્યો હોય અને ભૂખથી તેનું શરીર તદ્દન દુબળું પડી ગયું હોય તે પોતાના શેઠના હુકમથી શેઠના પરિવાર માટે તૈયાર કરેલી સુંદર રસોઈ તેમને પીરસી આપે તો તે ભૂખ્યા નોકરની પીરસેલી રસોઇ શેઠના પરિવારની ભૂખ ભાંગે છે ( પીઠબંધ. પૃ. ૨૧૪-૫ ). આ ઉપમાન બહુ સુંદર છે અને મારા જેવા અધ્યાત્મ કે યોગ પરત્વે કોઈ લખે તેના બચાવ માટે ખાસ બંધબેસતું છે તેથી મને તે ઉપમાનને ' અભિનવ 'ની કક્ષામાં મૂકવાનું મન થયું છે. ભોજન બનાવનાર કે પીરસનાર ભૂખ્યો હોય તો પણ ભોજનમાં ક્ષુધા શાંત કરવાની શક્તિ છે તે કાયમ રહે છે.

( e ) વાઘણ(સિંહણ)નો નાશ કરવા માટે શરભ ( અષ્ટાપદ ) સમાન છે. ( एष मायामहाव्याघ्रीघातने शरभायते. ) ( પ્ર. ૨. પ્ર. ૫. પૃ. ૨૮૯ )

(f) પતિ તરફ અપૂર્વ ભક્તિ હોય તેવી સ્ત્રીને માટે અરુધતીના માહાત્મ્યને તિરસ્કારી કાઢેલ, એ ઉપમાન વપરાયુ છે (પ્ર ૩ પ્ર ૨ પૃ ૩૬૪)

(g) જે ઊંટની પીઠ પર ન સમાઇ શકે તે તેને ગળે બાધવામા આવે છે (પ્ર ૩ પ્ર ૨૭ પૃ ૬૨૬)

(h) માનનુ રૂપ અદ્ભુત છે. એને આઠ મુખ બતાવ્યા છે એ આઠ મદના રૂપક છે એનુ નામ શૈલગજ પણ લાક્ષણિક છે (પ્ર ૪ પ્ર ૧ પૃ ૭૦૫)

(i) વૈશ્વાનરનુ આખુ સ્વરૂપ ખાસ લાક્ષણિક છે એ ક્રોધનુ મૂર્ત સ્વરૂપ છે એના આખા શરીરના વર્ણન માટે જુઓ પ્ર ૩ પ્ર ૧ પૃ ૩૪૬–૭

(j) મૂર્ખ માછલીને તાળવામા આકડો લાગે ને ગળુ ઝલાઇ જાય તેવે પ્રસગે જેવુ સુખ (દુખ) થાય તેવુ સુખ (દુખ) સસારી જીવોને હોય છે (પ્ર ૫ પ્ર ૧૪ પૃ ૧૨૫૮)

(k) લક્ષ્મી વરેલ માણસ જો સાહસ છોડી દે તો જેવી રીતે પ્રેમાતુર પ્રણયીની આશકાથી કુલટા સ્ત્રી ધન વગરના પુરુષને છોડી દે છે તેમ તેવા માણસને છોડીને લક્ષ્મી ચાલી જાય છે (પ્ર ૬ પ્ર ૨ પૃ ૧૪૮૨)

(l) 'ગધેડાને સર્વ સુખ આપનાર સ્વર્ગ મળ્યુ તો ખરૂ, પરતુ ત્યા પણ હાથમા દોરડા સાથે એક ધોબી તેને મળ્યો' (પ્ર ૬ પ્ર ૬ પૃ ૧૫૨૯) ગમે ત્યા જાઓ, પણ નશીબ તો બે ડગલા આગળ ને આગળ છે તે પર આ લાક્ષણિક ઉક્તિ છે



**તત્સમયના ધર્મો–માન્યતાઓ:—**

(a) દશમી શતાબ્દિમા નીચેના મતો આર્યાવર્તમા વર્તતા હશે એમ તે ગ્રથમા કહેલા નામનિર્દેશથી જણાય છે (પ્ર ૪ પ્ર ૧૨ પૃ ૮૫૯) એમાના કેટલાકનુ જ સ્વરૂપ ખાસ થાય છે તે પૃ ૧૩૪૩ થી શરૂ થતા પરિશિષ્ટમાં જેટલુ મળી શક્યુ તેટલુ

બતાવ્યું છે. અત્રે તો તેનો નામનિર્દેશ જ માત્ર કરવામાં આવે છે. આ સર્વે મતોમાં ચર્યાને અંગે ભેદ હોય છે તે ધ્યાનમાં રાખવું.

| | | |
|---|---|---|
| શાક્ય. | ત્રિદંડી. | શૈવ. |
| ગૌતમ. | ચરક. | સામાનિક. |
| સામપરા. | વેદધર્મી. | ધાર્મિક. |
| આજીવિક. | શુદ્ધ. | વિદ્યુદ્દંત. |
| સુંચુણુ. | માહેન્દ્ર. | ચારિક. |
| ધૂમ. | બદ્ધવેશી. | ખુંખુક. |
| ઉદ્દકા. | પાશુપત. | કણાદ. |
| ચર્મખંડી. | સયોગી. | ઉલૂક. |
| ગોદેહ. | યજ્ઞતાપસ. | ઘોષપાશુપત. |
| કંદછેદ. | દિગંબર. | કામર્દક. |
| કાળમુખ. | પાણિલેહ. | ત્રિરાશીઆ. |
| કાપાલિક. | ક્રિયાવાદી. | ગોવ્રત. |
| મૃગચારિ. | લોકાયત. | શંખધ્મા. |
| સિદ્ધવાદી. | કુલંતપ. | તાપસ. |
| ગિરિરોહી. | શુચિ. | રાજપિંડી. |
| સંસારમોચક. | સર્વાવસ્થ. | અજ્ઞાનવાદી. |
| શ્વેતભિક્ષુ. | કુમારવ્રતી. | શરીરશત્રુ. |
| ઉકતંદ. | ચક્રવાળ. | ત્રપુ. |
| હસ્તિતાપસ. | ચિત્તદેવ. | ભીલવાસી. |
| મૈથુનચારી. | અંબર. | અસિધારી. |
| માઠરપુત્રો. | ચંદ્રોદ્દગમિક. | ઉદકમૃત્તિક. |
| એકૈકસ્થાલિકો. | મંખ. | પક્ષાપક્ષી. |
| ગજધ્વજ. | ઉલૂકપક્ષી. | માતૃભક્તો. |
| કંટકમર્દક. | | |

એ સર્વ મતો દેવ, વાદ, વેશ, કલ્પ, મોક્ષ, વિશુદ્ધિ અને વૃત્તિની બાબતમાં એક બીજાથી જુદા પડે છે તે હકીકત પૃ. ૮૯૦–૮૯૨ સુધીમાં સામાન્ય પ્રકારે બતાવેલ છે.

(b) લોકોમાં ધર્મ સંબંધી વિકલ્પો કેવા થતા હશે તેનું લાક્ષણિક ચિત્ર:—

" આ જગત્ ઇંડામાથી ઉત્પન્ન થયુ હશે ? કે તેને ઈશ્વરે બનાવ્યુ હશે ? કે બ્રહ્માએ તેને કર્યું હશે ? અથવા તે પ્રકૃતિનો વિકાર હશે ? અવવા તે દરેક ક્ષણે નાશ પામનારુ હશે ? પાચ સ્કધરૂપ આ જીવ પચમહાભૂતમાથી ઉત્પન્ન થયો હશે ? અથવા તો તે જ્ઞાનમાત્ર જ હશે કે સર્વશૂન્ય હશે ? કર્મ જેવી કોઇ વસ્તુ હશે કે નહિ જ હોય ? મહેશ્વરને લીધે આ સર્વ જુદા જુદા રૂપો ધારણ કરતા હશે ? " ( પીઠબધ પૃ ૧૧૭-૮ ) આ સર્વ જુદા જુદા દર્શનની આત્માના અગની માન્યતાઓ છે તેને માટે સદર પૃષ્ઠ નીચે લખેલી નોધો જુઓ

( c ) તે વખતે મુખ્ય દર્શન છ જણાય છે તેના નામો અનુક્રમે નૈયાયિક, વૈશેષિક, સાખ્ય, બૌદ્ધ, મીમાસક અને જૈન છે એમ આ ગ્રથકારની ગણતરી પ્રમાણે પ્ર ૪ પ્ર ૩૧ ઉપરથી જણાય છે શ્રી હરિભદ્રસૂરિ પણ પોતાના ષડ્દર્શનસમુચ્ચય ગ્રથમા એ જ છ દર્શનો બતાવે છે

મીમાસાને પૂર્વ તથા ઉત્તર મીમાસા એમ બે વિભાગમા વહેચી અને સાખ્યને સેશ્વર અને નિરીશ્વર બે વિભાગમા વહેચી જૈન અને બૌદ્ધ દર્શનને ન ગણતા છ દર્શન ગણવામા આવે છે ત્યારે તે વેદને અનુસરનારા છ દર્શનો છે એમ સમજવુ પ્રો મેક્ષમ્યુલરે હિંદ તત્ત્વજ્ઞાનની છ સ્કૂલો ( Six Schools of Indian philosophy ) નામનુ પુસ્તક લખ્યુ છે, તે આ બીજા પ્રકારના ષડ્દર્શનની વ્યાખ્યા છે એમ સમજવુ

ઉપરના છએ દર્શનની માન્યતાનો વિસ્તાર પ્ર ૪. પ્ર ૩૧ મા સારી રીતે કહેલ છે તેથી અત્ર તેનુ પુનરાવર્તન કરવાની આવશ્યકતા રહેતી નથી ચાર્વાકોનુ તે સમયમા અસ્તિત્વ જરૂર હતુ, પણ તે નિર્વૃત્તિમાર્ગ ન થઇ શકે, કારણ કે તે નિર્વૃત્તિમા માનતા જ નથી.

( d ) ધર્મના બાહ્ય સ્વરૂપો-ઢોંગ ધતીંગો કેવા હતા તે નીચેના વર્ણનથી બરાબર સમજાય છે

શૈવાચાર્ય—દીક્ષા આપવી, પાપો કાપી નાખવાનુ વચન આપવુ અને ગુરુચરણમા ધન સ્ત્રી વિગેરે સર્વસ્વ અર્પણ કરવા

માગણી કરવી. 'અમારા કહેવા પ્રમાણે કરવાથી તું પિંડપાત કરીને એટલે શરીર છોડી દઈને શિવ થઈ જઈશ, તારું કલ્યાણ થઈ જશે અને તું પરમાત્મા સાથે એકરૂપ થઇ જઇશ.' આવી રીતે બોલીને શૈવાચાર્ય ઠગતા હતા. ( પૃ. ૧૨૩ )

**બ્રાહ્મણો**—( દ્વિ જાતિઓ ) 'સોનાનું દાન આપવું તે મહાફળ આપનાર છે, ગાયનું દાન આપવાથી મહાઉદય થાય છે, પૃથ્વીનું દાન આપવાથી અવિનાશી થવાય છે, પૂર્વ ધર્મ( યજ્ઞ કરવા, કુવા ખોદાવવા તે)નું અતુલ્ય ફળ છે, વેદના પાર પામેલને દાન દેવું તે અનંત ગુણ કરનાર છે, તેમ જ દુઝતી, તરતની વીંઆયલી, વાછડાવાળી, વસ્ત્ર ઓઢાડેલી, સોનાના શીંગડાવાળી, રત્નોથી મંડિત અને ઉપચાર કરાયલી ગાય જો બ્રાહ્મણને દાનમાં આપવામાં આવે તો તેને ચાર સમુદ્રની વચ્ચે આવી રહેલી અનેક નગર અને ગામોથી ભરેલી અને પર્વતો તથા જંગલથી યુક્ત પૃથ્વીનું દાન આપવા જેટલું ફળ થાય છે.' આવા બનાવટી વાક્યોથી બ્રાહ્મણો આખી દુનિયાને છેતરતા હતા. ( પૃ. ૧૨૩ )

**બૌદ્ધ ભિક્ષુઓ**—'વિહારો બંધાવો, સાધુઓનો તેમાં વાસ કરાવો, સંઘની પૂજા કરો, બૌદ્ધ ભિખ્ખુઓને દક્ષિણા આપો, સંઘના કોશ સાથે તમારું ધન મેળવી દો, સંઘના કોઠારમાં તમારું અનાજ મેળવી દો, સંઘના ગોકુળમાં તમારાં જનાવરો આપી દો, બૌધ ધર્મને અનુસરનારા થાઓ–એમ કરવાથી તમને થોડા વખતમાં ભગવાન બુદ્ધદેવનું પદ પ્રાપ્ત થશે.' ( પૃ. ૧૨૩–૪ )

**દિગંબર**—'સંઘને જમણ આપો, ઋષિઓને જમાડો, સારા સારા ખાવાના પદાર્થો આપો, મુખવાસ માટે સારી વસ્તુઓ ધરો, દાન આપવું એ ગૃહસ્થનો મોટો અને મુખ્ય ધર્મ છે, દાનથી સંસારનો પાર પમાય છે.' ( પૃ. ૧૨૪ )

આ સર્વ ઉપદેશપ્રણાલિકાઓ ધન, માન કે ઋદ્ધિ મેળવવા માટે શાસ્ત્રગ્રંથોમાંથી ખેંચી તાણીને અથવા નવા શાસ્ત્રો બનાવીને ભોળા લોકો પાસે રજૂ કરવાનો તે સમયે રિવાજ ખૂબ પ્રચલિત હતો એમ જણાય છે.

શૈવાચાર્ય, બ્રાહ્મણ અને બૌદ્ધ ભિક્ષુઓની તુચ્છતાની ઉપમા ફરી વાર પૃ. ૧૨૬ માં આપી છે તે પરથી જણાય છે કે દશમી

શતાબ્દિમાં એ વર્ગ ઘણો માથાભારે હશે અને અધમતા-તુચ્છતામા દૃષ્ટાતરૂપ હશે

( e ) આભિસાસ્કારિક કુવિકલ્પોનુ સ્વરૂપ પૃ ૧૫૧ ( પીઠબધ )મા આપ્યુ છે એ કુવિકલ્પો બહારના સસ્કારથી ઉત્પન્ન થાય છે તેના દાખલાઓ ‘ સ્વર્ગ મૃત્યુ અને પાતાળ રૂપ સૃષ્ટિ ઇડામાથી ઉત્પન્ન થયેલ છે, બ્રહ્માદિ દેવે તેને બનાવેલ છે, તે પ્રકૃતિના વિકાર રૂપ છે, ક્ષણમા નાશ પામે તેવી છે, વિજ્ઞાન માત્ર છે, શૂન્ય રૂપ છે વિગેરે વિગેરે ’

( f ) ‘ તમે વારવાર સોનાના દાન આપો, ગાયના દાન આપો, પૃથ્વીના દાન આપો, વારવાર સ્નાન કરો, ધૂમાડાનુ પાન કરો, પચાગ્નિ તપ કરો, ચડિકા વિગેરે દેવીઓનુ તર્પણ કરો, મોટા તીર્થો પર જઈ ભેરવજવ ખાઓ, સાધુઓને એક ઘરનો પિડ આપો, ગાજા વાજા બજાવવામા આદર કરો, વાવો બધાવો, કૂવાઓ ખોદાવો, તળાવો કરાવો, યજ્ઞમા પશુઓનો હોમ કરો ’ આવા ધર્મો દુનિયામા મિથ્યા દર્શન ફેલાવતા હતા (પ્ર ૪ પ્ર ૧૨ પૃ ૮૪૭)

( g ) કેટલાક મનુષ્યો અતિ વિશુદ્ધ ચારિત્રવાળા હોવા છતા અને તેમણે કોઇ દર્શનનો સ્વીકાર ન કરેલો હોય છતા પણ એવા વર્તનવાળા શક્ય હતા કે મુનિમહારાજાઓ પણ એના વર્ત્તનની સ્પૃહા કરે વિમળકુમારની નૈષ્ઠિક સચ્ચારિત્રશીલતા એ દૃષ્ટાત પૂરુ પાડે છે ( પ્ર ૫ પ્ર ૪ પૃ ૧૧૭૮ )

( h ) મોક્ષમાર્ગને અગે કોઈ કહેતા કે –

‘ હિસા કરો-ગમે તે કરો, તેમા વાધો નથી, માત્ર બુદ્ધિને લેપ લાગવા દેવો નહિ આખી દુનિયાને મારી નાખે પણ જેની બુદ્ધિ લેપ પામે નહિ તે પાપથી ખરડાય નહિ પ્રાણીને છેદી-કાપીને પણ જે શિવનુ સ્મરણ કરે તે સર્વ પાપોથી મૂકાય અપવિત્ર કે પવિત્ર-જે વિષ્ણુનુ સ્મરણ કરે તો પવિત્ર થઇ જાય, કેટલાક પાપાશનમત્રને પાપના વિનાશક કહેતા

વાયુ ઉપર જય કરવાથી-હૃદયકમળમા મનને સ્થાપવાથી મોક્ષ થાય છે ઓકારનો જાપ, રેચક પૂરક કુભકનુ નિયમન, નાસિકાના

અગ્ર ભાગમાં ભ્રમર વચ્ચે બિંદુની સ્થાપના, નાડીમાર્ગની સાધના, નાભિથી બ્રહ્મરંધ્ર સુધી જતા વાયુની ચિંતવના, આદિપુરુષનો જાપ–આમ અનેક પ્રકારે મોક્ષ થાય છે, એવી ભિન્ન ભિન્ન માન્યતાઓ હતી ( પ્ર. ૮. પ્ર. ૧૯. પૃ. ૨૦૩૯–૪૨. ).

( i ) સાંખ્ય વિગેરેને આસ્તિક તીર્થીઓ ગણાવ્યા છે, જ્યારે બૃહસ્પતિને નાસ્તિક તીર્થી ગણાવ્યા છે તે નોંધવા જેવું છે ( પ્ર. ૮. પ્ર. ૨૦. પૃ. ૨૦૪૭. ).



## જૈનધર્મ–શાસનની સ્થિતિ—

( a ) રાજમંદિરનો અતિ વિસ્તારથી અહેવાલ પીઠબંધમાં આપવામાં આવ્યો છે. એ શાસનમંદિર છે. એમાં આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી, ગણચિંતક, રક્ષક, શ્રાવક અને શ્રાવિકાઓનું વર્ણન વાંચતાં અતિ આહ્લાદ થાય તેવી હકીકત છે. એનું વિસ્તારથી વર્ણન પૃ. ૯૧ થી ૧૦૬ સુધી પીઠબંધમાં આપ્યું છે. એ આદર્શ વર્ણન છે કે તે સમયની સ્થિતિ બતાવે છે તેનો નિર્ણય કરવો ઘણો મુશ્કેલ છે. એમાં લખે છે તેવા આચાર્યો, ઉપાધ્યાયો હોય તો દશમી શતાબ્દિમાં ચૈત્યવાસનું જે જોર આપણે ઇતિહાસમાં વાંચીએ છીએ તેનો સંભવ રહે નહિ. પૃ. ૧૦૧ માં સુભટો શ્રાવકોની સંખ્યા અસંખ્ય[1] બતાવી છે તે જોતાં એ વર્ણન કલ્પનામય જણાય છે. બહુ વિગતથી વાંચતાં મને એ આખું વર્ણન ભાવનાશીલ ( idealistic ) લાગ્યું છે. શ્રી સિદ્ધર્ષિમહારાજની નજરે એવો જૈનસમાજ હોવો જોઇએ એવી હકીકત એમણે પોતાની લાક્ષણિક ભાષામાં કહી બતાવી છે.

( b ) કોઇને વધારે પડતી દેશના અપાઇ જાય ત્યારે તે પ્રાણી સુંદર પરિણામથી ભ્રષ્ટ થાય છે. ભ્રષ્ટ થયેલાનાં લક્ષણ બતાવતાં કહે છે કે એવો પ્રાણી ‘ દેવમંદિરે જતો નથી, સાધુના ઉપાશ્રયમાં પ્રવેશ પણ કરતો નથી, સાધુને જુએ તો પણ તેમને વંદના સરખીએ કરતો નથી, સ્વધર્મી બંધુઓને આમંત્રણ પણ કરતો નથી,

૧ આ અસંખ્ય શબ્દ મોટી સંખ્યા વાચક છે.

ઘરમા ચાલી આવતી દાનપદ્ધતિ હોય છે તે પણ બધ કરી દે છે, ધર્મગુરુને દૂરથી દેખી નાસવા લાગે છે, તેમની પુઠે તેઓની નિંદા કરે છે ' ધર્મભ્રષ્ટ પ્રાણી ક્યારે થયો ગણાય તત્સબધી તે યુગના આ વિચારો જાણવા યોગ્ય છે એમા દેવગુરુપૂજન અને સાધર્મી-વાત્સલ્યને ઘણુ મહત્ત્વ અપાયુ છે, જ્યારે તત્ત્વજ્ઞાન કે નયપ્રમાણ જ્ઞાનને ખાસ સ્થાન મળતુ નથી એ ધ્યાનમા રાખવા જેવુ છે

( c ) સાધુઓ શ્રાવકને દરરોજ ઉપાશ્રયે આવી ગુરુવદન કરી જવાનો નિયમ તે યુગમા પણ આપતા હતા ( પીઠબધ ૧૩૩ )

( d ) ઉપદેશનો ક્રમ તે યુગમા પણ એકજ પ્રકારનો હતો 'સર્વથી પહેલા તો સર્વવિરતિનો ઉપદેશ આપવો, પરતુ જ્યારે એમ માલૂમ પડે કે આ પ્રાણી સર્વવિરતિ ગ્રહણ કરવાથી વિમુખ છે, તેને સર્વવિરતિ ગ્રહણ કરવાનું અને સર્વથા ત્યાગ કરવાનુ મન થતુ નથી ત્યારે તેને દેશવિરતિનો ઉપદેશ આપવો ' ( પૃ ૧૬૭ પીઠબધ ) આ ઉપદેશપદ્ધતિ શા માટે પસદ કરવામા આવેલ છે તેનુ ત્યા કારણ બતાવ્યું છે તે ખાસ નોધવા જેવુ છે એમા શિષ્યસખ્યા વધારવાનો હેતુ નથી, કે પરપરા ચલાવવાનો સ્વાર્થ નથી, પણ મનુષ્યના માનમના બારિક અભ્યાસનુ એક વિશિષ્ટ પરિણામ છે આ દશમા સૈકાની આખી પરિસ્થિતિ ખૂબ વિચારવા યોગ્ય છે એજ પદ્ધતિ પ્રબોધનરતિ આચાર્યે સ્વીકારી છે ( પ્ર. ૩ પ્ર ૧૨ પૃ ૪૯૨ ) એ ગૃહસ્થધર્મને પણ પરપરાએ મોક્ષનુ કારણ બતાવે છે અને સસારને ઓછો કરનાર હોઈ દુર્લભ જ છે એમ કહે છે એ ઉપદેશપદ્ધતિ ધ્યાનમા લેવા યોગ્ય છે **પ્ર.** ૩ પ્ર ૧૯ મા **દત્ત** મુનિ પણ એજ રીતિને અનુસરતા જોવામા આવે છે ( પૃ ૫૫૫ )

( e ) શ્રી સિદ્ધર્ષિ કરતા મહાબુદ્ધિશાળી અને સદ્બોધ આપવામા અતિ કુશળ મહાત્મા પુરુષો તે સમયમા વિદ્યમાન હતા. ( પીઠબધ પૃ ૨૧૦ )

( f ) અતિ વિદ્વાન આચાર્યની પાસે અનેક શિષ્યો રહેતા હતા અને આચાર્યો નગરની બહાર આવેલા ઉદ્યાનમા પધારતા હતા ( પ્ર. ૩ પ્ર ૧૧ પૃ, ૪૬૩ ) ઉદ્યાનમા કોઇ દેવમદિર હોય તેમા

એક બાજુએ આચાર્ય ઉતરે એવી હકીકત પૃ. ૪૬૭ માં આવે છે તે ચૈત્યવાસનું જોર બતાવે છે.

( g ) દ્રવ્યસ્તવની પ્રવૃત્તિ ગુરુમહારાજ કરે નહિં, એવી પ્રવૃત્તિ માટે તેમની સંમતિ લેવાય નહિ, એનો આદેશ કરવાનો ગુરુને અધિકાર નહિ. તેઓ તો માત્ર દ્રવ્યસ્તવનું સ્વરૂપ બતાવે અને તેનો ઉપદેશ પણ યથાવસર આપે. આ રીતિ હાલ વીસરાઇ ગયેલી જણાય છે, ધ્યાન પર લેવા યોગ્ય છે. દશમી સદીમાં આ રીતિ વર્તતી હોય એમ જણાય છે. ( પ્ર. ૩. પ્ર. ૧૫, પૃ. ૫૧૩. )

( h ) દત્તમુનિને કનકશેખરે જૈનધર્મનો સાર પૂછતાં તેમણે ( ૧ ) અહિંસા, ( ૨ ) ધ્યાન યોગ, ( ૩ ) રાગાદિ દુશ્મન પર વિજય અને ( ૪ ) સ્વધર્મી બંધુ પર પ્રેમ—એમ ચાર બાબત બતાવી છે. કનકશેખરે સ્વધર્મી બંધુઓને કરમુક્ત કર્યા, તેમને ખાનપાન વસ્ત્ર પાત્ર આપ્યાં અને જૈન બંધુઓને ગુરુભાવે ખૂબ બહલાવ્યા. દશમી શતાબ્દિની આ ઉપદેશપ્રણાલિકા ખૂબ વિચારવા યોગ્ય છે ( પ્ર. ૩. પ્ર. ૧૯. પૃ. ૫૫૯. ). ત્યાં એક બીજી વાત પણ ખાસ વિચારવા જેવી છે. અનેક લોકો જૈન મતમાં આવી ગયા એવી ત્યાં વાત છે તે પરથી જણાય છે કે જૈનોના વાડા દશમી શતાબ્દિ સુધી બંધાયા નહોતા. જૈનો સંબંધી એના વિચારો ખાસ નોંધવા જેવા છે. " એ જિનમતને અનુસરનારા લોકો સ્વભાવથી જ ચોરી, પરદારાગમન વિગેરે સર્વ દુષ્ટ વર્તનોથી પાછા હઠી જઇને વગર કહ્યે પોતાથી જ સારે રસ્તે ચાલે છે—એવા મહાત્મા પુરુષોનો દંડ શા માટે કરવો ? એવા મનુષ્યોને સજા કરવાની જેઓની બુદ્ધિ થાય તેઓ જ ખરેખરા સજાને પાત્ર છે. જે પ્રાણીઓનું રક્ષણ કરવાની જરૂર પડતી હોય, જેની ચોકી કરવી પડતી હોય, તેઓના માથા ઉપર કરનો બોજો નાખવો ઉચિત ગણાય, પરંતુ જૈન લોકો તો પોતાના ગુણોથી જ રક્ષાયલા છે, તેથી તેઓના ઉપર કરનો બોજો નાખવો ઉચિત નથી. " આ આખું વાકય ખૂબ વિચારવા યોગ્ય છે. આગળ વધતાં તે કહે છે: " રાજાઓએ તેટલા માટે તેવા લોકોનું દાસત્વ છોડીને બીજું કાંઈ પણ કરવું ઉચિત નથી અને અમે પણ તેમ જ કરીએ છીએ " ( પ્ર. ૩. પ્ર. ૧૯. પૃ. ૫૬૧ ). સ્વધર્મીવાત્સલ્યનો આ આખો ખ્યાલ ખૂબ વિચારવા યોગ્ય છે.

(i) સાચો ધર્મ બતાવનાર તરફ ગુણાનુરાગી પ્રાણીઓ ખૂબ આભાર દર્શાવતા હતા અને પોતાને જીવન આપ્યું હોય તેટલો ઉપકાર દર્શાવતા હતા વિમળકુમારનું રત્નચૂડ સાથેનું આખું સંભાષણ એ સંબંધની સાક્ષી પૂરે છે, (પ્ર. ૫ પ્ર ૭ પૃ ૧૨૮૩ થી આગળ) અને પૃ ૧૨૮૮મા જણાવે છે કે સર્વજ્ઞ ધર્મની પ્રાપ્તિના સંબંધમા જે પ્રાણી આ જીવનો જરા પણ નિમિત્તમાત્ર થાય તે પરમાર્થથી આ જીવનો ગુરુ છે એમ સમજવુ

(j) અતિ વિદ્વાન્ અભ્યાસી સાધ્વીને પ્રવર્તિની પદ આપવામા આવતુ અને તેને વ્યાખ્યાન આપવાનો-દેશના દેવાનો અધિકાર પ્રાપ્ત થતો હતો એમ જણાય છે (પ્ર. ૮ પ્ર ૧૩ પૃ ૧૯૮૧)

(k) આચાર્ય પોતાના યોગ્ય શિષ્યને આચાર્યપદે સ્થાપી ગચ્છની અનુજ્ઞા આપે ત્યારે એ ગચ્છાધિપતિ થાય (પ્ર. ૮. પ્ર ૨૨ પૃ ૨૦૬૪-૫) એ અનુજ્ઞાનો આખો પાઠ અને ક્રમ ઘણો સુંદર હોય છે (પૃ ૨૦૬૬-૭) એમા નિયંત્રણાનો મહિમા ખૂબ સારી રીતે વર્ણવ્યો છે તે અનુકરણીય છે

(l) સાધ્વી સારા અક્ષરે પુસ્તકો લખી શકતી હતી (પ્રશસ્તિ પૃ ૨૦૮૭)



## જૈનધર્મ-ધર્મીઓની સ્થિતિ—

(a) 'અહો ! આ આર્હત ભગવાનનું દર્શન અતિ અદ્ભુત છે ! અહીં જે લોકો વસે છે તેઓ જાણે ભાઈઓ હોય, મિત્રો હોય, એક અર્થ સિદ્ધ કરવાની ઇચ્છાવાળા હોય, હૃદય અર્પણ કરી દેનાર હોય, એક આત્માવાળા હોય તેમ અરસ્પરસ વર્તે છે, તેઓ જાણે અમૃતનું પાન કરીને ધરાઈ ગયા હોય તેવા જણાય છે, પોતાને કોઈ પણ પ્રકારનો ઉદ્વેગ હોય જ નહિ તેવા દેખાય છે, તેઓને કોઈ પ્રકારની આતુરતા જણાતી નથી, તેઓ ઉત્સાહથી ભરપૂર દેખાય છે, જેઓના મનના સર્વ મનોરથો જાણે પૂરા થઈ ગયા હોય તેવા તેઓ જણાય છે અને તેઓ સર્વ વખત આખી દુનિયાના સર્વ પ્રાણીઓનું હિત કરવામા તત્પર દેખાય છે ' (પીઠ-

બંધ પૃ. ૧૦૬-૭ ). આ આખો પીઠબંધ ગ્રંથકર્ત્તાએ પોતાના જીવની અપેક્ષાએ લખ્યો છે ( પૃ. ૨૧૭ ) અને તેમાં આવેલ હકીકત સ્વાનુભવસિદ્ધ બતાવી છે ( પૃ. ૧૧૨ ). જેમના સમયમાં શાસનમાં ખેંચાતાણી ચાલતી હોય, સત્તાનો દુરુપયોગ થતો હોય, ધર્મને નામે દુકાનદારી ચલાવાતી હોય તેઓ સર્વજ્ઞ શાસનનું આવું વર્ણન કરી શકે નહિ એવો મારો મત છે. સામાજિક સ્થિતિ બહુ સારી હશે એમ અનુમાન કરવાનું આથી સહજ પ્રાપ્ત થાય છે.

( b ) ગુરુમહારાજ નિષ્પુણ્યકને કહે છે કે ' આ રાજમહેલની બહાર તો અનેક દુઃખી માણસો રહે છે, પણ તેમને આ મહેલ જોઇને આનંદ થતો નથી અને અમારા મહારાજાની તેના ઉપર મીઠી દૃષ્ટિ પડી નથી તેથી અમારો તેઓ તરફ આદર હોતો નથી, અમે તેની વાત પણ પૂછતા નથી. ' ( પૃ. ૧૫૫-પીઠબંધ ). જૈનેતર તરફ કેવી દૃષ્ટિ હશે તે અત્ર ખાસ નોંધવા જેવું છે. તેજ હકીકતનો ઉપનય ઉતારતાં ગ્રંથકર્તા પૃ. ૧૫૭ માં જણાવે છે કે ' જે પ્રાણીઓ અત્યાર સુધી સર્વજ્ઞશાસનરૂપ મંદિરમાં દાખલ થયા નથી અને જેઓ કોઇ પણ પ્રકારે દાખલ થઈ ગયા હોય પણ અંદર આવ્યા પછી જેઓને મંદિરના દર્શનથી આનંદ થતો નથી અને તેથી જ એવા પ્રાણીઓ ઉપર ભગવાનની કૃપાદૃષ્ટિ થઇ હોય એમ અમને જણાતું નથી; એવા તો અનંત પ્રાણીઓને અમે દેખીએ છીએ, તો પણ તેઓ તરફ ઉદાસીનભાવ રાખીએ છીએ, એટલે એવા પ્રાણીઓનાં કર્મ માટે અને તેઓની અધમ સ્થિતિ માટે અમે દિલગીર રહીએ છીએ, એવા પ્રાણીઓ અમારા આદરને કોઇ પણ રીતે યોગ્ય નથી. ' ( પૃ. ૧૫૭ પીઠબંધ ). જૈનધર્મમાં ન હોય તે તરફ સાધુવર્ગનું તે સમયે શું વલણ હતું તે અત્ર સ્પષ્ટ થાય છે. આ વિચાર કેટલાક યુગ સુધી ચાલ્યો છે. એમાં કોમી ભાવના છે, સંરક્ષણનિમિત્ત લાઘવતા છે કે ધર્મપ્રેમ છે તે વાંચનારે વિચારી લેવું.

( c ) અનેક વખત દેશના આપવામાં આવે, છતાં પ્રાણી ધન અને વિષય તરફ વધારે ખેંચાયા કરે છે અને વિરતિ આદરતો નથી એનો અત્યારે જેવો અનુભવ થાય છે તેવી જ સ્થિતિ દશમા સૈકામાં પણ હતી એ પીઠબંધમાં વર્ણવેલી નિષ્પુણ્યકની સ્થિતિ પરથી માલૂમ

પડે છે ઉપદેશક અનેક રીતે સ સારની અસ્થિરતા વર્ણવે છે, પર તુ પ્રાણી હજુ સ ંસાર તરફ જ રસ લે છે ગુરુમહારાજ જરા પણ અકળાતા નથી કે ઉશ્કેરાતા નથી અને મનગમતા વાક્પ્રહાર કરતા નથી પૃ ૧૬૧( પીઠબ ધ )મા જોવાનુ એ છે કે ગુરુમહારાજ દીક્ષા લેવા માટે ખોટી લાલચો આપતા નથી દીક્ષાના અ ગની આ આખી પરિસ્થિતિ ખૂબ વિચારવા યોગ્ય છે અને વીશમી સદીમા પ્રવર્તતી અવ્યવસ્થિત દશામા અનુકરણ કરવા યોગ્ય છે ધર્મબોધકરની આખી પરિસ્થિતિ, વિચારશ્રેણી અને કર્તવ્યપરાયણતા ખૂબ સમજવા યોગ્ય છે દશમી શતાબ્દિમા દીક્ષા કેમ દેવાતી હશે અને એ બાબતને કેવી રીતે છેડવામા, વિચારવામા અને અમલમા મૂકવામા આવતી હશે તેનુ સ્પષ્ટ ચિત્ર લેખક મહાશયે આપ્યું છે તે બુદ્ધિગમ્ય હોઈ ખૂબ અપનાવવા યોગ્ય છે

( d ) દીક્ષા અને ઉપદેશ સ બ ધમા ભગવાનની આજ્ઞા શી છે અને તેનો અમલ કેમ કરવો જોઇએ તે બાબતમા દશમી શતાબ્દિમા વિચારસ્પષ્ટતા ખૂબ હતી એમ જણાય છે પૃ ૧૭૭ મા ધર્મબોધકર પોતે જણાવે છે કે ' અમે અપાત્ર પ્રાણીઓના સ બ ધમા પ્રયાસ કરતા નથી ' ત્યા ઉપદેશનો જે આખો ક્રમ બતાવવામા આવ્યો છે અને ત્રણે ઔષધની યોગ્યતા પર વિવેચન કર્યું છે તે ખાસ વિચારવા યોગ્ય છે એમાં ત્રણ વર્ગના પ્રાણીઓ બતાવ્યા છે . સુસાધ્ય, કષ્ટસાધ્ય અને અસાધ્ય તે કેવી કક્ષાના હોય ? એનો નિર્ણય કરવાની શક્તિ કઇ ઉમ્મરે આવે ? અને એ નિર્ણયની આવડત ક્યારે થાય ? એ આખો પ્રશ્ન પૂર્વગ્રાહ છોડી દઈ વિચારવામા આવે તો વર્તમાન યુગની દીક્ષાપરત્વેની ઘણી ઘુ ચવણો અને મતભેદો દૂર થઇ શકે એવુ મને લાગે છે પૃ ૧૭૯ મા ચેષ્ટાથી નિર્ણય કરવાની જે હકીકત ગુરુમહારાજે બતાવી છે તે કસોટી ખૂબ વિચારવા યોગ્ય છે અને વર્તમાન અનિચ્છનીય વાતાવરણમા ખાસ માર્ગદર્શક છે

( e ) ગુરુમહારાજની પ્રેરણા બ ધ થાય છે અથવા ગુરુ મહારાજનો જોગ બનતો નથી એટલે પ્રાણી પાછો સ સારના ગહ-વારમા પડી જાય છે, આર ભ-પરિગ્રહની જ જાળમા પડી જાય છે ( પૃ ૧૮૮ પીઠબ ધ ) ઉપલકીઆ વૈરાગ્યની સ્થિતિ તે સમયે પણ આવા જ પ્રકારની હતી એમ જણાય છે

( f ) ' **સદ્**બુદ્ધિ 'ની આખી યોજના, તેની સાથેની વાતચીત અને સર્વત્યાગ કરતાં પહેલાં સદ્બુદ્ધિપૂર્વક કરવાનો નિર્ણય અને કાચા નિર્ણયના વિપરીત પરિણામનું આખું પ્રકરણ પીઠબંધમાં વર્ણવ્યું છે તે ખૂબ વિચારવા યોગ્ય છે અને ગમે તેને દીક્ષા આપી દેવાની દોડધામ કરનારાએ ખાસ વિચારવા યોગ્ય છે ( પીઠબંધ પૃ. ૧૯૪ ). જે નરમ વિચારોનું વર્ણન પૃ. ૧૯૭ માં આપવામાં આવ્યું છે તે વિચારતાં દીક્ષા આપવાની યોગ્ય વય કઇ હોઇ શકે તે પણ સમજાઇ જાય છે. નાના બાળકને એવા વિચારનો પ્રસંગ આવે નહિ એ સ્પષ્ટ વાત છે. બહોળતાએ તો સંસારના અનુભવીઓ જ દીક્ષા લેતા હશે એમ એ ચિત્રપટ પરથી જણાય છે. છેવટે દીક્ષા લેવાનો આ પ્રાણી નિશ્ચય કરે છે ત્યારે પણ ગુરુમહારાજ જાતે તેની કસોટી કરે છે, અન્ય ગીતાર્થો પાસે તેની પરીક્ષા કરાવે છે, વિચારો કરે છે અને ત્યારપછી જ દીક્ષા આપે છે ( પૃષ્ઠ ૨૦૩ ); કારણ કે ગુરુમહારાજ જાણે છે કે ' દીક્ષા ગ્રહણ કરીને વિષયાદિ પર આસક્તિ થાય અને મન લોલુપી રહે તેના કરતાં તો પહેલેથી દીક્ષા ગ્રહણ ન કરવી તે વધારે સારું.' ( પીઠબંધ પૃ. ૧૯૭ ) આવી તે કાળમાં માન્યતા હતી અને શાસ્ત્રાજ્ઞાનો એવો ભાવ તે યુગમાં સમજાતો હતો. ગમે તે આવે તેને દીક્ષા આપી દેવી તેમાં અને આ હકીકતમાં ઘણો તફાવત છે. આખી વસ્તુસ્થિતિ ખાસ વિચારણા માગે છે.

( g ) **ઋ**જુરાજા અને **પ્ર**ગુણા રાણીને દીક્ષા આપવાની સ્થિતિ ગુરુમહારાજ ખૂબ યુક્તિથી લાવે છે. એમાં પ્રલોભન કે લાલચને સ્થાન નથી. ચોખ્ખો વૈરાગ્યનો વિષય કેવી રીતે કામ કરી આપે છે અને નિઃસ્પૃહી ગુરુ પોતાનું કર્તવ્ય કેવી રીતે બજાવે છે તે આખું પ્રકરણ આ યુગમાં ખાસ વિચારવા યોગ્ય છે ( **પ્ર.** ૩. પ્ર. ૭. ).

( h ) **સદા**ગમ બજારમાં બેસી ભવ્ય પુરુષનું વર્ણન કરે છે ( **પ્ર.** ૨. પ્ર. ૪. પૃ. ૨૭૯ ) તે બતાવે છે કે જૈનાચાર્યો પોતાનો ઉપદેશ જાહેરમાં આપતા હતા. ઉપાશ્રયનો રિવાજ તે યુગમાં હશે એમ તો જણાય છે, કારણ કે આ આખો ગ્રંથ ભિલ્લમાલ નગરની અગ્રસભામાં કહેવામાં આવ્યો છે, ( પ્રશસ્તિ પૃ. ૨૦૮૬ ). જાહેરમાં વ્યાખ્યાન આપવાનો રિવાજ જરૂર હશે એમ **સદા**ગમના પ્રસંગથી જણાઇ આવે છે.

સદાગમ તે શ્રુતજ્ઞાનધારી પુરુષ છે એમ પૃ ૨૮૧ મા સ્પષ્ટ જણાવ્યુ છે તેથી એ કેવળી કે તીર્થંકરને માટે વર્ણન નથી એ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે ( જુઓ પૃ ૨૮૧ નીચેની નોટ ) સદાગમનુ પાત્ર શ્રુતજ્ઞાનધારી છે એ બતાવવાના ઘણા દાખલા ગ્રંથમા મોજુદ છે વિચાર બતાવવાનુ કે જાહેરમા બોલવાનુ કાર્ય શ્રુતજ્ઞાનદ્વારા જ થાય છે કારણ કે બાકીના ચારે જ્ઞાનો મુગા છે

( i ) ગુરુ વ્યાખ્યાન આપે ત્યારે સર્વ હાજર હોય, પણ કોઈ જીવને સંદેહ પૂછવો હોય કે પોતાની વાત કરવી હોય તો તે ગુરુને નિર્જન સ્થાન કે એકાતમા વાત કરે ગુરુ એવી માગણીને અંતે સભા તરફ નજર કરે એટલે સભાજનો ટપોટપ ઊઠી જાય ( પ્ર. ૨ પ્ર ૬ પૃ ૨૯૯ ) આ રિવાજ ઘણો સારો હતો ગુરુમહારાજને આત્મસાધન માટે અને પ્રાયશ્ચિત્ત આપવા માટે એકાતની જરૂર ઘણી હોય છે આ રિવાજ અનુકરણ યોગ્ય છે

( j ) દીક્ષા કેવી હોવી જોઇએ, દીક્ષિતે કેવી રીતે વર્તવુ જોઈએ તેને માટે અપ્રમાદ યંત્રની આખી યોજના ખૂબ વિચારવા યોગ્ય છે દશમી શતાબ્દિમા દીક્ષાના ખ્યાલો કેવા હતા તેનુ એ આદર્શ રૂપક છે આખુ ટાચણ અહી સ્થળસંકોચને કારણે રજૂ કર્યું નથી ( જુઓ પ્ર. ૩ પ્ર ૧૪ પૃ ૫૦૩-૫૦૮ )

( k ) કોઇ દીક્ષા લેવા જાય ત્યારે તેની સાથે જેને લાગેવળગે નહિ એવી સ્ત્રીઓ પણ ‘ આવો રૂપસૌંદર્યવાળો મનુષ્ય સંસાર છોડી જશે એ વિચારથી દિલગીર થતી હતી ’ ત્રણ કાળમા મનુષ્યસ્વભાવ આવો જ હશે એ ખાસ નોધવા જેવુ છે (પ્ર ૩ પ્ર ૧૭ પૃ ૫૩૮)

( l ) રાજા આચાર્યને વાદવા આવે તો જમીન પર બેસે એ વાત ખાસ નોધવા જેવી છે આચાર્યો પોતાના પરિવાર સાથે બગિચામા, નગર બહાર ઉદ્યાનમા ઉતરતા હતા ઉપાશ્રય જેવી કોઈ સંસ્થાનો આખા ગ્રંથમા ઉલ્લેખ નથી ( પ્ર. ૬ પ્ર ૯ પૃ ૧૫૫૨ ) માત્ર કવિએ આ ઉપમિતિ કથા ભિલ્લમાલ નગરના અગ્રિમ મંડપમા કહી એટલી વાત આવે છે ( પૃષ્ઠ ૨૦૮૬ ) અને બુધનંદન ઉદ્યાનની વાત કરે છે ત્યા સાધુઓ પોતાની વસતિમાથી આઠમનો ઉપવાસ હોઈ ઉદ્યાનમા આવ્યા એટલી હકીકત આવે છે

વસતિનો અર્થ ઉપાશ્રય એવો થઈ શકે ખરો એ વાત વિચારવા યોગ્ય છે ( પ્ર. ૭. પ્ર. ૧. પૃ. ૧૬૫૬ ).

નિર્મળાચાર્ય જેટલી વાર આવ્યા તેટલી વાર નગરની બહાર બગિચામાં ઉતર્યા છે ( પ્ર. ૮. પ્ર. ૫. પૃ. ૧૮૯૫ તથા પ્ર. ૮. પ્ર. ૯. પૃ. ૧૯૫૨ ). કુંદમુનિ પણ બગિચામાં જ ઉતરે છે અને દેશના આપે છે ( પ્ર. ૮. પ્ર. ૪. પૃ. ૧૮૮૭ ). એનો એક શક્ય ખુલાસો ગ્રંથના છેવટના ભાગમાંથી મળે છે તે વિચારવા યોગ્ય છે. **નંદશેઠ**ની ધંધશાળામાં **મહાભદ્રા** સાધ્વી ઉતર્યા હતા, તેને **સમંતભદ્રાચાર્ય** કેવળી પધાર્યા છે એમ ખબર પડતાં તેમને વંદના કરવા પોતે ઉદ્યાનમાં જાય છે ( પ્ર. ૮. પ્ર. ૧૪. પૃ. ૧૯૮૪ ). એ બતાવે છે કે સામાન્ય સાધુ સાધ્વી બહુધા વસતિમાં ઉતરતા અને કેવળીઓ નગર બહાર ઉદ્યાનમાં વિહરતા.

( m ) ધર્મરત્નની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે ગુણો બતાવ્યા છે, સાધુધર્મની યોગ્યતા બનાવવા ગુણો બતાવ્યા છે, સિદ્ધાન્તગ્રહણની યોગ્યતાના ગુણો બતાવ્યા છે અને મોક્ષગમન યોગ્ય ગુણો પણ બતાવ્યા છે—એ ચારે ફકરા બહુ વિચારવા યોગ્ય છે ( પ્ર. ૭. પ્ર. ૭. પૃ. ૧૭૨૨–૮ ). સ્થળસંકોચથી એ ફકરા અત્ર ટાંક્યા નથી. એમાં મૌલિકતા છે અને ઘણી વખત અત્યારે શ્રાદ્ધપણું કે સાધુપણું પોતામાં માની લેનારને ધડો લેવા લાયક છે. પોતામાં યોગ્યતાનાં ઠેકાણાં પણ ન હોય, અને પેસવાના દ્વાર સુધી પણ પહોંચાયું ન હોય ત્યાં એ પદની પ્રાપ્તિ થઈ ગઈ છે એવી વાતો કરવી એ તો ધૃષ્ટતા જ ગણાય. દશમી શતાબ્દિમાં આવી વિચારણા હતી એ દૃષ્ટિએ એ ચારે ફકરાઓ નોંધી રાખવા જેવા છે.

( n ) પોતાને પૈસા ખરચવા ન પડે તે ખાતર બાહ્ય દેખાવ કરી ‘ગુરુમહારાજ ! માસકલ્પ પૂરો થયો છે.’ એવું જણાવી દંભ કરનારા અને છતાં ધર્મી હોવાનો દાવો કરનારા શ્રાવકો તે યુગમાં પણ હતા એમ **ઘનવાહન**નું ચરિત્ર બતાવે છે ( પ્ર. ૭. પ્ર. ૧૪. પૃ. ૧૭૯૪ ).

( o ) યતિનો વેશ પહેરવા છતાં પારકાની નિંદા કરનારા તે યુગમાં પણ જીવતા હતા. કારણ કે વગર કારણે પારકાના અવર્ણવાદ બોલવા, છતી અછતી વાતના આક્ષેપ કરવા અને ક્રિયારુચિવાનની [illegible] કરવી એ તે કાળે પણ શક્ય હતું. સંઘની, શ્રુતજ્ઞાનની,

ગણધરોની અને ખૂદ તીર્થંકરની નિંદા કરનારા તે યુગમાં પણ શક્ય હતા એમ જણાય છે અમુક વાતો ગણધરો કે તીર્થંકરો પણ સમજી શક્યા નથી, એવું કહેનાર યતિવેશધારી તે યુગમા પણ હતા એ વાચતા વિચારકને નવાઇ જેવુ લાગશે, પણ તે સત્ય છે (પ્ર ૭ પ્ર ૧૭ પૃ ૧૮૩૯)

(p) કુદમુનિ જેવા મહાત્યાગી વૈરાગીને ગુણધારણ સ્વપ્નની હકીકતનુ રહસ્ય પૂછે છે ત્યારે તે ઉત્તરમા કહે છે કે એનુ રહસ્ય તો કેવળી ગુરુમહારાજ કહી શકશે એ પોતાની કલ્પના લડાવી ભળતો જવાબ આપતા નથી તે સ્થિતિ અત્યારે ખાસ સમજવા અને અનુકરણ કરવા યોગ્ય છે (પ્ર ૮ પ્ર ૫ પૃ ૧૮૯૪)

(q) નિર્મળસૂરિ ગુણધારણને પ્રથમ વખતે જોતા જ દીક્ષા આપી દેતા નથી, એની પાસે ખૂબ પ્રાથમિક તૈયારીઓ કરાવે છે, એનામા સાચી સાધુતા આવી ગઈ છે એમ પોતાને ખાતરી થયા પછી એને દીક્ષા આપે છે વ્યક્તિવિકાસ પર દીક્ષાનો નિર્ણય થતો જણાય છે, પણ ગમે તે આવે તેને દીક્ષા દઈ દેવી એવી વૃત્તિ તે યુગમા જણાતી નથી (પ્ર ૮ પ્ર ૯ પૃ ૧૯૫૨)

(r) ગુરુ પોતાની હયાતીમા સુશિક્ષિત યોગ્ય શિષ્યને આચાર્ય પદવી આપી ગચ્છાધિપતિ બનાવે એવો રિવાજ હતો (પ્ર ૮. પ્ર ૧૦ પૃ ૧૯૫૭) આચાર્યપદવીના મહોત્સવ વખતે દેવપૂજા અને સઘભક્તિ કરવાનો રિવાજ જણાય છે (સદર) કોઇ આચાર્ય અતિ વિદ્વાન થાય, વાદવિવાદ કરી સભાઓને જીતે ત્યારે તેની ચોમેર પ્રશસા થાય અને તેઓ સાભળે તેમ પણ તેમની સ્તુતિ થાય (પૃ ૧૯૫૮)

(s) શિથિલ સાધુઓ લોલુપતાથી ખાવાનું માગતા, શરીરને પોષતા અને ઝીણા વસ્ત્રો પહેરતા (પ્ર ૮ પ્ર ૧૦ પૃ ૧૯૬૩-૪)

(t) દ્વાદશાગીના જાણનાર ગીતાર્થ મુનિને આચાર્યપદ આપવામા આવતુ હતુ અને અતિ અભ્યાસી અગિયાર અગ જાણનાર વિદ્વાન સાધ્વીને પ્રવર્તિની પદ આપવામા આવતુ હતુ (પ્ર ૮. પ્ર ૧૩ પૃ ૧૯૮૦)

(u) શ્રાવકો પોતાના ઘરમા એક અલગ વિભાગ રાખી ત્યાં

સામાયિક કરતા. તેને 'ધંધશાળા' કહેવામાં આવતી હતી. એવી શાળામાં મુનિ આવે તો વસતિ કરે. નંદશેઠને ત્યાં એવી શાળા હતી. પ્રવર્તિની મહાભદ્રા તેમાં ઉતર્યા હતા (પ્ર. ૮. પ્ર. ૧૩. પૃ. ૧૯૮૨).

(v) દીક્ષા બાળવયમાં આપવા સંબંધી તે યુગનો મત શો હશે તે પરત્વે ગ્રંથકર્તા સારો પ્રકાશ પાડે છે. આચાર્ય સમંતભદ્ર વિહાર કરે છે ત્યારે સાધ્વી મહાભદ્રાને ભલામણ કરતા જાય છે કે બાળપુંડરીક ઉપર નજર રાખવી, કારણ કે તે યોગ્ય વયનો થશે ત્યારે મારો શિષ્ય થવાનો છે. આ દીક્ષામાં લાલચ કે તરકટને સ્થાન નથી તે આખી હકીકત વિચારવા યોગ્ય છે (પ્ર. ૮. પ્ર. ૧૪. પૃ. ૧૯૮૭). વળી એને બાળવયમાં દીક્ષા આપતા નથી તે નોંધવા જેવું છે.

(w) વિચારની વિશાળતાના દાખલા બહુ સુંદર છે. જે અનુષ્ઠાનો રાગદ્વેષનો નાશ કરનારા હોય તે જૈનમતમાં હોય કે અન્ય તીર્થમાં હોય તે સર્વજ્ઞ મતને સંમત છે (પ્ર. ૮. પ્ર. ૨૦. પૃ. ૨૦૫૦). વિકાસક્રમમાં માત્ર બાહ્ય વેશને સ્થાન નથી (પૃ. ૨૦૫૧). ચિત્તના સંકલ્પવિકલ્પોરૂપ જાળાનો નિરોધ કરવો એ મોક્ષપ્રાપ્તિનો ઉપાય છે અને એ ઉપાય ગમે તે તીર્થિકે બતાવ્યો હોય તો તેમાં વાંધો નથી (પૃ. ૨૦૫૨). જૈનદર્શનની વ્યાપકતા પર પ્ર. ૮ નું ૨૧ મું પ્રકરણ ખાસ વિચારવા યોગ્ય છે.



## ધર્મને નામે ઘેલછાઓ:—

(a) મઠમાં ચટ્ટો (પરિવ્રાજકો) રહેતા હતા. તેમને તેમનું ભક્તમંડળ ભોજન આપતું હતું. તેઓ અકરાંતીઆની જેમ ખાતા હતા અને માંદા પડતા હતા, કેટલાક ગાંડા થઈ જતા હતા અને કેટલાક વિહ્વળ થઇ જતા હતા. આવા વધારે પડતા ખોરાક ખાનારને વૈદ્યની દવા લેવી પડતી હતી (પ્ર. ૭. પ્ર. ૫. પૃ. ૧૬૮૮).

(b) ઉપનય ઉતારવાના હેતુથી પ્ર. ૫. પ્ર. ૧૫ માં એક બઠર ગુરુનું દૃષ્ટાંત આપ્યું છે. એ દશમી સદીનું લાક્ષણિકચિત્ર છે. શિવમંદિરનું વર્ણન કરતાં એને ખાવાનાં પદાર્થોથી ભરપૂર, ધનધાન્યથી સમૃદ્ધ અને ખૂબ પૈસાદાર બતાવવામાં આવ્યું છે. એનો આચાર્ય તદ્દન મૂર્ખ બતાવવામાં આવ્યો છે. એ ગુરુને ચોર લોકોની સોબ-

તમા પડેલો બતાવ્યો છે એના ભક્તો ચોરનો પરિચય તજવાની સલાહ આપે છે તેને ગુરુ સ્વીકારતો નથી બઠર ગુરુની મૂર્ખતાથી એના ભક્તો મ દિરમા આવતા બ ધ થઈ ગયા બઠર ગુરુ નાટક અને નાચ કરવા લાગ્યો અને એના ધૂર્ત ભક્તો સાથે ગાયન કરવા લાગ્યા ગાયનમા પણ ખાવાપીવાની અને અન્યને લૂટવાની જ વાત ચાલી અ તે એ ગુરુ હાથમા સગવળુ લઈ ચારે પાડામા ભીખ માગે છે એમ બતાવવામા આવ્યુ છે એ ભીખ માગતો જાય છે અને સાથે માર ખાતો જાય છે (પૃ ૧૨૬૦-૧૨૬૭) આમા નોધવા જેવુ એ છે કે ગુરુ ગમે તેવો હીન, અધમ કે તુચ્છ હોય પણ એને કોઇ સ્થાન પરથી પદ-ભ્રષ્ટ કરી શકતુ નથી કે એનો તુચ્છકાર કરતુ નથી, માત્ર એની પાસે આવવા જવાનુ ભક્તો બ ધ કરે છે મઠાધિપતિઓનો એ યુગમા કેટલો દોર હશે તેનો આ કથાનકથી સહજ ખ્યાલ આવે તેમ છે

(૮) યોગીઓ પોતાની યોગવિદ્યાનો કેવો દુરુપયોગ કરતા હતા તેનુ નોધવા લાયક દૃષ્ટાત રિપુદારણના ચરિત્રમા ચોથા પ્રસ્તાવમા આવે છે તપન નામના ચક્રવર્તીએ રિપુદારણ પર કબજો મેળવ્યો, પછી એણે પોતાની સાથે ત ત્રવાદી યોગેશ્વરને સ જ્ઞા કરી યોગેશ્વર અનેક રાજપુરુષો સાથે રિપુદારણની નજીક આવ્યો અને રિપુદારણની આસપાસ મશ્કરાઓ ફરી વળ્યા યોગેશ્વરે રિપુદારણ પર યોગચૂર્ણ નાખ્યુ એટલે એની પ્રકૃતિમા મોટો ફેરફાર થઈ ગયો એના સર્વ અવયવો શિથિલ થઇ ગયા અને તેની બુદ્ધિ કે લાગણી બહેર મારી ગઈ પછી હાથમા નેતરની સોટી લીધી અને તપન ચક્રવર્તીને ન નમવાના ગુન્હા બદલ રિપુદારણને ફટકાવવા માડ્યો યોગચૂર્ણની અસરથી રિપુદારણને આખા શરીરે તાવ આવ્યો, બળતરા થઇ અને ઉન્માદ વધ્યો એને નાગો કરવામા આવ્યો, માથે મુ ડો કરવામા આવ્યો, શરીર પર રાખ ચોળી, મસ અને અડદના ચાદલા કરવામા આવ્યા, ત્રિતાલના લે કામા રિપુદારણને સર્વને નમાવ્યો, વાર વાર નમાવ્યો, પગે પડાવી પડાવીને નમાવ્યો, મશ્કરી કરી માર મારી નમાવ્યો અને નચાવ્યો એના ઉપર પાર વગરના મુક્કી, ગડદાઓ અને પાદપ્રહાર થયા એને જેમ વધારે પીડા થાય તેમ પેલા સેવકો વધારે વધારે હસતા જાય છેવટે રિપુદારણ ઢઢ અને ભ ગીને પણ પગે પડ્યો અને તદ્દન નકામો થઇ ગયો

( પ્ર. ૪ પ્ર. ૪૦. પૃષ્ઠ ૧૧૨૩-૮ ). આ દાખલા પરથી દશમી સદીમાં યોગાચાર્યોનું કેટલું જોર હશે તેનો ખ્યાલ આવે છે અને યોગચૂર્ણનો કેવો ઉપયોગ થતો હતો તે સમજાય છે. મોટા રાજાઓ આવા યોગાચાર્યને પાસે રાખી તેમનો કેવો ઉપયોગ કરતા હતા તેનો પણ ખ્યાલ આવે છે.

( d ) ગુરુઓ ધર્મને નામે કેવા કેવા ધાંધલો મચાવે છે તે બાબતમાં **પ્ર.** ૪. પ્ર. ૧૨. પૃ. ૮૫૦-૧ માં લંબાણ ઉલ્લેખ છે તે ખાસ વાંચવા યોગ્ય છે. સ્થળસંકોચથી અત્ર તેનો પુનઃ ઉલ્લેખ કર્યો નથી.

( e ) 'સાહેબ ! અમે દરરોજ ધર્મ તો કરીએ છીએ. જુઓ ! અમે દરરોજ સ્નાન કરીએ છીએ, અગ્નિહોત્ર ઘરમાં રાખ્યો છે તેને બળિદાન આપીએ છીએ, તેમાં તલ હોમીએ છીએ અને લાકડાં બાળીએ છીએ, ગાય ભૂમિ અને સોનાનું દાન દઈએ છીએ, વાવ, કૂવા, તળાવ ખોદાવીએ છીએ, કન્યાદાન આપીએ છીએ,' ( **પ્ર.** ૭. પ્ર. ૭. પૃ. ૧૭૧૯ ). આમ અન્યદર્શનીઓ કહેતા હતા.

આ પ્રમાણે સાંસારિક, રાજકીય, નૈતિક, ધાર્મિક પરિસ્થિતિ દશમી સદીની હતી એમ બહારનાં તેમ જ આ ગ્રંથની અંદરના પુરાવાથી જણાય છે. બાકી કોઈ પણ યુગની પરિસ્થિતિ સમજવા માટે ખૂબ સાધનો જોઇએ. દશમી શતાબ્દિ માટે ઐતિહાસિક સાધનો ઘણાં ઓછાં છે, જે ઉપલબ્ધ થયું તેનો ઉપયોગ કર્યો છે. અને બાકી ગ્રંથમાંથી તારવણી કરી છે.



# અંતીમ વકતવ્ય

આ મોટા ગ્રંથનુ ભાષાવતરણ કરવામા મે વર્ષો લીધા છે મને એ ગ્રંથ વાચતા કે લખતા એટલો આનંદ થયો છે કે એનુ વર્ણન મારાથી થાય તેમ નથી જ્યારે જ્યારે એક કલાક તેની પછવાડે ગાળ્યો હશે ત્યારે ત્યારે તેનો આતર-સ્વાત્મસ તોષ (તર્પણ) બે ત્રણ કલાક સુધી મનમા રહેતો હતો એક મહાન સત્ય જડતા જાણુતા મનમા જે અનિર્વાચ્ય આનંદ થાય છે તે કોઈને કહી શકાતો નથી, પણ મન તે અનુભવે છે એવી ટેક દશાઓ મે અનુભવી છે

આને ભાષાતર ન કહેતા **અવતરણ** કહેવાનો હેતુ છે ઘણુ ખરું મેં અક્ષરશ ભાષાતર નથી કર્યું, પણ કેટલીક જગ્યાએ છૂટ લીધી છે અને ભાષાતર નિરકુશ ( free ) કર્યું છે એટલે એને તદ્દન ભાષાતર કહેવાય નહિ

આખા પુસ્તકમા શ્રી સિદ્ધર્ષિના આશયને કદી બગડવા દીધો નથી કે ઇરાદાપૂર્વક ફેરવ્યો નથી, પણ તેટલી વાતને આધીન રહી ભાષાતરમા ઘણી છૂટ લીધી છે એમા શાસ્ત્રશૈલીનો જરા પણ ફેરફાર ન થાય તેટલા માટે બહુ ચીવટ રાખી છે

પ્રકરણો મે પાડ્યા છે, તે માત્ર વાચનારની સગવડ ખાતર છે પેરાઓ મે પાડ્યા છે વિસ્તારથી નોટ જૈનોને માટે સામાન્ય રીતે પણ જૈનેતર વાચકના લાભ મારુ ખાસ લખી છે અને લબાણુ નોટો પછવાડે પરિશિષ્ટમા મૂકી છે.

આ સર્વમાં કોઇ પણ સ્થાને સ્ખલના ન થાય તેટલા સારુ તે આખો વિભાગ ધર્મપરિભાષાના નિષ્ણાત પુરુષોને બતાવેલ છે અને પ્રત્યેક ગ્રંથમાં તેમનો આભાર દર્શાવ્યો છે. આ આખો ઉપોદ્‌ઘાત **આચાર્યશ્રી મેઘવિજયજી** અને સુરબ્બી **શ્રી કુંવરજી આણંદજીને** વંચાવ્યો છે અને ઘણી કૃપા કરી બન્નેએ તેમાં યથાયોગ્ય સુધારા કર્યા છે. શાસ્ત્રસંપ્રદાય વિરુદ્ધ એક શબ્દ પણ ન લખાઇ જાય તેની પૂરતી ચીવટ રાખવા છતાં કોઇ સ્ખલના રહી ગઈ હોય તો તે માટે અંતરથી ક્ષમાયાચના છે.

મૂળ ગ્રંથ ડૉ. હરમન જેકોબીએ બેંગાલ રોયલ એશીઆટિકના જર્નલમાં ૧૯૦૫થી છપાવવા માંડ્યો તેનું પ્રથમ કાર્ય ડૉ. પીટર્સને શરૂ કર્યું. છન્નું છન્નું પૃષ્ઠના ત્રણ ભાગ બહાર પાડ્યા પછી ડૉ. પીટર્સન ગત થયા એટલે તેમનું કાર્ય ડૉ. જેકોબી( બોન )ને સોંપવામાં આવ્યું. તેમણે બીજા પ્રસ્તાવને ફરી છપાવ્યો અને આખો ગ્રંથ ૧૨૪૦ પૃષ્ઠમાં છપાવી પૂરો કર્યો. એ ગ્રંથ પૂરો કરતાં અને ઉપોદ્‌ઘાત છપાવતાં લગભગ તેમને સોળ વર્ષ થયાં. મેં એના શરૂઆતના ભાગ વાંચ્યા એટલે એ ગ્રંથ હાથમાં લીધો. એના ઉપર રુચિ થવાનો પ્રસંગ તો તદ્દન આકસ્મિક બન્યો હતો. શ્રી ભાવનગરના મુખ્ય આદિજિન પ્રાસાદના ઉપાશ્રયમાં મારા કાકા કુંવરજી આણંદજીએ એ ગ્રંથના ટૂંક સારનું પ્રકરણરત્નાકરમાંથી વાંચન કર્યું. શ્રોતાઓ ૧૫૦ ઉપર દરરોજ થતાં. મેં તે સાદ્યંત સાંભળ્યું તે વખતે મારી વય લગભગ નવ વર્ષની હશે. મને તે વખતથી **પ્રકર્ષ વિમર્શ** બહુ વહાલા લાગતા હતા. મારા બાળસ્વપ્નમાં એ મામા ભાણેજને ભવચક્રમાં ફરતાં મેં જોયેલા અને હજુ પણ એ સ્વપ્નો અનુભવું છું. ત્યારથી એ ગ્રંથ પર મને રુચિ થઇ હતી અને છાપેલ ગ્રંથ હાથમાં આવ્યો એટલે એ વાંચવાની મરજી થઇ.

કોઇ જિંદગીનાં એક સુખી પણ સુદામ ક્ષણે ધારણા કરી કે એ ગ્રંથનું અવતરણ કરવું. એને માટે મારા પિતાશ્રી અને વડીલવર્ગે પ્રેરણા કરી. પીઠબંધનું ભાષાંતર આઠ આઠ પાને ૧૯૦૧માં 'શ્રી જૈન ધર્મ પ્રકાશ' માસિકમાં છપાવ્યું અને તેને પુસ્તક આકારે ત્યારપછી સદર સભાએ બહાર પાડ્યું. તે વખતે આખા ગ્રંથનું ભાષાંતર કરવાનો વિચાર હતો પણ મારા અભ્યાસકાળમાં મને સમય મળ્યો નહિ.

ત્યારપછી સને ૧૯૦૮ મા મારા જીવનમા પરિવર્તન પ્રસ ગ આવ્યો ત્યારે સાદ્ય ત અવતરણ કરવા દઢ સ કલ્પ કર્યો એ કાર્ય સને ૧૯૧૫ મા શરૂ કર્યું અને મને ૧૯૨૧ મા પૂરુ કર્યું મે ગ્ર થના અવતરણને સુ દર અને ઉપયોગી બનાવવા પૂરતો પ્રયાસ કર્યો છે, અનેક શ કાસ્થાનો પૂછ્યા છે અને ઘટતુ કરવા પ્રયત્ન થયો છે. જે થયુ છે તે બરાબર છે કે નહિ તે વિચારવાનુ મારુ કામ નથી, પણ મારી અનુકૂળતા કે અભ્યાસનો પૂરતો ઉપયોગ કરવામા મે મારાથી બની શકતુ કર્યું છે

છતા એક વાત કહી દેવાની જરૂર છે અનેક પત્રો મારા પર આવે છે તે પરથી જણાય છે કે તેઓ કોઇ કોઇ સુદર વિભાગ માટે મને અભિન દન આપવા લલચાઈ જાય છે મારે આભાર નિવેદન કરવાની જરૂર છે કે આ ગ્ર થમા જે કાઇ ચમત્કાર, ભાષાવૈભવ કે કથકવિશિષ્ટતા જણાય તે સર્વનુ માન યોગ્ય રીતે **શ્રી સિદ્ધર્ષિ** ગણિને ઘટે છે જ્યા કાઇ અસ્પષ્ટતા, સ દિગ્ધતા કે દુ ર્ઘટણ જણાય ત્યા જવાબદારી મારી છે બને તેટલી છૂટ લઈ ગ્ર થને સુદર કરવા મે પ્રયત્ન કર્યો છે, છતા મૂળ ગ્ર થને પહોચવાના ફાફા મારવા એ તો એક પ્રકારની ધૃષ્ટતા ગણાય જેને સ સ્કૃત સાહિત્ય અને ભાષાનુ જ્ઞાન હોય અને જેને અવકાશ હોય તેણે મૂળ ગ્ર થ જ વાચવો એવી મારી ખાસ વિજ્ઞપ્તિ છે એની મજા ઓર પ્રકારની છે જેમને સ સ્કૃત ભાષાનુ જ્ઞાન ન હોય અથવા એટલી ધીરજ ન હોય તેમણે ભાષાતર વાચવુ જે વિમળાલોક અ જન એમા મારવી રાખ્યુ છે, તત્ત્વપ્રીતિકર પાણીની એમા જે રેલમછેલ છે અને મહાકલ્યાણક ભોજનના થાળો એમા જે ભરી ભરીને તૈયાર કર્યા છે તે આજતા કે પીતા કે ખાતા કદી અભાવ થાય એ સ બ ધી માગવામા આવે તેટલી જામીનગીરી હુ આપુ છુ જો મૂળગ્ર થ વાચવાથી શ્રી સિદ્ધર્ષિ ઉપર ઉપકાર થશે તો અવતરણ' વાચવાથી તે ઉપરત મારા ઉપર પણ થશે એટલી મારી પણ વિજ્ઞપ્તિ એ મહાન લેખકના શબ્દોમા આ પ્રસ ગે કરી દઉ

આ ભાષાતર-અવતરણ કાર્યને મારા જીવનનો એક લ્હાવો સમજુ છુ આ ઉપોદ્ઘાતને એના શિખર સ્થાને મૂકુ છુ અને મારા આ કાર્યને જ્યારે મારી પક્ષપાતી ચક્ષુએ જીવનના આદર્શ તુલ્ય

માનું છું ત્યારે વાંચનાર મારા ઉપર જરૂર કૃપા કરી આ પુસ્તક વાંચવા નિર્ણય કરશે એટલી નમ્ર ભાવે વિજ્ઞપ્તિ કરું છું.

પ્રસ્તાવિક વાતો દરેક વિભાગમાં લખી દીધી છે. મને પ્રશંસાનાં પત્રોથી કદી આનંદ થતો નથી પણ સ્ખલના બતાવે તે સાભાર નોંધી રાખું છું અને બીજી આવૃત્તિમાં સુધારી લઉં છું. શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ આ પુસ્તક બહાર પાડી સમાજ પર ઉપકાર કર્યો છે તેનો, તેમજ મને પ્રેરણા કરનાર અને પ્રૂફ જોઈ આપનાર સર્વનો અંતરથી આભાર માની, થયેલ દોષ માટે ક્ષમા ચાહી, સકારણ લંબાણ લખેલી આ ઉપોદ્‌ઘાત પૂરી કરતાં એક વિજ્ઞપ્તિ કરું છું. આ ઉપોદ્‌ઘાત બે વખત વાંચવી પડશે: પ્રથમ ગ્રંથ વાંચન શરૂ કર્યા પહેલાં અને પછી આખો ગ્રંથ પૂરો કર્યા પછી. એની યોજના એવા પ્રકારની છે કે બે વાર વાંચ્યા વગર એની મજા નહીં આવે. અહીંયા ઘણી વાતો કહી છે, ઘણાં અનુમાનો દોર્યાં છે અને બહુ ચર્ચાસ્પદ વાતો ઉપસ્થિત કરી છે તે સર્વ મૂળ લેખકનું મૂલ્ય સમજવા માટે છે. એ પરિપૂર્ણ નહિ હોય તો પ્રેરક તો જરૂર છે જ. એમાં જરા પણ અતિશયોક્તિ ન થાય તેની સંભાળ રાખી છે અને આટલું લખવા છતાં લેખકને પૂરતો ન્યાય આપી શકાયો નથી એવી સ્વતઃ કબૂલાત છે.

**મોતીચંદ**



# શ્રીઉપમિતિભવપ્રપંચા કથા ભાષાવતરણના સ્થાનોનો

## અક્ષરાનુક્રમ



( પૃષ્ઠાંક પ્રથમ વિભાગની બીજી આવૃતિ પ્રમાણે અને બીજા ત્રીજા વિભાગની પ્રથમાવૃતિ પ્રમાણે કૌસમા પ્રસ્તાવસંખ્યા બતાવી છે )



ઉપમિતિ ભવપ્રપંચા કથા ગ્રંથમાં આવેલાં

# ઉદ્યાનોનો અક્ષરાનુક્રમ

(પૃષ્ઠાંક પ્રથમ વિભાગની બીજી આવૃત્તિ પ્રમાણે અને બીજા તથા ત્રીજા વિભાગની પ્રથમાવૃત્તિ પ્રમાણે છે. કૌંસમાં પ્રસ્તાવની સંખ્યા મૂકી છે.)

# પાત્ર રૂપકાદિ અનુક્રમ

## શ્રી ઉપમિતિભવપ્રપંચાકથા ભાષાવતરણમાં આવેલાં પાત્રો, રૂપકો, વિગેરે વિશેષનામોનો

### અક્ષરાનુક્રમ

[ ગુજરાતી ભાષાવતરણનો પૃષ્ઠાંક પ્રથમ વિભાગની બીજી આવૃત્તિ પ્રમાણે અને બીજા ત્રીજા વિભાગની પ્રથમાવૃત્તિ પ્રમાણે અત્ર નિર્દિષ્ટ કર્યો છે, કૌંસમાં પ્રસ્તાવસંખ્યા મૂકી છે અને પાનું ભાષાંતરનું મૂક્યું છે ]

**ચારનિકાય દેવો**–દારના પીડામાં વસનાર તેર પ્રકારના લોકો પૈકી અગિયારમો પ્રકાર (૭) ૧૬૭૬
**ચારિત્રધર્મરાજ**–જૈનપુરે જીવવીર્ય સિંહાસને બેઠેલા મહારાજા મોહરાજાના હરીફ (૪) ૧૦૫૮
**ચારુ**–ચાર વ્યાપારીઓ પૈકીનો એક, જેની કથાશ્રવણથી પ્રથમ મુનિ વૈરાગ્ય પામ્યા (૭) ૧૭૦૧
**ચારુતા**–ચિત્તસૌંદર્યના શુભપરિણામ રાજાની બીજી રાણી દયાની માતા (૩) ૬૨૭
**ચિત્ત**–કાયારૂપ ઓરડામાં ચપળ વાંદરાનું બચ્ચું (૭) ૧૭૩૮
**ચિત્તરમ**–સુંદર વિજયના શંખનગર પાસેનું ઉદ્યાન અનુસુંદરનું ચર્યાસ્થાન (૮) ૧૯૭૮
**ચિત્તવિક્ષેપ**–ચિત્તવૃત્તિ અટવીના તદ્વિલસિત બેટમાં આવેલો મહાન મંડપ (૪) ૮૦૭
**ચિત્તવૃત્તિ**–અનેક બનાવથી ભરપૂર અંતરંગ લોકોનું નિવાસસ્થાન અટવી (૪) ૮૦૪
**ચિત્તસમાધાન**–જૈનપુરમાં બાંધેલો મહા વિશાળ મંડપ (૪) ૧૦૮૩
**ચિત્તસૌંદર્ય**–અંતરંગનગર દયાનું ધામ (૩) ૩૬૧
**ચૂતમંજરી**–કુશાવર્તપુરના રાજાની રાણી કનકશેખરની માતા નંદિવર્ધનની મામી (૩) ૫૫૪
,, રત્નશેખરના યુવરાજ રત્નશેખર–રતિકાંતાની દીકરી રત્નચૂડની પત્ની (૫) ૧૧૬૯
**ચૂતચૂચુક**–કુશાવર્તપુરનો બગીચો વિમલાનના–રત્નવતીની કેલિભૂમિ (૩) ૫૮૦
**ચૌરિંદ્રિય**–દારના પીડામાં વસનાર તેર પ્રકારના લોકો પૈકી છઠ્ઠો પ્રકાર (૭) ૧૬૭૫
**છેદોપસ્થાપન**–ચારિત્રધર્મરાજના પાંચ અંગભૂત મિત્રોમાંના એક નં. ૨ (૪) ૧૦૬૫
**જગતારણ**–ગુણધારણનો પુત્ર તેની દીક્ષા વખતે તેની ગાદીએ બેસનાર (૮) ૧૯૫૩
**જઘન્યતા**–ક્લિષ્ટમાનસના દુષ્ટાશય રાજાની રાણી–મૃષાવાદની માતા (૮) ૭૧૨
**જડ**–અશુભોદય સ્વયોગ્યતાનો પુત્ર (૪) ૭૬૪

**બાર્હસ્પત્ય** ઉર્ફે **નાસ્તિક**—માનવાવાસના **લોકાયત** નગરમાં રહેનાર
લોકો. ( ૪ ) ૧૦૨૧
**બાલિશ**—ક્ષમાતળના સ્વમળનિચય—તદનુભૂતિનો પુત્ર. શ્રુતિને વશ
પડનાર. ( ૭ ) ૧૭૭૭
**બાળ**—કર્મપરિણામ અને અકુશળમાળાનો પુત્ર. ( ૩ ) ૩૭૪
**બિલાડો**—રખડપાટામાં સંસારીજીવનું રૂપ. ( ૭ ) ૧૮૧૬
**બુદ્ધિ**-નિર્મળચિત્તે મલક્ષય—સુંદરતાની દીકરી, વિચક્ષણની પત્ની,
પ્રકર્ષની માતા. ( ૪ ) ૭૬૬
**બુદ્ધિપાટવ**—ચારિત્રરાજની ચતુરંગ સેનાના ઘોડા. ( ૪ ) ૧૦૯૭
**બુદ્ધિવિશાળ**—જયસ્થળના પદ્મરાજાના ચાર મંત્રીમાંનો એક. ( ૩ ) ૬૧૯
**બુદ્ધિસમુદ્ર**—નંદિવર્ધનને કળાનો અભ્યાસ કરાવનાર કળાચાર્ય. ( ૩ ) ૩૫૦
**બુધ**—ધરાતળના શુભવિપાક—નિજસાધુતાનો પુત્ર. વિમળને ઉપદેશ
કરનાર આચાર્ય. ( ૫ ) ૧૨૮૫
**બુધનંદન**—સાહ્લાદપુર બહાર ઉદ્યાન. ઘનવાહન અકલંકનું ક્રીડાંગણ. (૭) ૧૬૫૬
**બુધાચાર્ય**—લબ્ધિસંપન્ન મહાત્મા સાધુ. વિમળ અને રત્નચૂડને
ધર્મ બતાવનાર. ( ૫ ) ૧૧૯૦
**બેઇંદ્રિય**—દારુના પીઠામાં વસનાર તેર પ્રકારના લોકો પૈકી ચોથો
પ્રકાર. ( ૭ ) ૧૬૭૫
**બોધ**—મનીષીનો અંગરક્ષક. સ્પર્શનના મૂળની શુદ્ધિ કરનાર. ( ૩ ) ૩૮૪
**બૌદ્ધ**—મિથ્યાદર્શનના હાથ નીચે માનવાવાસમાં આવેલું આંતરનગર.(૪) ૧૦૨૧
,, માનવાવાસના **બૌદ્ધ** નગરમાં રહેનારા લોકો. ( ૪ ) ૧૦૨૧
**બ્રહ્મચર્ય**—યતિધર્મની આજુબાજુ બેઠેલ દશ મનુષ્યો પૈકીનો એક.
નં. ૧૦. ( ૪ ) ૧૦૭૭
,, ( સ્થૂળ ) ગૃહિધર્મનો પરિવાર. બારમાંનો નં. ૪. ( ૪ ) ૧૦૮૦
,, ચિત્તવાનરના છુપાઇ રહેલા પરિવારમાં વાનરબચ્ચું. ( ૭ ) ૧૭૫૯
**બ્રહ્મરતિ**—શુભ્રચિત્તના સદાશય—વરેણ્યતા રાજારાણીની એક દીકરી.(૬) ૧૫૫૪
**બ્રાહ્મણ**—મુનિરાજો. દારુના પીઠામાં રહેનાર છતાં દારુ નહિ પીનાર.(૭) ૧૬૭૧
**ભદ્રા**—ધાતકીખંડના શંખનગરના રાજા મહાગિરિની રાણી. સંસારી-
જીવ **સિંહ**ની માતા. ( ૮ ) ૧૯૫૬
**ભદ્રિલપુર**—માનવાવાસે નગર. સંસારીજીવ **વિશદ**નું જન્મસ્થાન. (૭) ૧૮૪૨
**ભય**—મકરધ્વજના સિંહાસન નજીક બેઠેલ પાંચ મનુષ્યોમાંનો ત્રૂજતો
પુરુષ. ( ૪ ) ૮૭૪

ભય–ભવચક્રના કર્મચારી ( ૭ ) ૧૬૮૨
ભરતક્ષેત્ર–મનુજગતિના ધાતકીખંડનો એક ભાગ ( ૮ ) ૧૯૫૬
ભારતી–મહાસમુદ્રે મનોરથોનું રૂપક ( ૭ ) ૧૭૧૦
ભવ–નગર ભદ્રગુપ્તના નિર્મમતિનું સ્થાન ( ૫ ) ૧૨૬૨
,, રેંટ તૃતીય મુનિનું વૈરાગ્યકારણ ( ૭ ) ૧૬૮૨
ભવચક્ર–આદિમત વગરનું મહાન નગર ( ૪ ) ૯૦૯
ભવજંતુ–સ્પર્શનસંગમુક્ત મોક્ષગામી મહાપુરુષ ( ૩ ) ૩૭૬
ભવપાત [?] સ્નેહરાગ–રાગકેસરીનો મિત્ર ( ૮ ) ૮૬૪
ભવસ્થા–ગોત્રની પત્ની ભાવક ( ૪ ) ૮૭૬
ભવિતવ્યતા–સંસારીજીવની પત્ની ( ૨ ) ૫૦૮
ભવ્યપુરુષ–કર્મપરિણામ-કાળપરિણતિનો પુત્ર ( ૫ ) ૨૭૧
ભાનુપ્રભ–ગાંધર્વપુરના નાગકેસરી વિદ્યાધર રાજાનો મદનમંજરીના
સ્વયંવરમાં આવેલ પુત્ર ( ૮ ) ૧૮૬૩
ભાવમુખ–ચારિત્રધર્મરાજના ચાર મુખો પૈકીનું ચોથું મુખ ( ૪ ) ૧૦૬૦
ભાષા–દ્વિતીય સમિતિ આઠ પ્રવચન માતામાંની બીજી ( ૮ ) ૧૯૪૮
ભીમરથ–સુકચ્છવિજયના હરિપુરનો રાજા, મહાભદ્રા-પ્રજ્ઞાવિશા-
ળાનો પિતા ( ૮ ) ૧૯૮૦
ભુજંગતા–મદનાં મિત્ર ઘ્રાણની દાસી ( ૫ ) ૧૨૮૯
ભુજપરિસર્પ–પંચાક્ષપશુસંસ્થાનનો લોકવિભાગ ( ૨ ) ૩૨૫
ભુવનપતિ–વિબુધાલયમાં સંસારીજીવનો સ્વાંગ ( ૭ ) ૧૮૧૯
ભુવનોદર–વેલહલ અંતરંગથાનું અંતરંગ નગર અનાદિ રાજાની
રાજધાની ( ૪ ) ૮૨૦
ભૂતળ–વિચક્ષણાચાર્યનું જન્મનગર મલસંચય રાજાની રાજધાની (૪) ૭૬૩
ભોગતૃષ્ણા–અંતરના શરીરમાંથી નીકળેલ કુરૂપ સ્ત્રી ( ૩ ) ૪૯૧
,, વિષયાભિલાષ મંત્રીની પત્ની સ્પર્શન રસનાદિની માતા (૪) ૮૮૬
ભોગસ્નેહ–વિષયવૃક્ષ નીચે આવતા ચિત્તવાનર પર પડતા જળ-
બિન્દુ ( ૭ ) ૧૭૪૧
ભોગલોલુપતા–ભવચક્રની અક્લિષ્ટચિત્તના મળને ખાલી થવાની
નીક ( ૭ ) ૧૬૮૩
ભોગિની–જયપુરના મંડલ શેઠની ભાર્યા ધનશેખરની માતા ( ૬ ) ૧૪૭૬
ભોગોપભોગવિરમણ–ગૃહિધર્મનો પરિવાર બાર પૈકી નં ૭
બીજું ગુણવ્રત ( ૪ ) ૧૦૮૩

**શીલમુખ**–ચારિત્રધર્મરાજના ચાર મુખો પૈકીનું બીજું મુખ. (૪) ૧૦૬૦
**શુક્લ**–કાયારૂપ ઓરડાના ગર્ભગૃહમાં રહેનારી ૭ નોકર સ્ત્રીઓમાંની છઠ્ઠી ( લેશ્યા ). ( ૭ ) ૧૭૫૨
,, શુક્લપુરુષ. સમાધિનું રૂપક, શુક્લ લેશ્યાથી પોષિત. (૮) ૧૯૮૧
**શુક્લધ્યાન**–સબીજયોગ માર્ગ પછી આવતો ૬ ઠો ઢોલક. નાની કેડી, નિર્વૃત્તિને માર્ગે. ( ૬ ) ૧૬૦૭
,, આંતર પરિવારે ચિત્તવાનરને કરેલું શાંત વિલેપન. (૭) ૧૭૫૯
**શુદ્ધતા**–વિશદમાનસના શુભાભિસન્ધિની રાણી. ઋજુતાની માતા. (૫) ૧૩૨૯
**શુદ્ધાભિસન્ધિ**–શુભ્રમાનસ આંતર નગરનો રાજા. મૃદુતા સત્યતાનો પિતા. ( ૪ ) ૧૧૧૭
**શુભકાનન**–સોપારક નગરની બહાર ઉદ્યાન. વિભૂષણનું ક્રીડાંગણ. સુધારૂપાચાર્યની ઉપદેશભૂમિ. ( ૭ ) ૧૮૩૯
**શુભપરિણામ**–ચિત્તસૌંદર્ય નગરનો રાજા. અંતરંગ. ( ૩ ) ૩૬૨
**શુભવિપાક**–ધરાતળ નગરનો રાજા. બુધનો પિતા. ( ૫ ) ૧૨૮૫
**શુભસુંદરી**–મનીષીની માતા–કર્મવિલાસની પત્ની. ( ૩ ) ૩૭૪
**શુભાચાર**–ઋજુ–પ્રગુણાનો નાનો પુત્ર. ( ૩ ) ૪૨૮
**શુભાભિપ્રાય**–વિમલમાનસના રાજા. ધિષણાના પિતા. બુધના સસરા. (૫) ૧૨૮૬
**શુભાભિસન્ધિ**–વિશદમાનસનગરનો રાજા. ઋજુતા ને અચૌર્યતાનો પિતા. ( ૫ ) ૧૩૨૯
**શુભાશય**–ચારિત્રરાજના લશ્કરમાં બહાદુર લડવૈયા. ( ૬ ) ૧૫૬૧
**શુભોદય**–ભૂતળનગરના મલસંચય રાજાનો દીકરો. વિચક્ષણનો પિતા. (૪) ૭૬૩
**શુભ્રચિત્ત**–અંતરંગનગર. સદાશય રાજાનું ધામ. ( ૬ ) ૧૫૫૪
**શુભ્રમાનસ**–શુદ્ધાભિસન્ધિ રાજાનું આંતરનગર. ( ૪ ) ૧૧૧૭
**શૂર**–શરના દીકરાનો ખૂની જડ. જડનો ખૂની શર ક્ષત્રીય. ( ૪ ) ૧૧૦૬
**શૂરસેન**–કનકચૂડ રાજાનો ચોથો મંત્રી. વરવા આવેલ રાજકન્યાનું કુશાવર્તપુરે આતિથ્ય કરનાર. ( ૩ ) ૫૬૯
**શેખરપુર**–નરસુંદરીના પિતા **નરકેસરીનું** રાજનગર. ૭૨૫
**શૈલરાજ**–દ્વેષગજેન્દ્ર–અવિવેકિતાનો પુત્ર. રિપુદારણનો મિત્ર. ( ૪ ) ૭૦૫
**શૈલેશી**–નિર્બીજયોગ રસ્તા પછી આવતો રસ્તો. નિર્વૃતિને માર્ગે. (૬) ૧૬૦૮
**શોક**–તામસચિત્ત નગરના અધિકારી મતિમોહને મળવા આવેલ મિત્ર. (૪) ૭૯૬
,, મકરધ્વજના સિંહાસન પાસે બેઠેલ પાંચ મનુષ્યો પૈકીનો એક પુરુષ. ૮૭૫

# વિષયાનુક્રમ



## ઉપમિતિ ભવપ્રપંચા કથા-ભાષાન્તરના ત્રણ ભાગમાં આવેલા વિષયોની અનુક્રમણિકા



(તા૦ પૃષ્ઠસંખ્યા ભાષાંતરની છે પ્રથમ વિભાગની બીજી આવૃત્તિ વાપરી છે. બીજા અને ત્રીજા વિભાગની પહેલી આવૃત્તિ વાપરી છે કૌંસમાં આઠ પ્રસ્તાવ પૈકી જેટલામો હોય તે મૂક્યો છે )

